કંઇક ઘૃણા હતી. આથી તે ગર્વમાં આવી બોલી ઉઠયો કે હું આ સમસ્ત સિદ્ધાન્તને આ ગ્રામ્ય ભાષામાંથી સંસ્કૃતબદ્ધ કરીશ. વૃદ્ધવાદિ ગુરૂને પ્રાકૃતની આવી નિન્દા અસહ્ય હતી. તેમણે કહ્યું: "બાલ, સ્ત્રી, મન્દ, મૂર્ખ આદિ સર્વે ચરિત્રના આકાંક્ષીઓના ઉપકારાર્થે તત્ત્વજ્ઞોએ સિદ્ધાંન્તને પ્રાકૃતમાં રાખ્યા છે:--

**बालस्त्रीमन्दमूर्खाणां नृणां चारित्रकांक्षिणां।**
**अनुग्रहार्थं तत्त्वज्ञैः सिद्धान्तः प्राकृतः कृतः ॥**

તમે પ્રાકૃતની નિન્દા કરી ઘોર પાપ કર્યું." પછી તેમણે આ આ પાપને માટે [2]સિદ્ધસેન દિવાકરને બાર વર્ષ સુધી મૌન રહી પરિભ્રમણ કરવાનું 'પારાંચિક' નામનું પ્રાયશ્ચિત્ત આપ્યું. આથી વિદિત થાય છે કે જૈન આચાર્ય પ્રાકૃતને કેટલું ઉચું સ્થાન આપતા હતા. વિશેષ અગાઉ પૃ. ૫ થી ૮ ઉપર કહેવાયું છે)

૩૮ વિક્રમ સંવત્ થી ત્રણ ચાર સૈકા પહેલાં, પૂર્વ અને ઉત્તર ભારતમાં પ્રચલિત[3] માગધી અને અર્ધ-માગધી ભાષાઓના જ્ઞાનને માટે

---

૨ સિદ્ધસેન દિવાકર અન્ય કોઈ નહિ પણ વિક્રમાદિત્યની સભાનાં નવરત્નો પૈકી 'ક્ષપણક' હતા. એવું ડા. સતીશચન્દ્ર વિદ્યાભૂષણનું અનુમાન છે જુઓ તેનો ગ્રંથ નામે Midaeval School of Indian Logic. જૈન કથાઓમાં એ પ્રસિદ્ધ છે કે તેણે મજકુર પ્રાયશ્ચિત્ત પૂરૂં કરતી વખતે પરિભ્રમણ કરતાં કરતાં દિવાકરજી ઉજ્જૈન આવી પહોંચ્યા ને ત્યાં 'મહાકાલ'ના મંદિરમાં એક અતિશય બતાવી તેમણે વિક્રમાદિત્ય રાજાને જૈન બનાવ્યો.

૩ આ ભાષાઓ સંબંધે વાંચો વિચારો પંડિત બહેચરદાસજીના લેખ (૧) ગૂજરાતી ભાષા (આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૫ ની પ્રસ્તાવના) (૨) જૈન આગમ સાહિત્યની મૂળ ભાષા કઇ-અથવા અર્ધ માગધી એટલે શું (જૈન સાહિત્યસંશોધક ભાગ ૧ અંક ૧) (૩) પ્રાકૃત ભાષા અને સાહિત્ય (આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા પૃ. ૧૯૫ થી ૨૩૧) (૪) અર્ધ માગધી ભાષા (પુરાતત્ત્વ પુ ૩ અંક ૪ પૃ. ૩૪૯ થી ૩૬૬) (૫) તેમનું પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ [પ્ર૦ ગૂજરાત વિદ્યાપીઠ] તથા [૬] મુનિ શ્રી કલ્યાણવિજયજીના લેખ નામે માગધી ભાષા [જૈનયુગ પુ. ૧ અંક ૧ અને ૨]

આપણે જૈન શ્વેતામ્બર સંપ્રદાયનાં સૂત્ર ગ્રંથોનું અવલોકન કરવું જોઇએ. આ ગ્રંથો વિક્રમની પાંચમી શતાબ્દિમાં દેવર્દ્ધિ ગણિ ક્ષમાશ્રમણના પ્રમુખપદે સૌરાષ્ટ્ર-વલ્લભીપુરમાં મળેલી જૈન પરિષદ્‌મા લિપિબદ્ધ કરવામાં આવ્યા હતા. આ કારણે તેની ભાષા કંઈક વિકૃત થઇ છે તોપણ તે વિક્રમપૂર્વની કેટલીક શતાબ્દિઓની ભાષા સમજવામાં ઘણી સહાયક થઇ શકે છે આ કાલની ભાષાનું રૂપ બૌદ્ધોના 'પાલી' ગ્રથો અને અશોકની ધર્મલિપિઓથી પણ થોડું ઘણું જ્ઞાત થાય છે. આથી અગાઉ વિક્રમ સંવત્‌ના પ્રારંભથી સાતમી આઠમી શતાબ્દિ સુધીની ભાષાઓના જ્ઞાન માટે આપણે દિગમ્બર અને શ્વેતામ્બર આચાર્યોના રચેલા શૌરસેની, મહારાષ્ટ્રી અને મિશ્રિત પ્રાકૃતના અનેક ગ્રથોને જોવા ઘટે. આ સર્વગ્રંથ ગાથાબદ્ધ છે અને તેનો વિષય ધાર્મિક છે. દિગમ્બર જૈનોનાં કુન્દકુન્દાચાર્ય સ્વામી કાર્ત્તિકેય વર્દ્ધકેર આદિ કવિઓના ઘણાક ગ્રંથ તેમજ શ્વેતામ્બરાચાર્ય વિમલસૂરિનુ પઉમચરિયમ્ હરિભદ્રસૂરિની સમરાઇચ્ચ કહા, દાક્ષિણ્યાંકસૂરિની કુવલયમાલા રચ્યાં સં. ૮૩૫ આદિ ગ્રંથ આ કાલની ભાષાના વિજ્ઞાનને માટે અત્યન્ત ઉપયોગી છે. નવમીથી સોલમી શતાબ્દિ સુધી જૈન આચાર્યો દ્વારા રચેલા સેકડો ગ્રંથ એવા છે કે જે દેશની આધુનિક ભાષાઓ-હિન્દી, ગૂજરાતી, મારવાડી, મરાઠી આદિના ઇતિહાસ અને વિજ્ઞાન માટે ઘણા ઉપયોગી છે એટલુંજ નહિ પરન્તુ બહુ આવશ્યક છે. આ અધિકાંશે કથાવિષયક હોવાથી સર્વને માટે રૂચિકર થઇ શકે તેમ છે, અને તેનાથી દેશની તાત્કાલિક ઘણી ઐતિહાસિક સામગ્રી પણ એકઠી કરી શકાય તેમ છે. અપભ્રંશ શબ્દ ઘણો ભ્રમોત્પાદક છે. તેથી જે 'અપભ્રશ'થી અહીં તાત્પર્ય છે તેને સ્પષ્ટ કરી દેવો આવશ્યક પ્રતીત થાય છે, 'અપભ્રશ'નો શબ્દાર્થ વિકૃત ભ્રષ્ટ અથવા બગડેલી થાય છે. આ શબ્દ ઘણા કાલથી એક ખાસ 'પ્રાકૃત' ભાષાનો બોધક થયેલો છે. વરરૂચિ 'પ્રાકૃત-પ્રકાશ' નામના વ્યાકરણમાં તો 'અપભ્રંશ' ભાષાનો ઉલ્લેખ આવ્યો નથી પરતુ આજથી લગભગ બે હજાર વર્ષ પૂર્વના એક પ્રાકૃત વ્યાકરણના કર્ત્તા જૈનાચાર્ય 'ચંડે' આ

ભાષાનો ઉલ્લેખ કર્યો છે અને તેનું વિશેષ લક્ષણ કેવલ એક સૂત્રમાં આપ્યું છે. (જુઓ ડા. આર. હોર્નલ સંશોધિત કલકત્તા ૧૮૮૦ વાળી પ્રાકૃત લક્ષણની આવૃત્તિમાં પ્રસ્તાવના તથા મૂળ-**न लोपोऽपभ्रंशेऽधो रेफस्य** ૩-૩૨૦ પરંતુ ડા. ગુણે ચંડનો કાલ ઈ. સ. છઠા સૈકા પછીનો આપે છે.) કિન્તુ આ અપભ્રંશ અને નવમી દશમી શતાબ્દિની અપભ્રંશમાં બહુ અંતર છે. ડૉ. હૉર્નલનું અનુમાન છે કે 'ચંડના સમયની 'અપભ્રંશ'ના ઉદાહરણ રૂપે આપણે અશોકની જે પ્રશસ્તિઓ શાહબાજગઢી અને 'મન્સહરા'ની શિલાઓ પર ખોદેલી મળે છે અને જેની ભાષાને સર કનિંગહામે ઉત્તરી-ભાષા ( northern dialect ) કહી છે તે પ્રશસ્તિઓને ગણી શકાય તેમ છે. આ ભાષા થોડી ઘણી માગધીનાજ જેવી છે. વિશેષ ભેદ કેવલ એટલોજ હતો કે માગધીમાં 'ર' ને સ્થાને 'લ' આદેશ થતો હતો પરંતુ અપભ્રશમાં 'ર' જ રહેતો હતો. પરન્તુ નવમી શતાબ્દિના પછીની અપભ્રશ પ્રાકૃતમાં કેટલીક એવી વિશેષતાઓ છે કે જે તેથી પૂર્વની પ્રાકૃત ભાષાઓમાં જણાતી નથી.

૩૯. આ વિશેષતાઓ મુખ્યપણે ચાર છે.

(૧) કારક અને ક્રિયા વિભક્તિઓની ઘણી ખરી મન્દતા. ક્રિયાપદોમાં રૂપ બનાવવામાં પ્રત્યયો લગાડવાની મંદતા. ભાષા લગભગ પ્રત્યય વગરની વલણ પકડતી જાય છે.

(૨) ઘણા એવા દેશી શબ્દો અને રૂઢ શબ્દોનો પ્રયોગ કે જેના સમાન-રૂપ શબ્દો સસ્કૃતમાં મળતા નથી.

(૩) ઘણા નવા છંદો ઉદ્ભવે છે. બીજી પ્રાકૃતમાં આર્યા-ગાથા કે શિષ્ટ સંસ્કૃત છંદો સિવાયના અન્ય છંદો સામાન્ય રીતે દેખાતા નથી પણ અપભ્રંશમાં અસંખ્ય નવા છંદો વપરાયા અને તે અક્ષરમેળ છંદો વપરાયા-માત્રામેળ છંદો કે જે વૈદિક કવિતામાં જોવામાં આવે છે તે નહિ. આ અસંખ્ય નવા છંદોનાં લક્ષણો તથા ઉદાહરણો 'પ્રાકૃત-પિંગલમાં મળી આવે છે.

(૪) પ્રાસબંધ છંદનો પ્રાદુર્ભાવ. તેવા પ્રાસાનુબંધ છંદ પહેલી વખતજ અપભ્રંશમાં મળી આવે છે.[૪]

આમાંની પહેલી અને બીજી વિશેષતાઓ તો કેટલેક અંશે તેનાથી પૂર્વની પ્રાકૃત ભાષાઓમાં મળી આવે પણ ચોથી વિશેષતાનું ઉદાહરણ તેનાથી પૂર્વે મળતું નથી.

પ્રાસાનુબંધ છંદનો પૂર્ણ વિકાસ આધુનિક ભાષાઓમાંજ જોવામાં આવે છે. કેટલાક લોકોનો એવો ખ્યાલ છે કે પ્રાસાનુબંધ છંદનો પ્રયોગ ભારતીય કવિઓએ મુસલમાનો પાસેથી લીધો છે. આ મતથી વિરૂદ્ધ આ સમયે કંઇ પણ નિશ્ચિત રીતે કહી શકાતું નથી, પણ સંસ્કૃત અલંકાર નામે પાદાન્તયમકમાંથી તેનો જન્મ થયો હોય તે વિશેષ સંભવિત છે. વિક્રમની છઠ્ઠી સાતમી સદીની પૂર્વથીજ અરબ નિવાસીઓનું પશ્ચિમ ભારતમાં ઘણું આવાગમન થયું છે. મહમદ બિન કાસમની ગૂજરાત પર ચડાઇ ઇ. સન ૭૦૭ માં થઇ હતી અને અત્યાર સુધી પ્રાપ્ત થયેલ અપભ્રંશ ભાષાનું સાહિત્ય, દેશના આ ભાગ–ગૂજરાતના કવિઓ દ્વારા રચાયેલું સિદ્ધ થાય છે, આ વાતનો બરાબર નિર્ણય કરવા માટે આપણે આપણા સાહિત્યની પૂર્ણ મીમાંસા કરવી જોઇએ અને આ વાતનો પણ નિકાલ કરવો જોઇએ કે મુસલમાની સાહિત્યમાં પ્રાસાનુબધ કવિતાનો પ્રચાર ક્યારથી જણાય છે. આ પ્રશ્ન ઘણો મહત્વનો છે."

## પ્રકરણ ત્રીજું.

### અપભ્રંશ અને તેની જીવંતતા.

૪૦. સ્વ. સાક્ષર ચીમનલાલે અપભ્રંશ એ મથાળા નીચે 'સાહિત્ય' માસિકમાં લખતાં જણાવ્યું હતું કેઃ—

---

૪ શિષ્ટ સંસ્કૃતનાં પ્રાસાનુબંધ છંદનો મળતો એકજ પ્રકાર પાદાન્તયમક નામના અલંકારમાં મળી આવે છે (દંડિના કાવ્યાદર્શ પ્રકરણ ૩ પારાગ્રાફ ૪૧. ૪૪) એ ઘંસવિત છે કે આ અલંકારમાંથી પ્રાસ મેળવવાનું જન્મ્યું હોય.

"વૈયાકરણોએ છ મુખ્ય ભાષાઓ ગણાવી છે. સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, પિશાચિકા, માગધી અને સૂરસેની.

संस्कृतं प्राकृतं चेवापभ्रंशोथ पिशाचिका ।
मागधी सूरसेनी च भाषाः षट् संप्रकीर्तिताः ॥

વાગ્ભટ્ટાલંકારમાં સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને પિશાચિકા (ભૂતભાષિત) એમ કાવ્યની શરીરભૂત ચાર ભાષાઓ ગણેલી છે:

संस्कृतं प्राकृतं तस्यापभ्रंशो भूतभाषितम् ।
इति भाषाश्चतस्रोपि यान्ति काव्यस्य कायताम् ॥ २-१

અહીંઆ अपि શબ્દથી ટીકાકારો मागधी અને सूरसेनीનો અંતર્ભાવ કરે છે. एका भाषा अपभ्रंशः हरिविजयादि...चतस्रोपि भाषा=काव्यशरीरप्राप्ता इत्यर्थः જે જે દેશોમાં અપર ભાષાથી અમિશ્રિત શુદ્ધ ભાષા તે અપભ્રંશ એવી વ્યાખ્યા વાગ્ભટ્ટ આપે છે.

अपभ्रंशस्तु तच्छुद्धं यद्यद्देशेषु भाषितम् ।

તે તે કર્ણાટ પાંચાળાદિ દેશોને વિશે બોલાતી શુદ્ધ બીજી ભાષાથી અમિશ્રિત ભાષા તે અપભ્રંશ. જે દેશને વિષે સ્વભાવથી જે ભાષા બોલાય છે તે અપભ્રંશ. માગધી અને સૂરસેનીનો પણ આમાંજ અંતર્ભાવ થાય છે.

यत्तेषु तेषु कर्णाटपाञ्चालादिषु देशेषु शुद्धमपरभाषादिभिरमिश्रितं भाषितं सोपभ्रंशः । यस्मिन्देशे स्वभावतो या भाषोच्यते सोपभ्रंशो भवतीत्यर्थः । मागधी सूरसेनी चात्रैवान्तर्गता ॥

૪૧. વાગ્ભટ્ટના કાવ્યાનુશાસન ઉપર ભટ્ટારક નરેન્દ્રકીર્તિના શિષ્ય

શ્રેષ્ઠિ પોમરાજના પુત્ર વાદિરાજની ટીકામાં ૨૭ અપભ્રંશ ભાષાએ ગણાવી છે.

व्राचंडो लाटवैदर्भावुपनागरनागरौ ।
वार्बरावंत्यपांचालटाकमलयकैकयाः ॥
गौडोद्रदैव पाश्चात्यपांड्य कौंतलसिंहलाः ।
कालिंगप्राच्यकर्णाटकांच्य द्राविडगौर्जराः ॥
आभीरो मध्यदेशीयः सूक्ष्मभेदव्यवस्थिताः ।
सप्तविंशत्यपभ्रंशा वैडालादिप्रभेदतः ॥

આ શ્લોકો ટીકાકારે કયા ગ્રંથમાંથી લીધેલા છે તે જણાવેલું નથી, તેજ ટીકાકારે પિશાચિકાના ૧૧ ભેદ ગણાવેલા છે.

कांचीदेशीयपांड्ये च पांचालं गौडमागधम् ।
व्राचंडं दाक्षिणात्यं च सौरसेनं च कैकयम् ॥
शावरं द्राविडं चैव एकादश पिशाचजाः ।

આ ઉપરથી જણાય છે કે એકજ દેશમાં (ઉદાહરણ તરીકે **व्राचंड**) અપભ્રંશ અને પૈશાચિકા બન્ને ભાષાઓ બોલાતી હતી. **पैशाचिका** એ પિશાચોની–ભૂતોની ભાષા હતી. એટલે તે દેશોની મુખ્ય ભાષા અપભ્રંશ હશે, પરંતુ પિશાચ લોકો પૈશાચિકા બોલતા હશે. માર્કંડેયના પ્રાકૃત સર્વસ્વમાં તથા કૃષ્ણમિશ્રની પ્રાકૃત ચંદ્રિકામાં પણ ઉપરના અપભ્રંશ સંબંધી શ્લોકો ઉતારેલા છે.

૪૨. માર્કંડેય આ સતાવીશ ભેદોમાંથી **व्राचंड, उपनागर** અને **नागर**ને મુખ્ય ગણીને બીજાઓને સૂક્ષ્મ ભેદને લીધે પૃથક્ ગણેલા નથી. ઉપરના ત્રણ મુખ્ય અપભ્રંશોનું તેણે વર્ણન કરેલું છે અને બીજાઓની તો ફક્ત ખાસીયતો જણાવી છે.

प्रामाणिकाः पौराणिकाः स्मार्ता भिषजो मौहूर्तिका अन्येपि तथाविधाः । पूर्वेण प्राकृताः कवयः । ततः परं नटनर्त्तक-गायनवादक वाग्जीवन कुशीलवतालवचरा अन्येपि तथा-विधाः । पश्चिमेनापभ्रंशिनः कवयः । ततः परं चित्र-लेप्यकृतो मणिक्यबंधक वैकेटिकाः स्वर्णकार वर्धकिलोह-कारा अन्येपि तथाविधाः । इ०

—એટલે મધ્યે રાજ્યાસન, તેની ઉત્તરે સંસ્કૃત કવિ, અને તેની પાસે વૈદિક, નૈયાયિક, પૌરાણિક આદિ પડિત લોક, પૂર્વે પ્રાકૃત કવિ અને તેની પાસે નટ, નાચનારા, ગાનારા, વગાડનારા આદિ કલાવન્ત લોક. પશ્ચિમે અપભ્રશ કવિ અને તેનો પાસે ચિત્ર કરનાર–રંગ પૂરનાર, રત્નકાર આદિ કસબી લોક અને સોની, સુતાર, લુવાર આદિ કાર–કારીગર ઇત્યાદિ.

૪૪. આ સભાની રચના કાલ્પનિક હોય તો પણ પ્રત્યેક સાહિત્ય ભાષાના કવિની પાછળ તે ભાષા જેઓમાં વ્યવહાર સાધન રૂપે બોલાતી લાગે છે તેના લોક રાજશેખરે બેસાડયા છે, એ તે પરથી સ્પષ્ટ જણાય છે. સંસ્કૃત કવિ પાછળ પંડિતોનું પૂર, પ્રાકૃતિ કવિ પાછળ જે નાટકમાં પ્રાકૃત વપરાય છે તેનો લગતા નટાદિનું મૂકવું, અને અપભ્રંશ કવિ પછવાડે માત્ર વણિગ્વર્ગ અને કારીગર આદિનો વર્ગ—અર્થાત્ સામાન્ય જનસમૂહ-એમ બેસાડવાથી ઔચિત્ય સાધ્યું છે. એમ ન હત તો વ્યાપારી વર્ગ અને ધંધાદારી લોક સંસ્કૃત કવિ પછવાડે શા માટે ન બેસાડયા અથવા નટ નર્ત્તકાદિ કલાવંતોના વર્ગને અપભ્રશ કવિની પાછળ કેમ સ્થાન ન આપ્યું ? એવા પ્રશ્નોનો બીજો સમર્પક ઉત્તર નથી. આ પરથી રાજ-શેખરના સમયમાં સામાન્ય જનસમૂહની બોલી અપભ્રશ હોવાથી તેમનું તેજ ભાષામાં સાહિત્ય હતું એમ માનવામાં હરકત નથી. રાજશેખર ઇ. સ. નવમા શતકના છેવટમાં અને દશમાના આરંભમાં થઇ ગયા.

૪૫. (૨)રૂદ્રટના રૂદ્રટાલંકારના ૨–૧૧ સૂત્ર નામે '**संस्कृतं प्राकृतं**

ચાન્યદપભ્રંશ इति त्रिधा' એ શ્લોક પર પોતાની વૃત્તિમાં ટીકાકાર જૈન **નમિ** સાધુએ અપભ્રંશના જુદાજુદા ભેદ બતાવી તેના લક્ષણ સંબંધે જણાવ્યું છે કે 'तस्य च लक्षणं लोकादेव सम्यगवसेयम्'— એટલે તેનું લક્ષણ લોકો પાસેથી-માંથી જ સારી રીતે સમજી લેવું. પ્રાકૃત સંબંધે બોલતાં તેનું લક્ષણ 'ग्रंथान्तरादवसेयं'-બીજા ગ્રંથોમાંથી જાણી લેવું એમ તે જણાવે છે; આ પરથી 'लोकात्' એટલે પ્રત્યક્ષ લોકવ્યવહાર પરથી, એવું કહેવાનો તેનો ઉદ્દેશ જણાય છે તે સ્પષ્ટ છે. **નમિ** સાધુ ઇ. સ. અગ્યારમા શતકના મધ્યમાં થઈ ગયા. તેના સમયમાં અપભ્રંશ જીવંત હોવા સિવાય તે 'तस्य च लक्षणं लोकादवसेयं' એમ કહે નહિ. આ પરથી અપભ્રંશ ભાષા અગ્યારમા શતકના મધ્ય સુધી ખાસ જીવંત હતી એ કહેવામાં હરકત નથી.

૪૬. (૩) હેમચંદ્રાચાર્યે પોતાના પ્રાકૃત વ્યાકરણના અપભ્રંશ પ્રકરણમાં જે અપભ્રંશનાં ઉદાહરણો અપભ્રંશ કવિતામાંથી આપ્યાં છે તેમાંથી બે મહત્ત્વનાં છે.

(અ) 'બાહ વિછોડિવિ જાહિ તુહું, હઉં તેવઈ કો દોસુ,
હિઅઅટ્ઠિઉં જઈ નીસરહિ, જાણઉં મુંજસું રોસુ,

—(એકમેકના) હાથ છોડી તું જાય છે, તેમ હું પણ જાઉં છું, (તેમાં) કોનો દોષ? પણ હૃદયમાંથી તું જો નીસરી જશે, તો પછી મુંજનો મારા પર રોષ છે એમ હું જાણીશ.

૪૭. આમાં મુંજરાજા પર ફિદા થયેલી તરુણીના તેને અનુલક્ષીને શબ્દો છે. આમાં તેની પ્રશસ્તિ સરખા મહાકાવ્ય જેવો પ્રકાર બીલકુલ નથી. શિવાય કે મુંજ જેવો રાજા બીજો થયો નહોતો કે તેના સંબંધે કોઇ પછીથી પણ કાવ્ય રચે. તેથી મુંજની અને વિશેષતઃ તેના સ્ત્રીલંપટત્વની વાત લોકહૃદયમાંથી ભુંસાઈ નહોતી, તે વખતે લોકમાં રૂઢ થયેલા આ લોકનાં

જ પદ હોય એમ કહેવામાં હરકત નથી. મુંજ ૧૦મા શતકના મધ્યમાં થઇ ગયો તેના પછી થોડા કાળના તરીકે આ પદને સમજીએ, તો દશમા શતકના છેવટે અપભ્રંશ ભાષા લોકમાં પ્રચાર પામી હતી એમ દિસે છે.

૪૮. (ખ) 'રકખઇ સા વિસહારિણી, તે કર ચુંબિવિ જીઉ;
પડિબિંબિ અ મુંજાલુ જેહિં એ ડોહિઉ પીઉ.'

—જેમાં મુંજાલનું પ્રતિબિંબ પડેલું છે તે સ્વચ્છ પાણી જે હાથે પીધું તેનું ચુંબન લઇને તે પાણીવાલી (તરૂણી) પોતાનો જીવ ટકાવે છે.

ગૂજરાતનો રાજા સિદ્ધરાજ જ્યારે સગીર હતો ત્યારે મુંજાલ એ નામનો પ્રસિદ્ધ પ્રધાન સર્વ કારભાર કરતો હતો, તેના સંબંધમાં આ પદ છે. આ પણ ઉપરના પદ જેવું તાત્કાલિક મહત્ત્વનું લોકસુભાષિત છે, અથવા તે પ્રચલિત લોકભાષામાંનું હોવા યોગ્ય છે. આમાં મુંજાલના તરૂણપણાની અલ્લડ વાતનો—અગર એકાદ અપ્રસિદ્ધ તરૂણીના તેના પર થયેલા ગુપ્ત પ્રેમનો ઉલ્લેખ છે. આ પરથી જણાય છે કે મુંજાલના તારૂણ્ય સુધી તો જરૂર અપભ્રંશ જીવંત હતી. સિદ્ધરાજ ઇ.સ. ૧૦૯૪માં સગીર ઉમરે ગાદીપર આવ્યો, તે સમયે મુંજાલ સારી રીતે મોટી ઉમરનો હતો. એટલે કે ઇ. સ. અગ્યારમા શતકના ઉત્તરાર્ધમાં અપભ્રંશ બોલાતી હતી એમ જણાય છે. પછીનાં શતક સંક્રમણનાં હોઇને, તેમાં નવી ભાષાનું રૂપ કાયમ થયું હોવું જોઇએ એમ આપરથી દિસે છે, કારણ કે પછી વિક્રમ ૧૩ મા શતકમાં જૂની ગૂજરાતી ભાષામાં વાંગ્મય ચમકવા લાગ્યું.

૪૯. (ગ) પ્રાકૃતપિંગલ આ નામનો પ્રાકૃત છંદઃશાસ્ત્ર પરનો ગ્રંથ (?) શતકનો છે તેમાં કેટલાંક અપભ્રંશ અને કેટલાંક જૂનાં હિંદી—ગૂજરાતી ઉદાહરણો છે તેમાંથી બેજ અત્ર લેવામાં આવે છે.

(ક) 'કુણણુ ચલતે કુમ્મ ચલઇ પુણવિ અસરણા,
કુમ્મ ચલતે મહિ ચલઇ ભુવણુ ભયકરણા.

મહિઅ ચલંતે મહિહર તહ અ સુરઅણા
ચક્કવઇ ચલંતે ચલ્લાઇ ચક્ક તહ તિહુઅણા.

—કર્ણ (સંગ્રામમાં) ચાલતી વખતે અશરણ (થઇ) કૂર્મ હલે છે, કૂર્મ હલવાથી પ્રાણી માત્રને ભય દેનારી પૃથ્વી હલે છે, પૃથ્વી હલતાં પર્વત ડોલે છે, અને તેથી ( તે પર રહેલ ) સુરગણ હલે છે. ( આ પ્રમાણે ) ચક્રવર્તી ( કર્ણ ) ચાલ્યો તેથી ( દિશાઓનું ) ચક્ર અને ત્રિભુવન ચલાયમાન થાય છે.

૫૦. (ખ) 'જે ગંજિય ગોલા હિવઇ રાઉ, ઉદ્દંડ ઉડ્ડઉ સભઅ પરાઉ;
ગુરૂ વિક્કમ વિક્કમ જિણિઅ જુજ્જ, તા કણ્ણપરક્કમ કોઇ બુજ્જ,

—જેણે ગૌડાધિપતિને ગાંજ્યો, ગર્વિષ્ટ ઉત્કલ (રાજા) ને ભયભીત કરી નસાડ્યો, (જેણે) મોટા પરાક્રમી વિક્રમને યુદ્ધમાં જીત્યો, તે કર્ણના પરાક્રમની બુઝ કોણ કરે ?

૫૧. આમાં કર્ણ તે કલચૂરિ વંશના ચેદિ રાજા ઇ. સ. ૧૧મા શતકના મધ્યના સુમારે થઇ ગયો. પ્રાકૃતપિંગલ-ટીકાનો હસ્તલેખિત ગ્રંથ મળ્યો તે સંબંધી ખુલાસામાં ડૉ૦ સર ભાંડારકર કહે છે કે—

"The last two forms (the Apabhrams'a and the Vernacular forms) must represent the Vernacular speech of the period when the poets wrote, and since they could not have praised the particular princes if they had died and been forgotton at the time when they lived, the conclusion is not un-warranted that the forms of the language used by them were the forms current about the time of Karna i-e. in the first half of the eleventh century, the stage of development at which Vernacular tongues had arrived was still that represented by the Apabhrams'a." (Bhandarkar, Report on the search for Mss 1887–94 p. LXXI ff.) •

—છેલ્લાં બે રૂપો ( અપભ્રંશ અને દેશી ભાષાનાં રૂપો જ્યારે કવિઓએ લખ્યાં તે સમયની દેશી–લોકભાષાનાં પ્રતિનિધિરૂપજ હોવાં જોઇએ. અને તે કવિઓ જ્યારે પોતે વિદ્યમાન હોય ત્યારે તે અમુક રાજાઓ જો મરી જઈ ભૂલાઈ ગયા હોય તો તે વખતે તે રાજાઓનાં ગુણગાન કરી શક્યા ન હોત; આથી એ નિર્ણય પર આવવું અયોગ્ય નથી કે તે કવિઓએ વાપરેલાં ભાષાનાં રૂપો જે વખતે તે રાજાઓ વિદ્યમાન હતા તે વખતના અરસામાં ચાલુ હતાં. આ પ્રમાણે કર્ણના અરસામાં એટલે કે અગ્યારમા શતકના પૂર્વાર્ધમાં જે વિકાસક્રમ પર દેશી ભાષાઓ પહોંચી હતી તે અપભ્રંશ ભાષાનો જ ચાલુ વિકાસ હતો.

આ સર્વ વિવેચન પરથી ઇ. સ. ૧૧મા શતકના મધ્યસુધી અને વિક્રમ બારમા શતક સુધી તો અપભ્રંશ ભાષા બોલાતી હતી એ નિર્વિવાદ દિસે છે. આની પછી નવીન આર્યભાષાનો દેશી ભાષાનો કાળ શરૂ થાય છે એમ કહી શકાય.



# વિભાગ બીજો.

## અપભ્રંશ સાહિત્ય.

### પ્રકરણ પહેલું.

#### દશમી સદી સુધીનું અપભ્રંશ સાહિત્ય.

પર. અપભ્રંશ સાહિત્યનું સખ્યાપ્રમાણ શું છે આ પ્રશ્ન દશક વર્ષ પહેલાં હાસ્યજનક લાગત કારણકે હજુ હમણાં સુધી અપભ્રંશનું જે કંઇ સાહિત્ય વિદ્વાનોને જ્ઞાન અને માન્ય હતું તે ફક્ત એટલું જ હતું કે ૧. કાલિદાસની વિક્રમોર્વશીના ચતુર્થ અંકમાંનું ૨. પિંગલ કૃત કહેવાતું પ્રાકૃત પિંગલ ૩ હેમાચાર્યનું વ્યાકરણ સૂત્ર ૪–૩૨૯ થી ૪૪૬ કે જેમાં તે જૂદાં જૂદાં સ્થળોએથી અપભ્રંશ ટાંકે છે. ૪ હેમાચાર્યનું કુમારપાલ–ચરિત્ર અથવા પ્રાકૃતદ્વાશ્રય કાવ્ય સર્ગ ૮–શ્લોકો ૧૪ થી ૮૨ કે જે પોતાના વ્યાકરણના નિયમોનાં ઉદાહરણ તરીકે મૂકેલા છે ૫ જૈનકથાઓ ૬ જેવી કે કાલકાચાર્ય કહા અને દ્વારાવતીના નાશની કહા અને અહીં તહીં અલંકારના ગ્રંથો જેવા કે સરસ્વતીકંઠાભરણ, અને દશરૂપ અને ધ્વન્યાલંકાર એ બને પરની ટીકાઓમાં મળી આવતી છૂટી ગાથાઓ; આ ઉપરાંત થોડી ગાથાઓ વેતાલ પંચવિંશતિકા, સિંહાસન દ્વાત્રિંશિકા અને પ્રબંધ ચિંતામણિ માંની. આનો ઉપયોગ પિશલે પોતાના વ્યાકરણમાં કર્યો છે. આમાં પહેલાં બે સિવાય સર્વ જૈનો રચિત સાહિત્ય છે.

૫૩ પિશલના વખત પછી શોધખોળ કરતાં અપભ્રશ સાહિત્ય વિશેષ અને વિશેષ જૈનો પાસેથી મળી આવ્યું છે. તેમાં ખાસ કરી ભવિસયત્ત કહા નામનું ધનપાલ કૃત લાંબું કાવ્ય ડા. જેકોબીએ અમ-

દાવાદના રા. કેશવલાલ પ્રેમચંદ મોદી વકીલ પાસેથી પોતાના ભારતના છેલ્લા પ્રવાસ દરમ્યાન તેની એક પ્રત પ્રાપ્ત કરી જર્મની જઇ તેના પર ખૂબ સંશોધન, શોધખોળ કરી, વિવેચન, પ્રસ્તાવના વગેરે લખી મ્યુનિચમાં સન ૧૯૧૮માં છપાવ્યું તેમાં ગૂજરાતી હિંદી આદિ આધુનિક ભાષાની જનની અપભ્રંશ ભાષાનું મહત્વ તેમણે સ્થાપિત કર્યું. ત્યાર પછી અપભ્રંશ સંબંધી હિન્દમાં રસ લેવાવા માંડયો. તેનું કેટલુંક સાહિત્ય સાક્ષરશ્રી સ્વ. દલાલે પાટણ અને જેસલમેરના તેમજ શ્રીયુત હીરાલાલ જૈને કારંજાના જૈન પુસ્તક ભંડારો શોધતાં તેમજ બીજે શોધ કરતાં મળી આવ્યું. આ સર્વની રૂપરેખા સૂચિ સહિત નીચે આપીએ છીએ.

**વિક્રમ ૮ મીથી ૧૦ સદી વચ્ચે.**

૫૪. હાલ અપ્રકટ પણ મોટા બે અપભ્રંશનાં કાવ્યો હમણા એક પુસ્તકભંડારમાં જણાયાં છે, તેનાં નામ **હરિવંશ પુરાણ** અને **પઉમ ચરિય** છે. તેમનું ગ્રંથપ્રમાણ આશરે અઢાર હજાર અને બાર હજાર શ્લોક અનુક્રમે છે. બંનેના રચનારનું નામ **સ્વયંભૂદેવ** છે. તેણે બંને ગ્રંથો અપૂર્ણ મૂકયા હતા ને તેના પુત્ર નામે **ત્રિભુવન સ્વયંભૂએ** તે બન્નેને પૂર્ણ કર્યા હતા. હરિવંશ પુરાણમાં સ્વયંભૂદેવ પોતાને 'ધવલઇય'નો અને પઉમચરિઅમાં 'ધનંજય'નો આશ્રિત તરીકે ઓળખાવે છે. બંને નામો એકજ વ્યક્તિને લાગુ પડતાં હોય એવો સંભવ છે. ત્રિભુવન સ્વયભૂ પોતાને 'બદઇય' કે જે 'ધવલઇય'નો પુત્ર કદાચ હોય) ના આશ્રિત તરીકે ઓળખાવે છે. હરિવંશ પુરાણના અંતભાગમાં સંધિઓ પરથી જણાય છે કે તે ગ્રંથનો એક ભાગ ત્રિભુવન સ્વયંભૂએ લખેલો તે અપ્રાપ્ત થતાં તે ગ્વાલિયરના જસકિત્તિ (યશઃકીર્ત્તિ) નામના સં. ૧૫૨૧ લગભગ થયેલા ભટ્ટારકે પુનઃ સ્થાપિત કર્યો હતો.

૫૫. હરિવંશ પુરાણમાં ભામહ, દંડિ, બાણ, હરિષેણ અને ચૌમુહના ઉલ્લેખ મળે છે અને પઉમચરિઅમાં રવિષેણ, ભામહ અને દંડિના મળે છે. આ બધા ગ્રંથકારો ઇ. સ. ૭ મી સદી પછી વિદ્યમાન જણાયા

નથી. વિક્રમ ૧૧મી સદીના પુષ્પદન્તે પોતે પોતાના મહાપુરાણમાં સ્વયંભૂ-દેવનો ઉલ્લેખ કર્યો છે. આ પરથી એમ નિર્ણય થઈ શકે કે સ્વયંભૂદેવે ઈ. સ. ૭મી અને ૧૦ મી સદી વચ્ચે કોઇ કાળમાં રચના કરી હશે. ઉક્ત **પઉમચરિય** પ્રારંભમાં એ છે કે

મહણવ-કોમલ-કોમલ-મણહર-વર-વહલકંતિ સોહિલ્લં
ઉસહસ્સ પાયકમલં સસુરાસુર વંદિય સિરસા. ૧

દીહર સમાસનાલં સદ્દલં અત્થ કેસરુગ્ઘવિયં,
વુહ મહુયર પીય રસં સયંભુ કવ્વુપ્પલં જયઉ. ૨

તિહુયણ લગ્ગણ ખંભુ, ગુરૂ પરમોઠ્ઠિ નવેપ્પિણુ.
પુણિ અરેભિય રામ કહા, આરિસૂ જોએપ્પિણુ. ૩

× × × ×

ધત્તા

ઇય ચઉવીસ વિ પરમ જિણ પણવેપ્પિણુ ભાવેં
પુણુ અપ્પાણઉં પાયડમિ રામાયણ કાવેં. ૧

વદ્ધમાણ મુહ કુહર વિણુગ્ગિય, રામકહાણઇ એહ કમાગય,
અક્ખર વાસ જલોહ મનોહર, સુયલંકાર છંદ મચ્છોહર.

દીહ સમાસ પવાહા વંકિય, સક્કય પાયય પુલિણાલંકિય
દેસી ભાસા ઉભયં તડુજ્જલ, કવિ દુક્કર ઘણ સદ્દ સિલાયલ.
અત્થ બહલ કલ્લોલાણિટ્ટિય, આસાસય સમતૂહ પરટ્ઠિય,
એહ રામકહ સરિ સોહતી, ગણહર દેવહિં દિઠ વહંતી.

પચ્છઇ ઈંદિભૂઅ આયરિએં, પુણુ ધમ્મેણ ગુણાલંકારયં,
પુણુ એવહિં સંસારારાએં, કિત્તિહરેણ અણુત્તરવાએં.
પુણુ રવિસેણા ચરિય પસાએં, બુદ્ધિએ અવગાહિય કઇરાએં,
પઉમિણિ જણણિ ગબ્ભ સંભૂએ, મારૂએ એવ રૂપ અણુરાએં,
અઇતણુ એણ પઇહિર ગત્તેં, છિવ્વરણાસેં પવિરલ દત્તેં.

ઘત્તા

ણિમ્મલ પુણ્ણ પવિત્ત કહ કિત્તણુ આઢપ્પાઇ,
જેણ સમાણિજ્જંત એણુ, થિર કિત્તિ વિઢપ્પઇ. ૨
બુહયણ સયંભુ પઇ વિણ્ણવઇ, મઇ સરિસઉ, અણ્ણુણ્ણાહિ કુકઇ,
વાયરણું કયાઇ ન જાણિયઉ, ણવ વિત્તિ સુત્ત વક્ખાણિયઉ,
ણઉ પચ્ચાહાર હો તત્તિ કિય, ણઉ સંધિએઉ પરિબુદ્ધિ દિય,
ણ ઉ ણિસુઅઉ સત્ત વિહત્તિયાઉ, છવ્વિહઉ સમા સપઉત્તિયાઉ.
છક્કારય દસલયારણુ સુય વીસોવસગ્ગ પંચય બહુવ,
ણ વલાવલ ધાઉ ણિવાય ગણુ, ણઉ લિંગુ ઉણાઇ ચક્કુ વયણુ
ણઉ ણિસુણિઉ પંચ મહાકવ્વુ, ણઉ ભરહુ ણ લક્ખણુ છંદુ સવ્વુ;
ણઉ વુજ્ઝિઉ પિંગલ પચ્છારૂ, ણઉ ભમ્મહ દંડિય લંકારૂ,
વવસાઉ તોવિ ણઉ પરિહરમિ, વરિ રયડા વુત્તુ કવ્વુ કરમિ

× × × ×

ઇય એત્થ પઉમચરિએ ધણંજયાસિય સયંભુ એવ કએ,
જિણુ જમ્મુપ્પસિઇયં પઢમ ચિય સાહિયં પવ્વં. ૧

× × × ×

ઇય એત્થ પઉમચરિએ, ધણંજયાસિય સયભુ એવ કએ,
જિણવર ણિક્કમણુ ઇમં, વીયં ચિય સાહિયં પવ્વં. સધિ ૨

* * * *

આયરઇ અવરઈ અવિસેસઈ કરિયઈ મુણિગણ સારએણ,
પરમાગમે જહ ઉદ્દિઠ્ઠઈ આસિ સયંભુ ભડાર એણ. ૨૦
ઇય પઉમચરિયસેસે સયંભુ એવસ્સ કહવિ ઉવ્વરિએ,
તિહુઅણ સયંભુ રઇયં સમાણિયં સીયહીવ પવ્વમિણં.
વદંઇ આસિય તિહુયણુ સયંભુ કઇ કહિય પોમચરિયસ્સ,
સેસે ભુવણુ પગાસે તેઆસીમો ઇમો સગ્ગો.
કઇરાયસ્સ વિજય સેસિયસ્સ વિત્થારિઉ જસો ભુવણે
તિહુઅણુ સયંભુણા પોમ ચરિય સેસેણ નિસ્સેસો. સંધિ. ૮૩

* * * *

આ ગ્રંથ ની સં. ૧૫૨૧ માં લખાયેલી પ્રત પૂનાના સર ભાંડા-રકર ઇન્સ્ટીટયુટમાં નં. ૧૧૨૦ સન ૧૮૯૪-૯૭ માં છે,

૫૭. ઉપરોક્ત હરિવંશ પુરાણના નમુના. તેમાં આદિભાગ એ છે કેઃ—

સિરિ પરમાગમ-ણાલુ સયલ કલા કોમલ દલુ,
કરહુ વિહસિણ કણ્ણે જાયવ કુરૂ બકુહુપ્પલુ.
પણમામિ ણેમિ તિત્થંકર હો, હરિબલકુલ-નહયલ-સસહર હો.
તઇલોક્કલચ્છિ લચ્છિય ઉર હો, પરિપાલય અજરામરપુર હો.

× × × ×

ચિંતવઇ સયંભુ કાઈ કરમ્મિ, હરિવંશ મહણ્ણવ કે તરમ્મિ,
ગુરૂવયણ તરંડ ઉલચ્છુ નવિ, જમ્મહો વિલજ્જો ઇઉ કોવિ કવિ.
ણઉ ણાઇ ઉ વાહત્તરિ કલઉ, એકકુવિ ણ ગથુ પરિમોક્કલઉ
તહિ અવસરિ સરસઈ ધીરવઇ, કરિ કવ્વુ દિણ્ણમઇ વિમલમઇ.
ઇંદેણ સમપ્પિઉ વાયરણ, રસુ ભરહેં વાસેં વિચ્છરણ,
પિંગલેણ છંદ પય પચ્છાર, ભમ્મહં દંડિણિહિં અલંકાર.
બાણેણ સમપ્પિઉ ધણ ધણઉ, તં અકખર ઉબરૂ અપ્પણઉ,
સિરિ હરિસેણિંય ણિઉ ણિત્તણઉં, અવરે હિમિ કઇરિં કઇત્તણઉં.
છંડણિય દુવઈ ધુવએહિ જડિય, ચઉમુહેણ સમપ્પિય પદ્ધડિય.
જય ણયણાણંદ જણેરિયએ, આસીસ એ સવ્વહુ કેરિયએ,
પારભિય પુણ્ણ હરિવંસકહા, સસમય પરસમય વિચય સહા.

આ ગ્રથની સ. ૧૫૮૨માં લખેલી પ્રત પણ તે પૂનાની ઉપરોક્ત સસ્થામાં નં. ૧૧૭૭ સન ૧૮૯૧-૯૫ની વિદ્યમાન છે તે પરથી શ્રીયુત નાથુરામ પ્રેમીજીની નોંધમાંથી ઉપરનાં અવતરણો લીધાં છે.

## દશમી સદી.

૫૮. **ધનપાલ કવિ**—તેણે **'ભવિસયત્ત કહા'** અપર નામ 'સુય-પચમી કહા' એ નામનું મહાકાવ્ય બનાવ્યું છે. તે ૨૨ સંધિઓ (પ્રકરણો)માં છે. આ કથામાં ભવિષ્યદત્ત રાજા એ નાયક છે અને તેમાં

કાર્તિક શુકલ પંચમી (જ્ઞાનપંચમી)ના ફલવર્ણન રૂપ વિષય છે. આ ગાયકવાડની ઓરિએન્ટલ સીરીઝમાં ૨૦ મા અંકમાં પ્રસિદ્ધ થઇ ગયેલ છે. કવિ પોતાનો પરિચય ટુંકમાં એ આપે છે કે તે ધક્કડ (ધાર્કટ) વણિકવંશમાં ધનશ્રી માતા અને મહેશ્વર પિતાનો પુત્ર હતો. પોતે શ્રુત–જ્ઞાનમાં સરસ્વતી દેવીનાં પુત્ર હોવાનું જણાવે છે. આ વણિક કવિની કવિતા ધવલ અને પુષ્પદંતની કવિતા જેવી છે. તેની અપભ્રંશ હેમ-ચંદ્રના કરતા વધારે પ્રાચીન લાગે છે. હેમચંદ્રજીમાં દેખાતી એવી વ્યાકરણની વિકૃતિ અને રૂપની બહુલતા તેમાં જણાય છે, એ પરથી જણાય છે કે જ્યારે આ ભાષા બોલાતી બંધ નહિ પડી હોય, ત્યારે તે સમયમાં ધનપાલે આ લખેલ હશે અને હેમચંદ્રજીના સમયમાં તે સાહિત્ય રૂપે વિદ્યમાન રહેવા ઉપરાંત વિકૃતભાષા થઇ ગઇ હશે. આથી તેના અને હેમાચાર્ય વચ્ચે ઓછામાં ઓછું બે સૈકાનું અંતર ગણી શકાય. આ ગ્રંથ ડાક્ટર હર્મન જેકૉબીએ સને ૧૯૧૮ માં મ્યુનિચમાં રોમનલિપિમાં જર્મનભાષામાં ભૂમિકા સહિત પ્રકટ કર્યો છે ને તેમાં અપભ્રંશ સંબંધી અતિ સુંદર, મહત્ત્વપૂર્ણ અને શોધખોળથી યુક્ત વિવેચન વિસ્તારથી કર્યું છે. ત્યાર પછી સ્વ. સાક્ષર ચિમનલાલ દલાલથી સંશોધિત ગાયકવાડ ઓરિયેન્ટલ સીરીઝમાં નં. ૨૦ માં સને ૧૯૨૩ માં બહાર પડેલ છે તેમાં સ્વ. ડા. ગુણેએ જેકૉબીનો આધાર લઇ વિસ્તૃત પ્રસ્તાવના અને વિવેચન અંગ્રેજીમાં કરેલ છે ને તેમાં શબ્દકોશ પણ છેવટે આપ્યો છે. અપભ્રંશનો પહેલો સંપૂર્ણ ગ્રંથ પ્રકાશમાં આજ આવ્યો.

પંદ્ય—આમાંથી એક નમુનો લઇએઃ—

ઢુક્કિવિ સહું જણણિં કિઉ મંતુ, તુરિઉ તાય પરિવઢ્ઢિય તંતુ,
મઈં તં કણયદીઉ પઇસિવ્વઉ, અચ્છઇ તામ એહુ સુહસેવઉ,
તં ણિસુણિવિ પરિવઢ્ઢય મંતિં, કરયલુ વયણિ દિન્નુ વિહસંતિં,
તુડિહિં ચડિવિ જઇ ત કિર કિજ્જઇ, વયણુવિ નઉ કરાલુ જંપિજ્જઇ,
ઓલ્લહિ પુત્ત જેમ અપ્પણાણિઉં, કિં વણિઉત્તહં મગ્ગુ ન યાણિઉ;
સુહિયહિ હિયઉં ણાહિં અપ્પિવ્વઉ, પરિમિતું થોઉ થોઉ જંપિવ્વઉ,

અત્થુ વિઢપ્પઇ વિવિહપયારિહિં, વંચિવિ કરસન્નાસંચારિહિં;
અપ્પુણ્ પક્ખે ભંડુ સલહિવ્વઉ, અણ્ણુહો ચિત્તુ વિચિત્તુ લહેવ્વઉ,
અપ્પુણુ અંગ ણાહિ દરિસિવ્વઉ, અણ્ણુહો તણુઉ પરામરિસિવ્વઉ,
ધત્તા-પરકજ્જે સુણંતુવિ ણઉ સુણઇં, અપ્પણ કજ્જેહો ણઉ ચલઇ,
ણ કલાવઇ કેણુવિ ણિયચરિઉ, પરહો અંગિ પઇસિવિ કલઇ. ૩-૬

—જનની-માતા પાસે જઈ મંત્ર કરી-પૂછગાછ કરી ત્વરિત તાત પાસે ગયો; (કહ્યું કે) તે કનકદ્વીપમા મારે જવુ છે-ને સુખસેવિત સ્થાન છે. તેને આવો વિચાર કર્યો છે એવું જાણી વદનપર કરતલ મૂકી (તાત) હસતો (બોલ્યો). ( એક કુશલ વાણીઓ-વેપારી પોતાના ધંધાના કેવા નિયમો રાખે છે તે અત્ર બતાવે છે. ) જો કઇ ત્રુટિઓ-મુશ્કેલીઓ પ્રાપ્ત થાય-કજીઆ થાય તો એવું ખરેખર કરીએ કે (૧) વચનોમાં કરાલ-કઠોર વદવું નહિ, (૨) હે પુત્ર ! જેમ અજ્ઞાની વાણિજ્યનો માર્ગ જાણતો નથી તેમ બોલજે (૩) સુહદ્-મિત્રને હૈયું આપીશ નહી-ગુપ્ત વાત કરતો નહિ (૪) પરિમિત થોડું થોડું બોલવું (૫) વિવિધ પ્રકારે-હાથની સંજ્ઞા સંચારથી છેતરી અર્થ-પૈસો કમાવો-મેળવવો (૬) આપણા પક્ષના માલની શ્લાઘા કરવી-વખાણ કરવાં, અને અન્યનું ચિત્ત વિચિત્ત કરી નાંખવું (૭) પોતાનું અંગ (પક્ષ, હકીકત) દેખાડવું નહિ, અને અન્યના અંગને ખ્યાલમાં રાખવું-વિચારવું-તેનો પરામર્શ કરવો. (૮ પરકાર્ય સાંભળતાં છતાં ન સુણી-તે પ્રત્યે બહેરા રહી પોતાના કાજ ચલિત ન કરવાં-સ્થિર કરવાં-દઢપણે વળગી રહેવું. (૯) કોઇને પોતાનું ચરિત્ર કળાવવું-જણાવવું નહિ (રખેને કોઈ કળી જાય) અને અન્યનું અગ (પક્ષ-હકીકત) તેમાં પ્રવેશ કરી કળી જવું-જાણી લેવું.

આનાં વિશેષ ઉદાહરણો આ ગ્રથ મુદ્રિત થયેલ છે એટલે તેમાથી જોઈ શકાશે તેથી અત્ર આપ્યાં નથી.

૬૦—**મહાકવિ ધવલ**-પણ દશમી સદીમાં થયો જણાય છે. નિર્ણિત સમય બરાબર કહી શકાતો નથી પરંતુ દશમી સદીથી આગળ તેનો સમય લાવી શકાશે નહિ એમ તો જણાય છે. તેણે ૧૨૨ સંધિમાં

–અધ્યાયમાં અને ૧૮૦૦૦ શ્લોકમાં 'હરિવંશ પુરાણ' રચેલો કારંજા ભંડારમાં જણાયો છે, તેમાં 'મહાવીર' અને 'નેમિનાથ' તીર્થંકરોનાં ચરિત્ર વર્ણવ્યાં છે. મહાભારતની કથા પણ તેમાં છે.

૬૧—આની ભાષાનો પણ થોડો નમુનો લઇએ. કવિ કુંડગ્રામ (મહાવીરના જન્મગ્રામ)નુ વર્ણન કરે છે કેઃ—

જંબૂદીવહિં સોહણુ અસેસુ, ઇહિ ભરતખેત્તિણું સુરણિવેસુ,
ધરહરિહિં સરિહિં સુરઉવવણેહિ, આસિહિ મહિસિહિ પરૂ ગોહણેહિ. ૧
ગામિહિ ગોટ્ટિહિ કોટ્ટહિ પૂરેહિં, વહુ વિહસ્રાયહિ કમલાયરેહિં;
સુપસિદ્ધઉ ભુવણિ વિદેહ દેસુ, ભય રહિઉ પસિદ્ધઉ ણિરવિસેસુ. ૨
તહિં કુંડ મહાપુરૂ ભુવણ સારૂ, ઉત્તંગુ મણોહરૂ તહો પપારૂ;
દૂરહો દીસઈ ઉજ્જલઉ ભાઈ, મણિમંડિય સુરગિરિ સિહરણાઇં. ૩
ખાઇય પૂરિય ણિમ્ભલ જલેણુ, ણું ધિપ્પય ઇરિદિણયર રહેણુ;
ધવલહરિહિ પવલિહિ ગયણિ લગ્ગુ, પુરૂ દીસઈ ણું સુર લોય મગ્ગુ. ૪
દુતિ પંચ સત્ત ભૂમીયરેહિ, જિણ ભવણિહિ ધય ધુવ્વત એહિ,
જાણેવિણુ વીર જિણાગમેણુ, ણું ણું અઇસય તુટ્ટઇ યમેણુ. ૫

ધત્તા.

બહુ ધણ્ણુ બહુ ગુણુ બહુ સુય જુત્તઉ,
તહિં ણિવ સઇ જિણબકખમ ભત્તઉ,
ણિચ્ચ પસાહિય તહ ણરણારિઉ,
ણું સુરલોય મહિહિ અવયારિઉ. ૬

ભાવાર્થ—આ સમસ્ત જંબૂદ્વીપમાં શોભાયમાન, સુરલોકની સમાન ભરતક્ષેત્ર છે. તેમાં પર્વત, નદી, દેવોપવન, આશિખિ, મહિષી અને ગોધન, તથા ગામ, ગોષ્ઠિ, કોટ, પુર અને અનેક વિકસિત કમલાકરોથી (સુસજ્જિત) ભુવન–પ્રસિદ્ધ વિદેહ દેશ છે કે જે ભયથી રહિત અને પૂર્ણ વિખ્યાત છે. આમા 'કુંડ' નામનું એક ભુવન–શ્રેષ્ટ મોટું 'પુર' છે, જેના ઊંચા અને મનોહર ઉજ્જવલ મણિમંડિત પ્રાકાર દૂરથી સુરગિરિ

(સુમેરૂ પર્વત)ની પેઠે ભાસમાન્ જોવામાં આવે છે. (આ પુર)ની ખાઇઓ નિર્મલ જલથી ભરેલી છે.

—ગગનચુંબી ધવલ પ્રાવાલોથી આ પુર એવું દેખાય છે કે જાણે તે સુરલોકનો માર્ગ હોય નહિ. બે બે પાચ પાંચ સાત સાત ભૂમિ (ખંડ) વાળાં જિનમંદિરોની ઉડતી ધ્વજાઓથી જાણે તે નગર વીર જિનેશ્વરનું આગમન થવાનું જાણીને અત્યન્ત હર્ષિત અને સંતુષ્ટ બની રહ્યું હતું.

—આ નગરમાં બહુ ધન, બહુ ગુણ, બહુ શ્રુતથી યુક્ત, જિનવચનનાં ભક્ત, નિત્ય પ્રસન્નચિત્ત નર નારીઓ નિવાસ કરે છે, જાણે તેઓ સુરલોકથી ભૂમિપર ઉતરી આવ્યાં છે.

૬૨—કવિના ગુરૂનું નામ અંબસેન હતું અને સુર નામના વિપ્રનો તે પુત્ર હતો. તેનું નામ દરેક સંધિની છેલ્લી કડીમાં તેમજ ગ્રંથની પ્રસ્તાવનામાં આવે છે, કે જ્યાં બીજા ગ્રંથકારો અને તેમની કૃતિનો ઉલ્લેખ મળે છેઃ—જેમકે ધીરસેન, સમત્તજુત્ત (પ્રમાણ પરના એક ગ્રંથનો કર્ત્તા), દેવનંદિ (જૈનેન્દ્ર વ્યાકરણનો કર્ત્તા) વજ્રસૂરિ (નય પરના એક ગ્રંથનો કર્ત્તા), મહસેન (સુલોચના ચરિતનો કર્ત્તા), રવિષેણ (પદ્મ-ચરિતનો કર્ત્તા), જિનસેન (હરિવંશ પુરાણનો કર્ત્તા) જડિલમુનિ, [વરાંગ ચરિતનો કર્ત્તા], દિનકરસેન (અનંગ ચરિતનો કર્ત્તા), પદ્મસેન, અંધસેન (અમિઆરાહમાનો કર્ત્તા), ધનદત્ત (ચંદ્રપ્રભા ચરિતનો કર્ત્તા), વિંધ્યસેન (ઘણાં ચરિતોનો કર્ત્તા), સિંહનંદિ (અનુપ્રેક્ષાનો કર્ત્તા), સિદ્ધસેન (કે જેણે આગમ ગાયું ને ભવિયવિનોદ સારી રીતે પ્રકાશ્યું), રામનંદિ (ઘણી કથાઓનો કર્ત્તા), આસગ (વીર ચરિતનો કર્ત્તા), ગોવિંદ (સનત્કુમાર ચરિતનો કર્ત્તા), શાલિભદ્ર (જીવ ઉદ્યોતનો કર્ત્તા), ચૌમુહ (પઉમ ચરિઅનો કર્ત્તા) અને દ્રોણ. આ પૈકી ઘણા ગ્રંથકારો અને ગ્રંથો સંબંધી કંઇ જણાયું નથી. જેના ગ્રંથો બહાર આવ્યા જણાય છે તે સર્વ ઇ. સ. ૧૦ મી સદીમાં યા પહેલાં વિદ્યમાન જણાયા છે. જૈનોએ લોકભાષા પર કેટલો પ્રેમ અને ભક્તિભાવ બતાવ્યો છે તે આ પરથી જણાઇ આવે છે.

આ પૈકી સૌથી પાછળ થયેલ વીરચરિત્રનો કર્ત્તા આસગ છે કે જે તે ચરિત્રની કેટલીક પ્રતોપરથી ૯૧૦ ના વર્ષમાં થયેલો દેખાય છે. જો તે વર્ષને વિક્રમ સંવત્ ગણીએ તો ૮૫૩ ઇ. સ. તે ગ્રંથકારનો સમય ગણાય. પણ એ વાત આશ્ચર્યજનક લાગે છે કે ધવલે આદિપુરાણના પ્રસિદ્ધ કર્ત્તા જિનસેન કે જેનો ઉલ્લેખ પુષ્પદંત કરે છે તેનો ઉલ્લેખ કર્યો નથી. ધવલ પુષ્પદતનો પણ ઉલ્લેખ કરતો નથી તેમ પુષ્પદંત ધવલનો કરતો નથી. જો કે બંને ઘણા સારા કવિઓ છે. તેથી એ સંભવિત છે કે તેઓ નજીકના સહયોગી હોય. આથી આ કવિને વહેલામાં વહેલા દશમા સૈકામા મૂક્યો છે. તે મોડામાં મોડો અગ્યારમી સદીમાં થયો હોય.



## પ્રકરણ બીજું.



### અગીઆરમી સદીનુ અપભ્રંશ સાહિત્ય.

૬૩. **સંજમમંજરી** શ્વેતામ્બરાચાર્ય મહેશ્વરસૂરિકૃત છે તેમાં ૩૫ દોહા છંદ છે ને અપભ્રંશમાંજ છે. આ મૂળમાં તેના સંસ્કૃત અનુવાદ સહિત ડૉ. ગુણેએ ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટના 'ઍનલ્સ' માં સને ૧૯૧૯–૨૦ માં વૉ. ૧ ભાગ ૨જામાં પૃ. ૧૫૭–૧૬૬ ઉપર કંઇક વિવેચન સહિત આપેલ છે. તે ૧૧મી સદીમાં થઇ ગયેલ હશે, કારણકે એક મહેશ્વરકૃત પંચમી કહા ( કે જે પણ અપભ્રંશમાં હોવી જોઇએ )ની પ્રત સં. ૧૧૦૯ માં લખાયેલી જેસલમેર ભંડારમા છે તે મહેશ્વર કૃત આ કૃતિ પણ હોઇ શકે. વળી કાલકાચાર્ય સ્થાનક કે જે એક મહેશ્વરસૂરિકૃત છે તેની પ્રત સં. ૧૩૬૫ માં લખાયેલી મળી આવે છે.

૬૪. આ સંજમમંજરી ગાથાઓના નમુના નીચે છે:—

સંજમુ સુરસત્થિહિં પુચ્છઉ, સંજમુ મોક્ખદુવારુ,
જેહિ ન સંજમુ મણિ ધરિઉ, તહ દુત્તર સંસારુ. ૯

સંજમભાર ધુરધરહ, સદ્દુચ્છલિઉ ન જાહ,
નિય જણણી જુવ્વણુ હરણુ, જમ્મુ નિરત્થઉ તાહ. ૩

संयमः सुरसार्थैः श्रुतः संयमो मोक्षद्वारम् ।
यैर्न संयमो मनि धृतः तेषां दुस्तरः संसारः ॥
संयमभारधुरंधरस्य शब्दः उच्चलितो न यस्य
निजजननीयौवनहरणं जन्म निरर्थकं तस्य ॥

—સંયમના સુરસવાળા અર્થ સાંભળ્યા છે. સંયમ મોક્ષદ્વાર છે. જેણે સંયમ મનમાં ધર્યો નથી તેનો સંસાર દુસ્તર છે.

—જે સંયમરૂપી ભાર ધરવા ધુરંધર છે તેનો શબ્દ જેણે ઉંચક્યો—ગ્રહણ કર્યો નથી તેનો પોતાની માતાના જોબનને હરણ કરનારો જન્મ નિરર્થક ગયો.

૬૫—આ ઉપર હેમહંસસૂરિના શિષ્યની કરેલી ટીકા છે તે પણ અપભ્રંશના માટે ઉપયોગી છે. તેની પ્રત સં. ૧૫૦૫ ની મળે છે તેથી તે ટીકાકાર તેની પહેલાં અવશ્ય હોવો જોઇએ. તેમાં અપભ્રંશ અવતરણો ઘણાં છે અને કેટલાંક તો લાંબાં છે. નાનાં સુભાષિતરૂપે છે કે જે ટીકાકારના સમયમાં બહુ સામાન્યરીતે વપરાતાં હોવાં જોઇએ. દાખલા તરીકેઃ—

દિઠ્ઠઈ જો ન વિ આલવઈ, કુસલ ન પુચ્છઇ વત્ત
તાસુ તણઇ ન વિ જાઇઇ, રે હયડા નીસત્ત.
રાસહુ કંધિ ચડાવિયઇ, લબ્ભઇ લત્ત સહસ્સ,
આપહણે કરિ કમ્મડાં, હિયા વિસૂરહિ કસ્સ.
મરણુ તિ બિહઈ બપ્પડા, ધમ્મિ જિ મુક્કા રંક,
સુકિઅ સુસંચિઅ જેહિં પર, તે તિણિવાર નિસંક.

૬૬—એક નગર અને તેનાં ઉપનગરો—પરાંઓનું વર્ણન તેઃ ટીકામાં આ પ્રમાણે છે.—

અહિરામારામવણાઉલાઈ, સુરસુરહિસમાણુય ગોઉલાઈ,
જહિં સયવર બાવીસઇં વરાઈ, વણુસિરીઅ રમણિ કેલીહરાઇં.
મયમત્તય મયગલ ગુલગુલંત, વરતરલતુરય ધપમપધપંત,
જિહિં રહવર ધોરણિ ધડહડંત, ફરફારક પાઇક્ક ધમધમંત.
જહિં કૂવ મણોહર સરવરાઈ, નરનારીજણુ-ધણુ-સુંદરાઈં,
રમણીઅરમણિ જણુ અચ્છરાઇં, જહિં વહઈ સરિઅ કિરિજલહરાઈં.
જહિં વસહિં લોય અટ્ઠારહવન્ન, જહિં પઉણુ-બહત્તરિ-નવરન્ન,
જહિં પવરચહુટ્ટઇં મનવહુટ્ટ, જલથલદીવંતરસત્થઘટ્ટ,
જહિં નાગર-સાગર-કિરિનિવાસ, જહિં લીલ કરઇં લીલાવિલાસ,
જહિં સુંદરમંદિર-દેહુરાઇં, જણુ સિચ્છઇં લચ્છીહર-ધરાઇં.

૬૭. આ પ્રતના ૧૦૬ (૨) પાનાં પર તક્ષશિલાના રાજા નામે ત્રિવિક્રમની કથા આવે છે તે ત્રણ પાનાં સુધી લંબાય છે અને તે જિનનમસ્કારના ફલ પર કથારૂપે છે. તે કથાની શરૂઆત રસિક હોવાથી અત્રે આપી છેઃ—

અત્થિ નામિણ નયરૂ તખસિલ । પડિ-વકખ-વચ્છયલસિલમણિ-સિલોહ-સહ-બદ્દસુરહર, હરિણચ્છિહરિણંકસુહમહિલચક્કચંકમણુમણહર ।

ધણકણુ કંચન-રયણુ-નિહિ, સુરપુરસરિસાયારૂ,
સેસુફણાવલિ કિં ઠિયઉ, પરિરંભિવિ પાયારૂ.

તહિં તિવિક્કમુ ર અત્થિ નરનાહુ । તિઅલોઅવિક્ખાઉ । જસિ દલિય-સયલ-બલિરાયવિક્કમુ સરપંકયસંગહિય મંખનાવઈ તિવિક્કમુ ।

તાસુ મંગલદેવિ પિય, કોમલકમલપયચ્છિ,
રૂવિ વિણિજ્જિય રઇરમણિ, કણયચ્છવિ નં લચ્છિ.

૬૮—'રાસહુ કધિ ચડાવિયઇ' વગેરે તેમ 'દિવસિ પહિલ્લઈ પાહુણુ સોનાસમુ વીકાઇ',—આની જેવાં અપભ્રંશ અવતરણો છૂટાં સુભાષિત ગાથાઓ જેવાં લાગે છે ને તે રચનારના સમયમાં પ્રચલિત હોવાં

જોઇએ તેમજ તે એમ પણ બતાવે છે કે અપભ્રંશનું સાહિત્ય કે જેમાંથી વિશેષ પ્રમાણમાં તે લીધાં છે તે ઘણું સમૃદ્ધ હોવું જોઇએ. આ વાતની ખાત્રી આ લાંબી કથા અપભ્રંશમાં છે તે પણ આપે છે.

૬૯. પ્રસિદ્ધ જૈનબ્રાહ્મણ પંડિત **ધનપાલ** માલવપતિ મુંજ અને ભોજની વિદ્વત્ સભામાં અગ્રણી હતા. તેમણે સં. ૧૦૨૯ માં પાઇય-લચ્છી નામમાલા નામનો પ્રાકૃત કોષ, અને પ્રસિદ્ધ જૈનકથા તિલકમંજરી ભોજના રાજ્યમાં રચી છે.

૭૦. ધનપાલનું **સત્યપુર મંડન મહાવીરોત્સાહ** નામનું એક ૧૫ ગાથાનું નાનું સ્તોત્ર અપભ્રંશમાં છે; આ ધનપાલ ઉપરોક્ત ધનપાલ હોય તો તેનો સમય અગ્યારમી શતાબ્દિ છેઃ—

રખિ સામિ પસરંતુ મોહુ નેહડુય તોડહિ;
સુમ્મદંસણિ નાણુ ચરણુ ભડુ કોહુ વિહોડહિ,
કરિ પસાઉ સચ્ચઉરિ વીરૂ જઇ તુહું મણિ ભાવઇ,
તઈ તુઠ્ઠઇ ધણપાલુ જાઉ જહિ ગયઉ ન આવઈ. ૧૫

[ આ ઉત્સાહની પ્રત સં. ૧૩૫૦ માં લખેલી પાટણના શેઠ હાલાભાઇના ભંડારમાં છે, તે પ્રતમાં સોમનાથ વગેરેના નાશની વાત પણ છે. મહમદ ગીઝનીની સોમનાથપર ચડાઇ સં. ૧૦૮૦ માં થઇ, સં. ૧૦૬૬ પછી ભોજરાજા ગાદીપર આવ્યા; એટલે તે વખતે ધનપાલ કવિ વિદ્યમાન હતા. વળી વિશેષમાં પ્રભાવકચરિતમાં જણાવ્યું છે કે તેણે 'દેવનિમ્મલ'થી શરૂ થતી સાચોર (સત્યપુર) મહાવીર જિનસ્તુતિ રચી હતી—એટલે સાચોરમાં તે ગયેલ હતો એમ જણાય છે. આ પરથી સહીસલામતીથી માની શકાય તેમ છે કે આ ઉત્સાહ પણ પોતાની પાછલી વયમાં-સોમનાથની ચડાઈના સમય આસપાસ આ ધનપાલ કવિએજ રચ્યો હતો, આ પરથી સાચોર ઘણું પ્રાચીન ગામ છે અને ત્યાંની મહાવીરની મૂર્તિ-મંદિર પણ પ્રાચીન છે. ]

૭૧. મહાકવિ પુષ્પદંત—અપભ્રંશ ભાષાના આ મહાકવિ માન્યખેટના રાષ્ટ્રકૂટ વંશી નરેશ કૃષ્ણરાજ (ત્રીજા)ના સમયમાં થયો છે. બીજે ક્યાંકથી આવી તેણે રાજાના મંત્રી ભરતને ત્યાં આશ્રય લીધો અને

તેના કહેવાથી એક 'મહાપુરાણ'-'તિસટ્ઠિ મહાપુરિસ ગુણાલંકાર'ની રચના કરી. આ ગ્રંથ તેરહજાર શ્લોક પ્રમાણ છે અને ૧૦૨ સંધિમાં-પરિચ્છેદોમાં સમાપ્ત થયો છે. તેને બે ભાગ 'આદિપુરાણ'ને 'ઉત્તરપુરાણ'માં વિભક્ત કર્યો છે. તેમાં જિનસેન અને ગુણભદ્રનાં તે નામનાં સસ્કૃત ગ્રંથો છે તેમાં જે વિષય છે તેજ વિષય છે-તેમાં ૨૪ તીર્થંકરો અને અન્ય મહાપુરૂષોનાં જીવન વર્ણવ્યાં છે. તેની રચના શક સં. ૮૮૭ (વિ. સં. ૧૦૨૨)માં આષાઢ શુકલ દશમી દિને (૧૧ મી જુન ૯૬૫ રવિવારે) સમાપ્ત થઈ હતી. તેના પછી રચાયેલાં આ કવિનાં બે બીજાં નાનાં નાનાં કાવ્યો અનુક્રમે ચાર અને નવ સંધિનાં મળ્યાં છે તેનાં નામ 'યશોધર ચરિત્ર' અને 'નાગકુમાર ચરિત્ર' છે. તેની રચના કવિએ ભરતમંત્રીના પુત્ર 'નન્ન'ના કહેવાથી તેનાજ ઘરમાં રહીને કરી છે. કવિએ પોતાના સર્વ ગ્રંથોમાં ભરત અને નન્નની પ્રશંસાનાં ઘણાં ગીત ગાયાં છે. 'મહાપુરાણ' અને 'યશોધર ચરિત્ર'નો પરિચય શ્રીયુત નાથૂરામજી પ્રેમીએ પોતાના એક વિદ્વત્તાપૂર્ણ લેખ દ્વારા કરાવ્યો છે અને તેમાં કંઈ અવતરણો પણ મૂક્યાં છે. (જૈન સાહિત્ય સંશોધક ખંડ ૨ અંક ૧.)

૭૨. તે પૈકી થોડાં અત્ર લઇએ: **'મહાપુરાણ'**માંથી.

ઘત્તા.

ધણુ તણુસમુ મજ્ઝુ ણ તં ગહણુ ણેહુ ણિકારિમુ ઇચ્છમિ,
દેવી સુઅ સુદણિહિ તેણ હઉં ણિલએ તુહારએ અચ્છમિ. ૨૦

મહુ સમયાગમે જાય હે લલિય હેં, બોલ્લઇ કોઇલ અબય કલિયહેં,
કાણણે ચંચરીઉ રુણરુંટઇ, કીર કિણ્ણુ હરિસેણ વિસટ્ટઇ. ૨૧

મજ્ઝુ કઇત્તણુ જિણપય ભત્તિ હેં, પસરઇ ણઉ ણિય જીવિય વિત્તિ હેં,
વિમલ ગુણા હરણંકિય દેહઉ, એહ **ભ**રહ ણિસુણઈ પઇ જેહઉં. ૨૨

કમલગંધુ ધિપ્પઈ સારંગે, ણઉ સાલૂરેં ણીસારંગેં;
ગમણલીલ જા કયસારંગેં, સા કિં ણાસિજ્જઇ સારંગે. ૨૩

વટ્ટિયસજ્જણદૂસણુ વસણેં, સુકઇ કિત્તિ કિં હમ્મઇ પિસુણેં;
કહમિ કવ્વુ વમ્મહ સંહારણુ, અજિયપુરાણું ભવણ્ણવતારણુ. ૨૪

—(કવિ, મંત્રી ભરતને કહે છે) હું ધનને તરણાસમું ગણું છું અને તેના ગ્રહણને ઇચ્છતો નથી. હું અકૃત્રિમ ધર્માનુરાગ—અકારણ પ્રેમ (ણિક્કારિમુ) ઇચ્છું છું; તેટલા માટે (હે) દેવીસુત શ્રુતનિધિ (ભરત!) તમારા મહેલમાં રહું છું.

—મધુ-વસંતનું આગમન થતાં આંબામાં લલિત મહોરકલિકા આવે છે, ત્યારે કોયલ બોલે છે, અને કાનન-વનમાં ભમરા ગુંજારવ કરે છે, ત્યારે કીર-પોપટ (એવો હું) હર્ષથી શું બોલવા નથી લાગતો? જિન-ચરણ પ્રત્યેની ભક્તિથીજ મારી કવિતા પ્રસરે છે—સ્ફુરાયમાન થાય છે, નહિ કે નિજ જીવિત-વૃત્તિ-આજીવિકાના ખ્યાલથી. હે વિમલ ગુણા-ભરણથી જેનો દેહ અંકિત થયેલો છે એવા ભરત! હવે મારી આ રચના સાંભળ.

—કમલોની સુગંધ ભ્રમર ગ્રહે છે, નહિ કે નિઃસાર અંગ વાળાં એવા દેડકાં; હાથી-હંસની જે ગતિની લીલા હોય છે, તેવી ચાલથી શું હરણું ચાલી-નાસી શકશે?—આજ રીતે જેઓને સજ્જનો પર દૂષણો મૂકવાની ટેવ પડી ગઇ છે એવા પિશુન-દુર્જન શું સુકવિઓની કીર્ત્તિને હણી શકશે? (હવે હું) મન્મથને સંહારનારા (અને) ભવ સમુદ્રને તારનારા અજિતપુરાણ (નામના) કાવ્યને કહું છું.

૭૩—યશોધર ચરિતમાંનો વિષય અને તેના સમકાલીન સોમદેવે સં. ૧૦૧૬ માં રચેલા યશસ્તિલક ચંપુનો વિષય-બંને સરખા છે. તેને પોતે 'નજનના કર્ણોના આભરણ' રૂપ જણાવેલ છે.

તિહુયણ સિરિકંતહો અઇસયવંત હો અરહંતો વમ્મહહો,
પણવિવિ પરમેટ્ઠિહિં પવિમલદિટ્ઠિહિં ચરણ જુયલુ ણયસયમહહો-ધ્રુવકં.
કુંડિલ્લ ગુત્તણહ દિણયરાસુ, વલ્લહનરિંદ ઘર મહયરાસુ;
ણણ્ણહુ મંદિરિણિ વસંતુ સંતુ, અહિમાણમેરુ કઇ પુપ્ફયંતુ.

ચિંતઇ હો વણુ નારી ફ્હાએ, પર્જ્જત્તઉ કય દુક્ખયપહાએ;
કય ધમ્મણિવદ્ધી કાવિ ક્હવિં, કહિયાઇં જાઇ સિવ સોક્ખલહમિ.

૭૪—હવે **નાગકુમાર ચરિત્ર** કે જેની પ્રતિ માત્ર કારંજા ભંડારમાં મળે છે તે લઇએ:—

છંદ ચૌપઈ

ગોત્તમ ગણુહર એ વસિટ્ટઉ, સૂરિ પરંપરાએ ઉવઇટ્ટવ;
ણાયકુમાર ચરિત્તુ પયાસિઉ, ઇય સિરિ પંચમિફલ મઈ ભાસિઉ. ૧
સો ણુંદઉ જો પઢઈ પઢાવઇ, સો ણુંદઉ જો લિહઇ લિહાવઇ,
સો ણુંદઉ જો વિવરિ વિદાવઇ, સો ણુંદઉ જો ભાવેં ભાવઇ. ૨
ણુદઉ સમ્મઇ સાસણુ સમ્મઇ, ણુંદઉ પયસુહુ ણુદઉ ણુરવઇ,
ચિંતિઉ ચિંતિઉ વરિસ ઉપાઉસુ, ણુંદઉ ણુંણુ હોઉ દીહાઉસુ. ૩
ણુણુ હો સંભવંતુ સુપવિત્તહ, ણિમ્મલ દંસણુ ણાણુ ચરિત્તઈં;
ણુંણુ હોઉ ઉપ્પચ કલ્લાણુઈ, રોય સોય ખય કરણુ વિહાણુઇ. ૪

—ગૌતમ ગણધરના વંશમાં સૂરિ પરંપરામાં ઉપદિષ્ટ આ **ના**ગકુમાર ચરિત્ર મેં પ્રકાશિત કર્યું અને શ્રી પંચમી ફલનું વર્ણન કર્યું. જે આને શીખે શીખાવે તેને આનંદ રહો, જે લખે કે લખાવે તેને આનન્દ રહો, જે આનું વિવરણ કરે યા કરાવે તેને પણ આનદ હો. ૪સમતિ એટલે મહાવીરનું શાસન (શુદ્ધ શ્રદ્ધાનું શાસન-વીરશાસન) સમ્યક્ પ્રકારે આનંદવાન્ હો, પ્રજાને આનંદ હો અને નરપતિને

---

૪ સંમતિ-સન્મતિ એ મહાવીરનું બીજું નામ હતું. જુઓ ધનંજયકૃત નામમાલા.

सन्मति मर्हतिवीरो महावीरोऽन्त्यकाश्यपः ॥११३॥
नाथान्वयो वर्द्धमानो यत्तीर्थमिह सांप्रतम् ।

—(હવે ૨૪ મા જિનેન્દ્રનાં નામ કહે છેઃ—સન્મતિ, મહતિવીર, મહાવીર, અંત્યકાશ્યપ, નાથાન્વય, વર્ધમાન, કે જેમનું તીર્થ-શાસન હાલમાં પ્રવર્ત્તે છે.)

આનંદ હો. ચિંતવતાં ચિંતવતાં (એક) વર્ષ વીની ગયું (!) નન્ન દીર્ઘાયુષ્ય થાઓ અને આનંદ કરો. નન્નને સુપવિત્ર અને નિર્મલ 'દર્શન,' 'જ્ઞાન' અને 'ચારિત્ર' (જૈનોના રત્નત્રય) ઉત્પન્ન હો. નન્નને સર્વ રોગ–શોક–ક્ષય–કારી પંચ કલ્યાણ હો.

કવિએ પોતાનો ટુંક પરિચય કરાવ્યો છે તે જોઇએ.

સિવભત્તાઈંમિ જિણ સણ્ણા સે, વેવિ મયાઇ દુરિયા ણિષ્ણાસે,
બંભણાઇ કાસવ રિસિ ગોત્તઇ, ગુરૂ વયણામય પૂરિય સોત્તઇ. ૧
મુદ્ધા એવી કેસવ ણામઇ, મહુ પિયરાઈં હોતુ સુહ ધામઈં,......

—હું શિવભક્તિ........કાશ્યપ ગોત્રીય બ્રાહ્મણ હતો. જૈન ગુરૂના વચનામૃતથી મારાં શ્રોત્રો પૂરાયા, ત્યારે હુ જૈનભક્ત થઇ ગયો. મુગ્ધાદેવી અને કેશવ(ભટ્ટ) નામના મારા માતપિતા સુખના ધામ બનો.

૭૫—તેનાં 'પુરાણો'માથી વિશેષ હકીકત મળે છે તે એ છે કે મેવાડિ (મેલપાટી અથવા માન્યખેટ)ની વાડીમા લાંબા પ્રવાસથી શ્રમિત થઇને અને પોતાને થયેલ અપમાનથી ખિન્ન થઇ પોતે થાક લે છે. તે નગરના બે જનો તેને લઇ રાજા શુભતુંગદેવ (વલ્લભરાય)ના મત્રી ભરત સાથે ઓળખાણ કરાવે છે. ભરત પોતાના મંદિરમા રાખી તેની કાવ્યપ્રતિભાથી મુગ્ધ થઇ 'મહાપુરાણ' લખવા પ્રેરે છે. કવિ તેના આ આશ્રયદાતાનો ઉપકાર પોતાના આ વીરરસ કાવ્યની દરેક સધિના અતે તેનું નામ જોડી અને ઘણે સ્થળે તેની પ્રશસા કરી સ્વીકારે છે. તેના પિતાનું નામ કેશવભટ્ટ અને માતાનુ મુગ્ધાદેવી હતું. તેનું શરીર કૃશ અને રૂપ કુરૂપ હતુ. પુષ્પદંત પોતાને માટે બહુ અભિમાની હતો અને 'અભિમાનમેરૂ' એ નામનું બિરૂદ પોતે ધારણ કરી વાપર્યું છે.

૭૬—મોટે ભાગે અપભ્રશ કાવ્યો સધિમાં (પ્રકરણમા) વહેંચાયા છે તે પ્રમાણે આ કવિએ સધિમાં પોતાના મહાપુરાણને વહેચેલ છે. સંધિ ૧ માં ૭ મો છંદ છે તેમાં પ્રવરસેનના સેતુબધનો તેમજ સાથે સાથે રામાયણનો ઉલ્લેખ કર્યો છે. નવમા છંદમાં કપિલ અને વ્યાસ

ઉપરાંત ઐતિહાસિક એવા ભારવી અને બાણનો ઉલ્લેખ કર્યો છે. વળી તે અન્યત્ર રૂદ્રટનો તેમજ બીજા ઘણાનો ઉલ્લેખ કરે છે. જેવા કે કણ-ચર (કર્ણાદ-કપિલ), ભરત (નાટયશાસ્ત્ર કર્ત્તા), પતંજલિ, ભાસ, કાલિ-દાસ, હર્ષ, પિંગલ, અકલંક, કુષ્માંડ, દ્રોણ, સ્વયંભૂ. આમાં દ્રોણ તે એજ છે કે જેનો ઉલ્લેખ હેમાચાર્ય દેશી નામમાલામાં દાખલા તરીકે 'અવિણયવઇ ઇતિ દ્રોણઃ,' ૧-૧૮, 'અજઓ એપ ઇતિ દ્રોણઃ' ૧-૫૦ વગેરેમાં ઉલ્લેખ કરે છે તેજ છે. સ્વયભૂ ને નોટ્સમાં પ્રતિકારે-કોઇ અક-લંકે એમ જણાવેલ છે કે '**स्वयंभूः कविः पद्धडीबद्ध रामायण कर्त्ता आपलीसंघीय**' આ પરથી જણાય છે કે તે જૈન છે અને જેણે પ્રાકૃત છંદ પદ્ધડીમાં રામાયણ-પઉમચરિય રચેલ છે (કે જેનો અગાઉ આપણે ઉલ્લેખ કરી ગયા છીએ. પારા ૫૪).

૭૭—**શ્રીચંદ્રમુનિ**—તેનો બનાવેલો એક **કથા કોશ** છે તેમાં ૫૩ સધિ અર્થાત્ અધ્યાય છે. તેમાં લગભગ તેટલી સંખ્યામાં નાની રોચક ઉપદેશ પૂર્ણ કથાઓ કહેલી છે. કર્ત્તાની ગ્રંથને અંતે પ્રશસ્તિ છે તે પરથી જણાય છે કે આ કવિએ આ ગ્રથ ગૂજરાતની રાજધાની અણહિલ્લપુર પાટણમાં મૂલરાજ નૃપતિના સમયમાં રચ્યો હતો. અણ-હિલ્લપુરના ચાલુક્ય (સોલંકી) વંશમાં બે મૂલરાજ થયા-એક વિ.સં. ૯૯૮ થી ૧૦૪૩ સુધી; અને બીજો માત્ર બે વર્ષ સં. ૧૨૩૩ થી સં. ૧૨૩૫ સુધી. સંભવિત રીતે આ કવિ મૂલરાજ પહેલાના સમયમાં થયો છે. તેની છેવટની સંસ્કૃતમાં પ્રશસ્તિ છે તે પરથી જણાય છે કે કુંદ કુંદાચાર્યના ગણની પરપરામા શ્રીકીર્ત્તિ શિષ્ય શ્રુતકીર્ત્તિ શિષ્ય ગુણાકર કીર્ત્તિ શિષ્ય વીરચંદ્રનો શિષ્ય હતો અને તેણે આ ગ્રંથ મૂલરાજ રાજાના ગોષ્ઠિક (સલાહકારક મંત્રી) અને અણહિલ્લપુરના વતની પ્રાગ્વાટ જ્ઞાતિના સજ્જનના પુત્ર કૃષ્ણના કુટુમ્બ માટે રચ્યો હતો.

૭૮—તેની ભાષા ધવલ આદિ કવિઓ જેવી છે, પરન્તુ છંદ કંઇક ભિન્ન છે.

પણવેપ્પિણુ જિણુ સુવિસુદ્ધમઈ, ચિંતઇ ભણિ મુણિ સિરિચ્ચદુ કઇ,
સંસાર અસાર સવ્વુ અથિર, પિય પુત્ત મિત્ત માયાતિમિર. ૧
ખણિ દીસઇ ખણિ પુણુ ઉસ્સરઇ, સંપય પુણુ સંપહે અણુહરઇ;
જોવ્વણુ ગિરિવાહિણિ વેયગઊ, લાયણ્ણુ વણ્ણુ કરસલિલ સઉ. ૨
જીવિઉ જલબુબ્બુય ફેણ ણિહુ, હરિજાલુ વરજ્જુ અવજ્જુ ગિહુ.

—વિશુદ્ધમતિ જિન (ભગવાન્)ને પ્રણામ કરીને મુનિ શ્રીચંદ્ર કવિ ચિત્તમાં ભણે-ચિંતન કરે છે કે સંસાર અસાર અને સર્વ અસ્થિર છે. પ્રિય પુત્ર મિત્ર માયાના અંધકાર સમાન છે. ક્ષણમાં દીસે, વળી ક્ષણમાં ઓસરી જાય-ચાલી જાય (એવી) સંપત્તિ વળી 'સાપ'ને અનુસરતી-સરખી છે. જોબન, ગિરિ એટલે પર્વતની વાહિની-નદીના વેગ પેઠે જનારૂં છે, લાવણ્ય વર્ણ-કાન્તિ હાથમાંના પાણી જેમ નાશવંત છે. જીવન જલના બુદ્‌બુદ-પરપોટાના ફીણ જેવું છે, અને ગૃહ ઇત્યાદિ (?) ઇંદ્રજાલ સમાન છે.

૭૯—ઘુવડ અને હંસની એક કથાનો પ્રારંભ જોઇએ:—

મગહામંડલિ પય સુહય રમ્મિ, **પ**યપાલુ રાઉ **પા**ડલિપુરમ્મિ,
તત્થેવ એક્કુ કોસિઉ ઉયારિ, નિવસઇ મયાવિ ગોઉરદુવારિ. ૧
સકયાઇ રાય હંસહ સમીવુ, ગઉ વિહરમાણુ સુરસરિહે દીવુ,
એક્કેણુ તત્થ કય સાગએણુ, પુચ્છિઉ હંસે વયસા ગએણુ. ૨
ભો મિત્ત ! તં સિ કો કહસુ એત્થુ, આઉમિ પએસહો કહો કિમત્થુ,
ધયરટ્ઠહો વયણુ સુણેવિ ઘૂઉ, ભાસઈ હઉં ઉત્તમ કૂલ પસૂઉ. ૩
કયસાવાણુગ્ગહ વિહિ પયાસુ, આયહો પહુ ! પુહઇ મંડલાસુ;
વસવત્તિ સવ્વ સામંત રાય. ભહુ વયણુ કરતિ કયાણુરાય. ૪
કીલાઇ ભમંતઉ મહિપ સત્થ, તુમ્હઈ નિએવિ આઊમિ એત્થ;
ઇય વયણુહિં પરિઊસિઉ મરાલુ, વિણુએણુ પય પિઉ મઇવિસાલુ. ૫

—**મ**ગધમંડલ દેશમાં સુખદ અને રમ્ય **પા**ટલિપુત્રમાં પ્રતિપાલ રાજા (હતો), ત્યાંજ (તેના) એક કોટના ગોપુર દ્વાર-દરવાજામાં એક

જાગતો અને માયાવી ધુવડ વસતો હતો. તે એક દિવસે વિહરતો વિ-હરતો સુરસદૃશ દ્વીપમાં રાજહંસો સમીપ આવી લાગ્યો. ત્યાં એક ઉમરે પહોંચેલા–વૃદ્ધ હંસે સ્વાગત કરીને તેને પૂછ્યું ' હે મિત્ર! તું કોણ છું, કયાંથી આવ્યો. આ પ્રદેશમાં શા અર્થે આવ્યો છું." ધૃતરાષ્ટ્ર (હંસ) નાં વચન સુણીને ધુવડ બોલે છે ' હું ઉત્તમ કુલમાં જન્મેલો છું. હું વિધિપુરઃસર શ્રાવક અનુગ્રહ કરી (!) હે પ્રભુ ! પૃથ્વી (પુષ્પપુર !) મંડલમાંથી આવ્યો છું. સર્વસામંત અને રાજા મારા વશવર્ત્તી છે અને હે રાજા ! તેઓ મારા વચનનું ભલે પ્રકારે–અનુરાગથી પાલન કરે છે. ક્રીડાને માટે ભમતા રાજાઓ–મહિપોની સાથે હું અહીં તમારા પ્રદેશમાં આવી નીકળ્યો છું. ધુવડનાં આ વચનો સાંભળી પરિતુષ્ટ થયેલા આ વિશાલમતિ મરાલે વિનયપૂર્વક તેના પગ પકડયા.

ઉયારિ=જાગતો, હઉં–હું, ધુઉ–ધુવડ.

૮૧—કવિએ છંદ જુદા જુદા વાપર્યા છે તેનાં ઉદાહરણ :—(૧) વશસ્થ-

લહેવિ સિદ્ધિ ચ સમાહિ કારણ, સમત્થ સંસાર દુહોહવારણ
પહું જએ જ સરસ નિરન્તરં, સુહં સયાતફ્‌લજ અણુત્તરં.

(૨) દુહડહઉ નામનો છંદ.

તેણાવ્યુ માઉ, વઢ્ઢિઉ પમાઉ,
સમ્મત્ત ણાણ, તવ ચરણ થાણ,
સેણાઇ મોહ, મિચ્છત્ત જોહ,
ઇંદિય કસાય, પરિસહ વિસાય.
ઉવસગ્ગ આઇ, નિદ્ધિવિ અરાઇ,
પાવેવિ મોકખ, સિરિ પહય દુકખ.

(૩) માલિનિ છંદ

વિવિહ–રસ–વિસાલેં, ણેય કોઊ હલાલે;
લલિય–વયણ–માલે, અત્થ–સંદોહ–સાલે.
ભુવણ–વિદિદ–ણામે, સવ્વ–દોસોવસામે;
ઇહ ખલુ કહકોસે, સુન્દરે દિણ્ણ તોસે.

૮૨—સં. ૧૦૭૬માં સાગરદત્તનું બનાવેલું **જંબુસ્વામિ ચારિત્ર** (૨૬૯૦ ગ્રંથાગ્ર) તથા તેના ઉપર ટિપ્પન (૧૧૯૦ ગ્રથાગ્ર) બૃહત્ ટિપ્પનિકામાં નોંધાયેલ છે.

૮૩—**પદ્મકીર્ત્તિના પાર્શ્વપુરાણ**માં ૧૮ સધિ છે ને ૩૩૨૩ શ્લોક છે. જૈનોના ૨૩ મા તીર્થંકર શ્રી પાર્શ્વનાથનુ ચરિત્ર તેમા છે. પ્રશસ્તિ પરથી જણાય છે કે તે ચંદ્રસેનના શિષ્ય માધવસેનના શિષ્ય જિનસેનનો શિષ્ય હતો. તેના કાલનો નિર્ણય હાલ થઇ શકે તેમ નથી. પણ તેના આ ગ્રથની કારંજા ભડારમાં જે પ્રત છે તેનો લખ્યા સંવત્ ૧૪૭૩ ફાલ્ગુણ વદિ ૯ બુધ છે કે જે વખતે વીરભાણદેવ રાજ્ય કરતો હતો.

૮૪—**નયનન્દિના સુદર્શન ચરિત**માં ૧૨ સન્ધિ છે. તેમાં સુદર્શનનું ચરિત્ર છે. પ્રશસ્તિપરથી જણાય છે કે કર્ત્તા કુંદકુન્દાચાર્યગણના પદ્મનદિના શિષ્ય વિશાખનદિના શિષ્ય રામનંદિના શિષ્ય માણિક્યનદિનો શિષ્ય હતો અને તેણે વિ. સ. ૧૧૦૦ માં જ્યારે ભોજદેવરાજા અવતિદેશમાં ધારાનગરીમાં રાજ્ય કરતો હતો ત્યારે આ ગ્રથ રચ્યો છે. તેનો આદિ ભાગ આ પ્રમાણે છેઃ—

**ॐ नमः सिद्धेभ्यः । णमो अरहंताणं । णमो सिद्धाणं । णमो आयरियाणं । णमो उवज्झायाणं ।णमो लोए सव्वसाहूणं।**

ઇહ પચ ણમોક્કારઈ લહેવિ ગોવહુવઉ સુદસણુ,
ગઉ મોકખહો અકખમિતહો ચરિઉ વ ચઉવગ્ગ પયાસણુ.

૮૫—આજ **નયનન્દિએ** કદાચ **આરાધના** નામનો ગ્રથ રચ્યો હોય. તેના સંબધમાં સ્વ૦ સાક્ષર દલાલે જણાવ્યું છે કે તેના કર્ત્તા નયનન્દિ દિગબર છે. ગ્રથ બે ભાગમાં—૧ લામાં ૫૬ અને બીજામા ૫૮ સંધિ છે. પાટણ ભડારમાં સ્વ૦ દલાલે પોતે જોયેલી પ્રતમાં માત્ર ૩૯ અને ૨૭ સંધિઓ છે.

મુણિવર ણયનંદી સણ્ણિબુ વદ્ધે પસિધ્ધે સયલવિહિણિહાણે એત્થ કવ્વે સુભત્તિ.
અરિહ પમુહ સુત્તુ વુત્ત મારાહણાએ પભણિઉ ફુડુ સધી અટ્ઠાવણ્ણ સમેવ્વે,

૮૬. **કનકામરનું કરકંડુ ચરિત** ૧૦ પ્રકરણ કે જેને પરિચ્છેદ નામ આપેલ છે તેમાં છે. તેમાં ઋષિ કરકંડુનું ચરિત્ર છે. કર્તા તેમાં સિદ્ધસેન, સમન્તભદ્ર, અકલંકદેવ, સ્વયંભૂ, અને પુષ્પદંતનો ઉલ્લેખ કરે છે, તે પરથી તેણે ઈ. સ. ૧૦ મી સદીમાં કે તે પછી કોઈ કાળે તેની રચના કરેલી હોવી જોઇએ.

૮૭. આનો આદિ અંત ભાગ નીચે પ્રમાણે છે.

મણુ મારવિણાસણહો સિવપુરવાસહો પાવતિમિરહરદિણયરહો;
પરમપ્પય લીણહો વિલયવિહીણહો સરમિ ચરણુ સિરિ જિણવરહો.
જય અણુવમ સિવસુહ કરણદેવ, દેવેંદ–ફણિંદ–ણરિંદ સેવ,
જય ણાણ મહોદહિ કલિય પાર, પારાવિય સિવપહે ભવિયતાર.

* * * *

પુણુ કહમિ પયડુ ગુણણિયર ભરિઉ, કરકંડ ણરિંદહો તણઉ ચરિઉ

* * * *

તો સિદ્ધસેણ સુસમંતભદ્દ, અકલંકદેવ સુઅજલ સમુદ્દ;
જય એવં સયંભુ વિલાસચિત્તુ, વાએસરિઘરૂ સિરિ પુપ્ફયતુ.

* * * *

ચિરૂદિયવરવસુપ્પણ્ણએણ, ચંદારિસિગોતેં વિમલએણ
વઇરાયઈં હુવઈ દિયંબરેણ, સુપસિદ્ધણામ કણયામરેણ.
બુહ મંગલ એવ હો સીસએણ, ઉપ્પાઇયિ જણમણતોસએણ,
આસાઇયણગુપરિ સંપત્ત એણ, જિણચરણસરોરૂહભત્તએણ.

આની સં. ૧૯૭૮ માં લખાયેલી પ્રત ઐલક પન્નાલાલ સરસ્વતિ ભવનમાં નં. ૨૮ ની છે.

---

## પ્રકરણ ત્રીજું.

### બારમી સદીનું અપભ્રંશ સાહિત્ય.

૮૮. **અભયદેવસૂરિ** બારમી સદીમાં સં. ૧૧૩૩–૩૫ લગભગ સ્વર્ગસ્થ થયા. તેમણે **જયતિહુયણ** સ્તોત્ર રચ્યું છે તે પણ અપભ્રંશમાં છે. તેમાં ૩૩ ગાથા છે.

જયતિહુયણ વર કપ્પ રૂકખ જય જિણ ધન્નંતરિ;
જયતિહુયણ કલ્લાણ કોસ દુરિયકખરિ કેસરિ
તિહુયણ જણ અવિલધિ આણ ભુવણત્તય સામિય
કુણસુ સુહાઇ જિણેસ પાસ થંભણયપુરિટ્ઠિય. ૩

* . . *

એય મહારિય જત્તદેવ ઇહિન્હવણ મહ્સઉ,
જં અણુલિય ગુણ ગહણ તુમ્હં મુણિજણ અણિ સિદ્ધઉ.
એમ પસીય સુપાસણાહ થંભણયપુરટ્ઠિય;
ઇયિ મુણિવર સિરિ અભયદેઉ વિણ્ણવઇ અણિદિય. ૩૦

૮૯—સં. ૧૧૨૩ માં **સાધારણ**ના અંક સૂચિત કવિએ ૧૧ સંધિ વાળી અપભ્રંશ ભાષામાં **વિલાસવઈકહા** રચેલી છે તે 'સમરાઇચ્ચકહા' નામની સુપ્રસિદ્ધ હરિભદ્ર સૂરિની પ્રાકૃત કથામાંથી ઉધૃત કરી છે એમ તે કવિએ પોતે જણાવ્યુ છે. કથાવસ્તુ જાણવા માટે સમરાદિત્ય કથામાંનું પચમભવવર્ણન જોવું. ગ્રંથકાર પોતે કોટિકગણ–વજ્રશાખામાં થયેલા **બપ્પભટ્ટિ** સૂરિના સંતાન છે ને યશોભદ્ર સૂરિના ગચ્છના છે એમ જણાવે છે. કવિ 'સાધારણ' એ નામથી પૂર્વે સુપ્રસિદ્ધ હતા. તે નામથી તેમણે અનેક જાતનાં સ્તુતિસ્તોત્રો રચેલાં હતાં. પાછળથી પોતાનું નામ **સિદ્ધસેનસૂરિ** એ નામથી પ્રતિષ્ઠિત થયું એ પણ તેમણે જ જણાવી દીધું છે. આ 'અપભ્રંશ' કથાની પ્રત જેસલમેર ભંડારમાં છે. તેનું આદિ આ પ્રમાણે છે.

બહુરયણમણોહર નિમ્મલપયહર સગુણ સુવન્ના હિટ્ઠિયઉ,
જ(ભ?)ણ કસ્સ ન સોહઈ નયણ મોહઇ કવ્વહાર કઠટ્ઠિયઉ. ૧
પઢમં પણમેપ્પુ(વિ ?)ણ ઉસહસામિ પુણ અજિઉ વિવિનિ(ણિ ?)–
જિજયઉ થુણામિ,
સભવુ ભાવેવિણ ભવવિણાસણ વંદિવિ અભિનંદણ ગુણનિધાણ.
—જેસલમેર ભંડાર સૂચી પૃ. ૧૪ પ્રસ્તા. પૃ. ૪૫

૯૦ **માણિક્ય પ્રસ્તારિકા પ્રતિબદ્ધરાસ**નો ઉલ્લેખ સં. ૧૧૭૪ માં યશોદેવ ઉપાધ્યાયના રચેલા નવતત્ત્વભાષ્ય વિવરણમાં કરેલો છે ને તે સંધિ ( અપભ્રંશ કાવ્ય ) બદ્ધ છે. **अनयोश्च विशेषविध्रि मुंकुट सप्तमी सन्धिबन्ध माणिक्य प्रंस्तारिका प्रतिवध्ध रासका भ्यामवसेयः** ) આ પરથી જણાય છે કે ગૂજરાતીમાં જેમ કાવ્યને રાસ કહે છે તેવી રીતે અપભ્રંશ તથા પ્રાકૃત ભાષામાં રાસો હતા.

૯૧. સં. ૧૧૬૦મા શાલિભદ્રસૂરિના શિષ્ય **વર્ધમાનસૂરિએ ઋષભચરિત્ર** રચ્યું છે તેમાં કેટલેક ઠેકાણે અપભ્રંશ ભાગ આવે છે.

૯૧. સદ્ગત સાક્ષર શ્રી ચિમનલાલે અપભ્રંશ સંબંધે 'સાહિત્ય' માસિકમાં લખતાં જણાવ્યું છે કે:—

'અત્યાર સુધીમાં અપભ્રંશ ભાષાનાં જે ઉદાહરણો અપાયાં છે તે હેમાચાર્યના પ્રાકૃત વ્યાકરણ તથા દ્વાશ્રયમાંથી છે. કેવળ અપભ્રંશ ભાષામાં રચાયેલાં કડવાબદ્ધ કાવ્યો તથા ગ્રંથો જૈન ભંડારોમાં તાડપત્ર ઉપર લખેલાં મોજુદ છે. આ ઉપરાંત ૧૦ મા, ૧૧ મા તથા ૧૨ મા શતકમાં રચાયેલાં પ્રાકૃત કાવ્યોમાં પણ અપભ્રંશમાં રચાયેલો કેટલોક ભાગ માલુમ પડે છે. હેમાચાર્યના ગુરૂ **દેવચંદ્રે** સં. ૧૧૬૦માં [૫]**શાન્તિનાથ ચરિત્ર** નામનું ૧૬૦૦૦ શ્લોકનું કાવ્ય રચેલું છે તેમાંથી કેટલોક અપભ્રંશ ભાગ નીચે આપ્યો છે.

૯૨. આ ભાગમાં શાંતિનાથના જન્મ વખતે દિશા કુમારીએ જે ઉત્સવ કર્યો હતો તેનું વર્ણન છે:—

---

૫ આ કાવ્યના પ્રારંભમાં પ્રાચીન કવિઓને નમસ્કાર કરવાની પ્રથા હોય છે તે પ્રમાણે દેવચંદ્રસૂરિ ગૌતમ સ્વામિ, સવાલક્ષપ્રમાણ વસુદેવ કથા ( વસુદેવહિંડી )ના કર્ત્તા ભદ્રબાહુ, સમરાઈચ્ચ કહાના કર્તા હરિભદ્રસૂરિ, કુવલયમાલાના કર્તા દાક્ષિણ્ય ઇંદ્રસૂરિ તથા ઉપમિતિભવ પ્રપંચના કર્ત્તા સિદ્ધસૂરિને નમસ્કાર કરે છે. વસુદેવહિંડી સંઘદાસ તથા ધર્મસેન વાચકની બનાવેલી છે, પરન્તુ આમાં તે ભદ્રબાહુએ રચેલી છે. તથા તેનું પ્રમાણ સવાલક્ષનું છે એ વિશેષ છે

કવિરાયચક્કવટ્ટિં વંદે સિરિ ઇંદભૂઇમુણિનાહં ।
જસ્સ જસે તેલ્લમ્મિ વ વાણી સવ્વત્થચ્છ વિચ્છરઇ ॥ ૬
વન્દામિ ભદ્દબાહુ જેણ ય અઇરસિયબહુકહાકલિયં ।
રઇયં સવ્વાલક્ખ ચરિયં વસુદેવરાયસ્સ ॥ ૭
વંદે સિરિહરિભદ્દં સૂરિં વિઉસયણાં નિગ્ગયપયાવ ।
જેણ ય કહાપબન્ધો સમરાઇચ્ચો વિણિમ્મવિઉ ॥ ૮
દક્ખિન્નઇંદસૂરિં નમામિ વરવન્નભાસિયા સગુણા ।
કુવલયમાલેવ્વ સુહા કુવલયમાલા કહા જસ્સ ॥ ૯
પણમામિ સિદ્ધસૂરિં મહામતિં જેણ સવ્વજીવાણ ।
પવ્વરકપિ વ રઇય ભવસ્સ રુવ કહામઘે ॥ ૧૦
જય જય તિહુયણદીવયદાઇ એ, જય જય અસેસહ માઈ એ ।
જય જય તિહુયણસૂરવિયાઈ એ, જય જય અચ્છરિયપસાઇ એ ॥ ૪
મ બીહિસિ પરમેસરિ સામિણિ, જમ્હે દિસાકુમારિ ગયગામિણિ ।
જમ્મકમ્મુ જિણવરહ કરેસહં, અપ્પઉ સિવપુરિપંથિ ધરેસહમ્ ॥ ૬
અવિ ય તિહુયણનાહહ કુચ્છિધરિ જય જય સામિણિ દેવિ ।
અમ્હેહિં તુહ પયપકયઇં વંદિય સિરહ નમેવિ ॥ ૭
જય જય અઇરાદેવિ તુહુ સંતિજિણંદહ માએ ।
પણમહં તુહ પયપંકયઇં સિરિતિહુયણવિક્ખાએ ॥ ૮
જય જય તિહુયણદીવુ તઇં દસિયસયલપયત્થુ ।
દિંતિય સામિણિ તાડિયઉ ભવિયહં મોહુ સમત્થુ ॥ ૯
જય જય જગગિહખભુ જિણુ દિંતિય સામિણિ લોઇ ।
સજ્જોઇયભવભીયજણુ સયલસુહ સંજોઇ ॥ ૧૦
સયલદુરિયદદોલિદવજ્જાલાવલિજલવાહુ ।
દિતિય તિહુયણમાયપઇ ફેડિઉ અંગહ દાહુ ॥ ૧૧
જય જય પડિબોહયરુ વિન્નિયપુન્નિમચંદુ ।
માય મહાસઇદેવિપઇં કિઉ ભવિયહ આણંદુ ॥ ૧૨

જય જય ભવસાયરગયણિચ્છારણવોહિત્થુ ।
દિતિય કિઉ ઉવયારુ પઈં લોયહ અઇસુસમત્થુ ॥ ૧૯

જય જય સામિણિ તુજ્ઝ સુઉ હોસઇ તિહુયણનાહુ ।
ભવિયાણ યણહ અસસહ વિ જે ફેડેસઇ દાહુ ॥ ૨૯

અપ્પડિબધ્ધુ વિહગુ જિહ ભૂ જિહ ખતિસમગ્ગુ ।
રંગવિવજ્જિઉ સખુ જિહ પગુસિંગુ જિહ ખગ્ગુ ॥ ૩૬

હુયવહુ જિમ્વ તવાતવયર ભારહુ વ અપમત્તુ ।
સીહુ જિમ્વ દુદ્ધરિસુ જિણુ સ્તરઉ જિમ્વ કરિમત્તુ ॥ ૩૭

પંચવન્નવરકુસુમભર પુણુ સુર મેલ્લિસ્સતિ ।
ઉપરિ છત્તત્તયરયણુ ચંદતુલ્લુ ધરિહિંતિ ॥ ૪૮

ઇય પરમેસરિ પુત્તુ તુહ હોસઇ ગુણગણરાસિ ।
તિ વદહ પણમત સિર અમ્હિણિ વિઠ્ઠિયપાસિ ॥ ૫૧

પડિવોહેવિણુ ભવિયજણુ જગવિચ્છારિવિકિતિ ।
અતિવિહેવિણુ તુહતણઉ સેલેસી વરસત્તિ ॥ ૭૫

દેવચંદપરિવંદિયહ કિયલુ હુડકખુડ એસ ।
કો કિર સક્કઇ જિણવરહ ભત્તિ કરેવિ અસેસ ॥ ૭૬

અઇપંડુસિલાસીહાસણમ્મિ સોહમ્મસામિ ઉવવિસઇ રમ્મિ ।
ઉચ્છંગિ ધરઇ જિણવરેંદુ જો પાવજલણઉલ્હવણકંદુ ॥ ૧૦૨

એત્થંતરિ સારી દુહખયકારી બહુવિહકુસુમગુણાવરિય ।
અચ્ચુયસુરણાહિ ભત્તિસણાહિં કુસુમંજલિ નિયકરિ ધરિય ॥ ૧૦૩

જાઇકુંદમંદારસમુજ્જલચંપયપારિપાયયપિંજલ ।
કેયઇદલમચકુંદસોહિય ગધલુદ્ધફુલ્લધયમોહિય ॥ ૧૦૪

ખેત્તકિંકરહિ અચ્છંતરે સહસઅઠ્ઠેવ ચઉસઠ્ઠહચ્છંતરે ।
કણયકલસાણ સહસક્ક અઠ્ઠોત્તરે વીયઉ રૂપ્પમઇયાણ પુણ ઉત્તરે ૧૦૫

એવન્ન સુરેંદિહિં સહ સુરવિંદિહિં મજ્જણુ જિણવર અણિંદ્યહ ।
કિહુ બહુવિઉભત્તિએ નિયવિચ્છિત્તિએ દેવચંદપરિવંદિયહમ્ ॥ ૧૧૪

જયહિ જિણનાહયા કમ્મવણદાહયા પણયસુરનાહયા સિદ્ધિગમવીહયા ।
જયહિ સુભકારયા મોહનિદ્દારયા દુરિયસયવારયા ચત્તસસારયા ॥ ૧૨૩
જયહિ ગયસંસયા કામભડધસયા નીરૂનવદસયા ભુવનઅવયસયા ।
જયહિં હવપાવયા ક્હિયવરભાવયા દુરકત્તણુલાવયા સજલપ્પણુરાવયા ॥ ૧૨૬

૯૩—આ **દેવચંદ્રજી** કૃત **સુલસાખ્યાન** અપભ્રંશમાં છે તેમાં ૧૭ કડવક છે.

એહ સધિ પુરૂષત્થ વસત્થિય દેવચદસૂરીહિં સમત્થિય,
ઈય બહુગુણ ભૂસિઉ જિણસુપસસિઉ સુલસ ચરિઉમ્મત્થિયહ.
નિસુણત પઢંતહ ભત્તિએં સત્તણું મોકખુ મોક્ખત્થિયહં.

૯૪. **હેમચંદ્રજીના વ્યાકરણમાંથી** તેમજ **કુમારપાલ ચરિત દ્વાશ્રય-પ્રાકૃતકાવ્યમાંથી** ઘણુંક અપભ્રંશ સાહિત્ય મળી આવે છે તેના સંબધે હવે પછી જૂદા વિભાગ અને પ્રકરણમાં જણાવીશું.

૯૫. સસિપાલક કુલસભવ પાર્શ્વનદન **ધાહિલના પઉમસિરિ ચરિત્રમાં** ચાર સંધિમાં પદ્મશ્રી સતીના શીલનું વર્ણન છે. આ ક્યારે રચાયેલુ છે તે જણાયલુ નથી પરંતુ પાટણ ભંડારની પ્રતનો સંવત્ ૧૧૯૧ નો છે; તેનો આદિ ને અંતભાગ નીચે પ્રમાણે છેઃ-

**ધાહિલુ** દિવ્વદિહિ કવિ જંપઇં, અહુ જણુરોલુ મુએવિણુ સંપઈ,
નિસુણુહ સાહમિ કન્નરસાયણુ, ધમ્મ કહાણુડં પહુગુણ ભાયણુ.

× × × ×

**સસિપાલક** વુઠય આસિ નાહુ, જસુ વિમલુ કિત્તિ જગિ ભમઇ સાહુ,
તસુ નિમ્મલિ વંસિ સમુપ્ભવેણુ, **પઉમસિરિ ચરિઉ** કિઉ **ધાહિલેણુ**.
કવિ **પાસહનંદણુ** દોસવિમદ્દણુ સુરાઇહિં મહાસઇહિં.
જિણુ ચલણુહ ભત્તઉ તોયઇ પોત્તઉ દિવ્વ દિટ્ઠિ નિમ્મલમઇહિં.

૯૬ **સંદેશરાસક**—આ રાસક પ્રાકૃત તથા અપભ્રંશમાં છે. તેમાં દોહા, ગાથા, રડ્ડા, પદ્ધડિકા, ચંદ્રાયણુ, અર્ધ વગેરે છંદો વાપરેલા છે. પાશ્ચાત્ય દેશમાં મ્લેચ્છ દેશમાં મીરસેણુના સંબંધીનો પુત્ર **અદ્દહમાન**

નામનો હતો, તેની ગીતવિષયક પ્રાકૃત કાવ્યને વિષે પ્રીતિને લીધે તેના સ્નેહથી આ વિરહિણી સંદેશ વિષયક **સંદેશ રાસક** રચેલું છે. તેની પ્રત પાટણ ભંડારમાં છે.

પચ્ચાએસિ પહૂઓ પુવ્વપસિધ્ધો ય મિચ્છદેસોત્થિ,
એહ વિસએ સભૂઓ આરદ્દો **મીર**સેણસ્સ. ૩
તહ તણુઓ કુલકમલો પાઇય કવ્વેસુ ગીય વિસએસુ
**અ**દ્દહમાણ પસિધ્ધો સન્નેહઇ રાસય રઇયં. ૪

૯૭. **ચર્ચરી** નામની જિનવલ્લભ સૂરિની સ્તુતિ સાથે ચૈત્યવિધિ **જિનદત્તસૂરિ** અપભ્રંશમાં રચી છે. જિનવલ્લભનો સ્વર્ગવાસ સં. ૧૧૬૮ માં થયો ને તેના શિષ્ય જિનદત્તે તેના પછી થોડાં વર્ષોમાંજ આ સ્તુતિ રચી હોય તેમ અનુમાનાય છે. જિનદત્તને આચાર્યપદ સં. ૧૧૬૮ માં મળેલું અને તેમનો સ્વર્ગવાસ સં. ૧૨૧૧ માં થયો. તેનો આદિભાગઃ—

નમિવિ જિણેસર ધમ્મહ તિહુયણ સામિયહ
પાયકમલુ સસિનિમ્મલુ સિવગય ગામિયહ,
કરિમિ જહટ્ઠિયગુણથુઇ સિરિ જિણવલ્લહહ
જુગપવરાગમસૂરિહિ ગુણિગણદુલ્લહહ. ૧

—ત્રિભુવનના સ્વામી, શિવગતિગામી એવા જિનેશ્વર ધર્મનાથના ચંદ્રજેવા નિર્મલ પાદકમલને નમીને યુગપ્રવર આગમાચાર્ય ગુણિગણ-દુર્લભ એવા શ્રી જિનવલ્લભની યથાસ્થિત ગુણસ્તુતિ કરૂં છું.

પરિહરિ લોયપવાહુ પયટ્ટિઉ વિહિવિસઉ
પારતંતિ સહુ જેણ નિહોડિ કુમગ્ગસઉ,
દંસિઉ જેણ દુસઘ-સુસઘહ અંતરઉ,
વદ્ધમાણજિણતિત્થહ કિયઉ નિરંતરઉ. ૧૦

—જેણે લોકપ્રવાહને પરિહરી-તજી પરતંત્રતા વાળા શત કુમાર્ગને ટાળી વિધિમાર્ગ પ્રવર્ત્તાવ્યો, જેણે નઠારો સંઘ અને સારો સંઘ

એતું-એ વચ્ચેનું અંતર બતાવ્યું અનેવર્ધમાન-મહાવીર જિનના તીર્થને નિરંતરનું-અવિચ્છિન્ન કર્યું.

૯૮. જિનદત્તસૂરિની બીજી બે અપભ્રંશ કૃતિઓ નામે ૨. ઉપદેશ (ધર્મ) **રસાયન રાસ**માં ૮૦ ગાથા છે અને ૩. **કાલસ્વરૂપ કુલક**માં ૩૨ ગાથા છે. આમાંની છેલ્લી કૃતિની ત્રીજી ગાથામાં 'વિક્કમસંવચ્છરિસય બારહ હુયઈ પણટ્ઠૈઉ સુહુ ઘરવારહ' આવા શબ્દો છે તેથી તે કૃતિ વિક્રમના તેરમા સૈકાના પ્રારંભના ૧૧ વર્ષમાં કોઈપણ વખતે બની હોવાનું અનુમાન કરી શકાય કારણ કે વિ. સં. ૧૨૧૧માં જિનદત્તસૂરિનો સ્વર્ગવાસ થયો છે. છતાં આ સર્વને સામાન્ય રીતે ૧૨ મી સદીની કૃતિ તરીકે લેવામાં વિશેષ હરકત જેવું નથી.

૯૯. આ ત્રણે જિનદત્તસૂરિનાં કાવ્ય 'અપભ્રંશ કાવ્યત્રયી' એ નામથી ગાયકવાડ ઓરિએન્ટલ સીરીઝમાં પ્રકટ થનાર ગ્રંથમાં મૂકવામાં આવ્યા છે, અને તેમાં પ્રથમનાં બે કાવ્યો પરની જિનપાલ ઉપાધ્યાય (જિનપતિસૂરિ શિષ્ય)ની સં. ૧૨૯૪ ની રચાયેલી સંક્ષિપ્ત સંસ્કૃત વૃત્તિ પણ દાખલ કરી છે. છેલ્લી કૃતિપર ઉપાધ્યાય સુરપ્રભ (જિનપતિ સૂરિ શિષ્ય)ની વિવૃત્તિ છે; સાથે એ ત્રણે કાવ્યની સંસ્કૃત છાયા તે ગ્રંથના સંપાદક પંડિત લાલચંદ્ર ભગવાનદાસ ગાંધીએ કરીને મૂકી છે. તેમાં સંપાદક સાક્ષર જે પ્રસ્તાવના અને પરિશિષ્ટ મૂકવાના છે તે બહાર પડવાથી વિશેષ પ્રકાશ પડશે.

૧૦૦. **વાદિદેવસૂરિ** એ મહાપ્રભાવક જૈનાચાર્ય થઈ ગયા તેમણે પોતાના ગુરૂ મુનિચંદ્રસૂરિ (સ્વ. સં. ૧૧૭૮) ઉપર તે સમયની બોલાની ભાષા-અપભ્રંશ ભાષામાં **સ્તવન** રચ્યું છે (મુદ્રિત-જૈન શ્વે. કૉ. હેરલ્ડ પત્રનો ઈ. સ. ૧૯૧૭ના સપ્ટે. થી નવે. નો ખાસ અંક પૃ. ૩૩૧-૩૩૫). તેનો આદિ અને અંતભાગ નીચે પ્રમાણે છેઃ—

નાણુ ચરણુ સંમત્તુ જસુ રયણત્તઉ સુપહાણુ,<br>
જયંઓ સુ મુણિસુરિ ઇત્થુ, જગિ મોડિ અવમ્મહખાણુ. ૧

× × × ×

જાહે પસન્ના તુહ નયણ, તહ મણુયહ સયકાલ,
હિયઇચ્છિય સુહ સંપડહિં, અનુ છિંદહિં દુહજાલ. ૨૪
દૂસમ રયણિહિં સૂર જિમ્વ, તુહ ઉઠ્ઠિઉ મુણિનાહ,
સિરિ મુણિચંદ મુણિંદ પરમહુ ફેડઇ કુગ્ગાહ. ૨૫

આની હાલની ગૂજરાતી છાયા પં. બ્હેચરદાસે આ પ્રમાણે આપી છે:-

જ્ઞાનચરણ સમ્યકત્વ જેનું રત્નત્રય સુપ્રધાન,
જયો સ મુનિસુરિ અહીં જગે, માંડયો મન્મથસ્થાણુ. ૧

× × × ×

જ્યારે પ્રસન્ન તવ નયનો તથા મનુજોને સદા કાળ,
હૃદયપ્રાર્થિત સુખ સાંપડે પછી છેદાય દુ:ખજાળ. ૨૪
દુ:ષમ રજનિમાં સૂર્ય જેમ તું ઉઠયો મુનિનાથ,
શ્રી મુનિચંદ્ર મુનીંદ્ર પરમ ફેડે કુગ્રાહ. ૨૫

(૧. ચરણ—વિશુદ્ધપ્રવૃત્તિ, સમ્યકત્વ-શ્રદ્ધા, માંડયો-મર્દિત-મંડ્યિ-મોડિય-મસળી નાંખ્યો, મન્મથસ્થાણુ-કામરૂપ ખીલો. ૨૪-સાંપડે-સંપડઈ-સંપદ્યતે-સંપતતિ-સંપડઈ-મળે. ૨૫. દુ:ષમ રજની-આ પાંચમા દુ:ષમ નામના આરા રૂપ રાત્રી. કુગ્રાહ-કદાગ્રહ.]

૧૦૧. **લક્ષ્મણ ગણિએ સુપાસનાહ-ચરિઅં** એ નામનો પ્રાકૃત ગ્રંથ સંવત્ ૧૧૯૯માં માઘ શુદ ૧૦ ગુરૂને દિને ગુરૂ મંડલીપુરીમાં શ્રી કુમારપાલના રાજ્યમાં રચ્યો છે તેમાં કયાંક કયાંક અપભ્રંશમાં છંદો છે:-

ગરૂયભત્તિબ્ભરૂબ્ભિન્નરોમંચયા, થુણહિ તિત્થેસરં તત્થ નચ્ચંતયા,
કેવિ મુંચતિ મંદારસુમણોહરં, ગધવ સમિલિયસલોહ સુમણોહરં. ૨૬૮
કેવિ મલ્લવ સજ્જંતિ કમદદ્દુરં, અવરિ ગાયંતિ સુહકંઠરવ સુંદરં,
કેવિ ઉત્તાલતાલાઉલં રાસયં, કુણહિં કરનચ્ચિયં અવરિ વરહાસયં. ૨૬૯
કેવિ હરિસુદ્ધરા તિયસગલ દેદ્દુરં, કુણહિં હયહેસિયં કેવિ સુઇમધુરં,
કેવિ ગયગજ્જિયં કુણહિં મયભિંભલં, અન્નિ મુટ્ઠીહિ પહરંતિ ધરણીયલં. ૨૭૦

કેવિ ફ્રોડિંતિ વક્કરિય ઉક્કેરયં, કેવિ કુવ્વંતિ કંઠીરવુન્નાયયં,
કેવિ તક્ખણિણુ ખીરોયજલ્લ સંતિયં, કલસસુવણ્ણિંતિ તિયસા
હરિયતિયં. ૨૭૧

—ત્યાં ગુરૂભક્તિના ભરથી ઉદ્ભિન્ન રોમાંચ થયાં છે જેનાં એવા નાચતા (દેવતાઓ) તીર્થેશ્વરને સ્તવે છે. કેટલાક (દેવો) સુગંધથી વશ થઇ જયા સુમનોહર ભ્રમરો થોકબંધ ભેગા થાય છે એવા મંદાર નામના પુષ્પોનો ભર–ઢગ ફેંકે છે, કેટલાક મલ્લોની માફક ક્રમદર્દુર ? સજ્જ થાય છે, જ્યારે બીજા સારા કંઠરવથી સુંદર ગાય છે. કેટલાક ઉંચા નીચા તાલવાળા રાસ કરે છે, બીજા હાથના નૃત્યવાળું સુંદર હાસ્ય કરે છે, કેટલાક હર્ષથી મસ્ત બની...કરે છે, કેટલાક કર્ણને બધુર એવા ઘોડાના હણહણવાનો અવાજ કરે છે કેટલાક હાથીની ગર્જના કરે છે, બીજા ભૂમિતલને મુઠીથી મારે છે, કેટલાક......અને કેટલાક દેવતાઓ તેજ ક્ષણે ખીરના જલવાળા કલશો ઈંદ્ર પાસે લઈ જાય છે.

૧૦૨. બીજો નમુનો એ છે કેઃ—

ચઉપ્પઇ.

જહિ ઉપ્પજ્જઈ જલણુ ત નિશ્ચિયં તા ડહઇ,
પાસટ્ઠિઉ ફુલિંગિહિં ડહઇ નવા ડહઈ,
જસુ પુણુ કોહ સુ અપ્પઉં જણુ ડહિઉ,
હાણિ કરેઈ પરત્તહ જિણવરિ ઇહ કહિઉ. ૨૭૦
રોસિણ અબ્ભુક્ખાણુ જુ વિયરઇ અન્નરજણિ,
સો તેણુવિ પરિભવિયઈ ડજ્ઝઇ અત્તુમણિ,
તો તં સો ઇહ લોઇવિ વઇરિઉ ભણિ હણઈ.
આલિ જુ દિન્નઇ પાવુ અયાણુઉ ન ત ગણઈ. ૨૭૧
રોસાનલિણુ પલિત્તુ મુહુત્તિણુ ડહઇ નરૂ,
નિયધમ્મહ ભંડારૂ સુસંઠિઉ જો સુચિરૂ,
રોસપિસાઇણુ ગહિઉ ન ભુંજઇ ન ય સુયઈ,
અઇવિલ્લહ ધણુ માણુસુ વિણુ દોસિણ મુયઇ. ૨૭૨

જહ કુંડલ્ર કેઉર કિરીડ વિહૂસણુ વિહૂસિઉ,
વિણયવિહૂણુઉ સોહ ન પાવઇ નર કહવિ,
તહ પંડિઉ દાયારૂ તવસ્સી જઈ તહવિ,
ન લહઈ સુગ્ગઇમગ્ગુ સરોસિરૂ નરૂ કહવિ. ૨૭૩

—જયા અગ્નિ ઉપજે—ઉત્પન્ન થાય તેને પોતે રહે ત્યાં સુધી બાળે, (પણ) પાસે પડેલાને (પોતાના) તણખાથી બાળે કે ન પણ બાળે; જ્યારે ક્રોધ જેને થાય છે તે પોતાને તથા બીજાને પણ બાળીને બીજે સ્થળે પણ હાનિ કરે છે એમ જિનવરે કહ્યું છે.

—જે (જન) રોષથી બીજા મનુષ્યોમાં અભ્યાખ્યાન ચાડી ફેલાવે છે તે તે (રોષ)થી પણ પરાભવ પામે છે, (અને) પોતાના મનમાં બળે છે; તેથી તે આ લોકમાં પણ તેને વૈરી ગણી મારે છે. જે ખોટી રીતે પાપ કહેવામાં આવે છે તે અજાણ્યો (પાપ) ગણતો નથી.

—જે ઘણા કાળ સુધી સુસંસ્કારમાં સ્થિત હોય એવો મનુષ્ય રોષરૂપી અગ્નિથી પ્રદીપ્ત થઇને (એક) મૂહૂર્તમાં નિજધર્મનો ભંડાર બાળી નાંખે છે. રોષરૂપી ભૂત જેને ભરાણો હોય તે ભોગવતો નથી તેમ સૂઇ શકતો નથી, અને અતિ પ્યારૂં ધન મનુષ્યને વિનાદોષે છોડી જાય છે. જેમ કુંડલ, કેયૂર, કિરીટ (મુગટ)થી વિભૂષિત થયેલો નર વિનયવિહીણો (હોયતો) કોઇ રીતે શોભા પામતો—શોભતો નથી, તેવી રીતે કોઇ માણસ પંડિત, દાતા, તપસ્વી હોય છતાં પણ રોષવાળો હોય તો સુગતિનો માર્ગ પ્રાપ્ત કરતો નથી.

૧૦૩. આ કવિએ બીજાનું સુભાષિત પણ મૂકયું છે અને તેથી તે તેના સમયથી પ્રાચીન હોવું જોઇએ. યતઃ ઉક્તમ્:—

અપ્પત્થિયઈ ઇંતિ જહ દુકખઇં, સહસા પરિણમંતિ તહ સુકખઇં,
પુવ્વજ્જિયઈ ધરિવિ કો સક્કઇ, સપ્પુરિસહં ચિત્તુવિ ન ચમક્કઇ.

—જેમ દુઃખો અપ્રાર્થિત (વણમાગ્યાં) આવે છે, તેમ સુખો સહસા—એકદમ પરિણમે છે. પૂર્વોપાર્જિત કોણ અટકાવી શકે ? સત્પુરૂષોનું ચિત્ત છતાંય ચમકતું નથી—ચમત્કાર પામતુ નથી—આશ્ચર્ય પામતું નથી.

૧૦૪. આવા અપભ્રંશ ભાષામાં અમુક ભાગો પૃ. ૫૦, ૧૯૦, ૨૧૩, ૨૮૬, ૨૯૬, ૪૪૦ થી ૪૪૨, ૪૬૮, ૫૭૦, ૬૨૫, ૬૩૨, ૬૪૭ પર છે. જુઓ સુપાસનાહ ચરિઅ-સંસ્કૃત છાયા કરીને સંશોધક પંડિત હરગોવિન્દદાસ અને પ્રકાશક જૈન વિવિધ સાહિત્ય શાસ્ત્રમાલા અંક ૪, ૮, ૧૨, કાશી.

---

## પ્રકરણ ૪ થું.

---

### તેરમી, ચૌદમી અને પંદરમી સદીનું અપભ્રંશ સાહિત્ય.

૧૦૫—યોગચંદ્રમુનિના રચેલા યોગસાર ગ્રંથમાં ૧૦૫ દોહા ૧ સોરઠા ને ૧ ચોપાઇ છે. તેને દોહાસાર પણ કહે છે. તેનો વિષય અધ્યાત્મોપદેશ છે. યોગચંદ્રમુનિનો સમય નિર્ણિત થયો નથી. કોઈ કહે છે કે વિક્રમની બારમી સદી અથવા વધુમાં વધુ તેરમી સદીનો પૂર્વ ભાગ સિદ્ધ થાય છે, પણ ભાષા સરલ તેથી આધુનિક ભાષાને એટલી બધી મળતી છે કે તેને તેટલો પ્રાચીન સમય આપવાનો સ્વીકાર કરવા કોઇ ખંચાય; છતાં જ્યાં સુધી તેનો સમય નિર્ણીત રીતે સિદ્ધ ન થાય ત્યા સુધી તેને અત્ર સ્થાન આપવુ યોગ્ય ધાર્યું છે. (આ ગ્રંથ પ્રકાશિત થઈ ગયો છે. માણિકચંદ્ર જૈન ગ્રંથમાલા અંક ૨૧.) તેના દોહાની ભાષા આપણી હાલની દેશી ભાષાનું પૂરાણુ સ્વરૂપ બતાવે છે, અને તે અપભ્રંશની સરલ ભાષા છે તેથી તેને જૂની ગૂજરાતી કે જૂની હિંદી નિશ્ચિંતપણે આપણે કહી શકીએ. ઉદાહરણ તરીકે:—

અજરૂ અમરૂ ગુણગણણિલઉ, જહિ અપ્પા થિર થાઈ,
સો કમ્મહિ ણુવિ બધયઇ, સચિયપુવ્વ વિલાઇ. ૧

—અજર અમર ગુણગણ નિલય, જે આત્મા સ્થિર થાય,
તે કર્મો નવિ બાંધશો, સંચિતપૂર્વ વિલાય.

એટલે કે:—અજર અમર ગુણના સમૂહનું સ્થાન (એવો) આત્મા જેનો સ્થિર થાય છે તેને તે કર્મો બાધતા—બંધન કરતા નથી. પૂર્વનાં (જે) સચિત (તેજ) વિલય પામે છે—નાશ પામે છે.

અપ્પ સરૂવહ જો રમઇ, છંડવિ સબ વવહાર,
સો સમ્માઇઠી હવઇ, લહુ પાવઈ ભવપાર.

—આત્મ સ્વરૂપે જે રમે, છાંડે સહુ વ્યવહાર,
તે સમ્યગ્દષ્ટિ થતો, પામે અલ્પ ભવપાર.

( છંડવિ—છોડીને, લહુ—લઘુ—થોડા સમયમાં યા થોડા પ્રયાસથી )

જહ સલિલેણ ણ લિપ્પયઇ, કમલણિ પત્ત કયાવિ,
તહ કમ્મેણ ણ લિપ્પયઇ, જઇ રઇ અપ્પ સહાવિ.

—જલથી થાય ન લિપ્ત જયમ, કમલિની પત્ર કદાપિ,
કર્મથી થાય ન લિપ્ત ત્યમ, યદિ રતિ આત્મસ્વભાવ.

ઇક્ક ઉપજ્જઈ મરઇ કુવિ, દુહુ સુહુ ભુજઇ ઇક્કુ,
ણરયહ જાઇવિ ઇક્ક જિય, તહ ણિવ્વાણહ ઇક્કુ. ૪

—એકલો ઉપજે મરત એક, દુખ સુખ ભોગવે એક.
નરક જાય વળી એક જીવ, ત્યમ મુક્તિ પણ એક.

૧૦૬—આમા સોરઠા છંદ પણ છે.

જીવા જીવહ ભેઉ જો, જાણઈ સો જાણિયઉ,
મોક્ખહકારણ એઉ ભણઈ, જોઇ જોઇહિ ભણિઉ.

—જીવ અને અજીવના ભેદ જે જાણે છે તે જાણે છે (અર્થાત્ તેજ જ્ઞાની છે.) મોક્ષનું કારણ એજ છે (એમ) યોગી (યોગચંદ્ર) કહે છે (કે જે) યોગીઓએ કહેલું છે.

ધમ્મુ ણ પઢિયા હોઇ, ધમ્મુ ણ પોચ્છા પિચ્છયઇ,
ધમ્મુ ણ મઢિય પયેસિ, ધમ્મુ ણ મુચ્છા લુચ્ચિયઇ.

—પઢયે ન હોયે ધર્મ, પૂછાપૂછિથી ધર્મ નવ,
મઢિ પ્રવેશ્યે ધર્મ નવ, મૂછ લોચ્યે નવ ધર્મ છે.

( આમાં પૂછાપૂછી, મઢિ (મઠ), મુચ્છા (મુછ) વગેરે દેશી શબ્દો છે. )

૧૦૭—આ ગ્રંથમાં એક ચોપઇ પણ છે:—

કાસુ સમાહિ કરઉ કો અચઉ, છોપુ અછોપુ કરિવિ કો વચઉ,
હલસહ કલહિ કેણુ સમ્માણઉ, જહિં જહિં જોવઉ તહિ
અપ્પાણઉ. ૨૦

—કોની સાથે સમાધિ કરૂ, કોને અર્ચું (પૂજૂ), છૂત અછૂત કરીને કોની વંચના કરૂં, ભલા કોની સંગાથે કલહ ભોગવું, જયા જ્યાં જુઓ ત્યાં આત્માજ છે.

આ દોહાસારને મળતોજ શ્રાવકાચાર નામનો ગ્રથ છે કે જેનો ઉલ્લેખ આગળ કરવામાં આવ્યો છે.

૧૦૮—પ્રાયઃ આ કવિનો **પરમાત્મપ્રકાશ** નામનો ઉત્તમ આ-ધ્યાત્મિકગ્રંથ છે તે પણ આજ પ્રકારનો છે. તે ભટ્ટ પ્રભાકરની વિનતિથી રચવામાં આવ્યો હતો. તેમા પણ દોહા છંદનો ઉપયોગ કર્યો છે. દાખલા તરીકે:—

જઈ ણિવિસધ્ધુવિ કુઈ કરઇ, પરમપ્પઇ અણુરાઉ,
અગ્ગિકણી જિમ કટ્ઠગિરિ, ડહઈ અસેસુવિ પાઉ. ૧૧૫.

—જો (એક) નિમિષ-ક્ષણની અર્ધી પણ કોઇ પરમાત્મપ્રત્યે અનુરાગ કરે-રાખે, તો જેમ અગ્નિની એક કણી લાકડાનો પર્વત-મોટો ઢગ બાળી નાંખે છે તેમ તે અશેષ-સર્વ પાપ પણ બાળી નાંખે છે.

હરિહર બ્રહ્મુવિ જિણવરવિ, મુણિવરવિંદવિ ભવ્વ,
પરમણિ રંજણિ મણુ ધરિવિ, મુક્ખુ જિ ઝાયહિ સવ્વ. ૧૩૪

—હે ભવ્યો ! હરિ, હર, બ્રહ્મા પણ (તેમજ) જિણવરો પણ (અને) મુનિવરના સમૂહો પણ પરમનિરંજનમાં મન રાખી મોક્ષનેજ ધ્યાય છે.

ણિટ્ઠુરવયણુ સુણેવિ જિય, જઇ મણિ સહણુ ણુ જાઇ,

તો લહુ ભાવહિ બંભુ પર, જિં મણુ ઝત્તિ વિલાઇ. ૩૧૫

—હે જીવ ! જો નિષ્ઠુર વચન સાંભળી મનમાં સહન થાય નહિ તો પરબ્રહ્મને લઘુ–અલ્પ ભાવ–તેની ભાવના કર કે જેથી મન ઝટ વિલીન થાય–દ્રવીભૂત બને.

આમાં ૩૪૫ છંદ છે તેમાં ૩૪૩ દોહા છે ને છેલ્લા બે જુદા છંદમા છે તે પૈકી—

જં તત્તં ણાણરૂવં પરમમુણિગણા ણિચ્ચ ઝાયંતિ ચિત્તે,

જં તત્તં દેહચત્તં ણિવસઈ ભુવણે સવ્વદેહીણ દેહે,

જં તત્તં દિવ્વદેહં તિહુવણગુરૂગં સિજ્ઝએ સંતજીવે,

તં તત્તં જસ્સ સુદ્ધં ફુરઇ ણિયમણે પાવએ સો હિ સિદ્ધિં. ૩૩૪

૧૦૯—ઉપરનાં ઉદાહરણો મૂલ માત્ર પરથી લીધાં છે; તેના પર સંસ્કૃત છાયા કે કોઈ ટીકા ટિપ્પણી વગેરે મળતી નથી તેથી ક્યાંક ક્યાંક શબ્દો યા પદોના અર્થ સ્પષ્ટ સમજાયા નથી. વાચક પોતાની મેળે તે પર વિચાર કરી લેશે. આ થોડાં ઉદાહરણોથી સ્પષ્ટ થશે કે વિક્રમની નવમી સદીથી પાંચ છ સદી સુધીનું અપભ્રંશ–પ્રાકૃત સાહિત્ય, ગૂજરાતી, હિન્દી, આદિ દેશી ભાષાના મૂળનો પત્તો લગાડવામાં કેટલું ઉપયોગી છે.

૧૧૦—ઉક્ત પરમાત્મપ્રકાશ નામનો ગ્રંથ પ્રકટ થયો છે (રાયચંદ્ર જૈનશાસ્ત્રમાલામા) તેમાં કર્ત્તાનું નામ યોગીન્દ્રદેવ આપ્યું છે તેજ આ યોગચંદ્રમુનિ એમ સંભવે છે. આ કૃતિની ભાષા પણ અપભ્રંશની સારી અને ઉચ્ચ સ્થિતિ સૂચવે છે. ઉપરની અને આ કૃતિની ભાષા સાથે સાથે એક પ્રવાહમાં અખંડપણે સરલતાથી એવી વહે છે કે જાણે તત્કાલિન બોલાતી ભાષામાં રચાઇ હોય એવું જણાય છે. તેના પર ટીકા બ્રહ્મચારી દેવે સંસ્કૃતમાં રચી છે. વળી આ પરમાત્મપ્રકાશ પરથી શ્વેતામ્બરીય ધર્મમંદિર ગણિએ ગૂજરાતીમાં તેજ નામની કૃતિ સં. ૧૭૪૨

ના કાર્તિક શુદ ૫ ગુરૂવારે મુલતાનમાં રચી પૂર્ણ કરી છે. જુઓ જૈન-ગૂર્જર કવિઓ ભાગ બીજો.

૧૧૧—દશમી સદીમાં દોહાની રચના થતી હતી એવું માલૂમ પડે છે, પણ તે જોઇએ તેવી સર્વત્ર પ્રસિદ્ધિ અને પ્રતિષ્ઠા પામી નહોતી એ પણ સાથે સાથે જણાય છે.

**દેવસેન આચાર્યે** દર્શનસાર, નયચક્ર, ભાવસંગ્રહ, આરાધનાસાર અને તત્ત્વસાર નામના પ્રાકૃત ગ્રંથ રચેલા તે પ્રસિદ્ધ થઈ ચૂક્યા છે. તે પૈકી દર્શનસારની રચના વિ. સ. ૯૯૦ માં ધારાનગરીના શ્રી પાર્શ્વ-નાથ ચૈત્યાલયમાં સમાપ્ત થયાનું તેની પ્રશસ્તિપરથી સ્પષ્ટ જણાય છે; તેથી આ આચાર્યનો સમય દશમી સદીમાં થવાનું નિશ્ચિત છે. 'તેમણે નયચક્ર નામનો ગ્રંથ દોહા છંદમાં એટલે તે સમયની અપભ્રંશ-પ્રાકૃત ભાષામાં રચ્યો હતો પરંતુ તેના સમયમાં સમાલોચકોને તે છંદ પસંદ ન પડયો તેથી તેના શિષ્ય **'માઇલ્લ ધવલે'** તેના દોહાને ગાથાઓમાં ફેરવી નાંખ્યા—આ વાત તે ગ્રંથની બે છેલ્લી ગાથાઓ પરથી વિદિત થાય છે:—

સુણિ ઊણ દોહરત્થં સિગ્ઘં હસિઉણ સુંહકરો ભણઇ,
એત્થ ણ સોહઇ અત્થો, ગાહાબંધેણ ત ભણહ.

—દોહાબદ્ધ ગ્રંથને સુણીને શીઘ્ર 'શુભંકરે' હસીને કહ્યું, આ (છંદ)માં અર્થ શોભતો નથી તેથી ગાથાબદ્ધ કરો.

દવ્વસહાવપયાસં દોહયબંધેણ આસિજં દિટ્ઠં
તં ગાહાબંધેણ રઇય માઇલ્લધવલેણ.

—સ્નેહથી આ દ્રવ્ય સ્વભાવનો પ્રકાશ (ગ્રંથ) કે જે પહેલા દોહાં-બદ્ધ જોવામાં આવ્યો હતો તે માઇલ્લ ધવલદ્વારા ગાથાબદ્ધ રચ્યો.

૧૧૨—દોહા છંદનો તે વખતે સામાન્યપણે નવો નવોજ પ્રયોગ હતો તેથી 'શુભંકર' મહાશયે તેને પસંદ ન કર્યો. આ દોહાબદ્ધ ગ્રંથ હમણાં મળતો નથી. કોણ જાણે આ જાતના બીજા

કેટલાએક ગ્રંથો આવા 'શુભંકરો'ની કૃપાથી નષ્ટ થયા હશે.' (ગુલેરીજી ના. પ્ર. પ્ર. ભા, ૨-૩ પૃ ૨૪૧-૨૪૩).

૧૧૩. આ સર્વ ગ્રંથોથી જૂદો એક અશ્રુતપૂર્વ ગ્રંથ નામે 'શ્રાવકાચાર' દેવસેન સૂરિએ રચેલો કારંજાના ભંડારમાં ઉપલબ્ધ થયો છે. આમાં લગભગ ૨૫૦ દોહામાં ગૃહસ્થ ધર્મનું વર્ણન છે, તેમાંથી અહીંથી તહીં બે ચાર દોહા લઇએ—

ણમકારેપિણુ પંચગુરૂ, દૂરિદલિયદુહકમ્મુ,
સંખેવે પયડક્ખરહિ, અક્ખમિ સાવય ધમ્મુ. ૧.

—(જેણે) દુષ્કર્મોને દુર્દલિત કર્યાં છે (એવા)[૬]પંચ ગુરૂઓને નમસ્કાર કરી સંક્ષેપમાં પદ અને અક્ષરો દ્વારા શ્રાવક ધર્મ્મને કહું છું—આખ્યાન કરૂં છું. (પિણુ-પૂર્વકાલની ક્રિયા વિભક્તિ છે અને 'કમ્મુ' તથા 'ધમ્મુ'માં 'ઉ'છે તે કર્મકારક સૂચક છે. )

* * *

સુણુ દંસણુ જિય ! જેણુ વિણુ, સાવય ગુણુ ણવિ હોઇ,
જહ સામગ્ગિ વિવજ્જિયહ, સિજ્ઝઇ કજ્જુ ન કોઇ.

—(હે) જીવ ! [૭]દર્શનને સાંભળો. (તે એવું છે કે) જેના વિના

૬ જૈનો પાંચ પરમ ઇષ્ટને પૂજે છેઃ—અર્હન્ત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુ. આને જૈન ધર્મમાં 'પંચ પરમેષ્ઠી' કહે છે. અર્હન્ત એટલે તીર્થંકર. સર્વ આત્મઘાતી કર્મોને દૂર કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કરી લોકોને બોધ આપી ધર્મના પ્રવર્ત્તક. સિધ્ધ એટલે સર્વ કર્મોનો ક્ષય કરી સિધ્ધ-મુક્તિ પ્રાપ્ત કરનાર. આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ કંચન કામિનીના ત્યાગી વૈરાગીના ચડતા ઉતરતા પ્રકાર છે.

૭ 'દર્શન' એ નામ જૈન ધર્મમાં 'શ્રદ્ધા, વિશ્વાસ, યકીન' ને આપેલું છે જૈનમાં મોક્ષ પ્રાપ્ત થવા માટે સમ્યગ્ દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર એ ત્રણે એકી સાથે કહ્યા છે અને ત્રણને 'રત્નત્રય' કહેવામાં આવે છે. આ રત્નત્રયમાં પહેલું રત્ન 'દર્શન' છે કે જેના હોવા વગર કોઇ ધર્મવાન્ કહી શકાતો નથી.

શ્રાવકના ગુણ હોય (થાય-ઉદ્ભવે) નહિ; (કેવી રીતે?) જેવી રીતે (યોગ્ય) સામગ્રી છોડીને (રહિત) કોઇ કાર્ય સીઝતું-સિદ્ધ થતું નથી. ('ણુવિ'માંનો 'વિ' પાદની પૂર્તિ માટે અથવા 'ન' પર જોર દેવા માટે વપરાયો છે)

× × × ×

સચ્ચ સયેણુ વિજાણિયઉ, ધમ્મુ ણુ ચઢઇ મણે વિ,
દિણયર સઉ જઇ ઉગ્ગમઇ, ધૂવડ અંધઉ તો વિ.

—તે સત્યથી વિશેષપણે જાણીને (જાણ્યા છતાં) ધર્મ મન ઉપર ચઢતો નથી (જેવી રીતે) તે દિનકર-સૂર્ય ઉગે, તો પણ ઘુવડ આંધળો (હોય છે.) (મન ઉપર ચઢવું-ગળે ઉતરવું, કોઇ વાત પૂરી જાણી લેવી એ અર્થમાં હાલની આપણી ભાષામાં વપરાય છે. આ વાણી વ્યવહાર અને ધૂવડ-ઘુવડ એ શબ્દ સર્વથા દેશી છે.)

× × × ×

ખંચઇ ગુરૂ વયણંકુસઇ, મેલ્લિ મ ઢિલ્લઉ તેન.
મુહ મોડઉ મણ હત્થિયઉ, સંજમ ભર તરૂ જેન.

—(કોઇ વિરક્ત પુરૂષ પોતાના મનને સંબોધે છે-) ગુરૂ વચન રૂપી અંકુશોથી ખેંચે છે, તે માટે ઢીલું મેલીશ-મૂકીશ માં-મન! તું ઢીલુ પડીશ માં. હે મનરૂપી હાથી! સંયમ રૂપી ભરેલા તરૂ-ઝાડ પ્રત્યે મો ફેરવ! (આમાં ખેંચે છે, ઢીલું મેલમાં-મૂક માં, મોં મોડ-ફેરવ એ આપણી દેશી ભાષાનાં રૂઢ છે.)

× × × ×

એહુ ધમ્મુ જો આયરઇ, ચઉવણ્ણહ મહ કોઇ,
સો ણરણારી ભવ્યયણુ, સુર ઇય પરવહ સોઇ.

—આનું ગૂજરાતી દોહામાં રૂપાંતર આ રીતે મૂકી શકાય:—

એહ ધર્મ જે આચરે, ચતુર્વર્ણમાં કોઇ,
તે નરનારી ભવ્યજન, સુરપતિ પામે તેહ.

૧૧૪. આ શ્રાવકાચારની ભાષા જોતાં તે દશમી સદી જેટલી જૂની ન લાગે અને તેથી તેના અને નયચક્રના કર્ત્તા ભિન્ન ભિન્ન દેવસેનસૂરિ હોઇ શકે, પરંતુ નયચક્રની છેલ્લી બે ગાથા પરથી એમ તો જણાય છે કે દેવસેનસૂરિએ દોહામાં રચના કરી હતી, અને શ્રાવકાચાર દોહામાં છે તો તે પણ તેમનીજ કૃતિ હોઇ શકે. તેમ હોય તો પછી દશમી સદી જેટલી જૂની ભાષા તેમાં નથી જણાતી તેનું કારણ તેની મૂળ ભાષામાં પછીથી ફેરફાર બીજા હાથે થયો હોવો જોઇએ એમ માનવું ઘટે.

૧૧૫. વટગચ્છના જિનચંદ્રસૂરિ શિષ્ય શ્રી ચંદ્રસૂરિશિષ્ય **હરિભદ્રસૂરિનું નેમિનાહ ચરિય** સં. ૧૨૧૬ના કાર્તિક શુદ ૧૩ ને દિને અણહિલ્લવાડ નગરે કુમારપાલના રાજ્યમાં પ્રાકૃત અપભ્રંશ ભાષામાં ૮૦૩૨ શ્લોકમાં સંપૂર્ણ થયું છે; અને તે નવ લીટીના રડ્ડા યા વસ્તુ છંદમાં છે. તેના પહેલા ભાગમાં અરિષ્ટનેમિ અને રાજીમતિના નવ પૂર્વ ભવોનું વર્ણન છે અને પછી તેનાથી નાના બીજા ભાગમાં આ તીર્થંકરનું ચરિત્ર છે કે જેમાં કૃષ્ણ અને પાંડવોનાં ચરિત્રો ઓતપ્રોત છે. આ ગ્રંથ ડૉ. જેકૉબી સંશોધિત કરી પ્રગટ કરવાના છે તેથી અપભ્રંશ ભાષા અને સાહિત્યપર અવનવો પ્રકાશ પડશે. તેનો આરંભ આ પ્રમાણે છે:—

> દુહ વિપયડિયકરણુ આયારૂ
> દુહદંસિયધમ્મનિહિ દુહનમતપયવિહવપાવણુ
> દુહકમણાણંદયરૂ દુહસુવન્નરયણપ્પહાવણુ
> મહ સુહુ વિયરઉ વિમલગુણરાસિજલહિરયણિંદુ
> પણયસુરાસુરનરનિયરકયથુઇ રિસહજિણિંદુ. ૧

વિશેષ માટે જુઓ જેસલમેર ભાંડાગારીય ગ્રંથોનાં સૂચિ (ગા. ઓ. સી. નં. ૨૧) પૃ. ૨૭

૧૧૬. સં. ૧૨૩૮ માં સિદ્ધરાજ સમકાલીન વાદિ દેવસૂરિના શિષ્ય **રત્નપ્રભસૂરિ** (રત્નાવતારિકાના કર્ત્તા) એ **ઉપદેશમાલા** પર **દોઘટ્ટી** વૃત્તિ રચી છે તેમાં કેટલાક અપભ્રંશ ભાગ છે.

૧૧૭—વરદત્તનું વૈરસામિચરિઅ ફક્ત બે સંધિનું છે ને તે દરેકમાં ૧૨ અને ૯ અનુક્રમે કડવક (કડવાં) છે. કુલ ગ્રંથાગ્ર ૩૦૦ છે તેની પ્રત પાટણ તેમજ ખંભાત ભંડારમા મળે છે. તેનો આરંભ આ પ્રમાણે છે:—

અહો જણ નિસુણ઼ણ(ણિ)જ્જઉ કન્નુ, ધરિજ્જઇ(હુ) વઇર સામિ
મુનિવર ચરિઉ,
સાહઉં સુમણોહરૂ ભવિયહસુદરુ, જિં જિણુ રયણુ સમુદ્ધરિઉ. ૧
તુંબવનનામિ પુરવરૂ વહાણું, અત્થેત્થુ ભરહિ વરગુણ નિહાણુ,
જિણુ ભવણિહિ સુંદર કિઉ પવિત્તુ, દેઉલવિહાર મંડિઉ પવિત્તુ. ૨
નંદનવણુ સરિસરવરેહિં રમ્મુ, પાલહિં નર તિત્થુ જિણુંદ ધમ્મુ,
તહિં નયરિ અત્થિ ધણુ નાઉ સેટ્ઠિ, જો હત્થુ ન ઉડ્ડઇ કસુ વિ હેટ્ઠિ. ૩
તસુ ધણગિરિ નામિ પહાણુ પુત્તુ, પુરમંડણુ અત્થિ સુગુણેહિં જુત્તુ;
સાવય વંસુપ્ભવઉ સુદ્ધ ભાવઉ, નિમ્મલગુણમંદિરૂ સમિય પાઉ. ૪
ઉવસંતમોહમોક્ખાભિલાસિ, અહિલાસુ ન બંધઈ ગેહવાસિ,
જા કાવિ વરિજ્જઇ તાસુ વાલ, નવજોવ્વણવરનયણ વિસાલ. ૫
પડિસેહઇ સો મુનિ જેમ નારિ, નિયજોયણુ મ અકયત્થ હારિ,
પવજ્જ લેસુ નિવ્વિન્નકામુ, મઇ સફલુ કરેવિણુ મણુયજમ્મુ. ૬
અન્નઇ પભણિજ્જઇ સુંદરી એ, નિયતાયજણણિ ખામોયણીએ,
હઉ અવસવ સિત્તણિ કરિસુ એહુ, મહુ મણઇટ્ઠુ એહુ વરૂ વરેહુ. ૭

ઘત્તા.

એહુ જઈ ન વરેસઇ, નવિ પરણેસઈ, તો મઇ માઇ મરેવઉ,
એહુ નયણસુસુંદરૂ, રૂવપુરંદરૂ, અવસ નાહુ કરેવઉ. ૮

× × × ×

**અંતે—**

મુનિવર વરદત્તિં, ગુણહરભત્તિં વઇરસામિગણહરચરિઉ,
સાહિજ્જઉ ભાવિં, મુંચહુ પાવિં, જિં તિહુયણ નિયગુણભરિઉ.

૧૧૮. તેરમા શતકમાં ધર્મસૂરિના શિષ્ય **રત્નસૂરિ** થયા તેને કોઇ રત્નસિંહસૂરિ નામ આપે છે પણ સ્વ. દલાલ તે ગુરૂશિષ્યનાં નામ ધર્મપ્રભ અને રત્નપ્રભ જણાવે છે, અને તેજ યોગ્ય લાગે છે:—

૧૧૯. '**અંતરંગ સંધિ**–ધર્મપ્રભાચાર્યના શિષ્ય પંડિત **રત્નપ્રભ**-ની અંતરગ સંધિના નવ અધિકારો (૯ કડવા )માં ભવ્ય અને અભવ્યના સંવાદ રૂપે તથા મોહસેના તથા જિનસેનાના યુદ્ધ રૂપે અંતરંગ રિપુ-ઓના વિજયનું વર્ણન છે. આની પાટણભંડારમાં એક તાડપત્ર તથા બીજી કાગળની એમ બે પ્રતો છે.'

૧૨૦. સુરત ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌ના અહેવાલના ગ્રંથ પ્રદર્શનના છેવટના પૃ. ૬૨–૬૩ પર **રત્નસિંહસૂરિ ( ? રત્નપ્રભ )** માટે જણાવેલ છે કે:—

'પોતાના ગુરૂ ધર્મસૂરિનાં ગુણગાનનાં ૩૭ કુલક રત્નસિંહ ?' સૂરિએ રચ્યાં છે તેમજ બીજાં પણ કેટલાંક કુલક પોતાની ભાષા ( અપભ્રંશ )માં રચ્યાં છે તે સુરત ગોપીપુરાના જ્ઞાનભંડારમાં તાડપત્ર ઉપર લખેલાં છે. તેમાંથી થોડાંએક કુલકોની નકલ ( ઉક્ત પરિષદ્‌ના ) પ્રદર્શનમાં મૂકી હતી. નમુનો આ પ્રમાણે:—

સિરિ સિલસૂરિ ગુરૂ ગણહરહ પયપંકય પણમેવિ
ધમ્મસૂરિ સૂરિહિ રલિયહઉ દેસણ ગુણ વન્નેવિ.
પરઉવયારહઈ મૂલુ જગિ દેસણ સૂરિસુ ન દાણુ,
સા ધમ્મસુરિ તુહ વન્નિયઇ, જિણ જાયઇ સુહ ઝાંણુ. ૨

× × × ×

અલિઉ પયંપઇ એઉ જણુ, કલિજુગિ વટ્ટઇ લોઇ,
ધમ્મસૂરિ સન્નિહુ વર રયણુ, કયજુગુ મિલ્લિ કિ કોઈ. ૫
ધમ્મસૂરિ સુણિજો અમિયસમ, કન્નંજલિહિં પિએઈ,
સો છિંદિવિ ભવબંધણઈ, સિવસોકખઈ સેવેઇ. ૬

ઇય પઉમંનાહ ગણિણા બાવત્તિરિ જિણવરાણ સંથવણં,
કુમરવિહારઠ્ઠિયાણાં. વિહિય મિણં કુણઉ કલ્લાણં. ૧૪
જમોવિ તાણ સહલો સંસારે ભોયણાણ તાણ ફલં,
અણહિલ્લવાડ નયરે રહજત્તા જેહિં સચ્ચવિયા. ૯
અણહિલ્લનયર ગયણે નંદઉ કયરહ વિમાણ વર જત્તો,
કુમર નરિંદ મયંકો, સંપ્રસમુદં સુહા ચિંતો.

× × × ×

બારસ સત્તત્તી (?વી)સે, સુદા સેક્કારસીહ ભદ્દવએ,
ચંદ દિણે સામિતુમં, સુરમંદિ મવણં જાઉ. ૩૪

× × + ×

સિરિ ધમ્મસૂરિપહુણો, નિમ્મલ કિત્તીઇ ભરિય ભુવણસ્સ,
સીસલવે હિ કુલયં, રઇયિં સિરિ રયણસૂરીહિં. ૩૯

આ કુમારપાલ રાજાના સમયમાં–પાટણમાંજ કુમાર વિહાર મંદિરમાં સં. ૧૨૨૭ માં રચાયેલ જણાય છે, નહિ કે સં. ૧૨૩૭ માં કારણકે કુમારપાલ સં. ૧૨૩૨ માં સ્વર્ગસ્થ થયેલ છે.

૧૨૧. **મહાવીર જન્માભિષેક.** ૧૮ ટુંક તેના કર્ત્તા વાદિદેવ-સૂરિના શિષ્ય રામચંદસૂરિ શિષ્ય **જયમંગલસૂરિ** છે. નમુનોઃ—

તારડ ડરડક્કિં, શૃંગ ઢલક્કિય, ફુટ્ટિઅ તુટ્ટિઅ ટોલ,
ત્રાટક ત્રટક્કિ, રણણ રણક્કિ, રણણિઅ ઝણણિઅ ઝોલ,
તા ગજ્જિઅ, અબર વજ્જિઅ, જલનિહિ ગુજ્જિઅ નિજ્ઝરણાઈં,
તા કાયર કંપિય, કામિણિ ઝુંકિય, તુટ્ટિઅ આભરણાઈં. ૧૧
તા કુમ્મ કડુક્કિઅ, સેસ ધડુક્કિઅ, થરહરિઉ વારાહ,
સાયર ઝલહલિઆ, ગિરિ ઢલઢલિઆ, હુ નઠ્ઠે નરનાહ,
દિગ્ગય ગડગડિઆ, ગિહ ખડખડિઆ, જહુ નઠ્ઠો મત્તંડ,
સહસક્ખુ ચમક્કિઅ, સુરગણ સક્કિઅ, કિરફુટ્ટો બભડ. ૧૨

× × × ×

તા નેક મંગલ વિત્થ કરિહુણિ વીર જણુણિ અપ્પિઉ,
તા સયલ સુરવર ઠામિ પુહુતલ રંગ જગિ થિર થપ્પિઉ. ૧૭
તા વાદિઅ દેવસૂરિ પાય પણુમવિ, અનઇ પુણુ દેવસૂરિ વંદિઅ,
× × સુંદર સુગુરૂ રામચંદ્રસૂરિ જગિ જયઉ મંગલસૂરિ ઘુલ્લિઅ. ૧૮

૧૨૨. વાદિદેવસૂરિ (જન્મ સં. ૧૧૪૩ દીક્ષા સં. ૧૧૫૨ રામચંદ્રમુનિ નામ, આચાર્યપદ સં. ૧૧૭૪ માં નામ દેવસૂરિ પડ્યું. સં. ૧૧૮૧ માં દિ. કુમુદચંદ્ર આચાર્ય પર સિદ્ધરાજની સભામાં જીત મેળવી, સ. ૧૧૯૯ માં ૨૪ શિષ્યોને આચાર્યપદ આપ્યું. સં. ૧૨૦૪ માં ફ્લોધીમાં પાર્શ્વનાથ પ્રતિષ્ઠા. સ્વ. સં. ૧૨૨૬) આથી તેમજ જયમંગલસૂરિએ સ. ૧૩૧૯ માં સૂધા પહાડપરના ચાચિગદેવના લેખની પ્રશસ્તિ રચી તેથી આનો સમય તેરમી સદીનો અંત વિનાહરકતે મૂકી શકાય.

૧૨૩. સં. ૧૨૪૧માં **સોમપ્રભાચાર્યે કુમારપાલપ્રતિબોધ** પ્રાકૃત કાવ્ય રચ્યું છે તેમાંથી ઘણું અપભ્રંશ પ્રાપ્ત થાય છે. તેના સંબંધમાં હવે પછી જૂદા વિભાગમાં જૂદા પ્રકરણમાં જૂદું કહીશું.

૧૨૪. મહાકવિ **અમરકીર્ત્તિ**—આ મહાકવિ ચૌલુક્ય કર્ણ (કાન્હ ?) રાજાના વખતમાં એટલે વિ. સં. તેરમી શતાબ્દીમાં વિદ્યમાન હતો. તેણે વિ. સં. ૧૨૪૭ (૭૪)માં ભાદ્રપદ વદ ૧૪ ગુરૂદિને '**છક્કમ્મુવએસો**' નામનો ગૃહસ્થોનાં ષટ્કર્મોના ઉપદેશ સંબંધીનો ગ્રંથ, ગૂજરાતના મહીકાંઠાના પ્રદેશના ગોદહય (ગોધ્રા) નામના ગામમાં રચેલ છે. આ ગ્રંથની રચના તેણે **નાગરકુલ** અને કણ્હઉર (કર્ણપુર ?) વંશના ગુણપાલ અને **ચચ્ચિણિ**ના પુત્ર મહાભવ્ય **અ**મ્બપસાય (અંબાપ્રસાદ)ની પ્રાર્થનાથી કરી છે, અને તે અપભ્રંશ ભાષામાં છે.

૧૨૫. આ કવિએ ઉક્ત અંબાપ્રસાદને પોતાના લઘુબંધુ તરીકે ઓળખાવેલ છે, એથી કવિ જ્ઞાતિથી **નાગરબ્રાહ્મણ** જણાય છે; છતાં તે જૈન ધર્મની દીક્ષાથી દીક્ષિત થયો હતો. તે સાધુ તરીકેની અવસ્થામાં માથુરસંઘ (દિગંબરી)ના ચંદ્રકીર્તિનો શિષ્ય હતો, કે જે ચંદ્રકીર્તિ પ. અમિતગતિ (મુંજ—ભોજના સમયમાં થયેલ)ના શિષ્ય શાંતિષેનના અમરસેનના શિષ્ય પ. શ્રીષેણસૂરિનો શિષ્ય હતો.

૧૨૬. કવિએ ૧૪ સંધિમય પ્રાયઃ અઢીહજાર ગાથા પ્રમાણુ ઉપરોક્ત છક્કમ્મુવએસો (ષટ્કર્મોપદેશ) ગ્રંથને એક મહિનામાં રચ્યો હતો. તેની છેવટની પ્રશસ્તિમાં પોતાની આ કૃતિ સાથેની આઠ કૃતિઓનાં નામ આપ્યાં છે. ૧ નેમિનાથ ચરિત્ર, ૨ મહાવીર ચરિત્ર, ૩ યશોધર ચરિત્ર (પદ્ધડિયાબંધ), ૪ ધર્મચરિત ટિપ્પન, ૫ સુભાષિત રત્નનિધિ (સ્વાધ્યાય-સઝાય, શ્લોક વિગેરે રૂપ), ૬ ચૂડામણિ (ધર્મોપદેશ), ૭ ધ્યાનોપદેશ (ધ્યાનશિક્ષા), અને ૮ ઉક્ત છક્કમ્મુવએસ. આ સિવાય લોકોને આનંદ પમાડનાર સંસ્કૃત પ્રાકૃત કાવ્યો તેણે ઘણાં રચ્યાં હતાં. આ ઉપરથી તેનું સસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષામાં કેટલુ પ્રાવીણ્ય હશે, તે આપણે કઇક કલ્પી શકીએ તેમ છીએ.

૧૨૭. છક્કમ્મુવએસો ગ્રંથની સં. ૧૫૪૪ માં લખાયેલી સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવની પ્રતિ ઉપરથી હમણાં લખાવેલી એક પ્રતિ સેન્ટ્રલ લાયબ્રેરી, વડોદરામાં છે. આ ગ્રથ પ્રકાશિત થયો નથી, પણ પ્રકાશિત થવાની જરૂર છે. આ ગ્રંથમાં આપેલી કેટલીક કથાઓ વિ. સં. ૧૧૨૭ માં પ્રાકૃતમાં રચાયેલા વિજયચંદ કેવલિચરિય (અષ્ટ-પ્રકારી પૂજા વિષયક કથાઓ)ના અનુકરણ રૂપ જણાય છે, કે જેના કર્તા શ્વેતામ્બર ચંદ્રપભ મહત્તર છે.

૧૨૮. આ છક્કમ્મુવએસો ગ્રંથનો આદિ ભાગ નીચે પ્રમાણે છેઃ–

અવ ગુજ્જર વિસયહો મજ્ઝિ દેસુ, ણામેણ **મહીયડૂ** વહૂપએસુ
ણયરાયર વરગામહિ ણિરધ્ધુ, ણાણાપયારસંપઇસિમિધ્ધુ
તહિ ણયરૂ અત્થિ **ગોદહય** ણામુ, ણં સગ્ગુ વિચિત્ત સુરેસ ધામુ
પાસાયહ પંતિઉ જહ સહંતિ, સરયબ્ભહો તિસાણું વહંતિ
ધયકિંકિણિ કલરવેહિ સરિદ્ધિ, ણુ કહઇ સુરહં પાસિયઇ સિદ્ધિ.

*　　*　　*　　*

તહિ **ચાલુક્કવ**સિણ ય જાણઉ, પાવઇ કણ્હણરિંદ પહાણઉ
જો ખજ્જુતરારિ વિદ્ધંસણુ, ભત્તિએ સમ્માણિયચ્છદ્દંસણુ,

*　　*　　*　　*

રિસહો જિણેસહો તહિ ચેઇહર, તુંગુ સહાસોહિઉ ણું સસહર.

—આની ગૂજરાતી છાયા.

અથ ગૂર્જર વિષયની મધ્યે દેશ નામે મહીતટઅહુપ્રદેશ
નાગરાકર-વર ગામો એ નિરૂધ્યો નાનાપ્રકાર સંપદથી સમૃદ્ધ;
ત્યાં નગર છે ગોધરા નામે જાણે સ્વર્ગ વિચિત્ર સુરેશધામ,
પ્રાસાદની પંક્તિઓ જિહાં શોભે, શરદભ્રોની રૂપા (શોભા ?)ને વહે છે;
ધ્વજા-કિંકિણિના કલરવોએ સ્વઋદ્ધિ જાણે કહે છે સુરોની પાસે સિદ્ધિ.

* * * *

ત્યાં ચૌલુક્યવંશનો જાણો પાસે કણ્હ (કાન્હ ? કર્ણ) નરેન્દ્ર પ્રધાન,
જે બાહ્યાભ્યતરારિ-વિધ્વંસન ભક્તિએ સન્માને છએ દર્શન

* * * *

ઋષભ જિનેશનું ત્યાં ચૈત્યગૃહ તુંગ સભા શોભતો જાણે ચન્દ્ર.

૧૨૯. આ ગ્રંથના અંતનો ભાગ નીચે પ્રમાણે છે:—

અંબ્વપસાએ ચચ્ચિણિપુત્તે ગિહત્થચ્છક્કમ્મપવિત્તિપવિત્તેં
ગૂણુવાલહો સુએણુ વિરયાવિઉ અવરેહિમિ મણેણુ સંભાવિઉ.
બારહસયઇ સસત્તચયારીહિ, વિક્કમ સંવચ્છરહો વિસાલિહિ,
ગયહિમિ ભદ્દવયહો પક્ખંતરિ ગુરુવાસરમ્મિ ચઉદ્દસિ વાસરિ

—ગૂજરાતી છાયા.

અંબાપ્રસાદે ચાચ્ચિણિ પુત્રે ગૃહસ્થ ષટ્કર્મપ્રવૃતિપવિત્રે,
ગુણપાલના સુતે વિરચાવ્યો અવરે પણ મનથી સંભાવ્યો;
બારસો સાત સાથ ચ્યારે (૧૨૭૪ ?) વિક્રમ સંવત્સરના વિશાલે,
ગયે ભાદરવાના પક્ષાંતરે ગુરૂવાર અને ચઉદશ વાસરે,
એક માસે એહ સમર્થો સ્વયં લખ્યો આલસ અપહરીને.

( આ ઉપરના 'પારા' ૧૧૧ થી ૧૧૬ ની સર્વ હકીકત પંડિત લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી. સેન્ટ્રલ લાયબ્રેરી વડોદરા વાળાએ કૃપા કરી શ્રમ લઇ પૂરી પાડી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. )

૧૩૦. કેટલીક નાની નાની કૃતિઓ સંધિ યા રાસુ એ નામથી અપભ્રંશ છે. તે પૈકી કેટલીક અત્ર નોંધીએ છીએઃ—

**ચઉરંગ સંધિ**—તેમાં ૫ કડવક છે. તેમાં ચાર શરણનું વર્ણન છે.

**ભાવનાસંધિ**—જયદેવ ગણિ (શિવદેવસૂરિ શિષ્ય) કૃત ૭ કડવામાં છે મારી પાસે મુનિ અમરવિજયજીએ ઉતારી મોકલેલી નકલ છે તેમાં ૬૨ ગાથા છે. તેનું આદિઃ—

પણમવિ પુણસાયર ભુવણદિવાયર, જિણુ ચઉવીસઇ ઇક્કમણિ,
અપ્પ પડિબોહઇ મોહ નિરોહઇ, કોઇ ભવ્વ ભાવણ વિસણુ. ૧
રે જીવ! નિસુણું ચચલ સહાવ, મિલ્હેવિણુ સયલવિ વજ્ઝ ભાવુ,
નવભેય પરિગ્ગહ વિવહ જાલ, સંસારિ અત્થિ સહુ ઇંદિયાલુ. ૨

× × × ×

**અંતે**—

નિમ્મલગુણભૂરિહિં સિવદિવસૂરિહિં પઢમ સીસુ જયદેવમુણિ,
કિય ભાવણસંધી સિમાવુ સુગધી નિસુણઉ અન્નવિ ધરઉ મણિ. ૬૨

૧૩૧. સ. ૧૩૬૧ માં **મેરૂતુંગસૂરિએ પ્રબંધચિંતામણિ** વઢવાણમાં રચ્યો છે. તેમાં અપભ્રશ ઘણું મળે છે તેનો વિસ્તાર હવે પછી કરવામાં આવશે.

૧૩૨. તેરમા શતકના અંતે તથા ચૌદમાના પ્રારંભે થયેલા આગમગચ્છના જિનપ્રભસૂરિએ કેટલાક સંધિ-ટુંકા ગ્રંથો રચેલા છે. તેમાં કેટલાક તો શત્રુંજયપર રહીને બનાવ્યા છે.

(૧) **મદનરેખા સંધિ**—૫ કડવામાં મયણરેહા સતીનું ચરિત્ર સં. ૧૨૯૭ માં રચ્યું છેઃ—

એસા મહાસઇએ સંધી સધી વ સંજમનિવસ્સ,
જે નમિ નિવરિસિણા સહ સસક્કરા ખીરસંજોગા.
બારહસસત્તાણઉએ વરિસે આસો અસુદ્દ છટ્ઠીએ,
સિરિ સધ પત્થણા એ એયં લિહિયં સુયાભિહિયં.

(૨) **જ્ઞાનપ્રકાશકુલક** ૧૨૫ ગાથા શત્રુંજય ઉપર રચ્યું.

સિરિજિણપહલગ્ગા, ભવ્વવગ્ગા સમગ્ગા,
પરમપયસુહાણું જાયઈ તે નિહાણં.

(૩) **ચતુર્વિધ ભાવના કુલક** ૧૧ કડવાં.

ઉજ્જમુ કુણહુ જિણપ્પહિ લગ્ગિઉ,
મોક્ખકએસુ વિવેકિહિં જગ્ગિઉ.

(૪) **મલ્લિચરિત્ર** ૫૧ ગાથામાં મત્તાછંદમાં ચંદ્રકંદી સાધ્વીની વિજ્ઞપ્તિથી રચેલું છે.

એગુણવીસમ મલ્લિજિણહ ચરિયં ઇય જયટ્ટિઉ,
ચંદકંતિ સુપવિત્તિણીએ વિન્નત્તિ વિરઇઉ.
ચઉવિહ સંઘહ દેઉ લચ્છિ સગ્ગ અપવગ્ગહ,
નિરૂવસગ્ગ આણુ વિમગ્ગ વગ્ગ સિરિ જિણપહ લગ્ગહ.
મત્તાછદ વિણિમ્મિય ગ્રંથ માનુ પન્નાસ,
ચરિઉ ગુણંત સુણંતહ વિ ભવિયણ પુજ્જઈ આસ.

(૫) **જીવાનુશાસ્તિ સંધિ** ૧૮ ગાથા.

ઇય વિવિહ પયારિહિં વિહિ અણુસારિહિં ભાવિહિ જિણપહુ મણસરઇ

(૬) **નેમિનાથ રાસ** ૧૧ કડવાં.

જિણપહિ લગ્ગિઉ ભાવઇ લીજઈ, જિણવર આણ સો વંદીજઈ
જં જિણ આણા નિરૂપમુ તિત્થૂ, એઉ ગણહરિહિં કહિઉ પરમત્થૂ. ૧૧

(૭) **યુગાદિ જિનચરિત કુલક**—૨૭ ગાથા.

ઇય ભવભાવ વિભાવણગ્ગિ કમ્મિં ધણ જાલિઉ,
કેવલનાણી જાઇ મોક્ખિ સંજમુ પાલિઉ
રિસહ ચરિઉ સથવણ રાસિપ્પોરેહિ જો દેઈ,
સો સિરિ જિણપહ લગ્ગઉ સગ્ગુ અપવગ્ગુ વિ લેઇ. ૨૭

(૮) **ભવ્યચરિત્ર**—૪૪ ગાથા.

જિણપહે મેહલિઉ સરણ ન કોઇ, સુગુરૂ ભણઈ સયલુ વિ જીવલોઈ.

(૯) **ભવિયકુડંબ ચરિત્ર**–૩૪ ગાથા છંદ ચતુષ્પદી દ્રવિડી ભાષામાં ગવાય છે.

ચઉત્રઇ બંધેણ ઇમં ભવિયકુડંબસ્સ સંતિય ચરિય,
સેત્તુજ તિત્થગએણં સિરિ જિણપહ સૂરિણા રઇયં. ૩૬

(૧૦) **સર્વચૈત્ય પરિપાટિ સ્વાધ્યાય.**

જિણપહસારહિ જો કરઇ સુ લહઇ સિદ્ધિ પવેસુ.

(૧૧) **સુભાષિત કુલક**—૩૨ ગાથા.

(૧૨) **શ્રાવકવિધિ પ્રકરણ**–૩૨ ગાથા.

ઇય આગમવિહિ સાવગઇ, પદ દિણુ કિરિયા સારૂ
જાણિઉ જિણપહિ રઇ કરહુ, જિમ છિન્નઉ સંસારૂ. ૩૨

(૧૩) **ધમ્માધમ્મ વિચાર કુલક** ૧૮ ગાથા.

આગમ અણુસારિહિં જિણપહસૂરિહિં ધમ્માધમ્મ વિયારૂ કિઉ. ૧૮

(૧૪) **વયરસ્વામિ ચરિત્ર** ૫૦ ગાથા સં. ૧૩૧૬

ચંદગચ્છિ દેવભદસૂરિ દરક, ફુરઇ જિણપહસૂરિ સમગુણલરક
નાણિચરણિ ગુણિ કિત્તિ સમદ્ધ, દેઉ વયરસામિ ચરિઉ આણંદુ. ૫૮
સોહગ્ગ મહાનિહિણો ગુરૂણો સિરિવયરસામિણો ચરિય,
**તેરહ સોલુતરએ** રઇય સુહકારણ જયઉ. ૫૯

(૧૫) **નેમિનાથ જન્માભિષેક** ૧૦ ગાથા.

(૧૬) **મુનિસુવ્રત સ્વામિસ્તોત્ર** ૧૩ ગાથા.

(૧૭) **છપ્પન દિશાકુમારિ જન્માભિષેક** ૧૫ ગાથા.

(૧૮) **જિનસ્તુતિ** ૨૪ ગાથા.

૧૩૩. આ ઉપરાંત જિનપ્રભનું નામ આપેલું નથી, પણ ઘણું કરીને **જિનપ્રભ**નાંજ બનાવેલાં કેટલાંક ઉપરનાજ તાડપત્રના પુસ્તકમાં કાવ્યો છે—

(૧) **ષટ્ પંચાશદ્ દિક્કુમારિકા સ્તવન** ૨૫ ગાથા.

(૨) **મહાવીર ચરિત્ર**–૨૪ ગાથા.

(૩) **જંબુચરિત્ર** ૨૦ ગાથા ધન્યાશ્રી ભાષામાં ગવાય છે સં. ૧૨૯૯

**બારસ નવ્વાણઉએ** ભદ્દવસિય પડિવ ગુરિ સમુદ્ધરિયં;
ધન્નાસી ભાસાએ ભણિયવ્વ સંઘભદ્દકએ. ૨૦

(૪) **શ્રીજિનપ્રભુ મોહરાજ વિજયોક્તિ** ૨૧ ગાથા.

(૫) **જિનકલ્યાણક**—૪ કડવામાં તેમાં પહેલું ભાસ રાગમાં, બીજું ખંભાઇથી ભાષામાં ત્રીજું દેવકૃતિ ભાષામાં ચોથુ ગુડકૃતી ભાષામાં.

(૬) **સુકોશલ ચરિત્ર** ૧૮ ગાથા.

તેર દુરૂત્તર વરિસે સિરિ વીર જિણિંદ મોકખ કલ્લાણે,
કલ્લાણં કુણહ સયા પઢંત ગુણંતાણ ભવ્વાણ. ૨

(૭) **જિનસ્તુતિ** ૨૦ ગાથા.

(૮) **ચાચરી સ્તુતિ** ( વેલાઉલ રાગમાં ) ૩૫ ગાથા.

(૯) **ગુરૂસ્તુતિ ચાચરિ** ( ગુર્જરી રાગમાં ) ૧૫ ગાથા.

**ચૌદમા શતકમાં.**

———o———

૧૩૪ આ શતકમા નીચેના ગ્રંથો મળી આવેલ છે.

**નર્મદાસુંદરી સંધિ. જિનપ્રભ શિષ્ય** કૃત. ૭૧ ગાથા સં. ૧૩૨૮ તેરસ સયઅડવીસે વરિસે, સિરિ જિણપહુ પસાયેણં;
એસા સધી વિહિયા, જિણદવયણાણુસારેણ. ૭૧.

**ગૌતમસ્વામિ ચરિત્ર—જિનપ્રભ શિષ્ય**કૃત ૨૮ ગાથા—સં. ૧૩૫૮ ગોયમ સામિહિં ગોયમચરિય રઇયં પઢમ જરીએ ભાસાએ;
કત્તિય અમાવસાએ અટ્ઠાવન્નસ્સ વરિસરસ. ૨૮

**અંતરંગ રાસ—જિનસૂરિ**કૃત ૧૧ કડવામાં.

**ચચ્ચરિઉ** કર્ત્તા **સોલણ** ૩૮ ગાથા, દૂહામાતૃકા ૫૮ ગાથા, **શાલિભદ્ર** કાક ( કક્કો ) કર્ત્તા પઉમ—પદ્મ ૬૯ ગાથા, વગેરે કે જેનો ઉલ્લેખ આ પુસ્તકમાં અનુક્રમે પૃ. ૧૨, ૧૧, ૧૧, ૫૨ કરવામાં આવ્યો છે તેને અપભ્રંશ ( જૂની ગૂજરાતી )માં લઇ શકાય તેમ છે.

૧૩૫. **ચતુર્વિંશતિ જિણ કલ્યાણક** ૧૩ કડવાં, **સ્થૂલિભદ્ર ચરિત્ર** ૨ કડવાં, **જન્માભિષેક સ્તુતિ** ૫ કડવાં, **અવંતિસુકુમાર**

**સંધિ** ૧૧ કડવાં આ ગ્રંથો વિશેષમાં પાટણના ભંડારમાં જોવામાં આવ્યા છે.

૧૩૬. **પંદરમા શતકના ઉત્તરાર્ધમાં** નીચેના ગ્રંથો છે.

**શીલસંધિ જયશેખરસૂરિ શિષ્ય**કૃત ૩૪ ગાથા.

ઈય શીલસુસંધિ ભાવસુઅંધી જયસેયરસુરી સીસકય,
ભવિઅઉ નિસુણેવિણુ હિયઇ ઠવેવિણુ સિલધમ્મિ ઉજ્જમિ કરહુ. ૩૪

**ઉપદેશસંધિ–હેમસાર**કૃત ૬૯ ગાથા.

ઉવએસ સધિ નિરમલબંધિ હેમસર ઇમિ રિસિકર એ
જો પઢઈ પઢાવઇ સુહમણિ ભાવઇ, વસુહં સિદ્ધિ વૃદ્ધિ લહઇએ.

૧૩૭. **પંદરમા શતકના અંતમાં** રચાગેલ.

**તપઃસંધિ–સોમસુંદર** શિષ્ય **વિશાલરાજસૂરિ શિષ્ય**કૃત પર ગાથામાં. આની પ્રતીક લખ્યા સવત્ ૧૫૦૫ ની પાટણ ભંડારમાં છે.

સિરિ સોમસુંદર ગુરૂપુરંદર પાયપકય હંસઓ,
સિરિ વિશાલરાયા સૂરિરાયા ચંદ્રગચ્છવતંસઓ,
પય નમીય સીસિઇ તાસુ સીસિઇ એસ સંધી વિનિમ્મિઆ,
સિવ સુક્ખકારણુ દુહ નિવારણુ તવ ઉવએસિઈ વમ્મિઆ. પર

૧૩૮. **નાનીકૃતિઓ**–કેશીગોયમ સંધિ ૭૦ ગાથા એ નામનો ગ્રંથ છે અને આ સિવાય મૃગાપુત્રકુલક ૪૦ ગાથા, વીરજિન પારણુઉ ૪૭ ગાથા, ઋષભપચ કલ્યાણક ૧૪, નવકારફલ ૩૦, ઋષભધવલ ૨૬, સીતાસતી ૨૦, આરાત્રિક ન્હવણાદિ ૨૦, ચતુર્વિંશતિ જિનકલ્યાણક ૩૯, લઘુ અજિતશાંતિ કવિ વીરગણિકૃત ૯, ચતુર્વિંશતિ જિન પ્રતિમાકોશ ૧૧, જિન ચૈત્ય સ્તવન ૧૫, બુદ્ધિસૂરિ (પૂર્ણિમાગચ્છના) સ્તુતિ, જિનસ્તુતિ ૨૦, વીરવિજ્ઞપ્તિકા ૧૩, સોમસૂરિકૃત કલ્યાણક સ્તોત્ર, દાનાદિકુલક, દંગડઉ, શાકુન ૩૦, ધર્મસૂરિગુણ, ધર્મસૂરિ બાર માસ વગેરે પરચુરણ ગ્રંથો પાટણના ભંડારમાં છે; વળી ખંભાતના તાડપત્રના ભડારમાં મહાવીર ચરિત્ર વગેરે ત્રણ ચાર ટુંકા ગ્રંથો અપભ્રશમાં છે. આ સર્વનો સમય-નિર્ણય થઈ શક્યો નથી, પણ તે પૈકી કેટલાયે તાડપત્રપર લખાયલા

હોવાથી તે ૧૧ કે ૧૨ મા શતકના હોવા ઘટે એવું અનુમાન થઈ શકે છે.

૧૩૯. અપભ્રંશ સાહિત્ય ઘણું વિશાલ હોવું જોઇએ એ આ પરથી પ્રતીત થાય છે, પરંતુ દુર્લક્ષથી નાશ પામી ગયેલું લાગે છે. અહીં તો ગ્રંથોનાં નામ માત્ર થોડાક ઉતારા સાથે આપેલાં છે, પરંતુ તેમા વપરાયેલા છંદો તથા વ્યાકરણના પ્રયોગો વિષે તેમાંથી ઘણું લખી-મેળવી શકાય. સદ્‌ગત સાક્ષરશ્રી દલાલ એ પર લખવા ઇચ્છતા હતા, પણ તેમનું અકાલ અવસાન થતાં તે મળી શક્યું નથી. ઉપરના પૈકી જે શ્વેતાંબરીય સાહિત્ય જણાવ્યું છે તે મુખ્યત્વે તે સાક્ષરશ્રીના નિબંધ નામે 'પાટણના ભંડારો અને ખાસ કરીને તેમાં રહેલું અપભ્રંશ તથા પ્રાચીન ગૂજરાતી સાહિત્ય' (સુરત ગૂજરાતી સાહિત્ય પરિષદ્ માટે તૈયાર કરેલો )માથી લીધુ છે.

## પ્રકરણ ૫ મું.

### સોળમી સદીનું અપભ્રંશ સાહિત્ય.

૧૪૦. રત્નમંદિર ગણિએ ઉપદેશ તરંગિણિ નામનો સંસ્કૃત ગ્રંથ રચેલ છે તેમાં સંસ્કૃત અને પ્રાકૃત અવતરણો ઘણાં છે. તેમાં લગભગ ૨૫ ફકરા શુદ્ધ અપભ્રંશમાં છે અને બીજા થોડા એવા છે કે જેને અપભ્રંશ અને જૂની ગૂજરાતી-અથવા ડા. ટેસિટોરી જેને જૂની પશ્ચિમ રાજસ્થાની કહે છે તેની વચલી સીમા પર મૂકી શકાય. તે પૈકી થોડા અત્ર ટાંકીએ છીએ:—

પત્ત પરિક્ખહ કિં કરઇ, દિજ્જઇ મગ્ગં તાઇં
કિં વરિસંતો અમ્બુહર, જોઇ સમવિ સમાઈં.
હરિ ગઈંદ ડગમગિય ચંદ કર મિતિય દિવાયર,
ડુલ્લિય મહિહલ્લિ યહ મેરૂ જલઝપિય સાયર,

સુહડકોડિ થરહરિય ક્રૂર ક્રૂરંમ કડક્કિઅ,
અનલ વિનલ ધસમસિઅ પુહવિ સહુ પ્રલય પલહિય.
ગજ્જંતિ ગયણુ કવિ આમ ભણિ, સુરભણિ સુરભણિ ફ્ણમણિ ઇક્કૂઅ
મામહિ હિમ ગહિમ મગહિમગહિ, મુંચ મુછ જયસિંહ તુહ.
સુંદર સર અસુરાહ, જલ પીધું વયણેહિં,
ઉદય નરિંદહિં કઢીઉ તીહ નારીનયણેહિં,

૧૪૧. આ છેલ્લો દોહો અપભ્રશ અને જૂની ગૂજરાતી વચ્ચેની ભાષાનો છે. જે રત્નમંદિરગણિએ ભોજપ્રબંધ સં. ૧૫૧૭માં રચ્યો તેજ આ હોવા ઘટે તેથી તેમનો સમય સોળમી સદીના પ્રારંભમાં છે.

૧૪૨. **યશઃકીર્તિ**કૃત **ચંદપ્પહ ચરિય**માં પ્રારભનાં બે પદ્ય પ્રાકૃતભાષામાં છે. શેષ સર્વ ગ્રથ અપભ્રંશ ભાષામાં છે. આ **યશઃકીર્ત્તિ** પ્રાયઃ એજ હશે કે જેણે સ્વયંભૂનું હરિવંશપુરાણ, વિમલ(કીર્ત્તિ)કૃત જગસુન્દરી પ્રયોગમાલા, યોનિપ્રાભૃત વગેરે ગ્રથોનો પોતાના સમયમાં અનુપલબ્ધ ભાગ જાતે રચી પૂરો કર્યો હતો, અને તે, અને માથુરસંઘ પુષ્કરગચ્છના આચાર્ય ગુણકીર્ત્તિના શિષ્ય ને રઇધુના ગુરૂ યશઃકીર્ત્તિ કે જે ગોપાચલ-ગ્વાલિયરની ગાદી પર હતા તે-બને એકજ હશે-ને તેમ હોય નો આનો સમય સં. ૧૫૨૧ આસપાસ હોવો ઘટે.

૧૪૩. ઉકત **ચંદપ્પહચરિય** ગ્રથનો આદિભાગ નીચે પ્રમાણે છેઃ—

ણમિઊણ વિમલકેવલલચ્છી સવ્વંગદિસ્ય પરિરંભં,
લોયાલોયપયાસં ચંદપ્પહસામિયં સિરસા. ૧
તિઉકાલ વટ્ટમાણં પંચવિ પણુટ્ઠિ એતિ સુહાઇં,
તહ નમિઊણ ભણિસ્સં ચંદપ્પહસામિણો ચરિયં. ૨
જિણ ગિરિગુહણિગ્ગયા સિવપહસંગયા સરિસય સરિસુહ કારણિય,
મહુ હોઉ પસાણિય ગુણહિરવાણિય તિહુવણજણમણહારિણિય. ૩
હુંબડ કુલણહયલિ પુપ્ફયંત, વહુ દેઉ કુમરસિંહ વિ મહત,
તહુ સુઅ ણિમ્મલ ગુણગણવિસાલુ, સુપ્રસિદ્ધઉ પભણઇ સિદ્ધપાલુ. ૪

જસકિત્તિ વિવુહકરિ તુહ પસાઉ, ભઉ પૂરટિ પાઇય કવ્વ ભાઉ,
તં ણિસુણિવિ સોભા સેઇ મંદુ, પંગુલ તોડે સઈ કેમ સંદુ. ૫
ઇહિ હુઇ બહુ ગુણહર ણાણવત, જિણવયણરસાયણ વિરચરંત,
ગણિ કુંદકુંદ વચ્છલ્લ ગુણૂ, કો વણ્ણણ સક્કઇ ઇયર જણૂ. ૬
કલિકાલિ જેણ સસિ લિહિઉ ણામુ, સઇ દિઠ્ઠઇ કેવલણંતધામુ.
ણામે સમંતભદ્દુવિ મુણિંદુ, અઇણિમ્મલ ણં પુણ્ણિમહિ ચંદુ. ૭
જિં રંજિઉ રાયા સદ્દકોડિ, જિણથુત્તિ મિત્તિ સિવપિંડ ફોડિ,
અકલંકુ ણાઈ પચ્ચક્ખુ ણાણુ, જે તારા દેવિહિ દલિઉ માણુ. ૮
ઉજ્જાલિય સાસણુ જય પસિદ્ધ, ણિદ્ધાડિ વિઘલ્લિય સયલ બુદ્ધ,
સિરિ દેવણંદિ મુણિ બહુ પહાઉ, જસુ ણામ ગહણિ ણાસેઉ પાઉ. ૯
જસુપુજ્જિય અવાઇયઇ પાય, સંભરણ મિત્તિ તક્ખણિં ણ આય,
જિણસેણ સિદ્ધસેણવિ ભયંત, પરવાઇ દપ્પભંજણ કયંત. ૧૧
ઇય પમુહહ જહિ વાણી વિયાસુ, તહ અમ્હહ કહ હોહી પયાસુ,
જહિ થુણપ ફણીસરૂ બહુ જીહાહર, અહ સહસ ખુણિરિ ખઇ,
તહિ પર જિણ ચરણઇ સિવસુહકરણઇ, કિહ સંથુણઇ સમિ ખઇ. ૧

× × × ×

—ઇય સિરિ ચંદપ્પહચરિએ મહાકઇ જસકિત્તિ વિરઇએ મહા ભવ્વ સિભૂ સિદ્ધપાલ સવણભૂસણે સિરિ પઉમણાહરાય પઇબંધો ણામ પઢમો સધી સમ્મત્તા. ૧ ગ્રંથાગ્રં ૧૬૨.

૧૪૪. ઉક્ત ગ્રંથનો અંતભાગ નીચે પ્રમાણે છે:-

ગુજ્જર દેસહ ઉમ્મત્ત ગામુ, તહિ છ સુઉ હુઅ...ણામુ,
સિદ્ધઉ તહુ ણંદણુ ભવ્વબધુ, જિણ ધમ્મભારિ જિં દિણ્ણુ ખંધુ.
તહુ સુઉ જિટ્ઠુ બહુ દેઉ ભવ્વ, જે ધમ્મ કજ્જિ વિવક્કલિઉ દવ્વુ,
તહુ લહુ જાયઉ સિરિ કુમરસિંધુ, કલિકાલ કરિંદહુ હણણ સિંધુ.
તહુ સુઉ સજાયઉ સિદ્ધપાલુ, જિણ પુવ્વ(?)દાણ ગુણગણ રમાલુ.
તહુ ઉવરોહે ઇય કિયઉ ગંથુ, હઉ ણમુણામિ કિ પિ વિસચ્છ ગંથુ ॥
જા ચંદ દિવાયર સવ્વવિસાયર જાકુલ પવ્વય ભૂવલઉ
તા એહુ પવટ્ટઉ હિયઇ વહુટ્ટઉ, સરસઈ દેવિહિ સુહતિલઉ. ૨૯

—ઇય સિરિચંદપ્પહ ચરિએ મહાકઈ જસકિત્તિ વિરઇએ મહા સિદ્ધપાલ સવણભૂસણે સિરિ ચંદપ્પહ સામિ ણિવ્વાણગમણો ણામ' એયારહમો સધી સમ્મત્તો ॥૧૧॥ ગ્રથાગ્રં ૩૦૦ (?) એવં સર્વ ૨.૩૦૬ સવત્ ૧૫૬૯ (?) શ્રાવણ વદિ ૧ શનિ દિને.

આ ગ્રંથની પત્ર સખ્યા ૭૪ પ્રતિપત્રમાં લીટી ૧૩ ફરૂખનગરના દિગમ્બર જૈન મદિરની પ્રતિ પ્રાચીન અને જીર્ણપ્રાય છે.

૧૪૫. **સિંહસેનનું મહેસર ચરિઅ** મેઘેશ્વર ચરિત, હજુ અપ્રકટ છે. તેને 'આદિપુરાણ' પણ કહેવામા આવ્યું છે, દરેક સંધિને છેવટે 'મહાભવ્ય–ખેમસી–સાહુ–ણામ કિએ' એમ જણાવેલું છે તે પરથી જણાય છે. કે તે ચરિત ખેમસિહ યા ખેમરાજ માટે લખ્યું છે, કવિનુ બીજું નામ 'રઇધુ' હતું. તે હરસિહ સિધઇનો પુત્ર અને ગુણકીર્ત્તિ શિષ્ય યશઃ કીર્ત્તિનો, શિષ્ય હતો આ યશઃકીર્ત્તિ ગ્વાલિયરમાં ઈ. સ. ૧૪૬૪ (સં. ૧૬૨૧ માં) રાજ કરતા તોમર વંશના કીર્ત્તિ-સિહ રાજાના સમયની આસપાસ વિદ્યમાન હોવાનું જણાયું છે તેથી સિંહસેન યા રઇધુએ પણ તેજ સમય આસપાસ આ ગ્રથ રચ્યો હોવો જોઇએ. પોતાના ગ્રંથમાં તેણે ગુણાકર, ધીરસેન, દેવનદિ, જિન-વરસેન, રવિષેણ, જિનસેન, સુરસેન, દિનકરસેન, સ્વયંભૂ, ચૌમુહ અને પુપ્ફયંત (પુષ્પદંત)નો ઉલ્લેખ કરેલ છે.

૧૪૬ રઇધુએ એક બીજું નાનું કાવ્ય **દહલક્ખણ જયમાલ** (દશલાક્ષણિક જયમાલા) રચ્યું છે. તેમાં સર્વમળી ૬૮ અપભ્રંશ ગાથા ઓ છે–જૈનધર્મના દશ પૈકી દરેક લક્ષણ પર ૬ થી ૭ આપી છે. રઈ-ધુની આ બને કૃતિઓ સિદ્ધ કરે છે કે અપભ્રશ ભાષા વિ. સં. ૧૬ મા સૈકા સુધી દિગબર જૈનોમાં પણ સાહિત્યના વાહન તરીકે ચાલુ હતી. આ નાના કાવ્યનો અતભાગ આ છે;—

બાહિરફસેંદિય સુહ રક્ખહુ, પરમ બભુ અબ્ભંતર વિક્ખહુ,
એણ ઉવાએ લબ્ભઇ સિવહરૂ, ઇમ રઇધુ બહુ ભણઇ વિણય યરૂ.

જિણણાહ મહિજ્જઇ સુણિ પણમિજ્જઇ, દહ લક્ખણુ પાલિયઇ ણિરુ,
ભો એમસીંહસુય ભવ્વ વિણવજ્જુય; હોઇ વ મણ ઇહ કરહુ થિરુ.
ઇય કાઉણુ ણિજ્જરં, જે હણંતિ ભવપિંજરં
નીરોયં અજરામર, તે લહતિ સુક્ખ પરં. ૧
જેણ મોક્ખુ ફલુ તંપાવિજ્જઈ, સો ધમ્મગો એહહુ કિજ્જઇ,
ખમ ખમ્માયલુ તુંગય દેહઉ, મદ્દઉ પલ્લઉ અજ્જઉ સાહઉ.
સચ્ચ સઉચ્ચ મૂલ સંજમ દલુ, દુવિહ મહાતવ ણવ કુસુમાઉલુ,
ચઉવિહ ચાઉ પસારિય પરમલુ, પીણિય ભવ્વલોય છપ્પઇયલુ.
દિયસ દોહ સદ્દ કલ કલયલુ, સુરણર વર ખેયર સુહ સયફલુ,
દીણાણાહ દીહ સમણિગ્ગહુ, સુદ્ધ સોમ તણુ મત્ત પરિગ્ગહુ.
બભચેરુ છાયાઈ સુહાસિઉ, રાયહસ નિયરેહિ સભાસિઉ,
એહઉ ધમ્મ-રુક્ખ લાખિજ્જઈ, જીવદયા વયણહિ રાખિજ્જઈ.
ઝાણઝાણ ભલારઉ કિજ્જઇ, મિચ્છા મયઉ પવેસણદિજ્જઇ,
સીલસલિલ ધારહિ સિંચિજ્જઇ, એમ પયત્તે બડ્ઢારિજ્જઇ.

ઘત્તા.

લોહાનલ ચુક્કઉ, હોઉ ગુરુક્કઉ, જાઇ રિસિંદય સિદ્ધ ગઈ,
જગતાઈ સુહંકરુ, ધમ્મ મહાતરુ, દેઇ ફલાઇ સુમિટ્ઠ મઈ.

૧૪૭. આ ગ્રંથ જૈન ગ્રંથ રત્નાકર કાર્યાલય મુંબઈ તરફથી ૧૯૨૩ માં મુદ્રિત થયેલ છે. તેની પ્રસ્તાવનામા નાથુરામ પ્રેમીજીએ જણાવ્યું છે કેઃ–રઇધુ કવિના રચેલા અન્ય ગ્રંથોનો ઉલ્લેખ મળી આવે છેઃ–શ્રીપાલ ચરિત્ર, પ્રદ્યુમ્નચરિત્ર, વ્રતસાર, કારણગુણષોડશી, રત્નત્રયી, પડ્ધર્મોપદેશ, રત્નમાલા, ભવિષ્યદત્તચરિત્ર, કરકડુચરિત્ર–આ સર્વ ગ્રંથો પણ અપભ્રંશ ભાષામાં હશે એમ જણાય છે.

૧૪૮. આ પૈકી રઇધુકૃત **શ્રીપાલચરિત્ર** અને એક બીજો ગ્રંથ નામે **સમ્મત ગુણનિહાણ** મુબઇના ઐલક પન્નાલાલ સરસ્વતિ-ભવનમાં જોયા તે અપભ્રંશમાં છે; તેમાંથી નમુના આપીએ છીએ.

શ્રીપાલચરિત્રનો આદિભાગ.

'સિદ્ધહં સુપસિદ્ધહં વસુગુણરિદ્ધહં હિયઇ કમલ ધારેવિ ણિરૂ,
અકખમિ પુણુ સારઉ સુયસયસારઉ સિદ્ધચક્કમાહપ્પવરૂ.
છાગે સાહ હુ વંસિ અલિંકરૂ, મુણિવર ગુણભાવઈ ણિરસ કિઉ,
વાટૂ સાહૂહુ પુત્તુ ધુરંધરૂ, જિણણાહહુ પયપયરૂહ મહુયરૂ.
દિવચંદહી ભજ્જહિ પુણુ જો વરૂ, દાણેં તિવિહપત્ત પોસણયરૂ,
કરમસિ ધણુદેણુ, સમાણુઉ, સોહઇ મહિયલિ ઉણુઇમાણુઉં.

૧૪૯. સમ્મત્તગુણુ નિહાણુમાંથી.

સિવ પયસુહ સાસણુ, કુણયવિણાસણુ તિજયપયાસણુ ભયહાણુ,
પણવિવિ સદવંસણુ દુગ્ગયભંસણુ વિહુણિય જમ્મ જરામરણુ.

—ઇયિસિરિ સમ્મત્તગુણિણિહાણે સંવેય નિરૂવેમ ભાવ સુપહાણે 'સિરિ બુહ રઇધૂવિરઇએ સિરિ સંધાહિવ કમલસીહણામંકિએ ણિકકસ્વા ઉવગૂહણુત ગુણુવણ્ણણો ણામ તીઓ સગ્ગો ઇમો સિટ્ટો.

× × × ×

ણંદઉ વીરજિણેસહુ સાસણુ, લોયાલોયસરૂવ પયાસણુ,
'ણંદરૂ સૂરિચરિત ચરંતઉ, સિરિ જસકિત્તિ મહાતવ તત્તઉ.
ણંદઉ વસુણાહિઉ વંસુધારઉ, ચણુવણ્ણસ્સ સંતિ પયચારઉ,
'ણંદઉ સયલુ મહાયણુ સારઉ, યયણિય માયરૂ કલિમલુ હારઉ.

૧૫૦. **શ્રેણિક ચરિત્ર** (સેણિય ચરિય) **જયમિત્ર હલ્લ**કૃત 'સિરિ વદ્ધમાણુ કવ્વ'માં અંતર્ગત છે તે અપભ્રશ ભાષામાં છે. તેમાં જ્યાં પ્રત્યેક સંધિ સમાપ્ત થાય છે તેમાં છેલ્લા ધત્તા છંદમાં 'હરિઈંદુ' એ કવિનું અંકિત નામ આપેલું છે. તે સઘાધિપ (સંઘવી-સંઘી) હોલિવમ્માં-હોલુ માટે રચેલું છે. અને તે હોલિવમ્માં, અને રઇધુએ દશલક્ષણ-જયમાલામાં ઉલ્લેખિત ખેમરાજના પુત્ર હોલુ-બને એકજ હોવા સંભવ છે. તે હોય તો આનો સમય સોળમી સદી ગણાય.

પણવેવિ અણિંદહો ચરમ જિણિંદ હો વીર હો દંસણણાણુ વહા,
સેણિય હો ણરિંદહુ કુવલયચદ હો ણિ સુણહો ભવિય હો પવર કહા.

અહ સેણિય રાય હો લચ્છિ સહાય હો સયલુ સઉણઉ સુહયર
કુવલય આસાસણુ તમણિણ્ણાસણુ ઉયઉ અરિયણું (હ) હિમયર.

—ઇય . પંડિતસિરિ જયમિત હલ્લ વિરઇય વડ્ઢમાણકવ્વે પયડિયચંડ-વગ્ગ રસભવ્વે સેણિયઅભયચરિત્તે ભવિયણુ જણમણહરણે સંધાહિવ: હોલિવમ્મ કણ્ણાહરણે ણુંદસિરિવિવાહ સંગમો અભઇકુમાર જમ્મુચ્છવ વણ્ણણો ણામ છટ્ઠમો સધિ પરિચ્છેઉ સમ્મત્તો સંધી ૬

× × × ×

સોણુંદહુ જો ણિયમણિમણ્ણઇ, વીરચરિત્તુ વિમલુ ચય છણ્ણઇ
સોણુદહુ જો લિહઇ લિહાવઇ, રસ રસઠ્ઠુ જો પઢઇ પઢાવઈ.
જે પયચ્છ પયડેવિ સુભવ્વહં, મણિ સદ્દહણુ કરેઈ સુકવ્વહં
ણુંદહુ દેવરાવ ણુંદણુ ધર, હોલિવમ્મ કણ્ણવ ઉણ્ણયકર,
એહ ચરિત્ત જેણુ વિચ્છારઉ, લેહાવિ વિ ગુણિયણુ ઉ વયારિઉ.

૧૫૧. આના અંતમાં નીચેતું આપેલું છેઃ—

આલ્હ સાલ્હ સાહ સુમહુણુંદણુ સજ્જણ જણમણ ણયણાણુંદણ,
હોઉ ચિરાઉ સણિય કુલ મંડણુ, મગ્ગણુ જણુ દુહ રોર વિહંડણુ.
હોહ સંત સયલહં પરિવારહં, ભત્તિ પવટ્ટઉ ગુરવય ધારહં,
પઉમણુંદ મુણિણાહ ગણિંદહુ, ચરણુ સરણુ ગુર કઇ હરિઇંદહુ,
જં હીણાહઉ કવ્વરસઠ્ઠહં, પઉ વિરઇઉ સમ્મઇ અવિયઠ્ઠહં.
તં સુઅણાણુ દેવિ જગસારી, મહુ અવરાહહું ખમઉ ભંડારી.

ધત્તા

દયધમ્મ પવત્તણુ વિમલ સુકત્તણુ ણિસુણુંત હો જિણુ ઈંદ હુ
જં હોઇ સધણ્ણઉ હઉં ભણિ ભણ્ણઉ તં સુહ જગિ હરિઇંદહુ
—ઇય સિરિવડ્ઢમાણ ઇત્યાદિ—એયારહમો સધી પરિચ્છેઓ સમ્મત્તો. ૧૧

૧૫૨ આની પ્રત સર ભાંડારકર ઇન્સ્ટીટયૂટ–પૂનામાં છે ને તેમાં છેવટે એમ છે કે ઇતિશ્રી શ્રેણિક ચરિત્ર સંપૂર્ણ. સવત્ ૧૭૬૬ વર્ષે શ્રાવણ વદિ ૫ ભ્રગુ અપરાહ્નિસમએ શ્રી પાલભ નગરિ સ્થાને લિખિતં બ્રહ્મ કૃપાસાગ્ગર તત્સિષ્ય લિખિતં પંડિત સુંદરદાસા શ્રી.

૧૫૩. દિગંબર નિત્ય વિધિમાં ૪૦ ગાથા વપરાય છે તે શુદ્ધ અપભ્રંશમાં છે તેમાંની ૮ દેવજયમાલ ૧૩ શાસ્ત્ર જયમાલ, ૧૩ ગુરૂ જયમાલ અને શેષ ૬ પંચપરમેષ્ઠિ જયમાલ થાય છે. તેમાંની પહેલી તો અગાઉ જણાવેલ પુષ્પદન્તના યશોધર ચરિત્રમાંથી ઉધ્ધૃત કરી લીધી છે અને બાકીની પણ સંભવિત રીતે બીજામાંથી લીધી હોવી જોઇએ, પણ ક્યાંથી લીધી તે હમણાં જાણી શકાયું નથી.

૧૫૪ તેના નમુના નીચે પ્રમાણે છે:—

દેવજયમાલ

વત્તાણુટ્ઠાણે, જણુધણુદાણે, પઇપોસિઉ તુહુ ખત્તધરૂ
તુહુ ચરણુ વિહાણે, કેવલણાણે તુહુ પરમપ્પઉ પરમપરૂ. ૧
જય રિસહ રિસીસર ણમિય પાય, જય અજિય જિયંગમરો સરાય,
જય સભવ સંભવ કયવિઓય, જય અણિહંદણ ણદિય પઓય. ૨

શાસ્ત્રજયમાલ

સપઇ સુહકારણુ, કમ્મવિયારણુ, ભવસમુદ્દ તારણુ તરણું,
જિણવણિણુમસ્સમિ સત્ત પયાસ્સમિ સગ્ગમોક્ખ સગમકરણું. ૧

ગુરૂ જયમાલ

ભવિયહ ભવતારણુ, સોલહ કારણુ, અજ્જવિ તિત્થયરત્તણુ હં,
તવ કમ્મ અસંગઈ, દય ધમ્મંગઇ, પાલવિ પંચ મહાવ્વયહં. ૧

પંચપરમેષ્ઠિ જયમાલ

મણુય ણુ ઇન્દ સુરધરિય છત્તયા, પંચ કલ્લાણુ સુક્ખાવલી પત્તયા
દંસણુ ણાણુ ઝાણું અણંતં બલ, તે જિણા દિંતુ અમ્હં વરં મગલ ૧

—નિત્યપૂજા (જૈ. ગ્રં. ૨. કા. મુબઇ)

૧૫૫. જસવંતસાગરના જૈન મદિરમાં એક હસ્ત પ્રતમાં નાની ૩૭ સંસ્કૃત અને પ્રાકૃત કૃતિઓ છે તેમાં ૧૦ અપભ્રંશ છે નામે સુઅંધ દસમી કહા, રોહિણિ વિધાન કથા, મુક્તાવલિ વિધાન કથા, અનંતાવ્રતા કથાનક, નિર્દોષ સપ્તમી કથાનક, પાશપઇકહા, જિનપુરંદર કથા, ઉદ્ધરણુ કથા, જિનરાત્રિ વિધાન કથાનક અને સોલહકારણું જયમાલ.

આમાંની પહેલી બે બીજા કરતાં લાંબી છે કારણકે તે દરેકમાં બે સંધિ છે. રોહિણિ વિધાન કથાના કર્તાનું નામ દેવનન્દિ મુનિ છે. બીજી કૃતિઓના કર્તા સંબંધી કંઇ જણાયું નથી.

૧૫૬. સુઅંધ (સુગંધ) દસમી કથામાંથી નમુનો

જિણ ચઉવીસ ણવેપ્પિણુ, હિયઈ ધરેપ્પિણુ, દેવત્તહં ચઉવીસહ.
પુણુ ફલુ આહાસમિ, ધમ્મુ પયાસમિ, વર સુઅંધ દસમિહિં જહં.

* * * *

જહિ કોહુણુ લોહુ, મુહિણુ વિરોહુ, જિઉ જર મરણુ વિવજ્જઉ
જહિ હરિસુ વિસાઉ, પુણ્ણુ ણુ પાઉ, તહિણિવાસુ મહુ દિજ્જઉ. ૯

રોહિણિ વિધાન કથામાંથી

જિણવર વંદેવિણુ, ભાઉ ધરેવિણુ, દિવ્વ વાણિ ગુરૂ ભત્તિએ.
રોહિણિ ઉવવાસહો, દુરિયવિણાસહો, ફલુ અક્ખમિ ણિય સત્તિએ.

૧૫૭. આ સિવાય દિગંબર જૈનનાં અપભ્રંશકાવ્ય સુરતની ગુજરાતી પરિષદમાં મૂકાયાં હતાં તેની નોંધ લઇશું. તેનો સમય નક્કી નથી તેથી તેના રીપોર્ટના પરિશિષ્ટમાંથી જેમ છે તેમ અત્ર મૂકેલાં છે.

આદિજિનકલશ (?) **વીર જિનકલશ** જણાય છે.

વડ્ઢમાણ જીણુ પણવેવિ ભાવેં, કલિમલ કલુસ વિવજ્જિઉ પાવેં,
સંચાલેવિ **અઇરાવઉ** ગઇંદુ, જસુ જમ્મણહવણિ આયઉ સુરેંદુ.
ણિઉ મેરૂ સિહરિ તય લોયણા હુ, અઇ–વિસમ–કમ્મ–વણુ–ડહણ–ડાહુ,
કલસેહિ ણ્હાયઉ સિંહાસણત્થૂ, ચલ ચામરેહિં વિજ્જિઉ પસત્થૂ.
બાલઉ ણિએવિ ઇંદિસ્સ તામ, જલ સંક પઇસિઇ હિયઈ જામ,
તા અવણિ ણાણુ પરિકપ્પિઉ, તે મેરૂ અંગુટ્ઠઈ ચપ્પિયઉ.
થરહરિય ધરણિ બંભંડુ ખસિઉ, ગિરિ ડોલ્લિઉ સુર સમૂહ તસિઉ.

ધત્તા.

પરમેટ્ઠિ પયાસણુ, ણિરૂવમ સાસણુ, ઇંદે વણ્ણિય જાસુ ગુણ,
જિણણવેવિ પયત્તેં, કહસિ હિયયત્તેં, થુઇ અણુમિય સુણેહુ જણહુ,
જય વડ્ઢમાણુ, સિવ ઉરિ પહાણુ, તઇલોય પયાસણુ વિમલણાણુ;
જય મયણ સુહડ, નિહણણ સમત્થ, જય દોસરહિય બહુ ગુણ પસત્થ.

૧૫૮. નિશિભોજન સંબંધે એક કાવ્ય છે તેના નમુના.

જો ધમ્મુ કરઇ, જિણુણાહુ ણવઇ, ણસ સાવઉ જણે અપ્પાણુ ચવઇ,
જોણુ વિરય નિહિ ભોયણુ કરેઇ, મણુ ખંચિવિ ઇંદિય ણિજ્જિણેવિ.
રયણિ ભુજંતહં દોસુ હોઇ, એરિસુ મુણિવર જપંતિ લોઇ,
જહિ ભમઇ ભૂયર ખસિ રમતિ, જહિંવિં તર મેયઈ સંચરતિ.
જહિં દિટ્ઠિ ન પસરઇ અંધુ જેમ, તહિં ગાસુ સુદ્ધિ ભણુ હોઈ કેમ,
કિમિ કીડ વયંગઈ જિઝ ગુરાઇ, પિપ્પીલઇ ડસઈ મછરાઈ,
ખજ્જુરઇં કણુ સલાઇયાઇં, અવરઈ જીવઈ બહુ સયાઇં,
અણાણે ણિસિ ભુજંત એણુ, પસુ સરિસુ ધરિઉ અપ્પાણુ તેણ.

* * * *

ધત્તા.

જો ભોયણુ ભખઇ, અપ્પુણુ રખઇ, માણુ ભઉ જડબુદ્ધિ ગમઇ,
બાહિહક દતઉ, અઇ વિલવંતઉ, બહુ સંસાર પરિભમઇ. ૭
જહિં વઇરિ ભેય બહુ સચઇતિ, તહિં રયણિહિં બુહ ભોયણુ ન લિંતિ,
વસિકરણુ દિણાયઉ વગ્ગ વાલુ, જાણિજ્જઇ પયડઉ ણુવિ વિસાલુ.

* * * *

પુણ્ણે જીઉ ણિવ્વાણે જાઇ, ચોરાસિ મારિ કસ્સવણભાઇ,
પુણ્ણે પુરંદર હવઇ સગ્ગે, પુણ્ણેં પજ્જલિય ન દહડ અગ્ગિ.
પુણ્ણેણુ હોતિ ચક્કવઇરાય, પુણ્ણે ણુ લગ્ગહિ સમરે ઘાય,
પુણ્ણે સિંહાસણુ ચમર ધારિ, કરે કણયદંડુ પડિહાર બારિ,
પુણ્ણેં રહ ગય ઘડ તુરય થટ્ટ, ધય સિંધ ભેરી નીસાણુ ઉટ્ટ

ધત્તા.

ધણુ ધણ્ણુ પહુત્તણુ જણિમ્મલું તણુ, જણુણિ જણુણ સુય સોયરઈ,
તે ધમ્મપહાવેં જિણમય ભાવેં, લહઈ જીઉ સોખઈ વરઇ.

૧૫૯. દોહાકોશ એ ગ્રંથ ડા. હરપ્રસાદ શાસ્ત્રીએ પોતાના બંગાલી ગ્રંથ નામે 'બૌદ્ધગાન ઓ દોહા' માં પ્રગટ કરેલ છે તેમાં અપભ્રંશ ઘણું છે, અને તે શાસ્ત્રી તેને જૂની બંગાલી (બાંગલા) ગણે છે. આ

દોહાઓના બે ભાગ છે (તેમાં બીજા છંદો પણ છે) એક સરોરૂહ-વજ્રના છે કે જે પોતાને દોહામાં **સરહ** એ પ્રમાણે જણાવે છે અને બીજો **કૃષ્ણાચાર્ય**પાદનો છે. અને બન્ને અપભ્રંશમાં છે.

**૧૬૦. સરહમાંથી** નમુનાઃ—

ઘરહિ બઇસી દીવા જાલી, કોનેહિ બઇસી ઘંટા ચાલી;
અક્ખિ નિવેસી આસનબધી, કન્નેહિં ખુસ ખુસાઇ જનબંધી.
રંડીમૂંડી અન્ય વિ વેસે, દીક્ષણક્ખ જે મલિને વેસેં,
ણગ્ગલ હોઈ (અ) ઉપાડિય કેસેં, ખવનેહિં જાન વિડંબિય વેસેં.
અપ્પણુ વાહિય મોકખઉ ઉએસેં.

જઈ નગ્ગા વિઅ હોઈ મુત્તિ, તા સુનહ સિઆલહ,
લોમોપ્પાટને અચ્છ સિદ્ધિ, તા જુવઈ નિતંબહ.
પિચ્છી ગહણે દિટ્ઠ મોક્ખ તા કરિહ તુરંગહ,
ઉબ્ભેં ભોઅણે હોઇ જાણ તા કરિહ તુરંગહ,
એવ સરહ ભણઇ ખવનાન મોક્ખ મહુ કિંપિ ન ભાવઇ,
તત્તરહિઅ કાયા ણ તાવ પર કેવલ સાહઇ. ૧
જો ભવસો નિવાણથલુ ભેવુ ન મણ્ણહ પણ્ણુ,
એક સહાવેં વિરહિઆ, નિર્મલમઇ પડિવણ્ણુ. પૃ. ૧૧૮
ઘરહિ મ થક્કુ મ જાહિ વને, જહિ તહિ મણ પરિઆણુ,
સઅલુ ણિરંતર બોહિ ઠિઅ, કહિં ભવ કહિ નિવ્વાણુ.
ણઉ ઘરે ણઉ વને બોહિ ઠિઉ, એકુ પરિઆણઉ ભેઉ,
નિમ્મલચિત્ત સહાવઉ, કરહ અવિકલ સેઉ. પૃ. ૧૧૯

**૧૬૧. કૃષ્ણાચાર્યમાંથીઃ**—

આગમ વઅ પુરાણે પંડિત માન વહંતી,
પક્ક સિરિફલ અલિઅ જિમ, બાહેરિ ત ભુમયંતિ. ૨ પૃ. ૧૧૩
વરગિરિસિહર ઉતુંગ મુણિ, સબરેં જહિં કિઅ વાસ;
નઉ સો લંઘિઅ પંચાનનેહિં, કરિવર દૂરિઅ આસ. ૨૫ પૃ. ૧૩૦

એક્ક ન કિજ્જઇ મંતુ ન તંતુ, ણિઅઘરણિ લઇ કેલિ કરંતુ;
ણિઅઘરઘરિણી જાવ ણ મજ્જઇ; તાવ કિં પંચવગ નિહરિજ્જઇ. ૨૮
પૃ. ૧૩૧

એસ જપહોસેં મડલકમ્મેં, અનુદિન અચ્છસિ કાહિઉ ધમ્મે,
તો વિણુ તરૂણિ નિરંતર નેહેં, વોહિ કિ લાહઇ એણ વિ દેહે. ૨૯ પૃ. ૧૩૧

જિમ લોણ વિલિજ્જઈ પાણિએહિ, તિમ ઘરિણિ લાઇ ચિત્ત,
સમરસ જાઈ તક્ખણે, જઈ પુણુ તે સમ ણિત્ત. ૩૨

૧૬૨. ભારતના પૂરા-છેક પૂર્વભાગ-બંગાલમાંથી આ ગ્રંથ મળી આવે એ હકીકત ઉપયોગી છે અને મહત્ત્વપૂર્ણ છે. તે એટલું બતાવે છે કે સસ્કૃત અને મહારાષ્ટ્રી પ્રાકૃત સાથે અપભ્રંશ કેટલીક સદીઓ સુધી તાપીના ઉત્તરના સમસ્ત હિંદના ચારે ખુણાંમાં સાહિત્યની ભાષા હતી. તે સાહિત્ય શૃગાર તેમજ ધર્મ-મય હોવાથી લોકપ્રિય થયુ જણાય છે. તે ગ્રંથ એ પણ સિદ્ધ કરે છે કે તેની ભાષા પશ્ચિમની અપભ્રંશ-વિશેષ સભવિત રીતે મહારાષ્ટ્ર અપભ્રશ હતી કે જે મહારાષ્ટ્રી પ્રાકૃતની પેઠે એટલી ઉંચી કોટિએ લઇ જવામા આવી હતી કે સાહિત્યની શિષ્ટ ભાષાની સ્થિતિએ લાવવામા આવી અને તેનો ઉપયોગ પશ્ચિમ અને પૂર્વના કવિઓએ સરખી રીતે કર્યો છે.

૧૬૩. જૈન ગૂર્જરકવિઓમાં તેરમીથી પંદરમી-સોળમી સદીના આવેલ સાહિત્યમાંથી અપભ્રશને મળતુ-જૂની ગૂજરાતી ભાષાનું સાહિત્ય છે. તેના નમુના અત્ર આપ્યા નથી.

૧૬૪. આ સર્વ અપભ્રંશ સાહિત્યનો વિભાગ તેના નમુના-ઉદાહરણ સહિત આપ્યો છે તે પરથી વિશાલપણે સ્પષ્ટ થયું છે કેઃ—

"Under the socalled Prakrit literature, especially of the Jains with published and unpublished, much valuable Apabhrams'a lies buried. Some works, which in the catalogue are simply dubbed prakrit, might turn out to be Apabhrams'a, and

others, rightly called Prakrit might still contain some Apabhrams'a quotations and stories of value from both the linguistic and literery points of view. It is also likely that the treasures at Patana, Khambhayat and other strongholds of Jainism might contain Apabhrams'a works, yet unknown even to their blessed possessors. It is the duty of all rightminded Jains to make such works available to scholars who would publish them according to approved methods and subject them to literary and historical criticism." Prof. Gune's Introduction to Bhavisayatta Kaha.

—જે હાલ પ્રાકૃત સાહિત્ય કહેવાય છે તે અને ખાસ કરી જૈનોનું પ્રાકૃત સાહિત્ય–પ્રકટ તેમજ અપ્રકટ બંનેમા ઘણું કીંમતી અપભ્રંશ સાહિત્ય દટાયેલુ છે. કેટલાક ગ્રંથો કે જે ગ્રંથસૂચિમાં–ટીપમાં સાદી રીતે પ્રાકૃત તરીકે નોંધેલા છે તે અપભ્રંશ તરીકે નીકળી આવે એવો સંભવ છે, અને બીજા યથાર્થપણે ઓળખાતા પ્રાકૃત ગ્રંથોમાં કોઈ અપભ્રંશ અવતરણો અને ભાષાવિજ્ઞાન તેમજ સાહિત્યની દૃષ્ટિથી મહત્ત્વ ધરાવતી વાર્તાઓ પણ હોય. એ પણ સંભવિત છે કે પાટણ, ખંભાત અને બીજા જૈનધર્મનાં કેંદ્રસ્થાનોના ભંડારોમાં કેટલાક એવા અપભ્રંશ ગ્રંથો હોઇ શકે, કે જેની હજુ સુધી તેના કબજેદારોને પણ માહીતિ ન હોય. સર્વ યોગ્યદૃષ્ટિવાળા જૈનોની એ ફરજ છે કે આવા ગ્રંથો એવા પંડિતોને હસ્તગત કરાવે કે જેઓ માન્ય પદ્ધતિપર તેઓને પ્રકટ કરે અને તેમનાપર સાહિત્યવિષયક તેમજ ઐતિહાસિક વિવેચન કરે. (પ્રોફે. ગુણેની ભવિસયત્ત કહા પરની પ્રસ્તાવના પરથી.)

# વિભાગ ત્રીજો.

# હૈન યુગ.

## પ્રકરણ પહેલું.

### હેમચંદ્રજીનું વ્યાકરણ.

પાણિનિ.

૧૬૫—"शोभना खलु पाणिनिना सूत्रस्य कृतिः (પતંજલિ ૨–૩–૬૬)–સંસ્કૃત વ્યાકરણમાં જે યશ પાણિનિને મળ્યો તે કોઇના ભાગ્યમાં નહોતો. એવું સર્વાંગસુંદર પૂર્ણવ્યાકરણ કોઈ કાલમાં કોઇ ભાષામાં બન્યું નહિ. મહામહોપાધ્યાય હરપ્રસાદશાસ્ત્રી એમતો કહે છે કે[૭] મૅકડોનલે (મુગ્ધાનલાચાર્ય) હાલ પાણિનિ જેવું જ વૈજ્ઞાનિક વ્યાકરણ સ્વતંત્ર રીતિથી બતાવ્યું છે; પરંતુ આ વ્યાકરણની રચના પાણિનિના વ્યાકરણ હોવાથી જ સંભવી. વિભુ આકાશ, સમુદ્ર કે વિષ્ણુની પેઠે પાણિનિના વ્યાકરણનું માપ ન ઇદ્દકતાથી કે ન ઇય-ત્તાથી થઈ શકે તેમ છે. તેતો તે જ છે. એમ કહી શકાતું નથી કે તે આવું કે આટલું છે. જેમ પાણિનિ પોતાની પહેલાંનાં સર્વસંસ્કૃત

૭. The Professor's Vedic Grammar is unique work in so far as he has done it without Panini's Vaidika Prakriya. He has evolved the grammar from the language itself and is as scientific as his great predecessor Panini.

—એશિયાટિક સોસાયટી બંગાલના વાર્ષિકોત્સવ વખતનું પ્રમુખ તરીકે વ્યાખ્યાન.

વૈયાકરણોનો સંઘાત છે, તેજ પ્રમાણે તે પોતાનાથી પાછળના સર્વ વૈયાકરણોનો ઉદ્‌ગમ છે. પોતાથી પહેલાના જે વૈયાકરણોનાં નામ તેણે, મતભેદ બતાવવાને માટે યા ૮પૂજાર્થે આપ્યાં તેનાં નામ માત્ર પણ રહી ગયાં, બાકીનાં નામોનો પણ પત્તો નથી: પૂર્વાચાર્યોની જે સંજ્ઞાઓ તેણે પ્રચલિત સમજી લઈ લીધી તે રહી ગઇ૩, બાકીના જૂના સિક્કા પાણિનિની નવી ટંકશાલની મોહરો આગળ કોણ જાણે ક્યાં નાસી ગયા. પહેલાનાં વ્યાકરણોનો એકદમ અભાવ જોઇને કોઈ એવી કલ્પના કરે છે કે પાણિનિ શાસ્ત્રાર્થમાં જે વૈયાકરણોને હરાવતો ગયો તેના ગ્રંથોને બાળતો ગયો. કોઇ કહે છે કે શિવજીના હુંકાર-વજ્રથી જે પાણિનિના દુર્બલ પક્ષની હિમાયત ઉપર ચલાવવામાં આવ્યાં હતાં તે નષ્ટ થયાં. કોઇ કહે છે કે સર્વ વૈયાકરણ વિશ્વામિત્રની વ્યુત્પત્તિ વિશ્વનો અમિત્ર શત્રુ એમ કરવાથી વિશ્વામિત્રના શાપભાજન થયા જ્યારે પાણિનીએ 'મિત્રે ચર્ષૌ' સૂત્ર ૬-૩-૧૩૦ એમ કહી તેની ખુશામત કરી તેથી તેનો વર મેળવ્યો. પાણિનિને અન્ય બાળવાની કે શિવકોપ યા વિશ્વામિત્રાનુગ્રહની જરૂર નહોતી; સ્વયમેવ પોતાના તેજની આગળ બીજાં વ્યાકરણો ટકી ન શક્યાં........

હેમચંદ્ર.

૧૬૬—શ્રી હેમચંદ્રનું વ્યાકરણ **સિદ્ધહેમચંદ્ર શબ્દાનુશાસન** યા **સિદ્ધહેમ** કહેવાય છે. સિદ્ધરાજ જયસિંહને માટે બનાવ્યુ તેથી 'સિદ્ધ' અને હેમચંદ્રનું હોવાથી 'હૈમ'. આમાં ચાર ચાર પદોના આઠ અધ્યાય છે અને તેમાં લગભગ ૪૫૦૦ સૂત્ર છે. શૈલી કૌમુદિઓ જેવી છે અર્થાત્ વિષયવિભાગથી સૂત્રોનો ક્રમ રાખેલો છે. સાથે સાથે

૮. આપિ શલિ ૬-૧-૯૨, કાશ્યપ ૧-૨-૨૫, ગાર્ગ્ય ૮-૩-૨૦, ગાલવ ૭-૧-૭૪, ચાક્રવર્મણ ૬-૧-૧૩૦, ભારદ્વાજ ૭-૨-૬૭, શાકટાયન ૩-૪-૧૧૧, શાકલ્ય ૧-૧-૧૬, સેનક ૫-૪-૧૧૨, સ્ફોટાયન ૬-૧-૧૨૩, ઉત્તરી (ઉદીચામ્) ૪-૧-૧૫૩, કોઇ (એકેષાં) ૮-૩-૧૦૪, પૂર્વી (પ્રાચામ્) યા જૂના ૪-૧-૧૭.

—અથ કોયલ-કુલ-રવ-મુખર, ભુવને વસંત પેઠો
ભટ ઇવ મદન મહાનૃપના પ્રકટિત-વિજય-પુરૂષાર્થ,
મરટ્ટ—વીરતા-મરાઠાપણું ?

(૮) સૂરૂ પલોઇવિ કંત-કરૂ, ઉત્તર-દિસિ-આસત્તુ,
નીસાસુ વ દાહિણ-દિસય, મલય-સમીર પવત્તુ.
—સૂર્ય (ને, ના ?) પ્રલોકી કાન્ત(ના)કર, ઉત્તર-દિશા-આસક્ત,
નિઃશ્વાસ ઇવ દક્ષિણદિશના મલયસમીર પ્રવૃત્ત (થયેલા).

આમાં કુમારસંભવના ‘कुबेरगुप्तां दिशमुष्णरश्मौ, गन्तुं प्रवृत्ते समयं विलंघ्य। दिग्दक्षिणा गन्धवहं मुखेन व्यलीकनिःश्वासमिवोत्ससर्ज’ નો ભાવ છે, કર-મા શ્લેષ છે. પલોઇવિ-પ્રલોક્ય, જોઇને. વિભક્તિઓનો બરાબર અનુક્રમ ન જાળવ્યાથી આ શબ્દ વચમાં આવી ગયો છે અને સૂર તથા કંત દૂર પડી ગયા છે.

(૯) કાણુણ-સિરિ સોહઇ અરૂણ-નવ-પલ્લવ-પરિણુદ્ધ,
નં રત્તંસુય-પાવરિય, મહુ-પિયયમ-સબદ્ધ.

—કાનન-અરણ્યની શ્રી અરૂણ નવ પલ્લવોથી ઢંકાયેલી શોભેછે, જાણે રક્તાશુક ( લાલ વસ્ત્રો )થી ઢકાયેલી મધુ ( ચૈત્ર, વસંત ) રૂપી પ્રિયતમથી સબદ્ધ (હોય નહિ).

લાલ વસ્ત્ર ગૂજરાતી સ્ત્રીઓ પહેરે છે. તેને ‘ કસુંબો ’ કહે છે. પાવરિય-પ્રાવૃત.

(૧૦) સહયારિહિ મંજરિ સહહિ, ભમર-સમૂહ-સણાહ
જાલાઉ વ મયણાનલહ, પસરિય-ધૂમ-પવાહ,
—સહકાર (આંબા)ની મંજરી સોહે છે ભ્રમર સમૂહથી સનાથ
જ્વાલાઓ ઇવ મદનાનલની પ્રસરિત-ધૂમ્ર-પ્રવાહ

અહીં સહહિના અર્થ સહે છે એમ થઈ શકતો નથી. સોહે છે એ અર્થ બેસે છે, સોમાંના ‘ઓ’ની એક માત્રા માનવાથી કામ ચલાવ્યું છે. જુઓ નં. ૨૨, ૪૧

(૧૧) દમયંતીના વસ્ત્રપર નલ તેને તજતી વખતે પોતાના લોહીથી લખી ગયો હતો કે—

વડ-રૂક્ખહ દાહિણુ-દિસિહિં, જાઇ વિદબ્ભહિ મગ્ગુ,
વામ-દિસિહિ પુણ કોસલિહિ, જાહ રૂચ્ચઈ તહિં લગ્ગુ.
—વડ(ના) ઝાડની દક્ષિણ દિશામાં જાય (છે) વિદર્ભનો માર્ગ,
વામ દિશામા પુનઃકોશલનો (માર્ગ), જ્યાં રૂચે ત્યાં લાગ.
જ્યાં ચાહે ત્યાં જા. જાહ-જહિ, જ્યાં. તહિં-ત્યાં.

(૧૨) કુશલ નામનો વિપ્ર (મહાભારતના નલોપાખ્યાનનો પર્ણાદ) ખુદ્દકને (ક્ષુદ્રક, મહાભારતનો વિકૃત નલ રૂપે બાહુક) જોઇને નીચેનો દોહો (દુહય) ગાય છે.

નિટ્ઠુર નિક્કિવુ કાઉરિસુ, એકુજિ નલુ ન હુ ભંતિ,
મુક્કિવ મહાસઇ જેણ વિણિ, નિસિ સુત્તી દમયંતિ.
—નિષ્ઠુર નિષ્કૃપ (કૃપારહિત) કાપુરૂષ એકજ નલ (છે) નથીજ ભ્રાંતિ (એ વાતમાં). મૂકી-છોડી મહાસતી જેણે વનમાં નિશામાં-રાત્રિમાં સૂતી દમયંતી.

મુક્કિવ-મુક્તા, મહાસઇ-મહાસતી.

(૧૩) પરદાર ગમનના સંબધે ઉજ્જયિનીના રાજા પ્રદ્યોતની કથા લખી છે, તેમાં પ્રસંગવશાત્ ઉદયન વત્સરાજ, વાસવદત્તા, યૌગંધરાધરાયણ આદિની કથાઓ પણ આવી છે કે જે બૌદ્ધ જાતકોમાં, બૃહત્કથા ( કથા સરિત્સાગર ) અને ભાસના નાટક પ્રતિજ્ઞાયૌગંધરાયણની કથાથી કંઇક ફેર છે, કિંતુ બે શ્લોક તે નાટકમાંથી ઉદ્ધૃત કરવામાં આવ્યા છે. અસ્તુ. રાજગૃહના રાજા શ્રેણિકના પુત્ર અભયને પ્રદ્યોતે છલથી બાધી પોતાને ત્યાં રાખેલો હતો. તેણે કંઇ ધ્યાન ખેંચે તેવાં કામ કર્યાં. પ્રદ્યોતે તેને 'વર' માગવા કહ્યું ત્યારે તેણે એવું ઉટપટાંગ-ગુંચવડીઓ વર માંગ્યો કે જેમાં અભિપ્રાય-સાર એ હતો કે મને અહીંથી વિદાય કરો.

નલગિરિ હત્થિહિંમિં ઠિતઈં, સિવદેવિહિ ઉચ્છંગિ,
અગ્ગિભીરૂ રૂહ દારૂઅહિ, અગ્ગિ દેહિ મહ અગ્ગિ.

પ્રદ્યોતને ત્યાં નલગિરિ નામનો પ્રસિદ્ધ હાથી હતો; શિવા દેવી હતી, અગ્નિભીરૂ રથ હતો કે જે આગમાં બળતો નહોતો. અભય કહે છે કે નલગિરિ હાથીમાં (પર) બેઠાં બેઠાં શિવા દેવીના ખોળામાં અગ્નિભીરૂ રથનાં લાકડાંઓથી મારા અંગમાં આગ દે. ઉચ્છંગ–સં. ઉત્સંગ.

(૧૪) જાતી વખતે અભય બદલો લેવાની નીચેની પ્રતિજ્ઞા કરીને ગયો અને પછીથી આવી પરદાર–ગમન–રસિક પ્રદ્યોતને બે સ્ત્રીઓદ્વારા લલચાવી બાંધી લઇ ગયો.

કરિવિ પઇવુ સહસ્સકર, નગરી મજ્ઝિણ સામિ !
જઇ ન રડંતુ તઈ હરઉં (તઇ) અગ્ગિહિં પવિસામિ.

—હે સ્વામી ! સહસ્રકર–સૂર્યને પ્રદીપ કરી અર્થાત્ ધોળે દહાડે નગરીના મધ્યથી તને રડતો જો હું હરી ન જાઉં તો હું અગ્નિમાં પ્રવેશ કરૂં. રડતુ–પંજાબી રડચાંદા, હિંદી રટતા.

(૧૫) વેસ વિસિટ્ઠહ વારિયઇ, જઇ વિ મણોહર–ગત્ત,
ગંગાજલ પક્ખાલિય વિ, સુણિહિ કિં હોઇ પવિત્ત.

—યદિ મનોહર ગાત્ર પણ (હોય) છતાં વેશ–વિશિષ્ટોને વારિયે–તેનાથી બચીયે. કુતરી ગંગાજલથી પ્રક્ષાલિત (હોય) છતાં પવિત્ર થાય ? વેસવિસિટ્ઠહ–વેશ–વિશિષ્ટા–સારા વેશવાળી–વેશ્યા; વેશનો અર્થ 'વેશ્યાઓનો વાડો' પણ થાય છે–આ અર્થમાં ' વેશ્યાના વાડામાં ઘુસી ગઇ ' જુઓ નીચેનું ઉદાહરણ નં. ૧૬ સુણિ–સં. શુની–કુતરી.

(૧૬) નયણિહિ રોયઇ મણિ હસઈ, જણુ જાણઇ સઉ તત્તુ,
વેશ વિસિટ્ઠહ તં કરઇ, જ કટ્ઠહ કરવત્તુ.

—જાણે સહુ તત્ત્વ જાણે ( જાણતી હોય નહિ તેમ ) નયનથી રૂએ, મનમાં હસે. વેશ–વિશિષ્ટા તે ( તેમજ ) કરે, જે ( જેવી રીતે ) કાષ્ઠની ( કાષ્ઠને ) કરવત.

ઉપરના બંને દોહામાં 'વેસ વિસિટ્ઠહ' જુદા જુદા પદ માનીએ તો પહેલામાં 'વેશ્યા વિશિષ્ટો' (સારા લોકો) થી વારતિ કરવામાં આવે છે, એ અર્થ થશે અને બીજામાં 'વેશ્યા વિશિષ્ટોના (=ને) તે કરે' ઇત્યાદિ થશે. કરવત્તુ=સં. કરપત્ર. હિ. કરૌતી, ગૂ૦ કરવત.

(૧૭) પિય હઉં થક્કિય સયલુ દિણુ, તુહ વિરહગ્ગિ કિલંત,
થોડઇ જલ જિમ મચ્છલિય, તલ્લોવિલ્લિ કરંત.

—પિયુ! હું સકલ-આખો દિન તારા વિરહના અગ્નિમાં ઉકળતી રહી-(કેવી રીતે?) જેમ માછલી થોડા જલમાં તડફડાટ કરે છે (તેમ). થક્કિય-થાકવું-રહેવું (બંગલા થાક્); તલ્લોવિલ્લિ-તલે ઉપરિ-ઉપર નીચે થવું તે-તડફડાટ.

(૧૮) મઈં જાણિયઉં પિય વિરહિયહ, ક વિ ધર હોઇ વિયાલિ,
નવરિ મયંકુ વિ તહ તવઇ, જહ દિણયરૂ ખયકાલિ.

—મેં જાણ્યું-પ્રિયના વિરહિતને કોઇપણ આધાર રાતમાં હોય, નવરિ-નહિં પરંતુ (તે જવાઘો-તે દૂર રહ્યું-ઉલટું) મયંક પણ જેમ દિનકર પ્રલયકાલમાં (તપે) તેમ તપે છે. ધર-આધાર, આલંબન. વિયાલિ-વિકાલે. વિ=દ્વિ, બીજી વેળા અર્થાત્ રાત. મયંક-મૃગાંક-ચંદ્ર. ખયકાલ-ક્ષયકાલ-પ્રલય. નવરિ-આ દેશીના કંઇક યોગ્ય ભાવ પ્રાકૃતની સંસ્કૃત છાયા બનાવનાર લાવી શકતો નથી. તેનો ઉપર અર્થ આપ્યો છે. આ દોહો હેમચંદ્રજીના વ્યાકરણમાં પણ છે. જુઓ પૃ. ૧૪૬ નં. ૬૨.

(૧૯) અજ્જુ વિહાણુઉં અજ્જુ દિણુ, અજ્જુ સુવાઉ પવત્તુ,
અજ્જુ ગલત્થિઉ સયલુ દુહુ, જં તુહું મહ ધરિ પત્તુ.

—આજ વહાણું (પ્રભાત) થયું, આજ દિન, આજ સુવાયુ પ્રવૃત્ત થયો. આજ સકલ દુઃખ કે જે તને મારા ઘરમાં પ્રાપ્ત (થયું) તેને ગલહત્યો (દીધો)-કાઢી નાંખ્યું. વિહાણુઉં-નામધાતુ. વિહાન્યો હિંદી વિહાન, ગૂજરાતી વહાણું, સં. વિભાત, વિભાન. ગલત્થિઉ-સં. ગલહસ્તિત-ગળામાં હાથ દઈ કાઢી મૂક્યું. (અર્દ્ધચંદ્ર દીધું, ગલહસ્તેન બાધવઃ)

(૨૦) પડિવજ્જિવિ દય દેવ ગુરૂ, દેવિ સુપત્તિહિ દાણુ,
વિરઇવિ દીણજણુદ્ધરણુ, 'કરિ સફલઉ અપ્પાણુ.'

—ચોથા ચરણની સમસ્યા પૂર્તિ છે. દયા, દેવ, અને ગુરૂ પ્રાપ્ત કરી, સુપાત્રોને દાન દઇ-આપી, દીનજનનું ઉદ્ધરણ કરી આત્માને-પોતાને સફલ કર. પડિવજ્જિવિ-સં. પ્રતિપદ્ય-અંગીકાર કરી. વિરઇવિ-સં. વિરચ્ય. અપ્પાણું-આત્માનં. તુલસીદાસે 'અપાન' વાપરેલ છે. પડિવજ્જિવિ, દેવિ, વિરઇવિ-પૂર્વકાલિક ક્રિયાઓ-ભૂતકૃદંત છે.

(૨૧) પુત્તુ જુ રંજઈ જણયમણુ, થી આરાહઇ કંતુ,
ભિચ્ચુ પસન્નુ કરઇ પહુ, 'ઇહુ ભલ્લિમ પજ્જતુ.'

—સમસ્યાપૂર્ત્તિ. પુત્ર જો જનક એટલે પિતા (ના) મનનુ રજન કરે, સ્ત્રી કંથ(ને) આરાધે, ભૃત્ય પ્રભુ-સ્વામી(ને) પ્રસન્ન કરે તો એ (અથવા અહીં) ભલાઈ પ્રાપ્ત થાય છે. રંજઇ-સં. રંજયતિ-પ્રસન્ન કરે. આરાહઇ-આરાધના કરે. ઇહુ-આ અથવા અહીં. ભલ્લિમ-ભલાઈ (સં. નું ઇમનિચ્). પજ્જતુ-હિંદી પાઈજતે હૈ, પાતે હૈ, ગૂ. પામે છે; અથવા ઇહ ભલ્લિમ પજ્જંતુ-'આ ભલાઈની પર્યંત-સીમા છે' એ પણ અર્થ થઇ શકે છે.

(૨૨) મરગય વન્નહ પિયહ ઉરિ, પિય ચંપયપય દેહ, (સમસ્યા)
કસવટ્ટઇ દિન્નિય સહઇ, નાઈ સુવન્નહ રેહ. (પૂર્તિ)

—મરકત વર્ણના (શ્યામલ) પિયાના ઉરપર ચપક (જેવી) પ્રભા (વાળા) દેહવાળી પ્રિયા કસોટી પર સુવર્ણની રેખા દીધી-આપી તે પેઠે-તે જેવી શોભે છે. શ્રી હેમચંદ્રના વ્યાકરણમાં આને ઘણી મળતી એક બીજી કવિતા છે તેનું વિવરણ જુઓ પૃ. ૧૨૮ ન. ૧ આ કઇ અવસ્થાનું વર્ણન છે તે કહેવાની જરૂર રહે છે? સહઇ-જુઓ ઉપર નં: ૧૦ અને ૪૧.

(૨૩) ચૂડઉ ચુન્ની હોઇસઇ મુદ્ધિ કવોલિ નિહિત્તુ, (સમસ્યા,)
સાસાનલિણ ઝલક્કિયઉ, વાહસલિલ સસિત્તુ. (પૂર્તિ)

—હે મુગ્ધે ! કપાલપર રાખેલો ચૂડો શ્વાસની અનલ—અગ્નિથી જ્વાલિત—બળેલો થઈ અને બાષ્પ (વરાળ)ના સલિલ એટલે જળથી સંસિક્ત એટલે સીંચાએલા થઇને ચૂર્ણ (ચૂરેચૂરા) થશે. પહેલાં તો બળતો શ્વાસ ચૂડાને તપાવશે પછી તેનાપર આંસુ પડશે તો તે શું ચૂરેચૂરા નહિ થઇ જાય ? મુદ્ધિકવોલિ—એને સમાસ લઇએ તો મુગ્ધાના કપોલપર એવો અર્થ થાય. ચુન્ની હોઇસઈ—અભૂત તદ્ભાવનો 'ઇ' આમાં છે. મુદ્ધિ—જુઓ પ્ર૦ ચિં. ઉદાહરણમાં 'મુધિ' (નં. ૮). ઝલક્કિયઉ—ઝલ—જ્વાલા જુઓ પ્ર. ચિં. (નં. ૬) 'ઝાળ'. આ દોહો હેમચંદ્રમાં પણ છે. જુઓ પૃ.

(૨૪) હઉં તુહ તુટ્ઠઉ નિચ્છઇણ, મગ્ગિ મણિચ્છિઉ અજ્જુ,
તો ગોવાલિણ વજ્જરિઉ, પહુ મહ વિયરહિ રજ્જુ.

—(દેવતાએ કહ્યું કે) હુ તારાપર નિશ્ચયે તૂઠો (છું), આજ મનનું ઇચ્છયું માગ. ત્યારે ગોવાળીએ કહ્યું 'પ્રભુ ! મને રાજ આપ.' વજ્જરિઉ—દેશી. ઉચર્યું, કહ્યું. વિયરહિ—સ. વિતર (હિ). આ સોમપ્રભની પોતાનીજ રચના હોય એવો સંભવ છે, પરંતુ અધિક સંભવતો એ છે કે આ કહાણીનો સંગ્રહશ્લોક હોય.

(૨૫) એક કોહલ નામનો કબાડી—જંગલી હતો, તે લાકડાની કાવડ ખાંધપર લઇને ફરતો હતો. તેને સિંહલા નામની સ્ત્રી હતી તેણીએ પતિને કહ્યું 'દેવાધિદેવ યુગાદિદેવની પૂજા કરો કે જેથી જન્માંતરના દારિદ્ર્ય—દુઃખ આવે નહિ, પતિએ કહ્યુ કે 'તું ધર્મ—ઘેલી' થઈ છો. પરસેવક એવો હું શું કરી શકું તેમ છું ? ' ત્યારે સ્ત્રીએ નદીજલ અને ફૂલની પૂજા કરી. તેજ દિને તે વિષૂચિકા—મરડાથી મરી-ગઈ અને જન્માંતરમાં રાજકન્યા અને રાજપત્ની થઇ. પોતાના નવા પતિ સાથે કોઇ દિવસ તેજ જિનમંદિરમાં આવી કે જ્યાં પૂર્વ પતિ દરિદ્ર કબાડીને જોઈ મૂર્છિત થઇ ગઈ. તે સમયે જાતિસ્મરણ થતાં તેણીએ નીચેનો દોહો કહ્યો. કબાડીએ સ્વીકાર કરી જન્માંતર કથાની પુષ્ટિ કરી.

અડવિહિ પત્તી નઇહિ જલુ, તો વિ ન વૂહા હત્થ,
અવ્વો તહ કવ્વાડિયહ, અજ્જ વિસજ્જિય વત્થ.

—અટવી ( જંગલ )નાં પાંદડાં, નદીનું જળ ( સુલભ હતાં ) તો પણ (તેં) હાથ ન હલાવ્યા. હાય! તે કબાડીઆના વસ્ત્ર આજ વિસર્જિત છે ( તન પર કપડા પણ નથી, અને હું રાણી થઈ ગઇ. ) વૂહા—વ્યૂહિત કર્યા. અવ્વો—આશ્ચર્ય અને ખેદઅર્થે.

(૨૬) જે પરદાર—પરમ્મુહા, તે વુચ્ચહિં નરસીહ,
જે પરિરંભહિં પરરમણિ, તાહં ફુસિજ્જઈ લીહ.

—જે પરદારા(થી) પરાંગ્મુખ (છે) તે નરસિંહ કહેવાય છે. જે પરરમણિ(ને) આલિંગન કરે છે, તેની રેખા ( સજ્જનોની હારથી ) ફસકી જાય છે—મટી જાય છે—તે સજ્જનની પંગતમાં બેસી—રહી શકતો નથી. વુચ્ચહિ—સં. ઉચ્યતે. ફુસિજ્જઈ—મટી જાય છે. હિ૦ પોંછ દી જાતી હૈ. સંસ્કૃતમાં ' પોંછને ' માટે ઉત્+પુંસ્ ધાતુનો કાશ્મીરી કવિઓએ પ્રયોગ કર્યો છે— વાપરેલ છે. લીહ—રેહ, રેખા.

(૨૭) એક વહૂ પશુપક્ષીની ભાષા જાણતી હતી. અર્ધી રાતે શિયાળને એવું કહેતાં સાંભળ્યું કે નદીનું મડદું આપી દે અને તેનાં ઘરેણાં લઇ લે, એટલે તે નદીપર તેમ કરવા ગઈ. પાછી આવતી હતી તે સસરાએ જોઇ લીધું. તેણે જાણ્યું કે તે અ—સતી છે. તે તેણીને પિયર પહોંચાડવા ગયો. માર્ગમાં કરીરના ઝાડની પાસે કૌઓ બોલવા લાગ્યો કે આ વૃક્ષના નીચે દશ લાખનો નિધિ છે, કાઢી લે અને મને દહીં સત્તુ ખવરાવ. પોતાની વિદ્યાથી દુઃખ પામેલી તેણી કહે છે કેઃ—

એક્કે દુન્નય જે કયા, તેહિં નીહરિય ઘરસ્સ,
બીજા દુન્નય જઇ કરઉં, તો ન મિલઉ પિયરસ્સ.

—જે એક દુર્નય કર્યો તેથી ઘરથી નિકળી—નિસરી, બીજો દુર્નય જો કરૂં તો પ્યારાથી ( કદી પણ ) ન મળું. ઘરસ્સ, પિયરસ્સ—સસ્કૃત છઠી 'સ્ય'નો 'સ્સ' છે. પિયર—પ્રિયકર.

(૨૮) રૂકિમણીહરણના સમયે કણ્હ (કાન્હ, કૃષ્ણ) રૂકિમણીને કહે છે:—

અમ્હે થોડા રિઉ બહુય, ઇઉ કાયર ચિંતંતિ,
મુદ્ધિ નિહાલહિ ગયણયલુ, કઇ ઉજ્જોઉ કરંતિ.

—આ હેમચંદ્રમાં પણ છે. જુઓ પૃ. ૧૪૫ નં. ૯૦ અમે થોડા (છીએ), રિપુ ઘણા છે એમ કાયર ચિંતવે છે. ભોળી! ગગનતલમાં જો, કેટલા ઉદ્યોત-પ્રકાશ કરે છે? ઘણા તારા છે તે કે એક ચંદ્ર? અમ્હે-ગૂ૦ અમે, રાજસ્થાની મ્હે. ગૂજરાતીમાં કોઇ સાક્ષર 'હ', પણ અમ્હે એમ કરી વાપરે છે. મુદ્ધિ-મુગ્ધે! જુઓ ન. ૨૩. નિહાલહિ-આજ્ઞા, ઉપનિષદોનું નિભાલયતિ. ઉજ્જોઉ-ઉદ્યોત.

(૨૯) સો જિ વિયક્ખણુ અક્ખિયઇ, છજ્જઇ સોજ્જિ છઇલ્લુ,
ઉપ્પહ પટ્ટિઓ પહિ ઠવઇ, ચિત્તુ જુ નેહ-ગહિલ્લુ.

—તે જ વિચક્ષણ કહેવાય છે, તેજ છેલ છાજે છે (શોભિત થાય છે) જે ઉત્પથ-પ્રસ્થિત (કુમાર્ગ પર ચાલતા) નેહઘેલા ચિત્તને પથપર ટકાવે છે. અક્ખિયઇ-આખવામાં આવે-આખ્યા પરથી. પંજાબી આખના. કહેવામાં આવે. છજ્જઇ-છાજે. સોજ્જિ-સોઉ+જિ. તે જ. જિ-જી પાદપૂરણ છે. છઇલ્લુ-સં. છેદ એટલે વિદગ્ધ, ચતુર. પ્રાકૃત કવિતામાં છઇલ્લનો અર્થ ચતુર છે. પંજાબીમાં છૈલ એટલે સારૂં. આ છઇલ તથા તે પરથી બનાવેલ પ્રેમી છૈલા (છબિલ, છબિલા)નો ભેદ તુલસીદાસે બતાવ્યો છે કે 'છરે છબીલે છૈલ સબ.' ઠવઇ-સ્થાપે સં. સ્થાપતિ. ગહિલ્લુ-સં. ગ્રહિલ, આગ્રહી, તેપરથી ઘેલું થયેલ છે. હઠીલું.

(૩૦) રિદ્ધિ વિહૂણઉ માણુસહ, ન કુણઇ કુવિ સમ્માણુ,
સઉણિહિ મુચ્ચહિ ફલરહિઉ, તરવર ઇત્થુ પમાણુ.

—રિદ્ધિ વિહૂણા માણસનું કોઈ પણ સમાન કરતું નથી. શકુનિ-પક્ષીઓથી ફલરહિત તરૂવરને છોડાયછે (એ) અહીં પ્રમાણ છે.

રિદ્ધિ-સં. ઋદ્ધિ. વિહૂણ-સં. વિહીન. નિષાના રૂપમાં ઇ અને

ઉની બદલીમાં-સરખાઓ જીર્ણ ઉપરથી જૂર્ણું અને તે પરથી જૂના. સઉણિ-સં. શકુનિ. ઇત્થુ-પ્રાકૃત એત્થ, સં. અત્ર, પંજાબી ઇત્થું.

(૩૧) જઇવિ હુ સૂરૂ સુરૂવુ વિઅક્ખણુ,
તહવિ ન સેવઇ લચ્છિ પઇક્ખણુ;
પુરિસ-ગુણાગુણ-મુણણ-પરમ્મુહ,
મહિલહ બુદ્ધિ પયંપહિં જં બુહ.

—યદ્યપિ શૂર, સુરૂપ, વિચક્ષણ હોય તથાપિ લક્ષ્મી (તે મનુષ્યને) પ્રતિક્ષણ સેવતી નથી. (કારણકે) પુરૂષોના ગુણ અને અગુણના વિચારથી પરાંગ્મુખ, મહિલાઓની બુદ્ધિ હોય છે-જેથી બુધ કહે છે. મુણણ-વિચારવું-મનન- પયંપહિં-સં. પ્રજલ્પતે. જં--જેથી અથવા જેમ (યથા).

(૩૨) જેણ કુલક્કમુ લંઘિયઇ, અવજસુ પસરઇ લોઇ,
તં ગુરૂ-રિદ્ધિ-નિબંધણુ વિ, ન કુણઇ પંડિઓ કોઇ.

—જેનાથી કુલક્રમ ઉલંઘાય, (અને) અપજશ લોકમાં પ્રસરે, તે(ને) ગુરૂ એટલે બહુ સંપત્તિ ઉપજાવનાર (કામ) ને પણ કોઇ પંડિત કરતું નથી.

(૩૩) જં મણુ મૂઢહ માણુસહ, વંછઇ દુલ્લહ વત્થુ,
તં સસિ-મંડલ-ગહણુ કિહિં, ગયણિ પસારઇ હત્થુ.

—જો મૂઢ માણસનું મન દુર્લભ વસ્તુને વાંછે છે, તો શું શશિમંડલના ગ્રહણ કરવા માટે ગગનમાં હાથ પસારે છે?

(૩૪) રાવણુ જાયઉ જહિં દિયહિ, દહ મુહ એક્ક સરીરૂ,
ચિંતાવિય તઇયહિ જણણિ, કવણુ પિયાવઉં ખીરૂ.

—શંખપુરના રાજા પુરંદરને ત્યાં એક સરસ્વતી કુટુંબ આવ્યું. રાજાએ આ દોહાનું ચોથું ચરણ 'પુત્ર માતા'થી સમસ્યાની રીતે પૂછ્યું. તેણીએ પૂર્તિ કરી. પ્રબંધ ચિંતામણિમાં સરસ્વતી કુટુંબ ભોજને ત્યાં આવ્યુ હતું; ત્યાં પણ આ સમસ્યા ગૃહપત્નીએ આજ રીતે પૂર્ણ કરી છે. આમાંથી એ ફલિત થાય છે કે આ દોહો જૂનો છે. કથાલેખક

આની રચના કોઇપણ રાજાની સભામાં ઠેસવી દે છે. હવે પછીના પ્રબંધ ચિંતામણિવાળા લેખમાં આનો તેમજ આગળના દોહાનો અર્થ આપેલ છે. જુઓ હવે પછી તેમાં નં. ૧૨.

રાવણુ, જાયો (જન્મ્યો), જે દિને દશમુખ એક-શરીર વાળો; ત્યારે ચિંતિત કરી, જનની(ને) કે(ને)-ક્યા મુખને ક્ષીર (દુધ) પીવરાવું ?

ચિંતાવિય-સ. ચિંતાપિતા ( ! ) 'પ' નો 'વ' થાય છે.

૧-પૃ ૫૦૭.

(૩૫) ઇઉ અચ્ચબ્ભુઉ દિટ્ઠુ મઇં, 'કંઠિ વ લુલ્લઇં કાઉ',
કીઇવિ વિરહ-કરાલિયહે, ઉડ્ડાવિયઉ વરાઉ.

( પુત્રની સ્ત્રીએ આ સમસ્યાપૂર્તિ કરી છે-આ દોહો હેમચંદ્રમાં પણ છે. આ અત્યદ્ભુત મેં દીઠું કે હું કંઠમાં શું લગાવું, કોઇપણ વિરહ-કરાલિતાએ વરાક (બીચારા-પતિ)ને ઉડાવી દીધો. ઇઉ=આ.

(૩૬) સીહુ દમેવિ જુ વાહિહઇ, ઇક્કુ વિ જિણિહઇ સત્તુ,
કુમરિ પિયકરિ દેવિ તસુ અપ્પહુ, રજ્જુ સમત્તુ.

—ગજપુરના રાજા ખેમંકરને સુતારા દેવીથી એક કન્યા ઉત્પન્ન થઇ, રાજા અને રાણી મરી ગયા પછી મંત્રિઓએ તેણીને પિયંકર એ નામ આપી પુરૂષ હોય તેમ ગાદીપર બેસાડી, પછી કુલદેવી અચ્યુતાની પૂજા કરીને પૂછ્યું કે આનો પતિ કોને કરવો ? દેવીએ ઉત્તર આપ્યો કે-સિંહને દમન કરીને જે વાહે-સવારી કરે, એકલો પણ શત્રુઓને જીતશે, તેને કુમારી પ્રિયંકરીને રાજ સમસ્ત અર્પણ કરો. આવોજ પતિ મળી ગયો ને વાર્ત્તા વાર્ત્તાની પેઠે ચાલી આવી.

---

## પ્રકરણ ૫ મું.

---

### સોમપ્રભ અને સિદ્ધપાલે રચેલી કવિતા.

૨૧૭—હવે સોમપ્રભસૂરિ અને સિદ્ધપાલ કવિની રચેલી કવિતાના નમુના આપીએ છીએ.

(૧) કુમારપાલ પ્રતિબોધ (ગાયકવાડ સંસ્કૃત સિરીઝ પૃ૯ ૭૭.) એક છંદઃ—

(૩૭) કુલુ કલંકિઉ મલિઉ માહપ્પુ
મલિણીકય સયણમુહ
દિન્નુ હત્થુ નિયગુણ કડપ્પહ
જગુ જઝંપિયો અવજસિણ
વસિણ વિહિય સન્નિહિય અપ્પહ ।
દૂરહ વારિઉ ભદ્દુ તિણિ, ઢક્કિઉ સુગઇદુવારુ,
ઉભયભવુબ્ભડદુક્ખકરુ, કામિઉ જિણુ પરદારુ.

આ સાત પદવાળો—સપ્તપદ છંદ તે સમયની રચનામાં બહુ મળે છે. અંતના બે પદ દોહાના છે. પરદાર ગમનની નિંદા કરતાં કવિ કહે છે કે—કુલ, કલંકિત (કર્યું) માહાત્મ્ય (ધૂળ !) મેળવ્યુ. સજ્જનોનાં મુખ મલિન કર્યાં, નિજ ગુણસમુહને હાથ દીધો (ધક્કો દઇ બહાર કાઢયો), જગને અપજશથી ઝંપ્યું (ગલહત્થો દીધો—ઢાંકી દીધુ), વ્યસનથી વિહિત—કરેલા પોતાને સન્નિહિત કર્યો. દૂરથી ભદ્ર—કલ્યાણને વાર્યું, સુગતિના દ્વાર ઢાંકી દીધાં, બંને ભવ (આ ભવ અને પરભવ)માં ઉદ્‌ભટ દુઃખોની કરનારી પરદારાને જેણે કામિત કરી (ચાહી) તેણે.

સયણ—સજ્જન, મિત્ર હિંદી સાજન. દિન્નુ હત્થુ—હાથ દીધો, ગલહસ્ત કર્યો, અર્ધચંદ્ર આપ્યો, બહાર કાઢી મૂક્યો. જુઓ ઉપર નં. ૧૯. કડપ્પ—? સમૂહ. ઝંપ=ઢૂમવું, ઢાંકવું યા જીતવું.

આને મળતો એક શ્લોક સોમપ્રભનોજ સૂક્તિમુક્તાવલી (સિંદૂર પ્રકરણ—સ્તોત્ર )માં છેઃ—

दत्तस्तेन जगत्यकीर्तिपटहो गोत्रे मषीकूर्चकं
चारित्र्यस्य जलांजलि गुंणगणारामस्य दावानल ।
संकेतः सकलापदां शिवपुरद्वारे कपाटो दृढः
शीलं येन निजं विलुप्तमखिलं त्रैलोक्यचिंतामणिः ॥

—કાવ્યમાલા ગુચ્છક ૭ પૃ. ૩૭.

(૨) પૃ. ૩૧૧, કુલ ૧૪ છંદમાં બાર ભાવનાઓ છે તેમાંથી ત્રણ નમૂના.

(૩૮) પિઇ માય ભાય સુકલત્તુ પુત્તુ
પહુ પરિયણુ મિત્તુ સણેહજુત્તુ ।
પહવતુ ન રક્ખઇ કોવિ મરણુ
વિણુ ધમ્મહ કોવિ મરણુ
વિણુ ધમ્મહ અન્નુ ન અત્થિ સરણુ ॥

(૩૯) રાયા વિ રકુ સયણો વિ સત્તુ
જણઓ વિ તણઉ જણણિ વિ કલત્તુ ।
ઇહ હોઈ નડ વ્વ કુકમ્મવંતુ
સંસારરગિ બહુરવુ જંતુ. ॥

(૪૦) એકલ્લઉ પાવઇ જીવુ જમ્મુ
એકલ્લઉ મરઈ વિઢત કમ્મ ।
એકલ્લઉ પરભવિ સહઇ દુક્ખુ
એકલ્લઉ ધમ્મિણ લહઇ મુક્ખુ ॥

આમાં અર્થ સ્પષ્ટ છે. કઠિન શબ્દોના અર્થ આ પ્રમાણે છેઃ— પિઇ—પિતા. સુકલત્તુ—સુકલત્ર.( સારી સ્ત્રી ), પહુ—પ્રભુ, પરિયણુ—પરિજન. સણેહજુત્તુ—સ્નેહયુક્ત. પહવંતુ—સં. પ્રભવન્. સમર્થ હોવા છતાં. રક્ખઈ—સં. રક્ષતિ—રક્ષા કરે છે—બચાવે છે. ધમ્મહ—ધર્મના. અન્નુ—અન્ય. અત્થિ—છે. રાયા—રાજા. સયણો—સજ્જન—સાજન. સત્તુ—શત્રુ. જણઓ—જનક, પિતા. તણઉ—તનય—પુત્ર. નડવ્વ—નટ ઇવ—નટની પેઠે. રંગિ—રંગ ઉપર—નાટક ભૂમિપર. બહુરવુ—બહુરૂપી. એકલ્લઉ—એકલો. વિ-ઢત—અર્જિત—કમાવેલાં. પરભવિ—પરલોકમાં. ધમ્મિણ—ધર્મથી. મુક્ખુ—મોક્ષ.

(૩) પૃ. ૩૫૦—૫૧, વસતવર્ણન છંદ પાંચ તેમાંથી એક નમૂનો.

(૪૧) જહિં રત્ત સહહિં કુસુમિય પલાસ નં ફુટ્ટઈ પહિયગણ હિયયમાસ,
સયયારિહિ રેહહિ મંજરીઓ નં મયણ જલણ જાલાવલીઓ.

—જ્યાં કુસુમિત પલાસ રક્ત સોહે છે જાણે કે પથિકગણ(ના) હૃદયનું માંસ ફુટે છે; સહકારો ( આંબા)માં મંજરીઓ વિરાજે છે જાણે

કે મદન (રૂપી) જ્વલન (અગ્નિ) ની જ્વાલાવલિઓ. સહહિં—જુઓ નં. ૧૦ તથા ૨૨.

(૪) પૃષ્ઠ ૧૭૮. ગ્રીષ્મવર્ણન છંદ ચાર તેમાંથી એક નમૂનો.

(૪૨) જહિં દુટ્ઠુ નરિંદુ વ સયલુ ભુવણુ, પરિપીડઇ તિવ્વ કરેહિં તવણુ,
જહિં દૂહવ મહિલય જણુ સમગ્ગ, સતાવઇ સૂય સરીર લગ્ગુ.

—જ્યાં તવણુ-તપન-સૂર્ય તીવ્ર કરોથી-કિરણોથી દુષ્ટ નરેંદ્રની પેઠે સકલ ભુવનને પીડે છે, જ્યાં દુર્ભગ ( વિયોગિની ) મહિલા જન સમગ્રને સતાવે સૂર્ય (?) શરીરમાં લાગ્યા. કર-રાજાના કર તેમજ કિરણ.

(૫) પૃષ્ઠ ૪૨૩ થી ૪૩૭ પર જીવમનઃકરણ સંલાપ છે તેમાં છંદ ૧-૨, ૪-૨૭, ૨૯-૩૦, ૪૭, ૫૧-૫૨, ૫૪-૫૯, ૬૧, ૬૪-૬૫, ૬૭-૧૦૪ એ બધા અપભ્રંશમાં છે-બાકીના પ્રાકૃતમા છે. કવિ સિદ્ધપાલે જીવ, મન અને ઇંદ્રિયોની વાતચીત રાજા કુમારપાલને સભળાવી છે. દેહ નામના પટ્ટણ (નગર) માં આત્મા રાજા, બુદ્ધિ મહાદેવી, મન મહામંત્રી, અને ફરિસણુ (સ્પર્શ) રસણુ (રસ), ઘ્રાણુ ( ઘ્રાણ), લોયણુ (લોચન), સવણુ (શ્રવણ) એ પાંચ પ્રધાન-એમ કથા ચાલે છે. તેમાંથી ત્રણ નમૂના આપીએ છીએઃ—

(૪૩) જં તિલુત્તમ-રૂવ-વક્ખિત્તુ
ખણુ બંભુ ચઉમુહુ હુઉ
ધરઇ ગોરિ અદ્ધંગિ સંકર
કંદપ્પપરવસુ ચલણુ
જં પિયાઇ પણમઇ પુરંદર
જં કેસવ નચ્ચાવિઉ, ગોઠંગણિ ગોવીહિં
ઇંદિયવગ્ગહ વિપ્ફુરિઓ, તં વન્નિયહ કઇહિં. ૬૧

—જે તિલોત્તમાના રૂપથી વ્યાક્ષિપ્ત-વ્યાકુલ થએલો બ્રહ્મા ચતુર્મુખ થયો, શંકર ગૌરીના અર્ધાંગમાં ધરે-ધારણ કરે, કંદર્પને પરવશ ચરણ જેના છે તે પુરંદર જે પ્રિયાને પ્રણમે, જે કેશવ ગોષ્ટના આંગણે ગોપીઓથી નચાવ્યો-આ ઇંદ્રિયવર્ગનાં વિસ્ફુરિત કવિયોથી વર્ણવાય છે.

(૪૪) વાલત્તણુ અસુઈ-વિલિત્ત-દેહુ
દુહકર દસણુગ્ગમ કન્નવેહુ
ચિંતંતહ સવ્વવિવેય રહિઉ
મહ હિયઉ હોઇ ઉક્કંપસહિઉ ॥ ૮૫ ॥

—બાલકપણું, અશુચિ (પદાર્થોથી) વિલિપ્ત દેહ, દુઃખકર દશન એટલે દાંતોનો ઉદ્‌ગમ-આવવું-નીકળવું, કર્ણવેધ, (આ સર્વને) ચિંતવતા સર્વવિવેક રહિત (એવું) મારૂં હૈયું ઉત્કંપ સહિત થાય છે.

(૪૫) ઇસા-વિસાય-ભય-મોહ-માય ।
મય-કોહ-લોહ-વમ્મહ-પમાય ॥
મહ સગ્ગગયસ્સ વિ પિટ્ઠિ લગ્ગ ।
વવહરય જેવ રિણિઅહ સમગ્ગ ॥ ૯૭ ॥

—ઈર્ષા, વિષાદ, ભય, મોહ, માયા, મદ, ક્રોધ, લોભ, મન્મથ, પ્રમાદ (જે સર્વે) મારા સ્વર્ગગતના પણ પીઠપર લાગેલા વ્યવહારી (લેણદાર) જેવી રીતે ઋણી (કરજદાર) ના સમગ્ર-સર્વ.

(૬) પૃષ્ઠ ૪૪૩-૪૬૧ પર સ્થૂલિભદ્ર કથા છે તેમાં ૧-૪, ૬-૧૪, ૨૩-૨૫, ૩૧-૩૨, ૩૪-૩૮, ૪૦-૪૫, ૪૬-૬૨, ૬૪-૬૬, ૬૮-૮૨, ૮૪, ૯૪, ૯૭-૯૮, ૧૦૦, ૧૦૧-૧૦૫ છંદો અપભ્રંશ છે; બીજા પ્રાકૃતમાં છે. પાડલિપુત્તના રાજા નવમા નંદનો મંત્રી સગડાલ (શકટાર) હતો, તેણે કોઇરીતે પોતાની શ્રુતધર કન્યાઓની સહાયતાથી વરરૂચિને નવી કવિતાઓ સંભળાવી નંદ પાસેથી ધન મેળવતો બંધ કર્યો હતો; વરરૂચિનું ગંગા પાસેથી દીનાર મેળવવાનું ચેટક, નંદનો સગડાલપર ક્રોધ, સગડાલના પુત્ર સિરિયે પિતાને મારવો, સિરિયના મોટાભાઇ સ્થૂલિભદ્રનો કોશા નામની વેશ્યા સાથે પ્રેમ, સ્થૂલિભદ્રનું શ્રમણ થવું, તે શ્રમણનું કોશાને ત્યાં જઇ સંયમથી રહેવું, વગેરે વર્ણન ઘણું સુંદર છે. તેમાંથી ૬ નમુના લીધા છે:—

(૪૬) જસુ વયણુ વિણિજ્જિઉ નં સસંકુ, અપ્પાણુ નિસિહિ દંસઇ સસંકુ,

જસુ નયણકંતિ જિય લજ્જભરિણ, વણવાસુ પવન્નય નાઇ હરિણ. ૮

—જેના વદનથી વિનિર્જિત–જીતાયેલો જાણે શશાંક (ચંદ્ર) પોતાને નિશામાં–રાત્રિમાં સશંક દેખાડે છે, જેની નયનકાંતિ(થી) જિત–જીતાયેલો લજ્જાભરથી જાણે હરિણ વનવાસ પ્રપન્ન થાય છે–પામે છે–સેવે છે

(૪૭) નંદુ જંપઇ પઢઇ પરકવ્વ
કહ એસ વરરૂઇ સુકઇ
કહઇ મંતિ મહ ધૂય સત્ત વિ
એયાઇં કવ્વાઈં
પહુ પઢઇં બાલાઉ હુંત વિ
તત્થ તુમ્હ નરનાહ જઈ, મણિ વટ્ટઇ સદેહુ ।
તાઉ પઢંતિય કોઉગેણ, તા તુમ્હેં નિસુણેહુ ॥ ૩૨ ॥

—નંદ કહે છે " પઢે–બોલે પરકાવ્ય કેવી રીતે આ વરરૂચિ સુકવિ ? " કહે છે મંત્રી ' મારી પુત્રીએ સાતેય આ કાવ્યોને પ્રભુ ! બોલે છે, બાલા હોતી–હોવા છતાં પણ, ત્યાં તમો નરનાથને જો મનમા વર્તે છે સંદેહ, તેઓને બોલતી કૌતુકથી તેમને તમે સાંભળો. '

કન્યાઓમાં પહેલી એકવાર સાંભળી, બીજી બેવાર એમ સાતમી સાતવાર સાંભળી શ્લોક કંઠસ્થ કરી લેતી હતી. વરરૂચિએ નવો શ્લોક બોલતાંજ પહેલી કંઠસ્થ કરીને બોલી જતી. આમ બે વાર સાંભળી બીજી બોલી જતી ઇત્યાદિ. પછી નંદે કુપિત થઇ વરરૂચિને કાઢી મૂક્યો.

(૪૮) ખિવિવિ સંઝિહિ સલિલ દીણાર
ગોસગ્ગિ સુરસરિ થુણઇ
હણઈ જંતસચાર પાઇણુ
ઉચ્છિલિવિ તે વિ વરરૂઇહિં
ચડહિ હત્થિ તેણ ધાઇણુ
લોઉ પઈપિઇ વરરૂઇહિ, ગંગ પસન્નિય દેઈ ।
મુણિવિ નંદુ વુત્તતુ ઇહુ, સયડાલસ્સ કહેઈ ॥ ૩૫ ॥

—ફેંકીને, સંધ્યાએ, જલમાં, દીનાર, સવારમાં, (વરરૂચિ) ગંગાને,

સ્તવે–સ્તુતિ કરે છે, (અને) હણે છે (દબાવે છે), યંત્ર સંચારને, પગથી, ઉછળીને, તે, પણ, વરરૂચિને, ચડે છે, હાથમાં, તેના, ઘાતથી; લોક, કહે છે (કે), વરરૂચિને, ગગા, પ્રસન્ન થઇને, દે છે, જાણીને, નંદ, વૃત્તાંત, આ શકટાલને, કહે છે.

ખિવિવિ–સં. ક્ષિપ્. ખિવિવિ, ઉચ્છિલિવિ, મુણિવિ–ભૂતકૃદંત છે. ગોસગ્ગ–સં. ગોસર્ગ–સવાર. થુણઈ–સં. સ્તુ (સ્તુતિ કરવી). હુ (હોમ કરવો) ધાતુ 'નુ' વાળી અર્થાત્ પાંચમા ગણની પણ માનવી જોઇએ. પ્રાકૃત થુણઈ એટલે સ્તુતિ કરે છે. પુરાણો તથા પદ્ધતિઓમાં હુનેત્ અને હુનુયાત્ આવે છે. (તુલસીદાસના રામચરિતમાનસમાં, હુને અનલ મઁહ વાર બહુ). કૃનું કૃણોતિ વેદમાં તથા કુણઇ પ્રાકૃતમાં આવે છે. પઈપિઇ–સં. પ્રજલ્પ. પસન્નિય–સં. પ્રસન્નિતા (!).

આ પછી શકટારે પઢાવેલા માણસ મોકલી વરરૂચિને સાયંકાલે નદીમાં દીનાર રાખતા જોઇ લીધો. પોતે તે કઢાવી લીધી. સવારે નંદની સમક્ષ વરરૂચિએ ઘણી સ્તુતિ કરી અને યંત્ર ચલાવ્યું, પણ કંઈ ન મળ્યું.

(૪૯) કોશાએ વિચાર્યું કે શ્રમણ મારા અનુરાગમાં એટલો મગ્ન છે તો તેને સુમાર્ગમાં લગાવું. તેણીએ કહ્યું કે મને 'ધમ્મલાભુ' થી શું સર્યું, 'દમ્મુલાભુ' (દામ–લાભ) જોઇએ. તેણે પૂછ્યું 'કેટલા ?' કોશાએ લાખ માંગ્યા.

તીઈ વુત્તઉ સો સનિવ્વેઉ
મા ખિજ્જસિ કિંચિ તુહં
ઝત્તિ વચ્ચ નેવાલમંડલુ
તહં દેઇ સાવઉ નિવઉ
લક્ખુ મુલ્લુ સાહુસ્સ કંબલુ
સો તહિં પત્તઉ દિટ્ઠુ નિવુ, દિન્નઈ કંબલ તેણ ।
તં ગોવિવ દંડય તલઇ, તો વાહુડિઉ જવેણ ॥ ૮૯ ॥

—તે (કોસા) ને, કહેવામાં આવ્યું, તે, સનિર્વેદ, મા, દુઃખી થા, કંઇપણ, તું, ઝટ, જા, નેપાલમંડલ, ત્યાં, દે–આપે, શ્રાવક, નૃપતિ,

લાખ(ના), મૂલ્યનું સાધુનું, કંબલ, તે, ત્યાં, પ્રાપ્ત થયેલ, દીઠો, નૃપ; આપ્યો કબલ, તેણે; તેને, ગુપ્ત કરીને–ગોપવીને, દંડના, તળે, તે, પાછો ફર્યો, વેગથી.

વુત્ત–સં. ઉક્ત. વચ્ચ–સં. વ્રજ. વાહુડિઉ–સં. વ્યાઘુટિત.
માર્ગમાં ચોર મળ્યા, જેણે લાખ દીનારો મળવાના શકુન થયા હતા.

(૫૦) તો મુક્કઉ ગઈ દિત્તુ તિણ, કંમલુ કોસહિ હત્થ ।
સો પેચ્છંતહ તીઈ તસુ, ખિત્તુ ખાલિ અપસત્થિ ॥ ૫૧ ॥

—ત્યારે, મુકયો–મુક્ત કર્યો (ચોરોએ), (તે) ગયો; દીધી તેને, કંબલ, કોશાના, હાથ(માં); તે, જોતાં સતિ, તેણે, તેને, ફેંકયો, ખાળમાં, અપ્રશસ્તમાં.

તિણ—પંજાબી તિન્ની, પેચ્છંત–સ. પ્રેક્ષત્ ડિંગલ–પેખન્ત. ખાલા –ખાળ, ગંદા પાણીની મોરી.

(૫૧) સમણુ દુમ્મણુ ભણઇ તો એઉ
બહુમુલ્લુ કંબલરયણુ
કીસ કોસિ પઈ ક્ખાલિ ખિત્તઉ
દેસંતરિ પરિભમેવિ
મઈ ભહત દુક્ખેણુ પત્તઉં
કોસ ભણઈ મહાપુરિસ, તુહું કંબલુ સોએસિ
જં દુલ્લહુ સંજમ–ખણુ, હારિસ તં ન મુણેસિ ૯૨

—શ્રમણ, દુર્મન (થઇને), કહે છે, તો, ' આ, બહુમૂલ્ય, કંબલ-રત્ન, શામાટે, કોશા !, તેં, ખાળમાં, ફેકયું, દેશાંતરમાં, પરિભ્રમણ કરી, મેં, મહા, દુઃખથી, પ્રાપ્ત કર્યું. " કોશા કહે છે 'મહાપુરૂષ ! તું, કંબલ(નો) મોટો વિચાર કરે છે, જે, દુર્લભ, સંયમ(ની)ક્ષણ, હારી ગયો છું, તે, નહી જાણતો. "

ખિત્તઉ, પત્તઉ—ખિત્તો, પત્તો, સં. ક્ષિપ્ત, પ્રાપ્ત. મુણ–જાણવું–જુઓ નં. ૩૫.

(૭) પૃષ્ઠ ૪૭૧-૭૨, આઠ છપ્પય માગધોએ ગાયા છે, કે જેને સાંભળી પ્રાતઃકાલે કુમારપાલ રાજા જાગતો હતો. તેમાંથી એક નમૂના તરીકે અહીં આપી તેનું વર્ત્તમાન ગુજરાતી અનુસાર અક્ષરાંતર કરવામાં આવેછે. એમ પહેલાં કહેવાઇ ગયું છે કે જૂની કવિતાથી સોમપ્રભની કવિતા ક્લિષ્ટ છે તથા તેના નમૂનાઓથી પાઠકોને પણ તેમ જણાયું હશે. આ કવિતા હિંદીમાં ડિંગલ કવિતા જેને કહે છે તે જાતની છે અને પૃથ્વીરાજ રાસાના કલ્પિત સમયથી કેટલાંક વર્ષો પહેલાંની છે. આમાં સર્વ સંસ્કૃતના તત્સમ છે. અધિક કઠિન નથી.

(પર) ગયણમગ્ગસલગ્ગલોલકલ્લોલપરંપર
નિક્કરુણક્કડનક્કચક્કચંકમણદુહંકરૂ
ઉચ્છલતગુરૂ પુચ્છમચ્છરિછોલિ નિરંતરૂ
વિલસમાણજાલાજડાલ વડવાનલ દુત્તરૂ
આવત્તસયાયલુ જલહિ લહુ ગોપઉ જિમ્વ તે નિત્થરહિ
નીસેસવસનગણનિઠ્ઠવણુ પાસનાહુ જે સંભરહિ.
—ગગન-માર્ગ-સલગ્ન-લોલ-કલ્લોલ-પરંપર
નિષ્કરૂણોત્કટ-નક્ર-ચક્ર-ચક્રમણ દુખ (!) કર
ઉછળત ગુરૂ-પુચ્છ-મત્સ્ય-રિંછોલિ-નિરંતર
વિલસમાન-જ્વાલા-જટાલ-વડવાનલ-દુસ્તર
આવર્ત-શતાકુલ જલધિ લઘુ ગોપદ જેમ તે નિસ્તરે
નિઃશેષ-વ્યસન-નિઃસ્થાપન પાર્શ્વનાથ જો સાંભરે.

રિંછોલિ=પંક્તિ ( દેશી ) | નિઠ્ઠવણુ-સં. નિઃસ્થાપન-નીતાડનાર, સમાપ્ત કરનાર નીઠ જવું-વીતવું (મારવાડી). સભરહિ-સભરવું, સંભારવું, સાંભરવું. મરાઠીમાં સંભાલના, પંજાબીમાં સુમ્ભાલના=યાદકરવું, સંસ્મરણ કરવું.

# વિભાગ પાંચમો.

## મેરૂતુંગસૂરિનો પ્રબંધ ચિંતામણિ. સં ૧૩૬૧.

### પ્રકરણ ૧ લું.

#### પ્રબંધ ચિંતામણિ.

૨૨૦. આ નામનો સંસ્કૃત ગ્રંથ જૈનાચાર્ય મેરૂતુંગે સંવત્ ૧૩૬૧ માં કાઠિયાવાડના વઢવાણમાં રચ્યો. મુબઈના ડૉકટર પીટર્સનના શાસ્ત્રી દીનાનાથ રામચંદ્રે મુંબઇમાં સં. ૧૯૪૪ માં કોઈ હસ્તલિખિત પ્રતિઓ સાથે મેળવી તેનું મૂલ છપાવ્યું તે હાલ દુષ્પ્રાપ્ય છે. તેમણે તેની વર્દ્ધિત આવૃત્તિનું ગુજરાતી ભાષાંતર પણ છપાવ્યું છે. સન ૧૯૦૧ માં ટૉનીએ વળી કોઇ મૂલ પ્રતિઓની સહાય લઇ તેનો અંગ્રેજી અનુવાદ છપાવ્યો છે. આમાં કેટલાક ઐતિહાસિક પ્રબધો યા કિસ્સા છે. શ્રીયુત ચંદ્રધરશર્મા ગુલેરી બી. એ. વિશેષમાં કથે છે કે " કેટલીક બાબતમાં તે ભોજપ્રબધની ઢબવાળું પુસ્તક છે. જૈન ધાર્મિક સાહિત્યમાં પોતાના મતની 'પ્રભાવના' વધારવા કિસ્સાઓનુ સ્થાન ઘણું ઉંચું છે. જૈન ધર્મોપદેશક પોતાના સાધુ તથા શ્રાવક શિષ્યોના મનોવિનોદ અને ઉપદેશ માટે કંઇક કથાઓ કહ્યાં કરે છે કે જે પૌરાણિક, ઐતિહાસિક યા અર્ધ-ઐતિહાસિક હોય છે. આ કથાઓના કેટલાય સગ્રહ ગ્રથ છે કે જેમાં પુરાણા કવિયોની રચના, નવા કવિયોનાં નામ, પુરાણા રાજાઓનાં કર્ત્તવ્ય, નવાનાં નામ, વિક્રમાદિત્ય પણ જૈન, સાલિવાહન પણ જૈન, વરાહમિહિર પણ જૈન, બ્રાહ્મણ વિદ્વાનો અને અન્ય શાખા-સંપ્રદાયોના વિદ્વાનોનો પોતાના આચાર્યોથી પરાજય વગેરે બાબતો રહે છે કે જે વર્ત્તમાન દૃષ્ટિથી ઐતિહાસિક કહી શકાતી નથી. કિંતુ તે સમયના

હિંદુ ગ્રંથ પણ એવાજ છે. તેમાં જો જોવામાં આવે તો ઐતિહાસિક તત્ત્વની ઉપેક્ષા જૈનો કરતાં વધારે કરવામાં આવી છે. આથી કેવલ જૈનોને ઉપાલંભ આપી શકાતો નથી. આટલું છતાં પણ જૈન વિદ્વાનોએ ઇતિહાસ પ્રત્યે રૂચિ રાખ્યાનાં તથા તેની મૂલ ભીંતનો આધાર ન છોડયાના પ્રમાણ મળે છે. એમ તો સમ્રાટ્ અશોકની ધર્મલિપિના શબ્દોમાં ' આત્મપાખડે પૂજા પરપાખંડે ગર્હા ' સહુ બતાવે છે."

૨૨૧. સ. ૧૩૬૧ નો સમય પૃથ્વીરાજ અને તેના રાસના કલ્પિત કર્ત્તા ચંદનો સમય (૧૨૫૦ સં.) થી ૧૧૦ વર્ષ પછી છે. તે સમયની પ્રચલિત ભાષા-કવિતા અવશ્ય મનન કરવા યોગ્ય છે. સં. ૧૩૬૧ માં મેરૂતુંગે આ ચિંતામણિનેઃ સંગ્રહ કર્યો છે. કોઇ પણ ઉધ્ધૃત કવિતા તેણે પોતે રચી નથી. કથાઓમાં પ્રસગો પ્રસંગે જે કવિતા તેણે આપી છે તે અવશ્ય તેનાથી જૂની છે. કેટલી જૂની છે તેનો વધારેમાં વધારે સમય તો સ્થિર કરી શકાતો નથી, પરંતુ પ્રબધ ચિંતામણિની રચનાનો સમય તેનો નીચામાં નીચો ઉપલબ્ધિ કાલ અવશ્ય છે. તેનાથી પચાસ સાઠ વર્ષ પહેલાં કવિતા લોકકથાઓમાં પ્રચલિત હોય યા આવા ઘસાયેલા સિક્કા જો સો બસો વર્ષ જૂના પણ હોય તો તેમાં આશ્ચર્ય નથી.

૨૨૨. કેટલાક દોહા એવા છે કે જે ધારના પ્રસિદ્ધ રાજા ભોજના કાકા મુંજના નામના છે અને તેના બનાવેલા કહેવામાં આવ્યા છે. એક ગોપાલ નામની વ્યક્તિએ ભોજને કહેલો હતો. બે ચારણોએ હેમચંદ્રને સભળાવ્યા હતા; કેટલાક નવઘણ રાજાના મરસીયા (રાજીયા) છે. સં. ૧૩૬૧ ના લખેલા ઈતિહાસ અનુસાર તે તેતે સમયના છે. આ કવિતાઓને શાસ્ત્રીએ માગધી અને ટૅાનીએ પ્રાકૃત જણાવ્યા છે.

૨૨૩. મેવેસે ગણિતથી સિદ્ધ કર્યું છે ( રૅા. એ. સો. જર્નલ જુલાઇ ૧૯૨૦ પૃ. ૩૩૭ આદિ ) કે ગૂજરાતના ચાવડા રાજાઓના સવત્ આદિ, મેરૂતુંગે અશુદ્ધ લખ્યા છે અને મિતિ, વાર, નક્ષત્ર, લગ્ન સર્વમાં ગડબડ છે, તેનું ઐતિહાસિક મૂલ્ય કંઇ નથી. જૂની ઘટનાઓના સંબંધમાં ગમે તેટલી ઐતિહાસિક ગડબડ હોય, પણ પોતાના નજીકના

કાલની ઘટનાઓ નો મેરૂતુંગે જ્યાં સુધી તે પ્રબંધની પુષ્ટિ કરી શકે છે ત્યાં સુધી પ્રામાણિક લખી છે. સિદ્ધરાજ જયસિંહ, કુમારપાલ, હેમચંદ્ર, વસ્તુપાલ, તેજપાલનો કાળ ગૂજરાતમાં સંસ્કૃત અને પ્રાકૃતની વિદ્યા તથા જૈન ધર્મના પ્રચારનો સુવર્ણ યુગ હતો. ભોજના સમયમાં ધારામાં જે વિદ્યા અને વિદ્વાનોની જ્યોતિ ચમકી હતી તે બસો અઢીસો વર્ષ પછી પશ્ચિમ ગૂજરાતમાં પણ દેદીપ્યમાન થઈ. તે સમયની વાતો જૈનોના ગૌરવની છે અને તેની સંરક્ષા તેમણે ઘણી સાવધાનીથી કરી છે.

## પ્રકરણ ૨ જું.

### તે સમયની જૈન સંસ્કૃત.

૨૨૪. પ્રબધ ચિંતામણિનો જે અનુવાદ ગૂજરાતીમાં થયો છે, તેના કરતાં ઘણો સારો અનુવાદ થવાની જરૂર છે કે જેમા ઐતિહાસિક અને શાબ્દિક ટિપ્પણિઓ હોય. આ ગ્રંથની ભાષા સસ્કૃત છે, પરંતુ તે સસ્કૃત પણ દેશભાષાઓની ઉત્પત્તિ અને વિકાસને સમજવામાં ઉપયોગી છે. તે સમયની 'જૈન સસ્કૃત'માં એક મનોહારિતા એ છે કે જૈન લેખક ગૂજરાતી યા દેશભાષામાં વિચાર કરતો ને સસ્કૃતમાં લખતો. પરિશિષ્ટ પર્વ ૧-૭૫ માં હેમચંદ્રજી લખે છે કે '**स कालं यदि कुर्वीत को (कां) लभेत ततो गतिम्** '—આમાં મરવાના અર્થમાં 'કાલ કરવો' એ સસ્કૃત રૂઢિ પ્રયોગ નથી પણ દેશ ભાષાનો છે. અણિશુદ્ધ સંસ્કૃતના પ્રેમી આને બર્બર સસ્કૃત કહે પરંતુ આ જીવિત સંસ્કૃત છે. તેમાં ભાષાપણું છે. એતો રૂચિની વાત છે કોઇને કાશ્મીરની કોતરણીના કામવાળી અખરોટના લાકડાના સારા ઢગનો તખતો સારો લાગે ને કોઇને લીલા કુપળોથી ભરેલી વાડી ટહની. નીચે કેટલાક શબ્દો અને વાક્ય આવી સંસ્કૃતના આપવામા આવે છે. જૈના

પર * આવું ચિન્હ છે ને અન્યત્ર શિલાલેખો, કાવ્યો વગેરેમાં જોવામાં આવેલ છે.

**छुप्तवान्**—છૂએલા; *ઉચ્છીર્ષક-તકિયા, ઓસીસા. (રાજસ્થાની, બાણની કાદમ્બરી ).

**करवडी**—બે હાથ ભેગા કરી પાણી પીવા માટે પાત્ર જેવું બનાવવું (કરપુટી).

**धवलगृह**—પ્રધાન મહેલ ( ધવલ એટલે જે જાતિમાં ઉત્તમ હોય તે-દેશી શબ્દ છે. હેમ૦ દેશીનામ માલા ૫-૫૭ તુલસીદાસજીના 'ધવલધામ' નો આ અર્થ છે. સફેદ મહેલ નહિ ).

**सर्वावसर**—રાજાનું સર્વથી મળવું. દીવાને આમ.

**राजपाटिका**—રાજમાર્ગ.

*धर्मवहिका—(ધર્મના લેખની ) વહી, ચોપડો.

छुट्टितः—છૂટયો.

**झोलिका**—ઝોલી ( જો ઝોલિકા સંસ્કૃતમાં રૂઢ ન હોય તો આ પણ દેશી શબ્દ છે. હેમ૦ દેશી૦ ૩-૧૫૬)

धाटीप्रपात—ધાડુ પાડવું-ધાડ પાડવી.

*पंचकुल—પંચોલી રાજકર્મચારી. (ना. प्र० पत्रिका भाग १ संख्या २ पृष्ठ १३४)

**उद्ग्राहणक**—ઉગાડનાર, **उद्ग्राह्य**-ઉગાડી, **उद्ग्राहित**—ઉગાડેલો.

निरुध्धं—(અમુક કાલથી) લઇને, લગાડીને (જ્યા સુધી)

**वहमान**—ચાલતો (**सिंहलग्ने वहमाने**)

न्युंछन—નોંછાવર.

**नृपतेः कः समयः**—મહારાજ શું કામ કરી રહ્યા છો.? કેવો અવસર છે ?

गुरूदर—તમ્બુ.

*वसहिका—મંદિર (ना. प्र. पत्रिका १-२ पृ. ४५०)

**चिन्तायक**—સંભાળનાર-રખેવાળ.

*__दवरक, कटीदवरक__—દોરો, કંદોરો (डोरः कटिसूत्रं–હર્ષચરિતની ટીકા ).

*__रसवती__—રસોઇ.

**यमलपत्र**—(રાજાઓના પોતપોતામાં ) પત્ર.

**भेटितः**—ભેટયા. મળ્યા.

**पादोऽवधार्यतां**—પધારો.

*__खत्तक__—ગોખલો.

**मदनपट्टिका**—મીણની પટ્ટી. **मैण** ( એટલે મીણ )નું સંસ્કૃત કરેલું ' **मदन** '

**कच्चोलक**—કચોળું ( ગૂ) કચોલા, કચોલી ( રાજસ્થાની ) સરખાવો આનંદઘનજીનું 'નિશદિન જોઉં તારી વાટડી' એ પદમાનું.

**जीर्णमंचाधिरूढः**—તૂટેલી ખાટપર પડેલા (ક્રોધમાં).

**सवाहटिको घटः**—વાટકા સહિત ઘડો-વાટકો એ શબ્દ કાઠીઆવાડમાં અમુક પાત્ર માટે વપરાય છે.

**हक्कितः**—બોલાવેલો-સંબોધિત-હાક મારેલો.

**कामुक**—કામ કરનાર નોકર ( પંજાબીમાં કામ્મા, મારવાડીમા કામેતી, કાર્મ ( હર્ષચરિત )

**छिम्पिका**—છીંપી ( વસ્ત્ર રંગનારી જાત )

**निजतनक गृह**—પોતાનું ઘર. (તણા, યા તણું યા તણી–મારવાડી ગૂજરાતી 'કા' )

**व्याघुटन्ती**—આળોટતી ( મારવાડી બાવડના, પંજાબી બૌઢના )

**व्याघुटितुं**—આળોટવાને.

**वलितः**—વળ્યો-પાછો ફર્યો.

**वासण**—વાસણ, રૂપયાની થેલી ( વાસણી-વાંસળી–આ કાઠિયાવાડમાં વપરાય છે ને કેડે આવી વાંસળી બંધાતી.

**विहंगिका**—કાવડ.

*कार्मण—કામણ, જાદુ કરવું ( કામણ-મારવાડી )
उत्तेजितं निर्माप्य—ઉત્તેજિત કરાવી ( નિશો ચડાવી )
संग्रहणी—વેશ્યા.
*पट्टकिल—પટેલ, પટ્ટક-( જિલ્લો ) તેનો પ્રબંધક.
सेजवाली—પાલખી.
स्थपनिका—ગીરો રાખવું તે-ઘરાણે રાખવું.
समारोपयत्—સોંપી દીધું.
पादौ त्यजसि—પગ તજે છે-છોડે છે ( ડરી ભાગે છે. )
पोत—વસ્ત્ર ( મારવાડી પોતિયા. )
आरात्रिकमुत्तार्य—આરતી ઉતારીને.
तत्पट्टकं विपाट्य मुमोच—પટ્ટો ફાડી (રાજકરી) મૂકી દીધું..
*मारि—મારવું તે, अमारि-અભય, ન મારવું તે.
युगलिका—ટપાલની ચિઠ્ઠી ( હલકારા બે સાથે દોડે છે. ટોની).
शकुनं भरितं विधेहि—શકુન ભરો ( એટલે શકુન લ્યો. )
पाषाणसत्कजातीय, सत्क એટલે હિંદી का.
*कारापक—કરાવનાર.

*तापिका—તવી. (કડાઇ), તપેલી (तापकोऽपूपादिकरण-स्थानं तापिका काकपालिका यत्र तैलादिना भक्ष्याः पच्यन्ते -હર્ષચરિતપર સંકેત ટીકા.

वप्ता—બાપ ( જુઓ આગળ નં. ૧૧)
चतुःसर—ચોસર-એક જાતનો ફૂલનો હાર.
फुल्लाचयिष्यसि—ફુલાવશે, ફુલ ઉપજાવશે.
*कर्तुंलग्नः—કરવા લાગ્યો.

૨૨૫. ધાતુઓની અનંતતા આકૃતિગણ અને ઉણાદિના અક્ષયનિધિથી સંપન્ન એવા જે વિદ્વાનો મા ધાતુથી ડિયાં, ડુલક્, ડૌલાના પ્રત્યય બનાવી મિયાં, મુલક, મૌલાના સિદ્ધ કરી લે છે અથવા અમારા આચાર્યદેશીય સુગૃહીત નામા સર્વતંત્ર સ્વતંત્ર સતીર્થ્ય કે જે ' जयो जय-

शीलौ ऊरू यस्याः सा जयोरूः-जोरू' (સ્ત્રી) બનાવે છે તે હીંદી વિદ્વાનોને આ ઉદાહરણોમાં કંઈ ચમત્કાર નહિ જણાય, પરંતુ આ દેશી ભાષાથી અતલગ સંબંધ ધરાવતાં સંસ્કૃતનાં ઉદાહરણો છે. ગમે તેટલું બાધો, પણ જલ તો નીચી બાજુ તરફ ઢળે છે. દેશી શબ્દ અને વાગ્ધારા સસ્કૃત માટે અભડાયેલી નહોતી. સસ્કૃતમાં એટલી સમજ હતી કે તેને પોતાનાં બનાવી લેતી.

૨૨૬. પ્રબંધચિંતામણિમાં એક જગ્યાએ 'आशिष' શબ્દ અકારાંત તરીકે ઉપયોગમાં લીધેલ છે ( मातुराशिष शिखां कुरिताद्य-વસ્તુપાલની રચના પૃ. ૨૬૯), ' श्वान ' પણ તેજરીતે વપરાયો છે (सन्निहित श्वानेन शुण्डा दण्डे निहन्य પૃ. ૧૮૦-कुक्करस्तु शुनि श्वान इति वाचस्पति-શાસ્ત્રી ) જયમંગલસૂરિ ' चातुर्यता ' લખી હિંદી-ગૂજરાતીના ડબલ ભાવવાચકનાં બી વાવે છે ( पौरवनिताचातुर्यता निर्जिता પૃ. १५४)

૨૨૭. કવિ શ્રીપાલે સિદ્ધરાજ જયસિંહના સહસ્ત્રલિંગ સરોવરની પ્રશસ્તિ બનાવી હતી. તેમાં આ શ્લોક પણ હતો કે—

> कोशेनापि युतं दलैरुपचितं नोच्छेत्तुमेतत्क्षमं
> स्वस्यापि स्फुटकण्टकव्यतिकरं पुंस्त्वं च धत्ते नहि ॥
> एकोप्येष करोति कोशरहितो निष्कण्टकं भूतलं
> मत्वैवं कमला विहाय कमलं यस्यासिमाशिश्रियत् ॥

—કમલમાં કોશ-ડોડી અને ખજાનો-છે, દલ-પાંદડાં અને સેના-છે ઉખડી શકતું નથી. આપજ આમાં કંટક-કાંટા અને શત્રુ-ને ઉપદ્રવ છો. કદિ તેમાં પુંસ્ત્વ-પુલ્લિંગ (નરજાતિ) અને પુરૂષત્વ-આવતું નથી, અને સિદ્ધરાજ જયસિંહનું ખડ્ગ એકલુ, કોશ-મ્યાન વગર, ભૂમંડલને નિષ્કંટક કરી દે છે. આથી લક્ષ્મી કમલને છોડીને તેમાં ચોલી આવી.

૨૨૮. એમ કહેવાય છે કે આમા રામચંદ્ર પંડિતે બે દોષ કાઢયા. એકતો દલ શબ્દનો અર્થ 'સેના' ભાષામાં છે પરતુ સંસ્કૃતમાં નથી, બીજો

દોષ એકે કમલ શબ્દ પુલ્લિંગ અને નપુંસકલિંગ ( નરજાતિ ને નાન્ય-તરજાતિ ) બંને છે. હમેશાં નપુંસક—ક્લીબ નથી. આથી રાજાએ સર્વ પંડિતોને આગ્રહ કરી ( **उपगृह्य** ) ' दल ' શબ્દને રાજસેનાના અર્થમાં પ્રમાણિત કરાવ્યો (' दल ' નો સંસ્કૃતમાં ' સેના ' અર્થ જયસિંહ અને શ્રીપાલે કરાવ્યો એ કહેવું પૂજાર્થ—માનાર્થ છે કારણ કે સંવત્ ૧૦૮૩ અને ૧૧૦૭ ની વચ્ચે ઉદયસુદરી કથા ના કર્ત્તા સોડ્ઢલ કાયસ્થ લખે છે કે ' **ननु कथमसाध्योऽयमरातिरस्मद् दलानाम्** '—ગાયકવાડ ઓરિયેંટલ સિરીઝ ન. ૧૧ પૃ. ૪) પરંતુ લિગાનુશાસનમાં કમલની નિત્ય નપુંસકા નહોતી એનો કોણ નિર્ણય કરે ? આ માટે ' **पुंस्त्वं च धत्ते न वा** ' ( પુરૂષત્વ ધારણ કરે છે યા નહિ ) એવો પાઠ બદલાવ્યો ( પ્રબંધચિંતામણિ પૃ. ૧૫૫–૬).

૨૨૯. આ રીતે વિષયાંતર થઈ જવાય છે, પરતુ આ જૈન સરકૃતની એક વાતની ચર્ચા કર્યા વગર આગળ વધી નથી શકાતું. હિંદી—ગૂજ-રાતી—મરાઠીમાં ક્રિયાપદોમાં લિંગ જોઇને ઘણા લોક ચોંકે છે. ' **वह आता है, वह आती है** ' ( હિંદી ) તે આવતો નથી, તેણી આવતી નથી. (ગૂ.) આવો પ્રકાર સંસ્કૃતમાં નથી, લેટિનમાં નથી તેમ નથી અંગ્રેજી ફારસી આદિમાં. આથી કેટલાક અન્યભાષાભાષી હિંદી—ગૂજ-રાતી—મરાઠી—શીખતા ગભરાય છે. ક્રિયાપદોમાં લિંગ આવેલ છે તેનો રોચક ઇતિહાસ છે. ધાતુની શુદ્ધ ક્રિયા—વાચક રૂપ ( સંસ્કૃત **तिङन्त**) માં તો લિગભેદ થતો નથી; ધાતુથી બનનારા ક્રિયાવાચક વિશેષણો ( વર્ત્તમાન યા ભૂતકૃદત )માં તેના વિશેષણ થવાને કારણે લિંગભેદ થાય છે. હિંદીમાં કેવલ ' ' **है** ' ધાતુનું શુદ્ધ રૂપ છે—તેમાં લિંગ નથી અને જે પદ વર્ત્તમાન યા ભૂતકાલ બતાવે છે તે ધાતુજ વર્ત્તમાન યા ભૂત વિશેષણ છે [ **आता है** એટલે **आता ( हुआ ) है, आती है** એટલે **आती ( हुइ ) है, करता है, करती है, आता था, आती थी, करता था, करती थी;** સંસ્કૃતમાં **आयान् ( आयान्त् ) आयान्ती, कुर्वन् ( कुर्वन्त्, करन्त् ),**

कुर्वन्ती ( करन्ती ) ] અવશ્ય આજ્ઞા, વિધિ ક્રિયામાં લિંગ નથી, કારણ કે ધાતુનાંજ રૂપ છે. આ ધાતુજ વર્ત્તમાન અને ભૂત ધાતુજ વિશેષણોને ક્રિયાને સ્થાને ઉપયોગમાં લેવાનું ભાષાના વિકાસમા એક નવો યુગ પ્રકટ કરે છે. વૈદિક સંસ્કૃતમા ભૂતકાલની ક્રિયાના તિઙન્તરૂપ ( ધાતુના શુદ્ધ ક્રિયાવાચકરૂપ ) જ આવે છે. स गतः, तेन कृतम्, अहं पृष्टवान् આદિ રૂપ ક્રિયા તરીકે વપરાયાં, તેમાં વિશેષણ હોવાને લીધે લિગભેદ પણ હતો. ભાષામાં ઘણી સરલતા આવી. सः (सा) चकार, अकरोत्, अकार्षीत्‌ને બદલે स कृतवान्, सा कृतवती, तेन कृतम्, तया कृतम् એથી કામ ચાલવા લાગ્યું. આ ભૂતકાલવાચી ધાતુજ કૃદન્તને ( Past Participle ) પછી તે કર્તરિ પ્રયોગ હોય કે કર્મણિ યા ભાવપ્રયોગ હોય,-વિશેષણની પેઠે રાખી આગળ अस्ति ( હોવું એ ક્રિયાનું વર્ત્તમાનકાલનું રૂપ ) નો અધ્યાહાર રાખી ભૂતકાલનુ કામ ચલાવાતું ગયું. આર્ષ પ્રાકૃતમાં કંઇ ભૂતકાલિક ક્રિયાપદ છે, પછી પ્રાકૃતમાં आसी (आसीत्-પંજાબી सी) ને છોડીને એમ સમજો કે ભૂતકાલિક ક્રિયા રહી નહી, આ त-વાળાં વિશેષ્યનિધ્ન શબ્દોથી કામ ચાલ્યું. આતો પહેલી સીડી ભાષાની સરલતામાં થઈ; સંસ્કૃત અને પ્રાકૃતના રચનાવૈચિત્ર્યમાં આથી ઘણી સહાયતા મળી કે વૈદિક સંસ્કૃતથી પ્રાકૃત અને લૌકિક સંસ્કૃતમાં આવતાં આવતાં ભૂતકાલિક ક્રિયાનું કામ વિશેષણ આપવા લાગ્યાં, વૈયાકરણોની ભાષામાં 'कृदभिहितआख्यात' થઇ ગયું. આ રીને વર્ત્તમાનકાલની ક્રિયા પણ કેવલ अस्ति ( હોવું એ ધાતુની ) રહીને વર્ત્તમાન ધાતુજ વિશેષણો ક્રિયાપદનું કામ આપવા લાગી જાય એ બીજી સીડી છે કે જે પ્રાકૃતથી અપભ્રંશ યાને પુરાની હિંદી-ગૂજરાતી-મરાઠી આદિ બનવાના સમયે બન્યું. उपजइ, उपजै, करइ, करै આ તો ધાતુનાં ( तिङन्त શુદ્ધ ક્રિયાવાચક ) રૂપછે-તેમાં લિંગભેદ નથી. તેનો इ ( યા મુખસુખનો ऐ ) એ સંસ્કૃત 'ति' અને પ્રાકૃત 'इ' છે, પરન્તુ હિંદીમાં उपजता है ( યા उपजती है ), करता है, ( યા करती है )-તેમાં 'है' (अहै-

**अहइ–अस्ति**) ધાતુનું રૂપ છે અને પહેલું પદ **उपजता** આદિ વર્ત્ત-ધાતુમાંથી જન્મેલું વિશેષણ ( Present Partciple ) છે (**उत्पद्यन्–उत्पद्यन्त–उपजन्त; उत्पदन्ती–उपजन्ती–उपजती; कुर्वन्–कुर्वन्त–करन्त–करत; कुर्वन्ती–करन्ती–करती**) આ વિશેષણના વાસ્તવરૂપના અંતમાં **अन्तु, अन्ती** એજ છે કે જે સંસ્કૃત અને પુરાની હિન્દી બનેમાં સ્પષ્ટ છેઃ—તેના **अत, अती** થઇ જાય છે. **करतो, उपजतो** એમાં , **ओ** જે તે **उ** ની જગ્યાએ છે કે જે નરજાતિના કર્ત્તાના એકવચનના ચિન્હ (સંસ્કૃત '**सू**' અથવા ' : ') નુ અપભ્રંશ છે. ગૂજરાતીમાં ' નથી ' સાથે એટલે નકાર વાચક વર્ત્તમાન ધાતુજ રૂપમાં આવો પ્રયોગ થાય છે જેમકે આવતો નથી, આવતી નથી વગેરે, અને ભૂતકૃદંતમાં જરૂર થાય છે જેમકે આવતો હતો, આવતી હતી વગેરે.

૨૩૦. હવે આ વિષયને અધિક ન લબાવતાં પ્રસગની વાત પર આવીએ છીએ કે આ કાલની જૈન સંસ્કૃતમા પણ વર્ત્તમાન ધાતુજ વિશેષણને ક્રિયાની જેવું કામ આપતા જોવામાં આવે છે. '**यथागतं व्रजामीत्या पृच्छन्नस्मि** ( પ્ર૦ ચિં. પૃ–૧૧ ), **नृपस्तस्य सैाधमलंकुर्वन्** ( પૃ. ૫૫ ), **वन्दिन. श्री सिद्धराजस्य कीर्तिं वितन्वतः**' ( પૃ. ૧૮૨ ) ઇત્યાદિ. દેશભાષામાં વિચાર કરનાર કવિએ તેની છાયા સસ્કૃતમાં પહોચાડી અને સસ્કૃતની સ્થિર ભાષામાં પણ સમયની ગતિ નો પ્રભાવ પડયો. વર્ત્તમાન ધાતુજ વિશેષણ હિંદીમાં '**होना**' ક્રિયાના વર્ત્તમાનના રૂપની સાથે વર્ત્તમાન ક્રિયાનું કામ દેવા લાગ્યા, અને ભૂતકાલિક ધાતુજ વિશેષણ ( **निष्ठा**–હિંદી **था–थी, भयो,–भयी; हतो, हती;** ) અને ગૂજરાતીમાં પણ 'હતો, હતી.' ની સાથે ભૂતકાળની ક્રિયાનુ કામ દેવા લાગ્યા. હિદી **था** અને **हता**–ગૂજરાતી ' હતા ' એ **अस्** (**अस्ति**) ની અને હિદી **भया** એ **भू** (**भवति**)ની ક્રિયાનું કામ દેવા લાગ્યા.

# પ્રકરણ ૩ જું.

---

## પ્રબંધ ચિંતામણિમાંથી ઉદાહરણો.

૨૩૧. હવે પ્રબધ ચિંતામણિનુ કંઇક [૩૨]પાણી જોઇએ—

(૧) અમ્મણિઓ સદેસડઓ, તારય કન્હ કહિજ્જ

જગ દાલિદ્દિહિ ડુબ્બિઅઉ, બલિબંધણુહ મુહિજ્જ.

પાઠાંતર—જૂની જૈન પોથીઓમાં ओ, औ ને उ ऊं લખે છે. આથી હેરાન થઇ છાપવાવાળા કયાંક उ અને કયાંક औ છાપી દે છે. શુદ્ધ પાઠ માત્રાઓ અનુસાર બોલવો જોઇએ. अउ અને अइ જૂની લખાવટ છે, તેને બદલે औ અને ऐ એ પાછળની છે એમ ઉપર બતાવી દીધુ છે. આ માટે અહીંપણ અમ્મણિઅઉ, સદેસડઉ, ડુબ્બિઅ-અઉ પાઠ ઉચિત છે; પછીના લેખોની મુખસુખાનુકારી લખાવટથી તે અમ્મણિઓ, સંદેસડો, ડુબ્બિઓ થઇ ગયા હશે કે જે કવિતાની હિંદી-ગૂજરાતીથી બહુ દૂર નથી. એવીજ રીતે જૈન પોથીઓમાં 'त्थ' 'च्छ' ज्झ, ब्भ, त, भ એક સરખા લખેલા મળે છે, તેથી તેવા પાઠાંતર તે પાઠાંતર નથી. પુરાણી લિપિને બરાબર ન વાંચવાથી ઉપ-જતો ભ્રમ માત્ર છે. શાસ્ત્રી ટૉનીના સસ્કરણોમાં જે પાઠાંતર આપ્યાં છે, તેમાંથી અમે અહીં થોડાં આપ્યાં છે:—નારાયણુહ, કહિજ્જ, જગુ-દુત્થિઉ ( દુચ્છિઉ ), પરસ વર્ણ નિયમ વૈકલ્પિક હોવાથી અમે કયાંક કયાક અનુસ્વારનો પ્રયોગ કર્યો છે અને હ્રસ્વદીર્ઘને વધુ બદલેલ નથી.

અર્થ—એક સમય વિક્રમાદિત્ય રાત્રે નગરમાં ફરતા હતા ત્યાં એક

---

૩૨. હિન્દી તેમજ ગૂજરાતીમાં પાણી મોતીના ઓપ-કાન્તિને માટે વપરાય છે કિંતુ જૈન વૈયાકરણ વર્ધમાને પોતાના ગણરત્નમહોદધિ નામના સંસ્કૃત વ્યાકરણ ગ્રંથમાં પણ એક ઉદાહરણ નામે ' भुजंगस्येव माणिः सदभाः આપી મણિને માટે પણ अंभः ( પાણી ) નો પ્રયોગ બતાવ્યો છે.

તેલીને તેણે આ અર્ધો દુહો બોલતો સાંભળ્યો કે ' અમારા સંદેશા ' તારનાર (તારક) એવા કાન્હ ( પાઠાંતર–નારાયણ ) ને કહેજે, રાજા ઘણો વખત ઉભો રહ્યો કે ઉત્તરાર્ધમાં કઇ આગળ કહે તો પોતે સાંભળે, પણ ઉત્તરાર્ધ સાંભળવાનું મળ્યું નહિ એટલે પાછો વળ્યો. સવારમાં દરબારમાં તેલીને બોલાવરાવ્યો ને તેણે દુહો આ રીતે પૂરો કર્યો–' જગત્ દારિદ્રયમાં ડૂબ્યું છે, બલિબંધનને છોડી નાખજે '–દૈત્ય બલિ મોટો દાની હતો કે જેણે નારાયણે બાંધીને પાતાળમાં મોકલ્યો હતો. જો તેલીની પ્રાર્થનાથી તારક કાન્હ તેનું બધન છોડી દેતતો જગત્ દારિદ્રયથી બચી જાત. બલિનો અર્થ રાજ્યનો કર પણ થાય છે. રાજા કદાચિત્ એમ સમજતો હોય કે તેલી મારી બડાઇ માટે કંઈ કહેશે, પરંતુ તે તો રાજાને મેણું મારી સંભળાવતો હતો કે અમે તો દારિદ્રયમાં ડૂબી રહ્યા છીએ અને બલિબંધન ( કરોનો બોજો ) છોડવાની પ્રાર્થના કરીએ છીએ.

વિવેચન—**અમ્મણિઅઉ**-અમ્હણિઅઉ સં. **अस्मानं** ( ! ) **अस्मनीय** ( ! ) પાછી અમ્હીણા–અમારા એમ આવશે. ' ણ ' ( સં. નામ્ ) સંબંધકારક પ્રત્યય છે. પ્રા० **अम्हाणं.** ગીતોની પંજાબીમાં ણ નો ડ થઈ ગયો છે. મૈંડા, તૈંડા, ( મેણા–ટોણા ), **સંદેસડઉ**–જેમ સંસ્કૃતમાં અલ્પ, અજ્ઞાત, કુત્સિત, સ્વાર્થમાં ' **क** ' આવે છે તેમ પુરાણી હિંદી–ગૂજરાતીમાં ' ડ ' યા ' ડલ ' આવે છે. જેમકે મોર–મોરડો, નીંદ–નીંદડલી ( મારવાડી ), રત્તિ (રાત)–રત્તિડી–રાતડી આદિ. **તારય**–તારક, **કન્હુ**–કૃષ્ણ, કન્હ વ્રજભાષાનો કાન્હ, ગૂ० માં કહાન–કાન. **કહિજ્જઽ**-વિધિ, પ્રેરણાર્થક અને કર્મવાચ્યમાં જ્યાં જ્યાં સંસ્કૃતમા ' **य** , આવે છે ત્યાં ' જ ' યા ' જ્જ ' આવે છે. મરીજે–( મરવું જોઇએ ) કરીજૈ ( કરવું જોઇએ ) કહજ્યે ( રાજસ્થાની ), કહેજે ( ગૂ० ) લિખ્ખિજ ગયો ( મારવાડી ) દીજિએ–( દિજ્જિય, દીજૈ, દિજ્જે )–પહેલાં કર્મવાચ્ય પ્રયોગ હતો, પછી કર્તૃવાચ્ય થઈ ગયો. **દાલિદ્દિહિ**–દાળદર, દળિદ્ર. **ડુબ્બિઅઉ**–સસ્કૃત ધાતુ બ્રુડ્ છે કે જે દેશીપરથી બનાવ્યો જણાય છે. હિંદીમાં ડૂબના, બૂડના બંને રૂપ છે

તેજ પ્રમાણે ગૂજરાતમાં ડૂબવું, બૂડવું બંને રૂપ છે. વ્યત્યયનું આ ઉદાહરણ છે. દુત્થિઅઉ–દુઃસ્થિત. મુહિજ્જ–મૂકીએ, મૂકીજે, છોડીએ. જુઓ ઉપર કહિજ્જ. શાસ્ત્રી આનો અર્થ 'મોચિત'–મૂકી દીધો એમ કરે છે. ?

(૨) કચ્છના રાજા લાષાક[૩૩]ને કપિલકોટિના કિલ્લામાં મૂલરાજે ઘેરી લીધો. લાષાક (લાખા) ઘણાં બોધવાક્ય કહીને રણભૂમિમાં ઉતર્યો અને વીરતા બતાવી કામ આવ્યો–મરાયો. તે બોધવાક્યોમાંથી એક એ આપેલું છે કેઃ–

ઊગ્યા તાવિઉ જહિં ન કિઉ. લક્ખઉ ભણઈ નિઘટ્ટ
ગણિયા લબ્ભઈ દીહડા, કે દહક અહવા અટ્ઠ.

આને નવી લખાવટમાં બદલી લખી દઇએ તો બેસુરૂં એટલું લાગે છે તે નહિ લાગે.

ઉગ્યાં તાવ્યો (તાપિત) જો ન કિયો, લક્ખો ભણે નિઘટ્ટ,
ગણિયા લાભે દીહડા, કે દહક અહવા અટ્ઠ.

—કુશળ લાખો ભણે છે કે ઉગ્યા–ઉદયપામતા (શત્રુ)ને તાપિત

૩૩. આ કચ્છનો પ્રસિદ્ધ રાજા લાખા ફૂલાણી (ફૂલનો પુત્ર હતો તેથી) કે જેનું નામ ધનાઢ્યતા, તથા ઉદારતાને લીધે પ્રસિદ્ધ છે. આ જાડેજા જાતિના ચંદ્રવંશી યાદવોમાનો હતો મૂલરાજના હાથથી તેના મૃત્યુનો કાળ જૂની ગૂજરાતી કવિતા પ્રમાણે કાર્ત્તિક શુકલ ૮ શુક્રવાર શક સં. ૯૦૧ (વિ. સં. ૧૦૩૬–ઇ. સ. ૯૮૦) છે, કનોજના રાઠોડ રાજા જયચંદના પૌત્ર યા પ્રપૌત્ર સિયાજીના, મૂલરાજની કન્યા સાથે વિવાહ થવાની તથા તેના પ્રત્યુપકારમાં સિયાજીએ લાલા ફૂલાણીને મારવાની આદિ કથા અપ્રમાણિક છે કારણકે સિયાજીના દાદા ને વડદાદા જયચંદનો સમય વિ. સં. ૧૨૫૦ (ઇ. સ. ૧૧૯૩) છે, તેથી સિયાજીનો સમય વિ. સં. ૧૩૦૦ પછી આવવો ઘટે. તે સમયે લાખા અને મૂલરાજને ત્રણસો વર્ષ થઇ ગયા હતા. (જુઓ પં. ગૌરીશંકર હીરાચંદ ઓઝાનો લેખ 'લાખા ફૂલાણીકા મારા જાના'–સમાલોચક (જયપુર), જાન્યુ. ફેબ્રુ. ૧૯૦૪. મૂલરાજનો રાજ્યાભિષેક વિ. સં. ૧૦૧૭ માં થયો એ વાત પ્રામાણિક છે.

-ન કર્યો–તપાવ્યો નહિ તો ગણ્યા ( ગણ્યાગાંઠા ) દિવસો મળે છે. કાંતો દશ અથવા આઠ. ( વીરતા બતાવ્યા વગર પડી રહીએ તો કેટલા દિવસ જીવવાનું છે ? ઉમરના ગણ્યાગાંઠા દિવસોજ, એક દિવસ તો અવશ્ય મરવાનું છે જ. તેથી શત્રુને બાળી–તપાવી મરવું એ વધુ સારૂ.)

**ઊગ્ગા**–ઉગેલા–ઉદિતપરથી યા ઉદિત થયા પછી. **તાવિઉ**–તાપિત, તપાવેલો. **નિઘટ્ટ**–કુશળ ( હેમચંદ્ર દે૦ ના. મા. ણિઘટ્ટ ૪–૩૪) શાસ્ત્રી નિકૃષ્ટ (?) એવો ખોટો અર્થ કરે છે. દીહડા–દિવસ. જુઓ ઉપર નં. (૧) ની ટિપ્પણીમાં સંદેસડો. પંજાબી ધ્યાડા, ગૂ૦ દહાડા. ધન્ન ધિયાડો ધિન ધડી (ઊમા ઝીમાની કવિતા, મારવાડી) કે–અથવા, યા, **દહુ**–દશ **અહવા**–અથવા. શાસ્ત્રી અને ટૅાની બંનેના અનુવાદ અશુદ્ધ છે.

(૩) માલવાના રાજા ( પરમાર ) મુંજનું રાજકાર્ય તો રૂદ્રાદિત્ય નામનો મંત્રી સંભાળતો હતો અને મુંજ કોઇ સ્ત્રી પર આસક્ત હતો. રાતે ને રાતે ચિરકિલ્લ નામના ઉંટપર ચઢી તેણીની પાસે બાર જોજન જાતો, ને પાછો વળતો. કેટલેક દિવસે મુંજે આવવું જવુ છોડી દીધું તેથી તે ખંડિતાએ મુંજને નીચેનો દોહો લખી મોકલ્યો.

> મુંજ પડલ્લા દોરડી, પેક્ખેસિ ન ગમ્મારિ ( પા. જૈ ગમ્મારિ)
> આસાઢિ ધણ ગજ્જીઇં, ચિક્ખિલિ હોસેઇવારિ.

અર્થ—મુંજ ! ( પ્રેમની ) દોરી ખડી–ખસકી ગઈ છે. ગમાર ! તું નથી દેખતો કે આષાઢમાં ધન ( મેઘ ) ગાજવાથી હવે ચિખ્ખલ (ગારો–લપસવું) થશે ?

શાસ્ત્રીએ અર્થ એવો કર્યો છે કે ' આષાઢનો ધન ગરજે છે ' મરતુ ' આષાઢિ 'માં 'ઇ' એ અધિકરણ કારક છે, અને ગજ્જીઇં વર્ત્તમાનકાલજ નહિ, પરંતુ વર્ત્તમાન ધાતુજ વિશેષણ ( ગરજેલો )ની ભાવલક્ષણ સાતમી વિભક્તિ પણ જણાય છે. આગળ શાસ્ત્રી એમ કહે છે કે ' તારા વિરહથી આવનાર આસુઓની ધારાઓથી લપસણી જમીનપર કેમ આવશો ઇતિ દિક્ '–પરંતુ આ બરાબર નથી–દિશાભૂલ છે. સરલ

વાત એ છે કે ગરમીમાં દોરી સુકાઇ જાય યા ઢીલી થઇ જાય ને વરસાદમાં લીલી-સુંવાળી થઈ છૂટે. (આન ગાંઠ ધુલિ જાત ત્યા માન ગાંઠ છુટિ જાત-વિહારી) તો વરસાદ આવ્યે તો તમારા આવ્યા વગર ચાલે તેમ નથીજઃ પરાણે આવશો, પરંતુ લપસણી-ગારાવાળા જમીનમાં ઊંટ કેમ ચાલશે? આ માટે હમણાજ આવી જાઓ. વરસાદમાં ઊંટોને ચાલવામા કષ્ટ પડે છે-જેવી રીતે એક મારવાડી દોહામાં કહેલું છેઃ-

ઊંટાં છેલાં ટેરડાં ગુડ ગાડર ગાડાંહ
સારા દોહરા આવશી મેંડક બોલ્યાં નાડાંહ.

[ ઊંટ, બકરા, બળદ, ગુડ, ભેડ અને ગાડાં એ સરવે મુશ્કેલીથી જ્યારે દેડકાં નાડિયો (તળાવડી)માં બોલે છે ત્યારે આવી શકે. આમાં ઊંટા વગેરેમા 'આં' અને ગાડાંહ એમાં 'આંહ' એ કર્ત્તાના બહુવચનના પ્રત્યય છે. દોહરા એટલે દોહિલા (સં. દુષ્કર), બોલ્યાં નાડાંહ-ભાવલક્ષણ (સપ્તમી.) ]

ઉપરનો ૩ નબરનો દોહો લઇએ.

[ **ખડહ્લા**—(સં. **स्खलिता ?**) સૂકી, ખડખડી ગઈ, ખડી ગઈ. **દોરડી**-દોરી. દેશી સાથે મિશ્રિત સંસ્કૃત દવરકી, પદ્ધતિઓમાં ડોરક એ સસ્કૃત શબ્દ પણ બની ગયો છે. બાણના હર્ષચરિતમાં 'ડોર' શબ્દ આવ્યો છે જેનો અર્થ સ‌ંકેત ટીકાકારે 'કટિસૂત્ર' કર્યો છે. (જુઓ ઉપર ૫) પેક્ખિસિ-(સં. પ્રેક્ષસે.) પંજાબીમાં અવઇક્ષ-હાલ પણ જોવાના અર્થમા છે જેમકે તૂ વેખ, વહ વેખદા હૈ. **ગમ્મારિ**-ગમાર હિ. ગંવાર. **આસાઢિ**-છંદને લઇને 'ઇ' ને દીર્ઘ કર્યો. **ગજ્જિઉ**-સં. ગર્જતિ યા ગર્જતુ. ઉપર વ્યાખ્યા જુઓ. **ચિક્ખિલિ**-કીચડવાળી, લપસી પડીએ તેવી. પંજાબી ચિક્કલી (સસ્કૃત પિચ્છલનો વ્યત્યય) હેમ. દે. ૩-૧૧ ચિકખલ્લ, **હોસે**-હોશે-થશે. **અબારિ**-રાજસ્થાની અબાર હમણાં. ગૂજરાતીમાં આવાર પદ્યમાં વપરાય છે તે.

(૪) તેલંગદેશના રાજા તૈલપે (કલ્યાણના સોલંકી તૈલપ બીજો) છેડછાડ કરી તેથી મુંજે તેનાપર ચડાઇ કરી. મંત્રી રૂદ્રાદિત્યે મુંજને

તેમ કરતાં વાર્યો અને સમજાવ્યો કે ગોદાવરીની પેલેપાર તો નજ જવું, પરંતુ મુંજે તૈલપને પહેલાં છવાર હરાવ્યો હતો. તે માટે તેના મત્રીની તેણે સલાહ માની નહિ. રૂદ્રાદિત્યે રાજાનું ભાવી અનિષ્ટ સમજી અને પોતાને અસમર્થ જાણી ચિતામાં બળી જઇ પ્રાણ આપ્યો. ગોદાવરીને પેલેપાર મુંજની સેનાને છલકપટથી કાપી નાંખી અને તૈલપ મુંજને મુંજની દોરીઓથી બાંધીને લઇ ગયો. ત્યાં તેને લાકડાના પાંજરામાં કેદ રાખ્યો. એક દિવસે મુંજ અરીસામાં મુખ જોઇ રહ્યો હતો તે વખતે મૃણાલવતી પાછળથી આવી ઉભી અને મુંજનું યૌવન અને પોતાની આધેડ ઉમર વિચારતાં તેણીના ચહેરાપર મ્લાનતા આવી ગઇ. આ જોઇ મુંજે આ દોહો કહ્યો.

મુંજ ભણઈ મુણાલવઈ, જુવ્વણ ગયું ન ઝૂરિ,
જઇ સક્કર સય ખંડ થિય, તો ઇસિ મીઠી ચૂરિ.

અર્થ—મુંજ કહે છે, હે મૃણાલવતિ ! ગયેલા જોબન • '?ે ઝૂરમાં—શોક ન કર; જો સાકરના શત—સો ખંડ—ટુકડા થઇ જાય તો પણ તે ચૂરિ ( ચૂર્ણ કરેલી ) પણ મીઠી હોય છે.

ભણઇ—ભણે, કહે ( સ. ભણતિ ) મુણાલવઇ—સ્વર ઋની 'ઉ' શ્રુતિ જુઓ. જુવ્વણ—જોબન, યૌવન. ગયું—કર્મકારક ગયેલું ઝૂરિ—ઝુરવું—પસતાવું, વિલાપ કરવો, જઈ-(સં. યદિ હિં૰ જો, ગૂ૰ જો ), સય—શત, સો, થિય—થઈ સાકર શતખડ થઇ. નારીજાતિ. સં. સ્થિત હિ—થા ની નારીજાતિ થી. ઈસિ—આ.

વીકાનેરના રાજા પૃથ્વીરાજની રાણી ચાપાદેએ પતિને પોતાના ધોળા કેશપર પસ્તાવો કરતો જોઇને આવોજ દોહો કહ્યો હતોઃ—

નરાં નાહરાં ડિગમરાં પાકાં હી રસ હોય
...નરાં તુરંગાં બન ફલાં પક્કાં પક્કાં સાવ. (મહિલામૃદુવાણી)

(૫)—રૂદ્રાદિત્યતો મરી ગયો હતો. તે ઉદયન—વત્સરાજના મંત્રી યૌગધરાયણની પેઠે પોતાના સ્વામીને બચાવવા માટે ગાંડાનો વેશ લઈ

પહોંચ્યો નહિ, પરંતુ મુંજના કેટલાક સહાયકો તૈલપની રાજધાનીમાં પહોંચી ગયા. તેમણે બંદીગૃહ સુધી સુરંગ કરાવી. નાસતી વખત મુંજે મૃણાલવતીને કહ્યું કે મારી સાથ ચાલો અને ધારામાં રાણી બનીને રહો. તેણીએ કહ્યું કે દાગીનાનો ડબ્બો લઇ આવું છું, પરંતુ તેણીએ એમ વિચાર કર્યો કે આધેડ એવી મને જો ત્યાં જઇને છોડી દે તો પછી ન ઘરની ન ઘાટની એવી સ્થિતિ પોતાની થાય એટલે તેણે બધી હકીકત પોતાના ભાઇ (તૈલપ)ને કહી દીધી. વત્સરાજની પેઠે ઘોષવતી વીણા અને વાસવદત્તાને લઈ નિકળી જવાની વાત તો દૂર રહી, પણ અહીં મુંજ ઘણી નિર્દયતાથી બધાયો. તેની પાસે શેરીએ શેરીએ ભીખ મગાવી. તેના વિલાપની કવિતામાં કેટલાક શ્લોકોની સાથે કેટલાક જૂની હિંદી–ગૂજરાતી કવિતા પણ છે કે જેની અહીં ચર્ચા કરવામાં આવે છે. ટૅની કહે છે કે છાપેલા પુસ્તકમાં કેટલાંક પ્રાકૃત કાવ્ય આ પ્રસંગનાં મૂક્યાં નથી કે જે એક પ્રતિમાં હતાં. સંભવ છે કે તેમાં કંઇ બીજી જૂની ભાષાની કવિતા હોય.

સઉ ચિત્ત હરિસઠ્ઠી મમ્મણુહ સત્તીસ ડીહિયાં
હિયમ્મિ તે નર દઢ્ઢ સીઝે જે વીસસઇ થિયાં.

પાઠાતર—ચિત્તહસટ્ઠી મણુહ, અસ્સી તે નર, હરિસટ્ઠી મમ્મણુ છત્તિ, હિઅમ્મિ, પંચાસ ડીહિયા, હિયમ્મી, સિય જે પત્તિજ્જઈ તાંહ, અમ્મી સીજૈ, પતિઠવઈ તિયાંહ.

અર્થ—સહુ (ના) ચિત્તોને હર્ષિત કરવા (અથવા હરવા)ને અર્થે–માટે મદન–પ્રેમની વાતો રચવામાં દક્ષ–ડાહી એવી સ્ત્રીઓમાં જે વિશ્વાસ કરે છે તે નર હૃદયમાં દૃઢ (પાકીરીતે) દુઃખ પામે છે.

પાઠાંતરોથી આ દોહામાં કંઇ રૂપાંતર હોય એમ જણાય છે, 'જે પત્તિજ્જઇ તાંહ' (જે પતીજ–વિશ્વાસ રાખે છે તેને–યા તેનામાં) એ પાઠાંતરથી જણાય છે કે પૂર્વાર્દ્ધનો અંત કંઇ બીજી રીતે પણ હોય. 'મમ્મણુહ ભત્તીસ' નો અર્થ કામદેવની વાતો કરવામાં આવે છે, પરંતુ પાઠાતરોમાં છત્તિ(સ), પચ્ચાસ, એમ મળે છે તેથી સંભવ છે કે

આ બત્રીસની સંખ્યા પણ હોય; અગર તેમા સ્ત્રીઓ કે પુરૂષોને મોહિત કરવાની કલાઓની પરિસંખ્યા હોય, જેવી રીતે વાણંદ-હજામને હિન્દીમાં છત્તીસા કે છપ્પના કહેવામાં આવે છે. આમાં છપ્પન્નાનો અર્થ ૫૬ કલાયુક્ત નહિ, પરતુ છ બુદ્ધિવાળો [સ-ષટ્પ્રજ્ઞ) છે, ષટ્પ્રજ્ઞ એ બુદ્ધની ઉપાધિ પણ છે.

**સઉ**—સૌ, સહુ, હિં-સબ, રાજસ્થાની સૌ, સૌ; મારવાડી સેગ (હેડ.) **હરિસટ્ઠી**-હર્ષ અને અર્થ અથવા હર(ણ) અને સાર્થ આ. સાર્થ પરથી રાજસ્થાની સાઠે=હાઠે યા આટે-વાસ્તે. ગૂ૦ માટે, વાસ્તે. મરાઠી સાઠીં **મમ્મણહ**-મન્મથ-કામદેવની, અથવા માંહોમાહિ મણમણ-ચડભડ કરવું. હ=ના. છઠી વિભક્તિ. **બત્તીસ**-વાતોમાં, ડીહિયાં-ડાહ્યા, ચતુર (સ. દક્ષ). ગૂજરાતી મારવાડી ડાહ્યા, ડીહિ એટલે દીર્ઘ-સરખાવો સં. દીર્ઘિકા એટલે વાવ-હિન્દી દિગ્ઘી, ડિગ્ગી, ડીઘી. **હિયમ્મિ**-આમાં 'મ્મિ' એ (સં. સ્મિન્ અને હિં. મેં તથા ગૂ૦ મા) એ બે વચ્ચેનો છે. દઢ્ઢ-દૃઢ, **સીઝે**-સીઝાય છે, દુઃખ પામે છે. રાજસ્થાની સીઝના એટલે ગળવું, (દાળનું) -સં. સિધ્યતિ એ પરથી આવે છે. સંભવ છે કે અહીં પાઠ ખીજે એમ હોય કે જેનું સં. ખિદ્યતિ છે. (ગૂજરાતીમાં સીઝાય છે એ ચોખ્ખું વપરાય છે તેથી સીઝે એજ પાઠ યોગ્ય છે) **વીસસઇ**-વિશ્વાસ કરે છે પત્તિજ્જઇ-પતીજ એટલે પ્રત્યય-વિશ્વાસ રાખે છે. ગૂ૦ માં પ્રતિયારો પણ વપરાય છે. હિ૦ પતીજતે હૈં, પ્રત્યય કરતે હૈ-સહસા જનિ પતિયાહુ (તુલસીદાસ). પંજાબીમાં પતિયાને નો અર્થ મનાવવું, રીઝાવવું પણ છે. **પંતિસ્વઇ**-કેવલ પત્તિજ્જઇનો લેખ પ્રમાદ છે. અનુસ્વાર પર આગળ ટિપ્પણી જુઓ. થિયાં, તિયાંહ-સ્ત્રીઓમાં.

(૬)—ઝાલી તુટ્ટી કિં ન મુઉ, કિન હુયઉ છારપુંજ
હિંડઇ દોરી બધીયઉ, જિમ મંકડ તિમ મુંજ.
( ગૂજરાતીમાં બદલાવીએ તો
ઝળી તુટી કાં ન મુઓ, કાં ન થયો છારપુંજ,
હિંડે દોરી બાંધિયો, જેમ મર્કટ તેમ મુંજ.

પાઠાંતર—ઝોલી તુટ્ટી વિ કિં ન કઉ, મુયઉ, છારહપુંજ, ઘરિઘરિ જિમ નચાવઈ જિમ, તુટવિ, ઝોલી ત્રુટી, હૂયઉ.

અર્થ—(આગમાં) બળીને યા (ફાંસીની દોરી) તોડી શા માટે ન મર્યો ? શા માટે રાખનો ઢગલો ન થયો ? (કે) દોરીથી બધાયેલો રુદ્ર જેમ વાંદરો ફરે છે તેમ મુંજ (ફરે છે) પાઠાંતરોમાં—ઝોળી (ફાંસીનો પાશ) તોડી કરી પણ કંઇ ન કર્યું,...ઘરઘર જેમ નચાવવામાં આવે છે તેમ...

**ઝાલી**—બળીને સં. જ્વલ, રાજસ્થાનમાં આગની આંચ (જ્વાલા)ને ઝાલ કે ઝલ કહે છે. ગૂ૦ માં ઝાળ કહે છે. તુટ્ટી, તુટવિ–તૂટી, તોડી (સં. ત્રુટ્), મુઅઉ-મૃત (મુઓ); તે પ્રમાણેજ હુયઉ-થયો હિંદી હુઓ. કિ-કાં, શા માટે ? છાર-માત્રા માટે છર બોલો. છાર અને રાખ બંને ભસ્મના અર્થમાં એકજ દેશી પદના વ્યત્યય છે. સં. ક્ષાર (ખારૂ) સાથે કેવલ સાદૃશ્ય છે. રાખ પરથી સંસ્કૃત રક્ષા બનાવેલો છે. હિંડઈ—સં. હિંડતિ; હિંડે છે–હાલે છે–ચાલે છે. પંજાબી હંડના, એટલે ભટકવું જેમકે–ગલિયાં દા હંડના છડિ દેઈ કાન્હા, હુણ હોયા તૂ ઘરબારી–આ એક ગીતમાં છે. તેનો અર્થ એ છે કે હે કાન્હ ! તૂં ગલિઓમાં ભટકવુ છોડી દે, હવે તું ઘરબારી-ગૃહસ્થી થયો છે. હુણ-સં. અધુના–હમણાં. **દોરી**—ઉપર જુઓ ન. ૩. **મંકડ**—સં. મર્કટ જૂના લહીઆઓ દ્વિત્વવાળા અક્ષર બતાવવા માટે બેવાર અક્ષર (જોડાક્ષર) લખવાના પરિશ્રમથી બચવા માટે અક્ષર પર અનુસ્વાર જેવું મીંડુ મૂકતા હતા, તે કેટલાક શબ્દોમાં તેને ભ્રમથી 'ન' શ્રુતિ ગણવામાં આવી જેમકે સ. મર્કટ-પ્રા૦ મક્કડ; તેને મ૦કડ લખવામાં આવ્યું પછી ભ્રમથી મંકડ સમજાયું. સં. ખડ્ગનું પ્રા૦ ખગ્ગ. આમાં બે ગને બતાવવા લખાયું ખ૦ગ તે પછી ભ્રમથી ખંગ થયુ. હિંદી-ખડ્ગ. ઉપર નં. ૫ માં પતિજ્જઇનું પંતિજ્જઇ, સં૦માં અત્યદ્ભુતનું પ્રા૦ અચ્ચબ્ભુઅ થયુને તેનું ગૂ૦ અચંબો, હિં. અચમ્ભા ઇત્યાદિ.

[ પૂર્વકાલિક ક્રિયાના રૂપો પર ટિપ્પણ—સંસ્કૃત વૈયાકરણોએ **त्वा**

( गत्वा, कृत्वामांना ) ने પૂર્વકાલિકની પ્રકૃતિ અને ( सत्कृत्य, संगत्य )માંના 'य' ને ધાતુની પહેલા ઉપસર્ગ આવવાથી વિકૃતિ માની છે, પરંતુ જૂની સંસ્કૃતમાં આવો ભેદ નથી. તેમાં अकृत्वा અને गृह्य એમ બંને રૂપો મળે છે. વેદમાં 'कृत्वाय' મળે છે અને પાલીમાં 'छित्वान' અને 'कातून' મળે છે. આથી પાંચ જાતનાં રૂપ થયાં—कृत्वा, कृत्वाय, कृत्वान, कर्तून, कर्य(कृत्य). સૂક્ષ્મ વિચાર કરતાં આ અવ્યય નહિ, પરંતુ '०तु' અંતવાળા ધાતુજ શબ્દની ત્રીજી અને ચોથીનાં રૂપોનાં હિન્દી 'से' જણાય છે. कृत्वा એટલે હિં. કૃતુસે-કરનેસે-કરીને, ઈત્યાદિ. પ્રાકૃતમા 'त्वा' બિલકુલ નથી પણ 'ય' છે અને પાલી વાળા त्वान, तून પછી तूण યા ऊण થઇને મરાઠીમાં चेऊन, म्हणुन ત્યા સુધી પહોંચી ગયેલ છે અને મારવાડીમાં, કરીનૈ, લખીનૈ એમા રહેલ છે ને ગૂજરાતીમાં કરીને, લખીને એમાં પણ તે છે. જૂની હિદી યા જૂની ગૂજરાતીમા અર્થાત્ અપભ્રંશમાં 'પેક્ખિવિ' 'બોલ્લિવિ' આદિ આવે છે. ત્યાં પણ ય એટલે ઇય એટલે ઈ છે. હિંદીમાં ય, ઇ ના રૂપમાં આવ્યા છે. ( આઇ, સુનિ એટલે આય્ય, સુન્ય=સં. આયાય્ય, શ્રુણ્ય ( ! ) હવે તો 'ઇ' પણ ઉડી ગયો છે, અને કર ધાતુના પુર્વકાલિકનો અનુપ્રયોગ થાય છે જેમકે ખા કર=( જૂની હિં. ) ખાઇ કરિ=પંજાબી, ખાઇ કરી=સ. ખાદ્ય કર્ય ( ! ) ગૂજરાતીમાં ઇ તથા ઇને પ્રત્યય છે જેમકે ખાઈ,-ખાઇને બોલી-બોલીને, આવી-આવીને, સુણી-સુણીને. (૭)—ગય ગય રહ ગય તુરગ ગય, પાયકડા નિભિચ્ચ,

સગ્ગટ્ઠિય કરિ મન્તણુ ઉમ્મુહુ ( તા ? ) રૂદ્દાઇચ્ચ.

પાઠાંતર—પાયકડા, ઠક્કુર રૂદ્દાઇચ્ચ, ઉંમુણિ, મતણુ મહતા.

અર્થ—( જેના ) ગજ, રથ, ઘોડા, પાયદળ ચાલ્યા ગયા છે અને જે નોકર વગરનો છે ( તેવા મુંજને ) હે સ્વર્ગસ્થિત રૂદ્રાદિત્ય ! બોલાવી લે. તારી તરફ મોં કરેલો એવો-ઉન્મુખ હું છું.

ગય-ગત, ગયા, ગય-ગજ-હાથી, રહ-રથ, તુરય-તુરગ-ઘોડા, પાણક્કડા-તેમાં આવેલા 'ડા' માટે નં. ૧ માં 'સદેસડો' એ પરની

[illegible] જણો. પાયક—પેદલ. [illegible] પાયદ ( [illegible] ) [illegible]—[illegible]. ગ—ગહિય—[illegible], કરિ—કર ( [illegible] ) [illegible]. [illegible], [illegible], ઉમ્મુદ્ધ—[illegible], [illegible]—[illegible].

(૮)—[illegible] પડીઓ હતો. [illegible] ભીખ [illegible]

ભોળિ મુન્ધિ મ ગવ્વુ કરિ, પિક્ખિવિ પડુઆઇં
ચઉદ્દસઇં સઇં છહુત્તરઇં, મુંજહ ગયહ ગયાઇં.

**પાઠાંતર—ધનવન્તી** મ ગવ્વુ, પંડુ આઇ—[illegible], [illegible]. [illegible], [illegible], [illegible].

અર્થ—હે ભોળી ! હે મુગ્ધા ! ( પાઠાંતરમા હે ધનવંતી ) મને હાથમા પડિઓ લેતો જોઇ ગર્વ મ કર; ચાદસો છોંતેર મુંજના હાથી ( ચાલ્યા ) ગયા.

મુન્ધિ—સં. મુગ્ધા. મારવાડીમાં મોધા મર્ખને કહે છે. આમાનો 'ન' પણ સં. મુગ્ધ. પ્રા૦ મુદ્ધના દ્વિત્વસૂચક ચિન્હથી બન્યો છે. જુઓ નં. ૬ માં 'મંડઇ' પર વ્યાખ્યા. પિક્ખિવિ—પેખીને—જોઇને પડુગા—પડીઓ, અથવા ભીખ માગવાનું માટીનું પાત્ર. પાંઇ—પાણિ, હાથ, સઇ—સો, ચઉદ્દસઇ, સઇ, છહુત્તરઇં, ગયાઇ—એમાં ઇ છે તે કર્ત્તા કારકની નાન્યતર જાતિનું બહુવચન ( સં. નિ ) છે.; અને મુંજહ, ગયહ—એમાં 'હ' સંબધકારક—છઠ્ઠી વિભક્તિ છે.

(૯)—જા મતિ પચ્છઇ સંપજ્જઇ, સા મતિ પહિલી હોઇ,
મુંજ ભણઇ મુણાલવઇ, વિઘન ન વેઢઇ કોઇ.

અર્થ—જે મતિ પછી સાપડે છે ( હોય છે ) તે મતિ પહેલી થાય તો મુંજ ભણે છે—કહે છે કે હે મૃણાલવતિ ! કોઈ વિઘ્ન ઘેરે નહિ—ખમે નહિ.

જા સા-જે તે (નારી જાતિ), **સંપજજઇ**-સં. સંપદ્યતે. સં+પદ્-સપજવું સંપજે-કવિતામાં વપરાય છે-સાપડવું, નિસ+પદ=નિપજવું **વેઢઇ**-ઘેરે, કાઠીઆવાડમા વેંઢારવું-ખમવું એ અર્થમાં વપરાય છે, ખમે, પંજાબીમા વેડા-ઘેરેલુ મકાન-જનાનો. વેડી પૂરી-વચમાં કચોરીની પેઠે ભરેલી પુરી. આ સાખીનો અર્થ એ છે કે વિઘ્નને કોઇ વહતું-ઉઠાવતું -ખમતુ નથી. ટૉની એ અર્થ કરે છે કે ' કોઇ ( મારા માર્ગમાં ) વિઘ્ન નાંખતું નથી. '

(૧૦)—સાયર પાઇ લંક ગઢ, ગઢવઇ દસસિરિ રાસ,
ભગ્ગક્ખય સો ભજ્જિ ગય, મુંજ મ કરિ વિસાસ.

**અર્થ**—સાગર ખાઈ, લંકા ગઢ અને દસ માથાનો રાજા (રાવણ) તે ગઢપતિ-ભાગ્યનો ક્ષય થતાં તે ભાંગી ગયા-નષ્ટ થયા ( તો ) હે મુંજ !, વિષાદ-ખેદ મ કર.

**ગઢવઇ**-ગઢપતિ. ગઢવી એ શબ્દ પણ તે પરથી છે કે જેઓ મૂળ ગઢની રખેવાળી કરતા હોવા ઘટે. આ ગઢવીની જાત કાઠિયાવાડમાં છે. સરખાવો ચક્રપતિ-ચક્કવઇ-ચકવે, **ભજ્જિગય**-તૂટી ગયા, ભાંજી-ભાંગી ગયા એમાં ભંજ્ ધાતુ છે. સંસ્કૃતમાં ભગ્નનો અર્થ તૂટેલું, ભાંગેલું, હારેલું થાય છે તે પરથી હિંદીમાં ભાગના બના, થયું છે. આગળ જુઓ ' અહ ભગ્ગા અમ્હંસંખા ' આદિ.

## પ્રકરણ ૪ થું.

### પ્રબંધ ચિંતામણિમાંથી ઉદાહરણો ( અનુસંધાન ).

૨૩૨.—[ **રાજા મુંજ એ જૂની હિંદી-ગૂજરાતીનો કવિ**—ધારના પરમાર રાજા મુંજ તે વાક્પતિરાજ બીજો, ઉત્પલરાજ, અમોઘવર્ષ, પૃથ્વીવલ્લભ અથવા શ્રીવલ્લભ. તેણે કલ્યાણના સોલંકી રાજા તૈલપ બીજા પર ચઢાઇ કરી અને તૈલપે તેને હરાવી નિર્દયતાથી માર્યો-એતો

ઐતિહાસિક સત્ય છે, કારણ કે ચાલુકયોના બે લેખોમાં આ વાતનો સાભિમાન ઉલ્લેખ કરવામાં આવ્યો છે. મુંજના મંત્રીનું નામ રૂદ્રાદિત્ય હતું-તે તેના વિ. સં. ૧૦૩૬ (ઈ. સ. ૯૭૯)ના દાનપત્રથી પ્રકટ છે. મુંજનું પ્રથમ દાનપત્ર સં. ૧૦૩૧ નુ છે અને તેનું મૃત્યુ તેના રાજ-કાલમાં દિગંબરાચાર્ય અમિતગતિએ સુભાષિતરત્નસંદોહ પૂર્ણ કર્યો તેના વિ. સં. ૧૦૫૦ થી અને તૈલપના મૃત્યુ સંવત્ ૧૦૫૫ ની વચ્ચે થયેલું હોવું ઘટે. આ રાજા મુંજ વિક્રમની અગ્યારમી શતાબ્દીના બીજા ચરણમાં હતો. ( મુંજ તથા ભોજના કાલનિર્ણય માટે જુઓ નાગરી પ્રચારણી પત્રિકા નવીન સંસ્કરણ ભાગ ૧ અંક ૨ પૃષ્ઠ ૧૨૧ થી ૧૨૫, અને ગૌ૦ હી૦ ઓઝાજી કૃત ' સોલંકિયોંકા ઇતિહાસ ' પ્રથમ ભાગ પૃ. ૭૬ થી ૮૦ ) પ્રબંધ-ચિંતામણિમાં લખ્યું છે કે મુંજને મારી નાંખ-વાના સમયે તેણે કહ્યું હતું કે 'લક્ષ્મી ગોવિંદ પાસે ચાલી જશે, વીરશ્રી વીરોને ઘેર ચાલી જશે, પરંતુ યશઃ પુંજ એવો મુંજ મરી જતાં સરસ્વતિ નિરાલંબ થશે.' આ મુંજની રચના ન હોય ને તે સમયના કોઇ કવિની હોય, છતાં એમાં તો સંદેહ નથી કે તે વિદ્યા અને વિદ્વા-નોનો અવલંબ-આધાર હતો. તેના સમયમાં ઉપર જણાવ્યા પ્રમાણે અમિતગતિએ 'સુભાષિતરત્નસંદોહ' એ ગ્રંથ બનાવ્યો. સિન્ધુરાજનાં કીર્ત્તિકાવ્ય, નવસાહસાંક ચરિતના કર્ત્તા પદ્મગુપ્ત, ધનપાલ ( તિલકમંજ-રીના કર્ત્તા જૈન પ્રસિદ્ધ કવિ ), દશરૂપના કર્ત્તા ધનંજય અને તેના ટીકાકાર હલાયુધ તેના સમયમાં હતા. પ્રબંધોમાં અને સુભાષિતાવલિ-ઓમાં મુંજના બનાવેલા કેટલાયે શ્લોક આપ્યા છે અને ક્ષેમેંદ્ર કે જે મુંજ પછી ૫૦ વર્ષે થયો છે તેણે મુંજનો એક શ્લોક ઉધ્ધૃત કર્યો છે.

૨૩૩-હવે એ પ્રશ્ન ઉઠે છે કે જે દોહાઓની વ્યાખ્યા ઉપર કરવામાં આવી છે તે શું મુંજે સ્વયં બનાવ્યા છે ?-ઉપરના ૧૦ મા નંબરના દોહાની વ્યાખ્યામાં શાસ્ત્રી કહે છે કે તે ' રિપુનારીવાકય ' છે, પરંતુ તેમાં મુંજે પોતાનેજ સંબોધન કર્યું હોય તો તેમાં શું નવાઇ છે ? પ્રબંધ ચિંતામણિકારના સમય ( સં.-૧૩૬૧ ) સુધી તો આ અતિ-

હાસિક વાત હતી કે દોહા મુંજના છે. જે શ્લોક બીજા કવિઓના બનાવેલા જાણવામાં આવ્યા છે અને આ પ્રબંધકારોએ બીજા કવિઓ યા રાજાઓને શિરે ચડાવ્યા છે તે કારણે આવા પ્રસિદ્ધ દોહા પર સંદેહ કરી શકાતો નથી. આવા દોહા દંતકથામાં રહી જાય છે અને દંતકથાઓ સિવાય તેની રચનાના સબંધમાં કોઈ પ્રમાણ નથી. વીકાનેરના પૃથ્વી-રાજે રાણા પ્રતાપપર સોરઠા લખી મોકલ્યા, માનસિંહને અકબરે 'સભી ભૂમિ ગોપાલકી' વાળો દોહો લખી મોકલ્યો, નરહરિ કવિનો 'અરિહુ દત તૃન ગહહિં' વાળો છપ્પો અકબર આગળ મૂકવામાં આવ્યો, 'બ્રહ્મ ભનૈ સુન શાહ અકમ્બર' આદિ દોહા બીરબલનાજ છે, તુલ-સીવાળી યુક્તિ પ્રયુક્તિ ખાનખાના અને તુલસીદાસ વચ્ચે થઇ હતી—ઇત્યાદિ વાતોના ઐતિહાસિક પ્રમાણ સિવાય બીજું કયુ પ્રમાણ છે ?

૨૩૪. તે પ્રમાણ એ માનવાનુ છે કે અગ્યારમી શતાબ્દીના બીજા ચરણમાં પ્રસિદ્ધ વિદ્યાપ્રેમી ભોજનો કાકા પરમાર રાજા મુંજ જૂની હિંદી–જૂની ગૂજરાતીનો કવિ પણ હતો. એક બીજું પ્રમાણ છે–શ્રી હેમચંદ્રના વ્યાકરણમાં જે અપભ્રંશનાં ઉદાહરણ આપ્યાં છે તેમાં એક દોહો એ છે કેઃ—

બાહ બિછોડવિ જાહિ તુહું, હઉં તેવંઇ કો દોસુ,
હિયઅટ્ઠિય જઇ નીસરહિ, જાણઉં મુંજ સરોસુ.

**અર્થાત્**—બાંય વિછોડી–અલગા કરી તું જાય છે, હું પણ તેવી રીતે જાઉં છું (તેમાં) શું–કયો દોષ છે ? હૃદયમાં સ્થિત થયેલ જો (તું) નીકળી જા, તો મુંજ (કહે છે કે હું ) જાણું ( કે તું ) સરોષ છો. ચોથા ચરણનો આ પણ અર્થ થઇ શકે છે કે 'તો હું જાણું કે મુંજ સરોષ છે'. આ બીજો અર્થ સીધો જણાય છે પરંતુ મુંજની કવિતાઓમાં નામ આપવાની રીત જોતાં પહેલો અર્થ પણ અસંભવિત નથી. આ દોહો હેમચંદ્ર પહેલાંનો છે. આથી એજ પરિણામ આવી શકે છેઃ—એક તો એ કે સૂરદાસ (?)ના

'બાંહ છુડાએ જાત હો, નિબલ જાત કે મોહિ,
હિરદે સે જબ જાહુગે, તો મૈં જાનૈં તોહિ.

એ દોહાનો પિતામહ 'બાહ બિછોડવિ' આદિ દોહાનો કર્તા રાજા મુંજ હતો અને આ મુંજના નામથી અંકિત દોહો સં. ૧૧૯૯ (કુમારપાલના રાજ્યાભિષેકનો સમય કે જે પહેલાં તો હેમચંદ્રનું વ્યાકરણ રચાયુ હતું) થી પહેલા પ્રચલિત હતો; બીજું પરિણામ એ કે જો બીજો અર્થ લઇએ તો જે નાયિકાએ લપસણી ભૂમિવાળો દોહો (ઉપર સંખ્યા ૩ નો) મુંજને લખ્યો હતો તેની કૃતિ આ પણ હોય. બંને અવસ્થાઓમા કાંતો મુંજને કવિ માનવો પડશે, અને કાતો આ દોહાઓને તેના સમયમાં રચાયેલા માનવા પડશે. ઓછામાં ઓછુ એ તો માનવું પડશે કે આ દોહા સં. ૧૧૯૯ (પૃથ્વીરાજ રાસોના કલ્પિત સમયથી ૫૦ વર્ષ પહેલાં) થી કેટલોક સમય પહેલાંની રચના છે જેથી તે સમયે કાતો મુંજે રચેલો અને કાતો મુંજને પ્રેષિત થયેલો માનવામાં આવતો હતો.

(૧૧) ભોજને ત્યાં એક સરસ્વતી કુટુંબ આવ્યું કે જેની ખબર ભોજના સેવકે એક સંસ્કૃત-દેશીથી મિશ્રિત શ્લોક બનાવી આપી:—

બાપો વિદ્વાન્ બાપપુત્રોઽપિ વિદ્વાન્
આઈ વિઉષી આઇધુઆપિ વિઉષી,
કાણી ચેટી સાપિ વિઉષી વરાકી
રાજન્ મન્યે વિજ્જપુઞ્જં કુટુમ્બમ્.

**અર્થ**—બાપ પણ વિદ્વાન છે, બાપનો પુત્ર પણ વિદ્વાન્ છે; મા વિદુષી પંડિતા છે, માની બેટી પણ વિદુષી છે, બીચારી કાણી દાસી છે તે પણ વિદુષી છે. રાજન્! માનું છું કે કુટુબ વિજ્ઞોનો પુજ છે.

**પાઠાંતર**—વપ્પો, વિદ્રી, વિધ્રી, વિદુસી, વિજ્ઞ, વિદ્દ કેવલ લેખપ્રમાદ છે.

**બાપ**—પિતા. આ દેશી શબ્દ છે, પરંતુ હેમકોશના શેષકાંડમાં સંસ્કૃત માનેલો છે. પ્રબંધચિંતામણિમાં તેનું સંસ્કૃત રૂપ વપ્તૃ (વપ્તા—

બીજ વાવનાર) પણ આવ્યું છે ( પૃ. ૩૦૧ ) ( જુઓ ના. પ્ર. પત્રિકા ભાગ ૧ અંક ૩ પૃ. ૨૪૯ ટિપ્પણ ૧૬ ) **આઈ**—મા, માતા (મરાઠી આઇ), **ધુઆ**—પુત્રી સ. દુહિતા પંજાબી ધી, **વિજજ**—વિજ્ઞ.

(૧૨)—રાજાએ તેમાંથી જયેષ્ઠની પત્નીને સમસ્યા કરી કે–'કવણ પિયાવઉ ખીરૂ ?'–તેણીએ તેની પૂત્તિ કરી કેઃ—

જઈ યહ રાવણુ જાઇયઉ, દહમુહ ઇક્કુ સરીર,
જણણી વિયમ્ભી ચિન્તવઇ, કવણુ પિયાવઉં ખીરૂ.

**પાઠાંતર**—જેઈ.

**અર્થ**—જયારે આ રાવણ દશ મુખ અને એક શરીરવાળો જન્મ્યો ત્યારે માતા અચંબામાં (આવી) ચિંતવે છે કે કયા (મુખ) ને દૂધ પીવરાવું ? (જુઓ આ દોહો પૃ. ૨૧૫ નં. ૩૪.)

**જાઇયઉ**—જાયો, રાણીજાયો, રાયજાયો,–રાયજાદો. **વિયમ્ભી**–વિસ્મિતા, **ચિતવઈ**–ચિતવે, **કવણુ**–કોણ, કયા, **પિયાવઉ**–પિવરાવું–પીવારૂ કાઠિયાવાડી. **ખીર**–સં. ક્ષીર, દૂધ. સિંધીમાં ખીર અથિ ?=દૂધ છે ?

(૧૩)—બીજી સમસ્યા એ કરી કે, કંઠિ વિલુચ્છઇ કાઉ ?–આની પૂર્ત્તિ કાણી ચેટીએ એવી રીતે કરી કેઃ—

કાણ વિ વિરહકરાલિઇ, પઇ ઉડ્ડાવિયઉ વરાઉ,
સહિ અચ્ચભૂઉ દિટ્ઠુ મઈં, કંઠિ વિલુચ્છઇ કાઉ ?

પાઠાંતર—અચ્ચિભૂ, ' અચ્ચબ્ભુઅ ' ઠીક લાગે છે.

અર્થ—કોઇ વિરહથી દુઃખિત સ્ત્રીએ ખીજાઇને બીચારા પતિને ઉડાવ્યો. હે સખિ ! મે આ અતિ અચરજ જોયો કે (તેણી) હવે કેના કંઠને વળગે ?–કેના કંઠનો આશ્રય લે ?–કલહાંતરિતા પહેલાં તો પતિને ભગાડી દીધો પછી હવે માન ગયું ત્યારે પસ્તાય છે કે હાય ! કેના ગળામાં લપટાઉં ? (જુઓ આ દોહો બીજા રૂપમાં પૃ. ૨૧૬ નં. ૩૫. )

**કાણુ**—કોઈથી યા કોઇ રીતે **કરાલિઇ**–કરાલિતાએ **પઇ**–પતિ, **ઉડ્ડાવિયઉ**–ઉડાવ્યો, **વરાઉ**–વરાક–બિચારો, બાપડો. **અચ્ચભૂઉ**–અત્ય-

દ્ભુત જુઓ ઉપર નં. ૬. દિઠ્ઠુ-દીઠો, જોયો. મઈ-મેં કર્મ-વાચ્યમાં કર્ત્તા કારક. કંઠિ-કંઠે-કંઠમા વિલુમ્બઈ-લટકે, વળગે, કાઉ-કેના

આ બંને દોહા કુમારપાલ પ્રતિબોધમા કંઇક પાઠાંતરવાળા બીજા પ્રસંગે છે. અગાઉ જુઓ પૃ. ૨૧૫ અને ૨૧૬.

(૧૪)—એક સમયે ભોજ રાત્રે નગરમાં ફરતો હતો ત્યાં એક દિગંબરને એક ગાથા બોલતા સાંભળ્યો. બિચારો તે દિગંબર તો થઇ ગયો હતો, પણ મનની હોંશ પૂરી થઇ નહોતી. બીજે દિને ભોજે તેને બોલાવ્યો અને તેનો મનસૂબો જાણી પોતાનો સેનાપતિ બનાવ્યો. પછી તે કુલચન્દ્રે અણહિલપટ્ટન જીતી જયપત્ર પ્રાપ્ત કર્યું. આ ગાથાનો દોહો એ છે કેઃ—

એઉ જમ્મુ નગ્ગુહ ગિઉ, ભડસિરિ ખગ્ગુ ન ભગ્ગુ,
તિકખાં તુરિયાં ન માણિયાં, ગોરી ગલિ ન લગ્ગુ.

**પાઠાંતર**—આઉ ( =આયુ ), નિગ્ગહ, નગ્ગહ.

**અર્થ**—આ જન્મ નકામો ગયો, ( કારણ કે ) ભડ ( વીર )ના શિરપર મારી તલવાર ભાગી નહિ, તીખા ( તેજી ) તુરગ-ઘોડાનો ઉપભોગ કર્યો નહિ તેમ ગોરી (યુવતી)ના ગળે વળગ્યો નહિ.

શાસ્ત્રીએ ' ભડસિરિ ખગ્ગ ' ને એક પદ લઇ અર્થ કર્યો છે ' ભટ્ટ શ્રી ખડ્ગઃ '. તિકખાનો અર્થ ' તીક્ષ્ણ સ્ત્રી કટાક્ષ ' કર્યો છે, અને ' તુરિયા ' નો અર્થ ' તૂલિકાદિ શય્યોપકરણ ' (રામાયણની ' તુરાઈ ' ) —ગૂજરાતી તળાઇ; ટૅાની ' તુરિયા 'નો અર્થ કર્કશ-સ્વર-યુક્ત વાજિંત્ર ( સં. તૂર્ય ) કરે છે.

**એઉ**—એહ, એ, **નગ્ગુહ**-નિર્ગ્રહ સં. નિષ્ફલ.-શાસ્ત્રી કહે છે કે નગ્નોઽહ-હું નાગો છું-દિગંબર છું વા નિર્ગૃહ છું. **ભડ**-કાઠીઆવાડમાં ટોણામાં વપરાય છે-જો તું ભડ-ભડનો દીકરો હો તો. મારવાડીમાં વીર માટે 'ભડ' કહે છે-વિશેષે કરી 'ટોણું મારતાં. ભડવીર એ ગૂજરાતીમાં વપરાય છે.

**માણિયાં**—માણ્યાં, ઉપભોગ કર્યો. સં. મ ડન કર્યું. સરખાવો મારવાડી–' સેજાં માણીજ્યો, ગોરીને માણુજ્યો ઢોલા (ગીત). **ગોરી**–નાયિકા માટે સાધારણ શબ્દ છે. હજુ પણ હિંદી પંજાબી રાજસ્થાની ગૂજરાતી ગીતોમાં આવે છે. હેમચંદ્રે પણ આ શબ્દનો આ અર્થનો ઉલ્લેખ કર્યો છે.

(૧૫.) પ્રબંધ ચિંતામણિની એક પ્રતમાં તે હોંશવાળા કુલચંદ્ર ( કે જે કવિ પણ હતો અને જેને સુંદર કવિતા માટે ભોજે એક સુંદર દાસી આપી હતી ) નો એક દોહો બીજો આપ્યો છે કેઃ—

નવ જલ ભરીયા મગ્ગડા, ગયણિ ધડક્કઇ મેહુ
ઇત્થન્તરિ જરિ આવિસિઇ, તઉ જાણીસિઇ નેહુ.

**અર્થ**—માર્ગ ( મારગડો ) નવા પાણીથી ( વરસાદના પાણીથી) ભર્યો છે, ગગનમાં મેઘ ધડકે છે. આ અંતર ( અવસર ) પર જો (તું) આવશે તો નેહ જણાશે. મુંજની રસીલી તો વરસાદમાં આવવાનો અસંભવ જાણી ' ગમાર ' નાયકને તેની પહેલાંજ બોલાવતી હતી; પરંતુ કુલચંદ્ર તેજ–વરસાદના સમયમાં આવવાનેજ સ્નેહની પરીક્ષા માને છે.

**ભરિયા**—ભરેલા **મગ્ગડા**–જુઓ ' સંદેસડો ' નં. ૧ માં **જરિ**–જ્યારે સં. યદિ. મારવાડીમાં જર, જરાં હમણાં પણ સમયવાચક જ્યારેને માટે વપરાય છે. **જાણીસિઇ**–જાણ્યો જશે. સં. ' સ્ય ' નો ' સિ ' થયેલ છે.

(૧૬)—ભોજે સભામાં બેસી ગૂજરાતીઓના ભોળપણની હાંસી કરી. તેમાં ગૂજરાતના એક માણસે કહ્યું કે અમારા ગોવાલીઆ–ભરવાડ પણ આપના પડિતો કરતાં ચડી જાય તેવા છે. આ સમાચાર જાણી ગુજરાતના રાજા **ભીમ** ( સોલંકી ) એ એક ગોવળ **ભોજ**ની પાસે મોકલ્યો. તેણે તે રાજાને એક દોહો સંભળાવ્યો જેથી રાજાએ તેને સરસ્વતી કંઠાભરણ ગોપની ઉપાધિ આપી.

ભોય એહુ ગલિ કણ્ઠુલઉ, ભણુ કેહઉ પડિહાઇ;
ઉરિ લચ્છિહિ મુરિ સરસિનિ હિ, સીમ નિબદ્ધી કાઇ.

**પાઠાંતર**—ભોજ એવ હુ કણ્ઠલઉ, સ્તંભલ્લઉ, કંચુલ, લચ્છિહિં, કાઇ, સીમ વિહલી કોઇ; પાઠાંતરોમાં અધિકરણ–કારક વાળાં પદ 'ઇ' વગરનાં પણ છે.

**અર્થ**—ભોજ ! ભણ–કહે તો ખરો, કે આ ( તારા ) ગળામાં કાંઠલો ( આભૂષણનું નામ ) કેવો લાગે છે ? ઉરમાં લક્ષ્મી અને મુખમાં સરસ્વતીની વચમાં આ શું સીમા બાંધી છે ? વિદ્વાન્ રાજાના મોમાં સરસ્વતી અને પ્રભુના ઉરમાં લક્ષ્મી–વચમાં કાંઠલો શું થયો ?--જાણે કે બંનેના રાજ્યની મર્યાદા બતાવે છે.

કંઠુલઉ—કાંઠલો, ગળાનું ઘરેણું, કેહઉ–કેવો, **પડિહાઇ**–સં. પ્રતિભાતિ. **નિબદ્ધી**–નિબંધી, કાંઇ–કાં, શામાટે, શું.

(૧૭)—એક સમય ભોજ વીરચર્યાથી રાત્રે નગરમાં ફરતો હતો ત્યાં તેણે કોઈ દરિદ્રની સ્રીને નીચેનો દોહો બોલતાં સાભળી—

માણુસડા દસદસ દસા, સુનિયઈ લોય પસિદ્ધ;
મહ કન્તહ ઇક્કિજ દસા, અવરિ તે ચોરિહિં લિદ્ધ.

**પાઠાંતર**—માણુસડી, દસ દસ હવઇ, માણુસડા ( દસ દસ ) દસઈ દેવેહિ નિમ્મવિયાઈ, મુજ્ઝ, નવોરહિં હરિયાઇ, તે વોરહિં હરિયાઇ, નવોરહિં લિદ્ધ. પાઠાંતરોથી જણાય છે કે આ દોહાના બે પાઠ છે. એકમાં તો સિદ્ધ લિદ્ધ પ્રાસ છે, બીજામાં નિમ્મવિયાઈ હરિયાઈ એમ પ્રાસ છે.

**અર્થ**—મનુષ્યની દશ દશ દશાઓ લોક પ્રસિદ્ધ સભળાય છે અથવા દશ દશ દશા દેવતાઓએ બનાવી છે. અર્થાત્ આખા જન્મમાં દશ દશા બદલે છે, પરંતુ મારા કંથની એકજ દશા ( દારિદ્રય ) છે અને ( જે હતી ) તે ચોરોએ લઈ લીધી ( અથવા બીજી પણ બીજાઓએ લઇ લીધી. )

સરખાવો—હસ્તિનાં દશવર્ષપ્રમાણા દશ દશાઃ કિલ ભવંતિ—( હર્ષચરિતની ) સંકેત ટીકા.

**માણુસડા**—સંબંધ-કારક છઠ્ઠીના 'ણા' અને 'ડા' માટે જુઓ નં. ૧. ડી-દશા એકવચનને માટેની નારીજાતિ છે. ડા-બહુવચન. **હુવઇ**-હોય છે, **સુનિયઇ**-કર્મવાચ્ય-કર્મપ્રયોગ. **નિમ્મવિયાઇં**-નિર્મિતિ કરવામાં આવી (સં. નિર્માપિતાનિ) પ્રેરણાર્થકમાં પ(વ)ને માટે જુઓ ના. પ્ર. ૫. ભાગ ૧ અંક ૪ પૃ. ૫૦૭ ટિપ્પણી ૧૧. **મુજઝ**-મારૂં સંસ્કૃતમાં 'મહ્યં તુભ્યં' ચોથીના છે, ચોથી અને છઠ્ઠીનો પ્રયોગ વૈદિક ભાષામાં કંઇપણ ભેદ વગર થતો હતો. વૈદિક ભાષામાં 'તુભ્યં'— છઠ્ઠીના અર્થમાં પણ વપરાયો છે—મમ તુભ્યં ચ સંવનનં તદગ્નિરનુમન્યતામ્-**મહુ**, કંતહ-તેમાં હ સબંધ-કારકનું ચિન્હ છે. **ઇક્કિજ**-માં જ તે ગૂજરાતીમાં પણ જ વપરાય છે-તેનો અર્થ કેવળ થાય છે. હિંદીમાં 'હી' વપરાય છે. મારવાડીમાં પણ હજુ સુધી વપરાય છે જેમકે— આપરોજ કામ, એકજ ઝૂપો (ઝૂપડું). **અવરિ**-બીજી સં. અપરા છે. ટૉની અનુસાર ઉપરિ એટલે ઉપર, અધિક એ અર્થ નથી. **નવોરહિં**-નવ+ઓરહિ. હિંદીમાં પણ ઓર છે તે અપર એટલે અવરથી બન્યું છે. સંવત્ ૧૯૨૨ સુધી જૂના પંડિતો હિંદીમાં અવર એમ લખ્યાં કરતા હતા જેમકે અવર જબ અઇસા હોય તબ (એક પત્ર પરથી) **લિદ્ધ**-સં. લબ્ધ. મારવાડી ગુજરાતી લીધી. **હરિયાઇં**-હરી લીધી-લઇ લીધી.

(૧૮). મરતી વખતે ભોજે કહ્યું હતું કે સ્મશાનયાત્રા વખતે મારા હાથ નનામી બહાર રાખવા. ભોજનું આ વચન લોકોને એક વેશ્યાએ કહ્યું કેઃ—

> કસુ કરૂરે પુત્ર કલત્ર ધી, કસુ કરૂરે કરસણ વાડી,
> એકલા આઇવો એકલા જાઇવો, હાથ પગ બે ઝાડી.

**અર્થ**—અરે! પુત્ર, સ્ત્રી, કન્યા કોના છે? ખેતીવાડી કોના છે? (અથવા આખી વાડી કોની છે?) એકલું આવવું છે ને બંને હાથ પગ ઝાટકીને એકલું જાવું છે.

'કસુ કરૂ' નો અર્થ ટૉનીએ 'કેનો હાથ' એમ કર્યો છે અને શાસ્ત્રીએ 'શું કરૂં' એમ કર્યો છે. 'પુત્ર કલત્ર' એ બનેને સંબોધન માન્યો છે અને ધી એટ્લે કન્યાને બને ભૂલી ગયા છે. **કસુ કરૂ**–સ. કસ્ય કેરકઃ, **ધી**–પુત્રી જુઓ ઉપર નં. ૧૧ **કરસણ**–ખેતી યા કૃત્સ્ન–આખી (શાસ્ત્રી); **આઇબો, જાઇબો**=ટૉનીએ આવું છું, જાઉ છું એમ' અર્થ કર્યો છે. **બે**–એજ શબ્દ ગૂજરાતીમાં વપરાય છે.

(૧૯). **સિદ્ધરાજ જયસિંહ** સમુદ્રકિનારે ફરતો હતો. એક ચારણે તેની સ્તુતિની કવિતા કહી તેમાંથી એક સોરઠો (?) આપ્યો છે—

કો જાણઈ તુહ નાહ ચિત, તુ હાલેઇ ચક્કવઇ લઉ
લંકહલે વાહમગ્ગુ, નિહાલઈ કરણ ઉત્તુ.

**પાઠાંતર**—કૌ, હાલંતુ, લંકકાલે, ચકકવઇ લહુ.

**અર્થ**—સિદ્ધરાજને સમુદ્ર તરફ જોતો જોઇ ચારણ કહે છે કે નાથ! તમારા ચિત્ત (ની વાત)ને કોણ જાણે છે? તું ચક્રવર્તી (પદ) લઉં એમ ચાલે છે–ચાલ કરે છે–એવી ચેષ્ટા કરે છે; કર્ણનો પુત્ર (સિદ્ધરાજ) લંકા ફ્લને (લેવા માટે) વહાણનો માર્ગ નિહાળે છે.

**હાલેઈ**—હાલે છે–ચાલે છે. (સ. જંઘાલયતિ, શાસ્ત્રી) **લઉ**–લેવા (સ. લબ્ધુ, શાસ્ત્રી) **લંકહલે**–લકા ફ્લને **વાહ**–વહાણનું ચાલવું. **કરણઉત્તુ**–કર્ણપુત્ર રાજસ્થાની કરણોત. પિતાના નામના ગૌરવથી પુત્રને સબોધન કરવું એ ચારણ કવિતા (ડિંગલ)નું પ્રસિદ્ધ લક્ષણ છે.

(૨૦) **સિદ્ધરાજ** જયસિહે વર્દ્ધમાનપુર (વઢવાણ)ના આભીર રાણક–રાણા [૩૪]નવઘન પર ચડાઈ કરી અને કિલ્લાની દીવાલ તોડી તેને દ્રવ્યની વાસણિગો–વાંસડીઓ (થેલીઓ)ના મારથી મારી નાંખ્યો.

---

૩૪ ગિરનારના ચૂડાસમા યાદવોની રાજાવલીમાં કેટલાય નવઘણ નામના રાજાઓનો ઉલ્લેખ છે. સંભવિત છે કે તે ચોથો નવઘન હોય અને ખેંગાર તેનું ઉપનામ હોય. ફાબ્ર્સે રાસમાલામાં ખેંગારને નવઘનનો પુત્ર કહ્યો છે. ખેંગાર અને નવઘન એ નામ આ રાજાઓમાં અનેક વખત આવ્યાં છે.

નવઘનથી રાણી રાણકદેવીનું શોકવાક્ય એ છે કેઃ—

સઇરૂ નહીં સરાણઇ, કુલાઇઉ નકુલાઈ ઇ;
સઇ સઉ ષઙ્ગારિહિં પ્રાણકઈ વઇસાનરિ હોમીઇ.

પાઠાંતર—સયરૂ, નહિં, રાણ, ન કુલાઇ ન કુલાઇ, સઈ, પાણ, કિન વઇસારિ હોમિયા.

અર્થ—હે સખિઓ ! તે રાણો પણ નથી, (અમારૂં) કુલ પણ હવે નકુલ (–નીચકુલ) છે, (હું) સતી, ખેંગારની સાથ પ્રાણોને વૈશ્વાનર (અગ્નિ)માં હોમુ છું.

**સઇરૂ**—સઇયરો–સખિયો. રૂ–બહુવચન **સઇ**–સતી **પ્રાણકઇ**–પ્રાણને, **વઇસાનરિ**–વૈશ્વાનરમાં–રાજસ્થાની વૈંસાદર. **હોમીઈ**–હોમું છું. **હોમિયા**–હોમ્યા.

(૨૧) રાણા સવ્વે વાણિયા, જેસલુ બડ્ડઉ સેઠિ
કાહૂં વણિજડુ માણ્ડીયઉ, અમ્મીણા ગઢ હેઠિ.

અર્થ—સર્વ રાણાતો (નાના) વાણીઆ છે, જૈસલ (સિદ્ધરાજ જયસિંહ) વડો શેઠ છે. શું વાણિજ્ય–વેપાર અમારા ગઢની હેઠે–નીચે (તેણે) માંડયો છે.

(ટૉનીએ ઉત્તરાર્દ્ધનો અર્થ એમ કર્યો છે કે વાણીયાના ધંધાની કેવી રીતે શોભા થઇ ? અમારો ગઢ નીચે પડી ગયો !)

**સવ્વે**–સં. સર્વે. **બડ્ડઉ**–વડો–મોટો **વણિજડુ**–જુઓ સંદેસડઉ નં. ૧ માં, **માંડીયઉ**–જુઓ માણિયા નં. ૧૪માં. **અમ્મીણા**–અમારા જુઓ નં. ૧ **હેઠિ**–હેઠે–નીચે. પંજાબી હેઠ, જેમકે ઔર જેટ સબ હેઠ (રામકહાની).

(૨૨) તઈ ગડૂઆ ગિરનાર, કાહૂ મણિ મત્સરૂ ધરિઉ
મારીતાં ષઙ્ગાર, એકક સિહરૂ ન ઢાલિઉ.

અર્થ—હે ગરૂઆ–ગુરૂ (જબરા) ગિરનાર (પર્વત) ! તેં મનમાં શું મત્સર ધર્યો હતો કે ખેંગારને મારતી વખતે (પોતાનું) એક શિખર પણ ઢાળ્યું–પાડયું નહિ ? (કે જેથી શત્રુ અવળો થયો યા મારા સ્વા-

મીના દુઃખમાં તારી સહાનુભૂતિ જાણી લેવાત, જેવી રીતે શોકમાં ભૂષણ ઉતારી નાંખવામાં આવે છે તેમ )

**તઇં**—તેં **ગરુઆ** ( સં.-ગુરૂક ) ભારે-મોટા **મારીતાં**-મારતાં ( ભાવલક્ષણ-ભાવપ્રયોગ ) **સિહર**-શિખર **ઢાલિઉં**-ઢાળ્યું, નીચે પડયું.

(૨૩). જૈસલ મોડિ મવાહ, વલિ વલિ વિરૂપ ભાવીયઇ
નઇ જિમ નવા પ્રવાહ, **નવઘણ** વિણુ આવઇ નહિ.

**પાઠાંતર**—વરૂણુ ભાવીયઈ, નવયણુ વિન આવૈ નહિ.

અર્થ—જૈસલ ( જયસિંહ )ના મર્દન કરેલો મારો વાસ-મારૂં ઘર વળી વળી-ફરી ફરીને વિરૂપ જણાય છે. જેમ નદીમાં નવો પ્રવાહ નવઘન ( નવો મેઘ-બીજી બાજુએ રાણો નવઘન ) વગર આવતો નથી તેમ.

'જૈસલ મોડિં મવાહ' નો અર્થ ટૉનીએ એવો કર્યો છે કે 'જૈસલ, આંસુ પાડમાં' શાસ્ત્રીનો અર્થ પણ સંતોષદાયક નથી. એ અર્થ થઇ શકે કે જૈસલનો મોડેલો-તોડેલો ( અમારી રાજ્યરૂપી નદીનો ) પ્રવાહ ખરાબ લાગે છે, કારણકે કયાં નવઘનથી થનારો નદીના પૂરનો સુંદર પ્રવાહ અને કયાં બીજાના પરાક્રમથી તોડેલો પ્રવાહ ?-નવઘનનો અર્થ બંને બાજુ લાગુ પડે છે.

મોડિ-મોડીને-મર્દ્ ધાતુ. મવાહ-મદ્+વાસ. મારૂં ઘર ( શાસ્ત્રી), ગુલેરીજીના મતે એમ લેવું જોઇએ કે જૈસલ-મોડિમ-વાહ=જૈસલનો મોડેલો વાસ યા પ્રવાહ. **વલિ વલિ**-ફરી ફરી, **નઇ**-નદી. સુરવરનઈ ( તુલસીદાસ ).

(૨૪). વાઢી તો વઢવાણુ, વીસારતાં ન વીસરઇ
સોના સમા પરાણ, **ભોગાવહ** પઇ ભોગવીઈ.

**પાઠાંતર**—વાટી તવઉ વઢમાણુ, સૂના, તઈ, ભોગિવ્યા.

અર્થ—હે વઢવાણુ ( વર્ધમાન ) શહેર ! તું ( શત્રુઓથી ) વઢાયું છે-કપાયું છે તો પણ વીસારતાં પણ વિસરતું નથી. (હુ મારા) સોના જેવા ભોગાવાને ( નદીનું નામ ) પ્રાણોનો ભોગ આપીશ ( અથવા હે ભોગાવા ! હું તને તેનું ભોજન કરાવીશ ).

પૂર્વાર્દ્ધનો ટૉનીએ કરેલો અનુવાદ—તે (નવઘન) ના વઢાયેલા વૃઢ-વાણ (તેને) વીસારતાં પણ નહિ વીસરશે.

**વાઢી**—સં. વૃધ્, ધાતુના બે અર્થ છે-વધવું અને વાઢવું-કાપવું. વાઢવું એ શબ્દ ગૂજરાતીમાં વપરાય છે. તેવો શબ્દ હિંદી કે મરાઠીમાં નથી. **વીસારતાં**-ભૂલતાં સં. વિ+સ્મર્ ધાતુ પરથી વીસરવું. **સમા**-બરોબર, સરખા **ભોગાવહુ**-ભોગાવર્ત નામની નદી જેને હાલ ભોગાવો કહે છે. **પઈ**—મા

આ સોરઠાઓમાં ક્યાંક ક્યાંક નવઘન તથા ખેંગાર બન્નેને એકજ માનવામાં આવ્યા જણાય છે.

---

## પ્રકરણ ૫ મું.

---

### પ્રબંધ ચિંતામણિમાંથી ઉદાહરણો (અનુસંધાન).

(૨૫). હેમચંદ્રની માતાના ઉત્તર કર્મ કરતી વખતે કોઇ દ્વેષિયોએ વિમાન—ભંગનું અપમાન કર્યું. આથી ક્રોધિત થઈ હેમચંદ્રજીએ માળવામાં થાણું નાંખી પડેલા રાજા કુમારપાળની પાસે આવી ઉદયન મંત્રી અને રાજાને પોતાનો પરિચય કરાવ્યો. હેમચંદ્રે કહ્યું કે

આપણ પઇ પ્રભુ હોઇઅં, કઇ પ્રભુ કીજઇ હાથિ
કજ્જ કરિવા માણુસહ, બીજઉ માગુ ન આત્થિ.

**પાઠાંતર**—કાજ કરેવા માણુસહ.

**અર્થ**—કાંતો આપ સમર્થ થાઓ કાંતો (કોઇ) સમર્થને હાથમાં લ્યો. મનુષ્યોનાં કાર્ય (સિદ્ધ) કરવા બીજો માર્ગ નથી.

**આપણ**—આપ **પઇ**-અથવા-યા. હોઇઅ-હોવે કઈ-કે, યા. **બીજઉ**-બીજો. હીંદીમાં દૂસરો એમ જૂદો શબ્દ છે. **માગુ**-મગ્ગુ, માર્ગ આત્થિ-અત્થિ ( સં. अस्ति ) ગૂજરાતીમાં ન મળીને નથી એ રૂપ થયું છે. રાજસ્થાનીમાં 'ક્યૂં આથ ન સાથ' એટલે કંઇ છે નહિ.

(૨૬). એક દિવસ હેમચંદ્ર કુમારપાલ વિહાર-મંદિરમાં કપર્દી નામના પંડિતના હાથની સહાય લેવાતી હતી. ત્યાં નાચનારીના કંચુકની દોરી પાછળથી ખેંચીને બાંધવામાં આવતી હતી. તે પર કપર્દીએ એક દોહાનો પૂર્વાર્દ્ધ કહ્યો અને તેજ વખતેજ હેમચંદ્રે તેની પૂર્ત્તિ કરી કેઃ—

સોહગ્ગીઉ સહિ કંચુયઉ, જુત્ત ઉત્તાણુ કરેઇ
પુટ્ઠિહિં પચ્છઈ તરુણિયણુ, જસુ ગુણ ગેહણુ કરેઈ.

અર્થ—સુહાગણીને ( યા સુહાગ-સૌભાગ્યને ) પણ સખીઓ કંચુક-કાંચળીથી યુક્ત-સાથે ઉત્તાન (ઉંચો) કરે છેઃ જેના તરૂણિજન પીઠ પાછળથી ગુણ ગ્રહણ કરે છે. જેના ગુણોનું પાછળથી ગ્રહણ (કથન) કરવામા આવે તે અવશ્ય ઉંચો ( મોટો ) હોય છે. અહીં ગુણ પર શ્લેષ છે. (૧) ગુણ એટલે દોરો અને (૨) ગુણ એટલે સદ્‌ગુણ.

—સોહગ્ગીઉ-સૌભાગ્યવતી પણ-સુહાગણ. હિં-સુહાગન. પુટ્ઠિહિં-પીઠથી, પુટ્ઠ ( પૂંઠ ) થી સં. પૃષ્ઠ. ઋની ઉ શ્રુતિપર ધ્યાન રાખવું. પીઠ પાછળ-હિં. પીઠ પીછે, રાજસ્થાનીમાં રૂઢિ પ્રયોગ પૂઠ પીછે વપરાય છે. પચ્છઇ-પછી-પાછળ. મારવાડી પાછે. કરેઇ-કરે.

(૨૭). સોરઠના બે ચારણ 'દુહાવિદ્યા'માં સ્પર્ધા કરતા અણહિલપુર પાટણમાં આવ્યા. શરત એવી હતી કે જેની રચનાની હેમચંદ્ર વ્યાખ્યા કરે તે બીજાને હારેલો સમજે. હેમચંદ્ર મળતાં એક એ સોરઠો બોલ્યો કેઃ—

લચ્છિવાણિ મુહકાણિ ઇયઇ ભાગી મુહ ભરઉ
હેમસૂરિ અચ્છીણિ જે ઇસરતે તે પંડિયા.

**પાઠાંતર**—પયઈ, મરઉ, સૂરિઆ છાણિ.

**અર્થ**—આ ભાગી ( ભાગ્યશાલી હેમચંદ્ર ) તું મુખ લક્ષ્મી અને સરસ્વતી બનેના મુખથી ભરેલું છે, એવા હેમસૂરિ જેના પર છાના છાના કંઇક પ્રેમ કરે છે તે પંડિત થઈ જાય છે.

આ અર્થ કંઇક ખેંચીને કર્યો છે કારણ કે સોરઠો સ્પષ્ટ નથી. શાસ્ત્રીએ એક પાઠાંતરનો જૂદો અર્થ આપ્યો છે કે જે તદ્દન અવળો છે.

'લક્ષ્મી કહે છે કે એ યતિ ( એ યઈ ) વાણીને મુખમાં રાખનારો છે, તેથી ( શોકની અદેખાઇથી ) હું મરૂં છું, તો હેમસૂરિથી છાની ( હેમસૂરિ આ છાણિ ) તે ભાગી ગઇ, તેથી જે ઇશ્વર (સમર્થ) છે તે પંડિત છે, પંડિત લક્ષ્મીવાન્ નહી.'

**લચ્છિવાણિ મુહકાણિ**—મુખક ( સં.)=પ્રભૃતિ, આદિ. **એયઇ**—એ, એવો **ભરઉં**-ભર્યું-ભરેલું, **ઈસિરતે**-ઇષદ્ રતે ? (સં.) કંઇ પણ પ્રેમ કરતાં, **છાણ્ણિ**-(સં. છન્ન છાદ્ય ?) છાનાં-ગુપ્ત રીતે; રાજસ્થાની-છાને.

(૨૮). આ ચારણ તો બેસી ગયો. એટલામાં કુમારપાલ વિહારમાં આરતીના વખતે મહારાજ કુમારપાલ આવ્યા અને તેણે પ્રણામ કર્યા એટલે હેમચંદ્રે તેની પીઠ પર હાથ રાખ્યો. આટલામાં બીજો ચારણ બોલ્યોઃ—

હેમ તુહાલા કર ભરઉં, જાહ અચ્ચંભૂ રિદ્ધિ,
જેવં પહ હિઠા મુહા, તાંહ ઊપહરી સિદ્ધિ.

**પાઠાંતર**—જિંહ અચ્ચુ પુયરિદ્ધિ, જે ચપહ હિઠ્ઠા મુહા તીહ ઉખહરી સિદ્ધી.

**અર્થ**—હે હેમ ! તમારા હાથ જેના પર ભરો-રાખો તેની તો અચંબો થાય તેવી રિદ્ધિ થાય છે અને જેનું મોં નીચે હોય છે ( યા જે નીચા મોંથી ( આપનાં પગ ) દાબે છે ) તેને આપે સિદ્ધિની ભેટ કરી. આ અર્થ શાસ્ત્રી અને ટૉની એ બંનેના કરતાં જૂદો છે અને તેઓના અર્થ સંતોષદાયક નથી. ચારણ કુમારપાલની અચબો ઉપજાવે તેવી સંપત્તિને, હેમચદ્રની પીઠ પર હાથ રાખવો અને સિદ્ધિની ભેટને નીચા મોંથી પગમાં પ્રણામ કરવાનું કારણ માને છે. આ વિરોધાભાસ પણ હોઇ શકે છે કે મોં નીચું અને સિદ્ધિ ઉંચી ( ઉપહરી ). કવિની આ ઉક્તિ પર રાજા પ્રસન્ન થયો અને તેનો દોહો ફરી ફરી બોલાવરાવ્યો. ત્રણ વાર બોલીને ચારણે, શિવાજી પાસે ભૂષણની પેઠે, અધિરાઇથી કહ્યું કે શું દરેક પાઠના લાખ આપશો ? રાજાએ ત્રણ લાખ આપ્યા. આ

કહાણી અધૂરી છે, હેમચંદ્રે કોઇને વખાણ્યો નહિ. બનેની હોડનું શું થયું તે જણાવ્યું નથી.

તુહાલા—તમારા, પંજાબી તુહાડા, જુઓ નં. ૧ **જાંહ**–જેમાં, જ્યાં **અચ્ચંભૂ**–અત્યદ્‌ભુત–જુઓ નં. ૬ અને ૧૩ જે **ચંપહ**–જે ચંપાવે છે (પગને) પગચંપી કરાવે છે. રાજસ્થાની–પગચંપી. **જેવ**–જેના **પહ**–પગમાં **હિટ્ઠે**–હેઠા–નીચેના. જુઓ નં. ૨૧. **ઊપહરી**–ઉપહાર દેવાયેલી (સં. ઉપહૃતા) અથવા ઉપરની, ઉંચી.

(૨૯). જ્યારે કુમારપાલ શત્રુંજય તીર્થમાં ગયો ત્યારે ત્યાં એક ચારણને પ્રતિમા સમક્ષ નીચેનો સોરઠો નવ વાર બોલતાં તેને નવ હજાર આપ્યા.

ઇક્કહ ફુલ્લહ માટિ દેઅઇ સામી સિદ્ધિ સુહુ
તિણિ સિઉં કેહી સાટી ભોલિમ જિણવરહ.

**પાઠાંતર**—દેવઇ સિદ્ધિ સુહુ...કેહિ સાટિ કટિ(રિ ?), રે ભોતિ ( લિ ? )મ, તિણિસિઉં.

**અર્થ**—એકજ ફુલને માટે સ્વામી સિદ્ધિસુખ ( અથવા સર્વ સિદ્ધિ ) આપે છે, તે પ્રમાણે (તેથી) હે જિનવર ! આપ શા માટે ( એટલા ) ભોળા છો ? યા જિનવરનું આટલું ભોળપણ કેમ છે ?. ટૉનીએ 'તિણિસઉં'નો અર્થ કર્યો છે કે ' આ નિશ્ચિત છે (તન્નિશ્ચિતં ! ) આ માટે જિનવરને કદી પણ ન ભૂલી જાઓ.

**માટિ**—માટે. આ શબ્દ ગૂર્જરાતીમાંજ વપરાય છે. હિં. માં લિયે, ખાતિર એમ જૂદા શબ્દ છે. **તિણિ સિઉં**–તેથી (આ કારણથી) ( સં. તન્નિશ્રયા–શાસ્ત્રી ) તે પ્રકારે. **કેહી સાટી**–કેના સાટે–માટે. સાટે, સટે ગૂજરાતીમાં વપરાય છે દેખો નં. ૫ કેને બદલે. **ભોલિમ**–ભોળપણ

(૩૦). કુમારપાલનો ઉત્તરાધિકારી અને ભત્રીજો અજયપાલ ઘણો નિર્દયી હતો. જૈનોપર જેટલી તેના પૂર્વજોએ ભલાઇ કરી હતી તેટલો અત્યાચાર તેણે કર્યો હતો. તેણે ચુટી ચુંટીને વિદ્વાનો ને પ્રધાનોને માર્યા.

પંડિત રામચંદ્રે સો ગ્રંથ બનાવ્યા હતા તેને તપેલા તાંબાપર ચંઢાવી દીધા. નીચેનો દોહો કહી દાંતથી પોતાની જીભ કાપી વેદનાથી તેઓ મરણ પામ્યા.

મહિવીઢહ સચરાચરહ, જિણ સિરિ દિહ્ણા પાય
તસુ અત્થમણુ દિણેસરહ, હોઉત હોઇ ચિરાય.

**પાઠાંતર**—જિણિ સિરિ દિન્ના, દિણસરસ્સુ, હોઇતુ હોહુ, વિરાય.

અર્થ—મહી-પૃથ્વીના પીઠ પર જેણે સચરાચર સર્વ (ભૂમંડલ)ના માથે પગ મૂક્યો તે દિનેશ્વર (સૂર્ય)નો અસ્ત થાય છે; જે થનારૂં તે લાંબે કાળે પણ થાય છે.

**મહિવીઢહ**—મહીપીઠ ( માં અથવા ના ) 'પીઢા-સં. પીઠ. હિં. પીઢા. **સચરાચરહ**-માં અથવા ના **જિણ સિરિ દિહ્ણા પાય**-શાસ્ત્રીએ એવો અર્થ કર્યો છે કે જેણે શ્રા પ્રાયઃ આપી (!) **તસુ**-તેને **અત્થમણુ**-સં. અસ્તમન આથમવું. આથમણી દિશા ( પશ્ચિમ દિશા ). રાજસ્થાની આંથુણી. **હોઉત**-ભવિતવ્ય. ચોથા ચરણનો અનુવાદ ટૉનીએ કર્યો છે કે ' થવું પડે છે અને ઘણાં કાળ સુધી થશે '

(૩૧). સિદ્ધસેન દિવાકરને કેતલાસર ગામ જતાં એક વૃદ્ધવાદી મળ્યો; તેણે રોકી કહ્યું ' મારી સાથે વાદ કરો ' સિદ્ધસેને કહ્યું નગરમાં ચાલો ત્યાં પુરવાસી મધ્યસ્થ હશે. વૃદ્ધવાદીએ કહ્યું આ ગોવાળીઆજ સભ્ય છે તેઓજ નિર્ણય કરી આપશે. સિદ્ધસેને સંસ્કૃતમાં કંઇક કહ્યું પણ વૃદ્ધવાદીએ એક ગાથા કહી કે જે સાંભળી ગોવાળીઆએ કહ્યું કે તમે જીતી ગયા, બીજું કંઇ તે જાણે નહિ. તે ગાથા આ છે કેઃ—

નવિ મારીયઇ નવિ ચોરીયઇ પરદારગમણ નિવારીયઇ
થોવા વિહુ થોવં દાઇયઇ ઇમ સગ્ગિ ટગમગુ જાઇયઇ.

અર્થ—મારીએ ( હિંસા કરીએ ) નહિ, ચોરીએ નહિ, પરદારગમન-પરસ્ત્રીગમન નિવારીએ-છોડીએ, થોડાથી પણ થોડું દાન દઇએ-એમ સ્વર્ગમાં ટગુમગુ ( ઝટપટ ) જઇએ.

બીજો પ્રસંગ એ છે કે એક સમય હેમચંદ્રે કપર્દિ મંત્રીને પૂછ્યુ કે તારા હાથમાં શું છે? તેણે જવાબ આપ્યો કે 'હરડઇ' (=હરડે). એટલે હેમચંદ્રે પૂછ્યું કે 'શું હજુ પણ?' કપર્દીએ તેમનો આશય સમજી કહ્યું કે નહીં, હમણાં શા માટે? અતથી આદિ થઈ ગયો ને માત્રા (ધન)માં વધ્યો. હેમચંદ્રજી તેની ચાતુરીપર ઘણા પ્રસન્ન થયા. પછી સમજાવ્યું કે મેં 'હરડઇ' નો અર્થ 'હ રડઇ' એટલે હ અર્થાત્ હકાર રડે છે એમ લઇને પૂછ્યું હતું કે શું હકાર હજુ પણ રડે છે? કપર્દીએ ઉત્તર આપ્યો કે પહેલાં તે વર્ણમાલામાં છેલ્લો હતો, હવે આપના નામમાં પ્રથમ વર્ણ થયો અને તે એકલો હ ન રહ્યો પણ સાથે 'એ'કારની માત્રા વાળો થયો—તેથી હવે શા માટે રડે?

૨૩૬. આ પ્રબંધચિંતામણિમાંથી ઉતારેલાં અવતરણો વગેરેમાં જે ઐતિહાસિક વાતોનો ઉલ્લેખ કર્યો છે તેના સમય સમજવા માટે તેના સંવત્ અત્ર જણાવવામાં આવે છેઃ—

વિ. સં. ૯૫૦ થી ૧૦૦૦ માં રાજશેખરનો લખેલો અપભ્રંશ, ભૂત ભાષા—પૈશાચી, અને શૌરસેનીનો દેશવિન્યાસ; સં. ૧૦૨૯ થી ૧૦૫૦ વચ્ચેના સમયમાં પરમાર રાજા મુંજનો રાજ્યાભિષેક, સં. ૧૦૫૦ થી ૧૦૫૪ ની વચમાં મુંજનું મૃત્યુ, અને ભોજનો રાજ્યાભિષેક—સં.

---

પાપક્ષય કોઇ વિશેષ પ્રકારના હારની સંજ્ઞા હતી કારણ કે સિદ્ધરાજ જયસિંહનો પિતા કર્ણ (ભોગી કર્ણ) જ્યારે સોમનાથનાં દર્શન કરવા ગયો હતો ત્યારે પ્રતિજ્ઞા કરી હતી કે પાપક્ષય હાર, ચંદ્ર, આદિત્ય નામનાં કુંડલ અને શ્રી તિલક નામનાં અંગદ (બાજુબંધ) પહેરી દર્શન કરીશ. (ઉક્ત પ્રબંધ પત્ર ૪ પૃ. ૨) 'સેડઉ'ના અર્થમાં સંદેહ રહે છે પરંતુ કુમારપાલના રાજતિલકનું વર્ણન તેજ પ્રબંધમાં (પત્ર ૩૪ પૃ. ૧) છે તેમાં એક સ્પષ્ટ પંક્તિ બીજી છે કે 'मुक्तानां सेतिका क्षिप्ता तस्य शीर्षे सफल्पिका (?) संजाता राज्ञः समग्रैश्वर्यं वृद्धिं सूचयतिस्म'—અહીં 'સેતિકા' નો સેર એ, અર્થ હોઇ શકે છે. સંભવિત છે કે આ અર્થ 'સેડઉ'નો પણ હોય. (ગુજરાતીમાં છડો એ 'સેડઉ' ઉપરથી થયો હોય એમ ચોક્કસ રીતે લાગે છે. મો. દ. દે.)

૧૦૩૬ માં મૂળરાજ સોલંકીના હાથે કચ્છના રાજા લાખા ફૂલાણીનું માર્યા જવું. સં. ૧૧૫૦ માં સિદ્ધરાજ જયસિંહનું ગાદી પર બેસવું. સં. ૧૧૫૦ થી ૧૧૯૯ સુધીમાં કોઇપણ સમયે–સં. ૧૧૬૨ (?) માં આભીર રાણા નવઘનનું મૃત્યુ. સં. ૧૧૯૯ સિદ્ધરાજ જયસિંહનું મૃત્યુ ને કુમારપાલનો રાજ્યાભિષેક. સં. ૧૨૩૦ માં કુમારપાલનું મૃત્યુ. સ. ૧૧૫૦ થી ૧૨૩૦ ની વચ્ચમાં–મોટો ભાગ સિદ્ધરાજના સમયમાં હેમચંદ્રના વ્યાકરણની રચના. સં. ૧૨૪૯ માં પૃથ્વીરાજનું મૃત્યુ અને સં. ૧૩૬૧ માં પ્રબંધચિંતામણિની રચના.

## પ્રકરણ ૬ ઠું.

### પ્રાચીન [૩૬] ગૂજરાતી સુભાષિતો.

૨૩૭. સ્વ૦ ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલ એમ. એ. નો આ નામનો લેખ ૧૯૧૪ ના મે માસના 'સાહિત્ય'માં પ્રકટ થયો છે, તે અત્ર આપવામાં આવે છે.

૨૩૮. અંગ્રેજીમાં સારા ચુટી કાઢેલા ગદ્ય તથા પદ્યોના સંગ્રહો ઘણાક બહાર પડેલા છે. સંસ્કૃતમાં પણ આપણા પ્રાચીન વિદ્વાનોએ સારા સારા શ્લોકોના સંગ્રહ ગ્રંથો રચેલા છે જેમાં શાર્ઙ્ગધરની પદ્ધતિ, વલ-

---

[૩૬] જૂની ગૂજરાતી તથા મારવાડી ભાષાના અથંગ અભ્યાસી ઇટાલીના ડા. એલ. પી. ટેસીટોરી જેમને બંગાળાની એશીયાટીક સોસાઇટીએ પોતાના સંગ્રહના મારવાડી તથા ગૂજરાતી પ્રાચીન ગ્રંથોનું સંશોધન કરવા બોલાવેલા હતા તેઓએ તેમના " Notes on the grammar of the Old Western Rajasthani with special reference to Apabhramsa and to Gujarati and Marwari " નામના Indian Antiquary Feb 1914 માંના લેખમાં આ ભાષાનું Old Western Rajasthani એવું નામ આપેલું છે.

ભની સુભાષિતાવલી, અમિતગતિનો સુભાષિતસંદોહ અને શ્રીધરદાસનું સદુક્તિકર્ણામૃત એ મુખ્ય છે. પ્રાકૃત ભાષામાં હાલની ગાથાસપ્તતિમાં જૂદા જૂદા પુરૂષ તથા સ્ત્રી કવિઓની ગાથાઓ ભેગી કરેલી છે. આપણું પ્રાચીન ગૂજરાતી સુભાષિતોનું જ્ઞાન બહુજ મર્યાદિત છે. જે થોડાંક સુભાષિતો મળેલાં છે તે પ્રબધચિંતામણિ, કુમારપાળ પ્રબધ વગેરે ગ્રંથોમાંથીજ છે; પરતુ નીચે આપેલા ગ્રથો ઉપરથી જણાશે કે પ્રાચીન ગૂજરાતી સુભાષિતોના સગ્રહગ્રથો છે. આ સગ્રહગ્રથો એકલાજ ગૂજરાતીના નથી, પરંતુ તેમાં સંસ્કૃત પ્રાકૃત અને ગૂજરાતી એમ ત્રણે ભાષાઓની સૂક્તિઓ છે. આ સુભાષિતો સુભાષિતો તરીકેજ નહીં પરતુ પ્રાચીન ગૂજરાતી તરીકે ભાષાવિવેકશાસ્ત્રીને ગૂજરાતી ભાષાના વિકાસના નિર્ણયમાં ઉપયોગી થઈ પડશે.

૧. અંબડસ્થાનક સંસ્કૃત કવિતાબદ્ધ છે, પરંતુ તેમાં કેટલીક પ્રાકૃત ઉક્તિઓ આપેલી છે; આ ગ્રથના કર્તા મુનિરત્ન સૂરિએ બીજો ગ્રંથ સં. ૧૨૫૦ ૩૭માં રચેલો છે. પ્રતીક નવીન હોવાથી ભાષામાં ફેરફાર તથા અશુદ્ધિઓ લાગશે.

૨. સૂક્તાલિ સંસ્કૃત, પ્રાકૃત, અને ગૂજરાતી સૂક્તિઓનો સંગ્રહ છે. સંગ્રહ કર્તાનું નામ તથા રચનાનો સમય આપેલો નથી. પ્રતીક આશરે ૩૦૦ વર્ષનો જૂનો લાગે છે.

૩ ૧૬ મા શતકના અંતમાં લખાયેલા સિદ્ધચક્રમહિમસૂક્તના પાનામાંથી ગૂજરાતી સૂક્તો.

---

૩૭. અંબડ કથાનક સંવત ૧૨૫૦ ની આસપાસ રચાયલું છે; તેની અમે ખાતરી અસલ પુસ્તકો જોઇ કરી છે. આટલી જુની જૈન ગુર્જરાતી(?)ના નમુના ઘણા કીમતી થઇ પડશે એમ અમારૂં માનવું છે. તે વખતની હિંદુ ગુજરાતી આથી કાંઇક સહેજ જુદી પડતી હશે.(?)તો પણ સંવત ૧૨૫૦માં ગુજરાતી લખાણ કરવામાં આવતું હતું તે માત્ર આપણી ભાષાની ઉત્પત્તિના સમયનો નિર્ણય કરવામાં જરૂરની છે. ને તેટલા માટે. રા. દલાલે આ અજવાળામાં આણીને ગુર્જરાતી સાહિત્યની સારી સેવા બજાવી છે એમ અમે માનીએ છીએ.

તંત્રી 'સાહિત્ય.'

૪ મનઃસ્થિરીકરણ સ્વાધ્યાયની સં. ૧૫૬૪ માં લખાયેલી ભવ્યાક્ષરની પ્રતિના અંતે આપેલાં સૂક્તો.

૫ સૂક્તિઓના સંગ્રહનાં પાંચ પાનાં–આ પ્રતીકને તાડપત્રની પેઠે વચમાં કાંણું પાડેલું છે અને તે ૪૦૦ વર્ષ પહેલાનો લખાયેલો લાગે છે તેમાં સંસ્કૃત, પ્રાકૃત અને બહુ જૂની ગૂજરાતી સૂક્તિઓ છે.

૬ સુભાષિત પત્ર ૬–સંસ્કૃત પ્રાકૃત તથા ગૂજરાતી સૂક્તિઓ આશરે ૧૫૦ આપેલી છે. પ્રતીક ત્રણસેં વર્ષ જેટલો જૂનો લાગે છે.

૭ સુભાષિતનાં ૨–૮ પાનાં સંસ્કૃત, પ્રાકૃત અને ગૂજરાતી સૂક્તિઓ ઓછામાં ઓછાં બસેં વર્ષ જેટલો જૂનો પ્રતીક લાગે છે.

૮ સુભાષિત પત્ર ૫–ઉપરના જેટલોજ જૂનો.

૯ સૂક્તાવલી—સંસ્કૃત, પ્રાકૃત અને ગૂજરાતી સૂક્તિોનો સંગ્રહ પત્ર ૨–૯ સંગ્રહ કર્તા અજ્ઞાત છે. પ્રતીક લખ્યા સાલ સ. ૧૬૯૭.

૧૦ સુભાષિતોનાં પાનાં ૧૩ સસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતી. ૩૦૦ વર્ષથી પણ વધારે જૂનાં લાગે છે.

૧૧ એકલાં પ્રાચીન ગૂજરાતી સૂક્તોનું એક પત્ર તેમાં ૧૦૫ સૂક્તો છે. આ પાનું ઓછામાં ઓછું ૨૦૦ વર્ષ જેટલું જૂનું લાગે છે.

૧૨. છૂટક અસંબંદ્ધ પાનાં ૨૦૦ થી ૪૦૦ વર્ષ સૂધીનાં જૂનાં.

૨૩૯. આ સંર્વમાંથી આપણને આશરે બધાં મળીને ૫૦૦ સૂક્તો મળી આવશે. જૂદા જૂદા સંગ્રહોમાંથી એકજ સૂક્તના અથવા એકજ ભાવાર્થનાં સૂક્તોનાં જૂદાં પાઠાંતરો મળી આવશે.

**ઉદાહરણતરીકે** ૧ દિઠ્ઠાં જે નવિ આલવઇ પુછ્છિઇં કુસલ ન વત્ત ।
તાહં તણઇ કિમ જાઇઇ રે હીયડા નીસત્ત ॥
હસીય ન વયણે આલવઈ કુશલ ન પૂછઈ વત્ત ।
તહિ મંદિરિ નવિ જાઇઇ રે જીવતા નીસત્ત ॥

નં. ૧૦. ૩૦૦ વર્ષની જૂની પ્રતિમાંથી.
આની સાથે સરખાવો નં. ૧ ના અંબડ કથાનકમાંનું

નમી ન મૂકઇ બેસણું હસી ન પૂછઈ વત્ત ।
તેહ ધરિ કિમ ન જાઇએ, રે હઇડી નીસત્ત ॥ કિમ=કોઇ રીતે
૨ કે પઢીયા કે પંડીયા કે ગુરુઆ ગુણધીર ।
નારી તે નચાવીયા જે હુંઈ બાવનવીર ॥ (નં. ૧૦ માંથી)

આની સાથે અખંડ કથાનકમાંનું નીચેનું સરખાવો.

જે પઢિયાં જે પંડિયા જે જગ ઉપર વટ્ટ ।
તે મહિલાઇ ફેરીએ જીમ ફેરવઇ ધરટ્ટ ॥
૩ પાણી ઘણું વિલોઇઇ કર ચોપડા ન હુંતિ ।
નગ્ગુણ જણ સંદેસડઉ નિષ્ફલ હુંતિ નિ ભંતિ ॥

આની સાથે સરખાવો સૂક્તાવલિમાંનું

નિજીવહ ઉવએસડા મુહીઆ જતિ ન ભંતિ ।
પાણી ઘણું વિલોઇઇ કર ચોપડા ન હંતિ ॥
૪ પાપહ વેલા ઝડપડઉ ધમ્મહ મંદિય દેહ ।
આપણા પાંસઉ ચોરડી તઈં કિહ સિષી એહ ॥
જઈ ધમ્મખ્ખર સભલી અનુ નયણે નિદ્દ ન માઇ ।
વાત કરંતા માણુસહ ઝાબકિ રયણિ વિહાઇ ॥

સરખાવો સૂકતાલિમાંના ધર્મોધમના તથા પ્રમાદ ત્યાગનાં પ્રથમ સૂકતો.

૫ સાહસીઆં લચ્છી હવઇ નહુ કાયર પુરસાંહ ।
કન્નહ કુંડલ રયણમય કજ્જલ પાણિ નયણાંહ ।
સીહ સુયણ ન ચંદ બલુ તારાબલ નવિ રિદ્ધિ,
એકલ્લઉ સહસં ભિડઈ જિહિં સાહસ તિહિં સિદ્ધિ.
( નં. ૧૦ માંથી )

સરખાવો અંબડ કથાનકમાંના પ્રથમ બે સૂકતો. (કે જે નીચે આપ્યાં છે.)

આવાં ઉદાહરણો ઘણાંજ આપી શકાય પરંતુ વિસ્તારભયથી નહીં આપતાં તેવાં સૂકતો સરખાવી લેવાનું વાચકને સોંપીએ છીએ.

## ૨૪૦. અંબડ કથાનકમાંથી ઉદાહરણો.

**સાહસ** સાહાસીઆ[૧] લચ્છીર[૨] લહઇ[૩] નહુ કાયર[૪] પુરિસાણ ।
કાને કુંડલ રયણમઇ[૫], કજ્જલ પુણ[૬] નયણાણ[૭]
સીંહ ન જોઈ ચંદબલ,[૮] નવિ જોઈ ધણ ઋદ્ધિ ।
એકલડો બહુ આભિડઈ,[૯] જાં સાહસ તિહાં સિદ્ધિ ॥

**દૈવ** જન જાણઈ મન આપણઈ મન વંછિત પૂરે
દૈવ ભણેરે જીવડા, હું પુણ અવત કરેસું ॥

**સ્ત્રી** સ્ત્રી દીઠઈ મન મોહીએ, કિમ ન[૧૦] વેધીઈ વિલાસ ।
વાગુરિ[૧૧] હરિણ ઝબકીઇ, કિમ ન પડઈ તે પાસ ॥
જે પઢિયાં[૧૨] જે પંડિયા, જે જગ ઉપર વટ્ટ ।
તે મહિલાઈ ફેરીએ, જિમ ફેરવઇ ધરટ્ટ[૧૩] ॥

**બાલાની માતા તથા તરૂણીના નાથનું મૃત્યુ** કૂઆ[૧૪] કુંઠઉ મ પડઉ, મ પડઉ, બલીઆ[૧૫] વાહ ।
મ મરૂ બાલા માવડી, તરૂણીકેરો નાહ[૧૬] ॥
કૂઆ કુંઠઉ વલી હોઇ, સહીં હો સઇ બલીઆ વાહ ।
મ મરૂ બાલા માવડી, તરૂણીકેરો નાહ ॥

**મૃત્યુ** ઉગી ઉગી બાપડી, મુહ ઢંકી મન રોઇ ।
જુ[૧૭] જમ લાંચઇ ફિરઇ તુ, કિરંલ ન મરઇ કોઇ ॥

**સત્કાર** નમી ન મૂકઇ બેસણું, હસી ન પૂછઇ વત્ત[૧૮] ।
તેહ ઘરિ કિમ ન જાઇએ, રે હઇડા નિસત્ત[૧૯] ॥

**સ્નેહિવિયોગ** સારસડા[૨૦] મોતી ચિણઇ, ચિણઈ તુ મેલ્હઈ કાંઇ ।

---

૧ સાહસિક. ૨ લક્ષ્મી ૩ પામે છે. ૪ નહિ કાયર પુરૂષો. ૫ રત્નમય. ૬ પુનઃ પણ. ૮ ચંદ્રમાનું બલ જ્યોતિઃશાસ્ત્રાનુસાર ૯ આથ સાથે ૧૦ વિલાસથી કેમ ન વેધાય ? ૧૧ મૃગબંધન ૧૨ ભણેલાં ૧૩ કુવાનો ઘરઘટ. ૧૩ કુવાનો કાંઠો ૧૪ બલવાનનો ઘોડો ૧૫ નાથ ૧૬ જો યમ લાંચે ફેરવાય તો ૧૭ વાત :૧૮ છાનું બેસી રહે ૧૯ સારસ મોતીચણે તો શું ચણેલા મોતી મૂકી દે છે ? વાલ્હા માણસ જો મલે તો શા વાસ્તે જુદા થાય ?

વલ્હા માણુસ જુ મિલઈ, તુ વિહડઇ કાંઈ ॥
રે વિહિ[1] માયુ[2] કિં પિતુ,[3] હજી[4] મનવંછિઅ દેઇ।
નેહે[5] બાધાં આણુસાં, મા વિછોહ કરેઇ ॥

રાગી અને રોગિની રાત — જણ[6] જાણઇ દિણ વત્તડી, પણિ રત્તડી ન વિહાય।
ઇકિ રાગીની રોગીથી, સહજ સરીષુમાય ॥

વાણી — વાણી જે તહ તણોઇ, વિસ[7] હરવિસ ઉત્તરઇ।
જેહ નઇ ભેઘા તેહિ, તેહ નર મોટા ઢાંઢસી (?) ॥
તાં ફણિદ ફણમંડપ માંડઇ, જાં પડઇ ગરૂડ તણઇ નવિ ફાડઇ।
તામ હસ્તિમદ માચત ગાજઇ, જામ કેસરિ નાદ નવાજે ॥

સુપુરૂષ વચન — ઉત્તર દિશિ ન ઉન્હઇ,[8] ઉન્હઇ તઉ વરસઇ[9] ॥
સુપુરિસ વયણુ ન ઉચ્ચરિઇં,[10] ઉચ્ચરઇ તુ કરઇ ॥

## ૨૪૧. સૂક્તાલિમાંથી ઉદાહરણો.

ધર્મોધમ — કમહ[11] વારિ પડવડુ, ધમહ[12] મંદીય દેહ।
આપણુ સરસી ચોરડી, તિ કિમ સિપી એહ ॥
જે જિણ ધમ્મહ બાહિરા, તે જાણે વાચારિ
ઉગી[13] ઉગી ખય ગયા, સંસારી સસારિ ॥
વરસહ[14] તે ગણિ દીહડા, જે જિણ ધમ્મહ સાર।
તિન્નિ[15]સયાઉણસઠ્ઠડી, ઇમ્હિઈ ગણઈ ગમારૂ ॥

---

૧ વિધિ ૨ માતા પિતા ૩ હજુ પણ ૪ તારા મનવંછિત પ્રમાણે આપું. ૫ સ્નેહથી બાંધેલા માણસોનો વિયોગ મા કર ૬ દિવસ વાતથી જાય પરંતુ રાત ન જાય રાગી અને રોગીની આવી સમાન દશા છે ૭ સાપનું ઝેર ઉતરે ૮ ઉષ્ણ થાય ૯ વરસે ૧૦ ઉચ્ચારે ૧૧ કર્મમાં ૧૨ ધર્મમાં, કર્મમાં ઝટપટ પરંતુ ધર્મમાં મંદદેહ. ૧૩ ઉગી ઉગીને અસ્ત થયા ૧૬ જિન ધર્મનો સાર જાણે છે તે વર્ષને દહાડા સરખા ગણે છે ૧૫ ગમાર વર્ષના ૩૫૯ દિવસ ગણે છે

ધણુ ચિંતિઉ તઉ ઉદ્યમકરિ, ધમેણુ ધન હોઇ
ધણુ ચિતતંઉ ઝુ મરિ, દુન્નવિ[૧] ઇક ન હોઈ
દીહા[૨] જંતિ વલતિ નહિ, જીમ ગિરિનીઝરણાઈ
[૩]લહૂઅલગિ જીવિ ધમ્મ કરિ, સૂઇ નચિંતઉં કાંઈ ॥
મોહ[૪] ન મેલ્હિ ઘરતણુ, જઈ શિરિ પલીઆ કેસ ।
વલી વલી જિણધમ્મહતણા, [૫]કો દેશિ ઉવએસ ॥
નિજીવહ ઉવએસડા, મુહી[૬]આ જંતિ ન ભંતિ ।
પાણી ઘણું વિલોઇઇ, કર ચોપડા ન હંતિ ॥
ભારે[૭] કમ્મા જીવડા, જઈ બુઝુંસિ તાં બુઝું ।
સર્વ કુટુંબં ષાઇસિ માથિ પડસિ તુઝું ॥
હાથ ઘસઈ ભુઈ[૮] આહણઇ, [૯]જીભિ તાલું દિન્ન ।
મરણહ વેલા સંભરઇ, મિ નહુ કીધુ ધ્રમ્મ ॥

**પ્રમાદત્યાગ.** જઇ[૧૦] ધમ્મખ્ખર સંભલિ, નયણે નિંદ ન માઇ ।
વત્ત કરતાં હે સહી રયણિ ઝબક વિહાઇ ॥
કમ્મેણય [૧૧] ઘર વત્તસી, ધમ્મેણુ ય પરલોઅ ॥
જહિ સૂતા રવિ ઉગમઈ, તિહિ નર આઉ તઉઅ ।

**વિધિ** જ વિહ[૧૨]કરઇ સ હોઇ હોઈ, ન જં જીઅ ચીંતવઇ ॥

---

૧ બેમાથી એક ૨ દિવસ જાય છે પાછા વલતા નથી, પર્વતના ઝરણાંની માફક ૩ લઘુ વયથી જીવ ધર્મ કર; નચિંતો કેમ રહે છે? ૪ ઘરનો મોહ ન મેલ્યો જો શિર ઉપર વાળ ધોળા થયા તો પણ ૫ કોણ ઉપદેશ આપશે? ૬ મુધા (ફોકટ) જાય છે. પાણી ઘણું વલોવીએ પરંતુ હાથ ચોપડા-ચિકાસવાળા થતા નથી. ૭ ભારે કમ્મી જીવ જો સમજે તો સમજ; સર્વ કુટુંબ ખાશે માથે પડશે તારે ૮ ભુમિ ૯ આઘાત કરે. ૧૦ જો ધર્મના અક્ષર સાંભળું તો નયનમાં નિદ્રા માતી નથી; હે સખી વાત કરતાં રાત ઝબકારાની પેઠે જતી રહે છે. ૧૧ જે વિધિ કરે છે તે થાયછે. નહિ કે જે જીવ ચીંતવે છે તે ૧૨ ઘેર શૂરા અને મઠને વિષે પંડિત પુરૂષો પૃથ્વીમાં માતાં નથી.

ઇમિં ચીતએલી, આહટ્ટ દોહટ્ટ કેલવઇ ।

ઉદ્યોગ — ષેડિમ ષુંટામાંહિ, ષૂટાવિણ ષીષિ નહિ ॥
સાહસ જુત્તઉ હલ વહઇ, દૈવહતણિ કપાલિ ।

ધરિ [1]શૂરા મઢિ પંડીઆ, પુહવિ પુરિસ ન મંતિ ॥
તે વિરલા જે સામિ [2]અહ, અવિસર નવિ ચુક્કંતિ ।

સજ્જન — જો ગુણવંતઉ સો નમઇ, નિગ્ગુણ ધટ્ટઉ થાઇ ॥
અવ[3]સિ નમંતાં ગુણ ચડઇ, ધણું કહંતઉ જાઇ ॥
સત્તય[4] સાયર પરિભમિઅ, સયલ મહી મિ દિઠ્ઠ
તાત પરાઇ જન કરઈ, સો મઇ કમહઇ ન દીઠુ ॥

ગુણદોષોક્તિ — લોઅ પરાયા કવ્વડા. કરઇજ સંત અસંત ।
દોષ પિચ્છઈ આપણા, જાહં ચ્છેહુ ન અંત ॥

[5]દૂજ્જણજણઅબ્બૂલવણ, જઇ સિંચહ અમીએણ ।
તુ અતિ કંટા વિંધણા, સારીરહગુણેણ ॥

નીચ — લૂણ[6]હ ધુણહ કુમાણુસહ, એ ત્રિહું એક સહાવ ।
જિહિ જિહિં કરઉ અવાસડઉ, [4]તિહિં તિહિં ભંજઇ[7]
ઠાઉ[8] ॥

ઉપકાર — ગુરૂઆ[9] સહજઇ ગુણ કરઇ, કારણ કિપિ મ જાણી ।
કરસણુ[10] સિંચિ સરભઠી મેહ કિમગ્ગઇ દાણ ॥

---

૧ સ્વામિનો ૨ ધનુષ, ૩ સાત સમુદ્ર ભમ્યો અને સકલ પૃથ્વી દીઠી, જે જન પારકી તતા કરે તે મેં કોઈ પણ ન દીઠો. ૪ દુર્જનજન રૂપી બનોળવનો અમૃતથી સીંચેતોપણ શરીરના ગુણથી કંટકના વિંધણ ૫ લૂણો ઊધઇ અને કુપુરૂષ ૬ આવાસ ૭ સ્થાન લાગે ૮ મોટા માણસો સહજે કંઇ પણ કારણ જાણ્યા વગર ગુણ કરે ૯ કરસણ કૃત્સ્ન સમગ્ર મેઘ શું દાન માગે છે ?

૨૪૨. સિદ્ધચક્રમહિમસૂકતોમાંથી ઉદાહરણો.

દૈવ, કર્મ અને પુણ્ય — અરિ[1] મન આપઉ ખચિ કરિ ચિંતા જાલિ મ પાડિ
ફલ તિત્તઉં પણિ પામીઇં, જિત્તઉં લહિઉ નિલાડિ ॥
[2]અચ્છી ભવંતર સંચીઉ, પુન્ન સમગ્ગલ જાસ ।
તસુ બલ મઇ તસુ સિરીઅ, તસુ તિહૂઅણુ જણદાસ ॥
કિંહા માલવ કિહાં સંખઉર કિહાં બબ્બર કિહાં નટ્ટ ।
સુરસુંદરિ નચ્ચાવીઈ, દૈવિહિ દલ વિમરટ્ટ ॥
ધણુ[3] જુવ્વણુ સુવિઅઢ પુણુ, રોગરહી નિત્ય દેહ ।
મણુ વણુહ મેલાવડઇ, પુન્નિહિ લબ્ભઇ એહ ॥
૪

૨૪૩. મનઃ સ્થિરીકરણ સ્વાધ્યાયના પ્રતીકના પ્રાંતેથી.

ઇંદ્રિયસંયમ — ઇંદિ [4] પંચ નવ સિકીઆં, લોભિ નિ દીધી અગ્નિ ।
મન માંકડ નવ મારીઉ, કિમ જાઇ જઈ સગ્ગિ ॥

પ્રમાદત્યાગ — દીહા [5]જતિ વલતિ નહૂ, જિમ ગિરિની ઝરણાઇં ।
લહૂઅલગઇ જીવ ધમ્મ કરઇ, સૂઈ નચિંતઉ કાંઈ ॥

આ પ્રમાણે દલાલનો લેખ પુરો થાય છે.

૨૪૪. ઉપસર્ગહરતોત્રનો પ્રભાવ બતાવનારી પ્રિયંકર નૃપની કથા વિશાલરાજ સૂરિ શિષ્ય સુધાભૂષણના શિષ્ય જિનસૂરે કરી છે તેમાં દેશી દુહા વગેરે ઉલ્લેખ કરી ટાંકયાં છે તેઃ—

" તાઈ તેલી તેરમો તંબોલી તલાર
પંચ તકારા પરિહરો પછે કરો વિવહાર.

તાઇ=વસ્ત્રતાનક, શાળવી; તેરમો-મોચી; તલાર=તલારક્ષ.

---

૧ હે મન ચિંતા જાલમાં મ પડ જેટલું લલાટમાં લખ્યું છે તેટલું ફલ પામીશ. ૨ જેને ભવાંતર સંચિત પુણ્ય સમૂહ છે તેને બલ મતિ લક્ષ્મી મળે છે અને તેનું ત્રણ ભુવન દાસ થાય છે ૩ ધન યૌવન સુવિદઢ પુન્ય, રોગ રહિત દેહ મન વર્ણનો મેલાવડો એ સર્વ પુણ્યે મળે છે, પાંચ ૪ ઇંદ્રીઓ રોકીનથી અને લોભને અગ્નિ દીધી નથી અને મનરૂપી માંકડ માર્યું નથી તો સ્વર્ગે કેમ જઇશ? ૫ સૂક્તાલિમાંના તેજ સૂક્ત સાથે સરખાવો.

બીજી રીતે:—

" તાઇ તેલી તેરમો, તરક તીડ સોનાર,
ઠગ ઠકુર અહિ દુર્જણહ, જે વિસસિ તે ગમાર.

" પડિવન્નું ગિરૂઆતણું નિરલેહવું નિરવાણ;
તુમે દેશાન્તર ચલ્લિયા અમ્હેં પણિ આગેવાન, ૪૦

" જિણિ દિણું વિત્ત ન અપ્પણું તિણિદિન મિત્ત ન કોઇ,
કમલહ સૂરિજ મિત્ત પુણ જલ વિણુ વયરી સોઇ ૪૧

" નખઈ નારિ તુરંગમહ મુત્તાહલ ખગ્ગહ
પાણી જાંહ ન અગ્ગલો ગયું ગિરૂઅત્તણ તાંહ.. ૪૫

કર્ત્તા પોતે 'આકાશવાણી આમ થઇ' એમ કરી કહે છે:—

એ બાલક ચિરજીવસેં, હોસેં ધનની કોડિ
સેવા કરસેં રાયસુખ સેવક પરિકર જોડિ ૫૪

ગૌરવ કીજે અક્ષવડી નવિ કો કીયાં ન રામ,
ગરથ વિહણા માણુસા ગાધહબૂચા નામ. ૬૨

અહ્ના ખંડા તપ કીઆ છતેં કીધાં દાન
તે કિમ પામે જીવડા પરભવિ ધન બહુમાંન ૬૪

રે મન ! અપ્પા ખંચકરિ ચિંતા જાલ મ પાડ
ફલ તેનું જ પામીઈ જેતું લિખ્યું નિલાડ. ૬૫

યતઃ મન તેતલું મ માગિ જેતું દેખ પરતણું
લિહીઆં લેખઇ લાગિ અણલિખ્યું લાભે નહીં. ૬૬

યતઃ અવસર જાણી ઉચિઅ કરી અવસર લહી મ ભૂલ્લિ
વાર વાર તું જાણજે અવસરિ લહિસિ ન મૂલ્લિ ૬૮

યતઃ છેહે દીઠે છેહ દીઆ મ દાખિસ આપણું,
કરિ બહુતેરો નેહ ઓછા તે ઉમટસેં. ૮૧

યતઃ રીહા જંતિ વલંતિ નહુ જિમ ગિરિ નિજ ઝરણાઈ
લહુઅ લગેં જીવ ધમ્મ કરિ, સુઇ નિચિંતો કાંઇ ? ? ૧૦૦

યતઃ અવરં સવ્વં દુહં જણાણ્ કાલંતરેણ્ વીસરઇ,
વલ્લહ વિઓગ દુકખં મરણેણ્ વિણા ન વીસરઇ ૧૦૫

યતઃ કે કપડપગિ લહ લહે કે કંચન નીરાશિ,
રાયમાન કેતા લહે કે ન લહે સાબાસિ ૧૧૮

યતઃ વિરલા જાણંતિ ગુણા વિરલા પાલન્તિ નિદ્ધણે નેહં
વિરલા પરકજ્જકરા પરદુકખે દુકિખયા વિરલા. ૧૪૨

યતઃ હાથી હાલેં હેક, લખ કૂતર ગલીએ લવે';
વડપણ્ તણે વિવેક, કદિ ન ખીજે કિસનીયા ! ૧૭૦

યતઃ ખજઝઇ વારિ સમુદ્દહ, ખજઝઇ પંજરિ સીંહ,
જઈ બદ્ધા કુણેં કહિઉં, દુજ્જણ્ કેરી જીહ ૧૯૨

"આગલિ જાતઃ કોટ જેહિં ન નામી દેવગુરૂ,
માથે વહેસે મોટ ભોજનનો સાંસો પડે. ૧૯૮

" વાવાણ્ા જણ્ ખુલ્લણ્ા નાહ ન કીજે રોસ,
નીકે કાપડ ખાયણું ચાંગે મા માણુસ રોસ. ૨૦૦

" વાર વહંતાં યામ તુ લે તુ પર ધનઢોર,
એ તિન્નિ વિમાસણ્ કરે, વેસા ચારણ્ ચોર. ૨૦૨

" મુંહતા વિણ્ રાજ જ કિસ્યું, રખવાલ વિણ્ પોલિ,
પતિ પાખેં નારી કિસી, પહિરણ્ વિણ્ કિસી મોલી ૨૧૭

મોલિ=મોળીયું.

" જીભેં સાચું બોલિજે રાગ રોસ કરિ દૂરિ,
ઉત્તમસું સંગતિ કરિ લાભે જિમ સુખ ભૂરિ. ૨૫૫

'જિણ્વર દેવ આરાહિઅ,' નમીય સહગુરૂ ભત્તિ,
સુધો ધમ્મજ સેવિઇ રહીઈ નિર્મલ ચિત્ત ૨૫૬

## ૨૪૫. વિશાલરાજસૂરિ શિષ્ય જિન (રાજ) સૂરિએ સંસ્કૃતમાં રચેલા ગ્રંથ નામે રૂપચંદ કથામાંથી ભાષાનાં સુભાષિતો.

જીભઈ સાચું બોલીઇં રાગ રોસ કરિ દૂરિ
ઉત્તમ સિઉં સંગતિ કરે લાભઈ જિમ સુખ ભૂરિ. ૭

---

જિહાં બાલક તિહાં પેખણઉં જિહાં ગોરસ તિહાં ભોગ
મીઠાં બોલા ઠાકુરાં ગામિ વસઈ બહુ લોક. ૩૬

---

નમુણી ખમણી સુગુણી બિહુ પખિ વંશિ વિશુદ્ધ
પુણ્ય વિણા કિમ પામીઈ કરિ ઘણુહી ઘરિ ભજ્જ. ૩૯

---

ઇકિ આંબા નઈ આકડા બિહું સરિખાં ફલ હોઇ
નવગુણ એક શરીર નઇ હાથ ન વાહઇ કોઈ. ૫૫

---

બજઝઇ વારિ સમુદ્દહ બજઝઇ પજરિ સીંહ
જે બજઝી કુણહઇ નહી દુર્જણ કેરી જીહ. ૬૬

---

કર કંપઇ લોઇણિ ગલઈ બહુ રન્ન વલ્લી ભત્તિ,
જુવ્વણ ગયા જે દીહડા વલી ન ચડસિ હત્થિ. ૭૮

---

જિહાં સહાઈ બુદ્ધિ બલ હુઇ ન તિહાં વિણાસ
સૂર સવે સેવા કરઈ રહઇ આગલિ જિમ દાસ. ૯૮

---

ગોરખ જંપઇ સુણિનઈ બાબૂ, મગણ આપ પરાયા
જીવદયા એક અવિચલ પાલુ, અવર ધર્મ્મ સવિ માયા. ૧૦૨

પુત્ર મિત્ર હુઇ અનેરા ન રહઈ નારિ અનેરી
મોહઈ મોહા મૂઢા જંપઇ મહીયાં મેરી. ૧૦૩
અતિહિં ગહના અતિ અપારા સંસાર સાયર ખારા
બૂઝઇ બૂઝઈ ગોરખ બોલઇ સારા ધર્મ્મ વિચારા. ૧૦૪
કવણુહ કેરા તુરંગમ હાથી કવણુહ કેરી નારી
નરગિ જાતા કોઇ ન રાખઇ જોઓ હીઇ વિચારી ૧૦૫

---

ધર્મ્મ વિહૂણુ ન સુખ વિઆણિઇ, પરઘરિ પાણી ઇંધણુ આણુઇ
ખંડઈ દલઇ કરઈ કરિ લોડણુ, તહવિ ન પાવઈ કિંચિવિ ભોઅણુ. ૧૧૧

---

દમા (દ્રામ=પૈસો) એવ સુલખણા મણવંછિઅ પૂરંતિ
અછઈ પછીઆ પંડીઆ કચપચ કરી મરતિ. ૧૧૪

---

નેહો કહવિ ન કીજ્જઇ અહ કીજ્જઈ રત્ન કંબલ સારિખો
અણુવરઈ ધોવમાણો સહાવ રંગ ન છંડેઈ. ૧૨૬
નેહ માંહિ ખટુક્કડુ મુઝ મનિ ખરૂ સુહાઇ
મિરીચ મુક્કા બાહિરી ખંડન ખાણી જાઇ. ૧૨૭

---

દવ દદ્ધા ખડ પલ્લ વઈ, જિમ વુઠેણુ ઘણેણુ
વિરહ પલત્તહ માણુસહ, તિમ દિઠેણુ પિએણુ, ૧૪૯

---

બહુત ખરા ન બોલીઇ તાલૂ સૂકઈ જેણિ
એક જ અક્ષર બોલીઇ, બાંધ્યું છૂટઇ જેણિ. ૧૬૫

---

ખેડિમ ખૂંટા ટાલિ ખૂંટા વિણુ ખીંખઈ નહી
દૈવતણઈ કપાલિ સાહસ કેરૂં હલ વહઇ. ૧૭૩

સીહ ન જોઇ ચંદબલ નવિ જોઇ ધન રદ્ધિ
એકલ્લુ બહુ આભડઇ જાહા સારસ તાં સદ્ધિ. ૧૭૪

જેગલિ ગલઈ ઉઅરં અહવા ન ગલઈ ગલિત્તં નયણાઈ
અહવિ સમાકજજ ગઈ અણિણુ છછૂંદરી ગહાય. ૧૭૫

મરણહ કેરૂ કવણુ ભય, જેણીવટ્ટઈ જગ જાઈ
મન મઇલૂ ન સંબલૂ હીયડૂ તેણ ડોલાઇ. ૧૯૪

જિહાં બિપુરહ–મગ્ગડઉ તિહાં જીવ સંબલ લેઉ,
જિહાં ચઉરાસી ભવભમણુ, તિહાં વિલંબ કરે હ. ૧૯૫
ઉપર વાડઇ હાથ, ઝાબક દીસઈ યમ તણુ,
નવિ સબલ નવિ સાથ, ઘડીમાંહિં ગામંતરૂં. ૧૯૬
સુકૃત સંચિ કરિજ મરઇ તેતિણિ વારિ નિશંક
મરણહ બીહઇ બપડા, ધર્મજ મૂંકયા રંક. ૧૯૭

સૂકુ આંધુ ખડહડિઉ, તલઇ ખાધુ ઘણેણ
તુહઈ કોઇલિ સર કરઇ, તે આગલિ ગુણેણ. ૨૦૦

દિન જાઈ પણિ વત્તડી રત્તડી ન જાઈ
એક રાગી ની રેગીયા સહસિ સરીરાં માઈ. ૧
સહજિ કડૂઉ લીબડુ અણે કરી નિમિઠ
તે માણુસ કિમ વીસરઇ, જેહતણા ગુણ દીઠ. ૨
ઓછા તપ કઇ મઇ કીયા કઇ સર ફોડી પાલિ
દેવઈ ધર ઊદાલીઉં પહિલઇ યૌવન કાલિ. ૨૧૮
ચંદુ ચદન કેલિવન કુંકૂ કજજલ નીર
ઇક્કઈ કંતહ બાહરાં એતા દહિ સરીર. ૨૧૯

સજ્જન ચિત્તિ ન ઊતરઇ ગયા ચ મુક્ક ઉલાઇ,
મલ નવિ ચુહુટઈં કચણુહ જઇ વરસાંસઉ જાઇ. ? ૨૧૯

---

નેહ વિણ્ઠુઇ ગયગંમણિ, કિસિં જિ તાંણો તાણિ
ભાગુ મોતી જો જડઇ તો મન આવઇ ઠાણિ. ૨૫૦

---

માણુસ માહિં માઠાં બલ્યા સાચા નેહ સુજાણ
જઉ ફીજઇ જલ જૂજૂઆં તઉ તતક્ષણ છંડઈ પ્રાણ. ૨૫૨

---

વાઈ હાલઈ પાન તરૂઅર પુણ હાલઇ નહી
ગિરૂઆ એહ પ્રમાણ એક બોલઇ બીજા સહઇ ૨૫૯

---

નહી ન ભણીઇ લોઈ દીજઇ ઘોડા ઘોડિલૂં
ટીપઈ ટીપઈ જોઇ સરોવર ભરીઓ સમુદ્ર જમ. ૨૭૧

---

વિરલા જાણંતિ ગુણા, વિરલા પાલંતિ નિધ્ધણા નેહા
વિરલા પરકજ્જકરા પરદુખે દુખીઆ વિરલા. ૨૮૪

---

ગ્રહ અબલા વિહિ વંકડી દુજજણ પૂરઉ આસ,
આવિ દુહેલા ખધિ ચડિ જિમ સઉ તિમ પંચાસ. ૨૯૯

---

૨૪૬. આવાં સુભાષિતો, જે અનેક સુકતમાલાઓ યા સુક્તાવલીઓ જૈન સંગ્રહકારોએ એકત્રિત કરી છે તેમાંના તેમજ ગ્રંથકારોએ પોતાના ગ્રંથોમાં ઉલ્લેખેલાં છે તે સર્વ એકઠાં કરતાં પુષ્કળ મળી આવે તેમ છે. વિસ્તારભયથી અત્ર તે ન ટાંકતાં અહીં માત્ર વાનગી રૂપેજ ઉપર મુજબ થોડાં ટાંકવામાં આવ્યાં છે.

# વિભાગ છઠ્ઠો.

## અપભ્રંશ સંબંધી કેટલીક હકીકતો.

### પ્રકરણ ૧ લું.

#### અપભ્રંશ સંબંધી પ્રાચીન ઉલ્લેખો.

૨૪૭. મુખવ્યવહારની (બોલાતી) અને સાહિત્યવ્યવહારની (સાહિત્યવિષયક) અપભ્રંશ ભાષાના ઉલ્લેખો મળી આવે છે. પરંતુ તે માત્ર નાટયશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્ર પરના સંસ્કૃત ગ્રંથોમાં મળે છે. એમજ હોવું જોઇએ, કારણકે સંસ્કૃત નાટક પોતાની યોગ્યતા અનુસાર પોતાના સમયના સાંસારિક-સામાજીક જીવન પરજ પ્રકાશ નાંખે છે અને તેથી તેમાં ચાલુ બોલાતા રૂઢ પ્રયોગોને જરૂર માન્ય રાખી લેવાજ પડે. આનાં ઉદાહરણ તરીકે જુદી જુદી પ્રકૃતિનો ઉપયોગ કરવામાં આવે છે. સંસ્કૃત નાટકમાં જે તત્ત્વો છે તેના પર લખનારાએ પણ તેટલા માટે જૂદી જુદી પ્રાકૃતોનો ઉલ્લેખ કર્યો છે કે જે પ્રાકૃતોમાં અપભ્રંશ એ છેલ્લી અને વધુમાં વધુ ફેરફાર પામેલી ભાષા છે.

૨૪૮. (૧) પતંજલિ—વ્યાકરણ મહાભાષ્યનો પ્રતિષ્ઠિત રચનાર ઇ. સ. પૂર્વે બીજા સૈકામાં થયો અને આપણે જાણીએ છીએ ત્યાં સુધી ભાષાના સંબંધમાં 'અપભ્રંશ' એ શબ્દનો ઉપયોગ કરનાર તે પ્રથમનો સંસ્કૃત મહાન્ ગ્રંથકાર છે. પણ તેણે તેનો અર્થ એટલો જ કર્યો છે કે 'સંસ્કૃત શબ્દનો જે વિકાર-અપભ્રંશ ગામડીઆના મુખે થાય તે;' કારણ કે " **एकैकस्य हि शब्दस्य बहवोऽपभ्रंशाः तद्यथा। गौरिन्यस्य शब्दस्य गावी गोणी गोता गापोतालिकेत्येव मादयोऽपभ्रंशाः**—એક એક શબ્દના ઘણા અપભ્રંશ

છે. ઉદાહરણ તરીકે–જેમકે ગૌઃ એ શબ્દના અપભ્રંશો ગાવી, ગોણી, ગોતા, ગોપોતાલિકા વગેરે છે. અહીં અપભ્રશનો અર્થ એટલો જ થઇ શકે કે મૂળમાં ફેરફાર–વિકૃતિ–ભ્રષ્ટતા. આ ભરતના શબ્દ નામે 'વિભ્રંશ' યા 'વિભ્રષ્ટ' સાથે બરાબર સામ્ય ધરાવે છે. બંનેનો અર્થ ભાષાનું અમુક ખાસ રૂપ એટલોજ છે. તેથી કંઇ વધુ અર્થ નથી. 'અપભ્રશ' એ શબ્દને આભીરો સાથે હજુ સુધી લેવા દેવા નથી. તેમજ ત્યાર પછી જે તેનો લાક્ષણિક–વિશિષ્ટ અર્થ થયો તે અર્થમાં–એટલેકે લોકોની બોલી કે ભિન્ન ભિન્ન પ્રાકૃતોની પેઠે સાહિત્યનું વાહન–એ અર્થમાં અત્યાર સુધી વપરાયો નથી.

૨૪૯. (૨) **ભરત**—સંસ્કૃત નાટયશાસ્ત્રપર પ્રાચીનતમ ગ્રંથકાર છે. સંભવિત રીતે ઇ. સ. બીજી કે ત્રીજી સદીમાં તે થયો હોવો ઘટે. તેના નાટયશાસ્ત્રમાં તે પ્રાકૃતો સંબંધી વિવરણ નાટકમાં કેટલાંક પાત્રોના વિચારોના વાહન તરીકે ૧૭ મા પ્રકરણમાં કરે છે અને ૩૨ મા પ્રકરણના ૪૭ થી ૨૪૨ શ્લોકોમાં છંદોનાં નામો અને લક્ષણો ઉદાહરણો સહિત આપે છે કે જે લગભગ સમસ્તપણે પ્રાકૃતોમાં છે. ૧૭ મા પ્રકરણના ૫ માથી ૨૩ મા શ્લોક સુધીનો ભાગ પ્રાકૃતના ઉચ્ચારશાસ્ત્ર સંબધે છે.

ભામહ અને દંડીથી ને ત્યાર પછીના અપભ્રંશ જેને કહેવા લાગ્યા તેનો મૂળ ઉલ્લેખ દોઢ શ્લોકમાં છે[૩૮]:—

૨૫૦. 'નાટયયોગમાં તે ટુંકામાં ત્રણ પ્રકારે જાણવું:—૧ સમાન (સસ્કૃતમાં જેમ છે તેમ) શબ્દોથી, ૨ જે વિકૃતિ પામ્યા છે એવા વિભ્રષ્ટ શબ્દોથી અને ૩ દેશી શબ્દોથી"

૨૫૧. આ પછી અપભ્રષ્ટતાના નિયમો કે જે પ્રાકૃતોમાં લાગુ પડે છે અને સામાન્ય રીતે વૈયાકરણોએ આપેલા છે તેને મળતા આવે

---

૩૮ **त्रिविधं तच्च विज्ञेयं नाट्ययोगे समासतः ।**
**समानशब्दैर्विभ्रष्टं देशीमतमथापि वा ॥ १७-२**
**गच्छन्ति पदन्यस्तास्ते विभ्रमा(ष्टा) इति ज्ञेयाः ॥ १७-४**

છે તે આપ્યા છે. 'દેશી' એ શબ્દથી ભરત જે અર્થ કરે છે તે ૨૪ થી શ્લોકો આપેલ છે તે પરથી સ્પષ્ટ થાય છે૩૯:—

૨૫૨. 'આ રીતે પ્રાકૃત અને સંસ્કૃત જાણવું. હવે પછી આગળ હું દેશ ભાષાના ભેદ કહીશ.'—આ પરથી સ્પષ્ટ છે કે દેશ ભાષા સંસ્કૃત અને પ્રાકૃત બંનેથી જુદી પાડવામાં આવી છે અને તે ભાષા એજ હોઇ શકે કે જે જુદા જુદા દેશની ભાષા હોય. અને તેથીજ તેનું નામ દેશી આપ્યું. હવે તે ભેદ ખાસ કરીને એ રીતે જણાવ્યા કે૪૦:—

૨૫૩.—'અથવા ગ્રંથકારોએ (નાટકમાં) પોતાના છંદ-મરજી પ્રમાણે દેશભાષાનો પ્રયોગ કરવો, કારણકે નાટકમાં જૂદા જૂદા દેશમાંથી ઉત્પન્ન થયેલું કાવ્ય હોય છે.

૨૫૪ ત્યાર પછી તે સાત 'ભાષાઓ' જણાવે છે૪૧:—

—માગધી (મગધની) અવંતિની, પ્રાચ્ય (પુર્વની), શૌરસેની, અર્ધ માગધી, બાલ્હિકા અને દક્ષિણની. અને પછી કેટલીક વિભાષા-બોલીઓ જણાવે છે.૪૨

૨૫૫, (પૃથ્વીધર મૃચ્છકટિક પર લખતાં શબર અને સચર ને બદલે શકાર અને શબર પાઠ જણાવે છે, સચર એ દુર્બોધ શબ્દને તેથી ઉવેખવા માટેજ તેમ હોઇ શકે. માગધીમાં શકારીનો અંતર્ભાવ

---

૩૯ एवमेतत्तु विज्ञेयं प्राकृतं संस्कृतं तथा
अत ऊर्ध्वं प्रवक्ष्यामि देशभाषा प्रकल्पनम् ॥ १७-२४

૪૦ अथवा छन्दतः कार्याः देशभाषा प्रयोक्तृभिः ॥ १७-४६
नानादेशसमुत्थं हि काव्यं भवति नाटके ॥ १७-४७

૪૧ मागध्यवन्तिजा प्राच्या शूरसेन्यर्धमागधी ।
वाल्हीका दाक्षिणात्या च सप्तभाषा प्रकीर्त्तिताः॥ १७-४८

૪૨ शवराभीर चण्डाल सचर द्रविडोद्रजाः ।
हीना वनेचराणां च विभाषा नाटके स्मृताः ॥ १७-४९

વામાં હરકત નથી પણ સુદૈવે આ સંબંધે કેવળ અનુમાન પરજ તે વાતનો માત્ર આધાર રાખવા જેવું નથી રહ્યું, કારણ કે વિદગ્ધ-વાંગ્મય અને અન્ય આધાર પણ મળી રહે છે, કારણકે સં. ૮૩૫માં રચાયેલી કુવલય માલા છે તેમાં મુખ્ય દેશમાં સૌરાષ્ટ્ર ને લાટ દેશનો ઉલ્લેખ કરવા ઉપરાંત ગૂર્જર લોક ને તેમની ભાષાનો સ્પષ્ટ ઉલ્લેખ છે.—

ઘયલોણિય પુટ્ઠંગે ધમ્મવરે સધિવિગ્ગહે નિઉણે,

'ન ઉરે ભલ્લઉ' ભણિરે, અહ પેચ્છઇ ગુજ્જરે અવરે.

—પછી ગુર્જર લોકોને જોયા. એ લોકો ઘી અને માખણથી પુષ્ટ શરીરવાળા, ધર્મપરાયણ, સધિવિગ્રહમાં નિપુણ અને 'ન ઉરે ભલ્લઉં' એમ બોલનારા હોય છે.

વળી સાથે લાટપ્રદેશ કે જેનો હાલ ગૂજરાતમાં સમાવેશ થાય છે તેનો પણ ઉલ્લેખ છે કે;—

ણ્હાઓલિત્તવિલિત્તે, કયસીમતે સોહિયગત્તે

'અમ્હં કાઉ તુમ્હં' ભણિરે અહ પેચ્છઈ લાડે.

—પછી લાટના લોકોને જોયા—એ લોકો (માથામા) સેંથો પાડનારા, લેપન કરનારા, સુશોભિત શરીરવાળા અને 'અમ્હં કાઉ તુમ્હ' એમ બોલનારા હોય છે.

૩૨૪. કોઇપણ ભાષા પોતાનું સૌષ્ઠવ-પ્રૌઢપણું ઇત્યાદિ ગુણોથી અગર તે બોલનારાની ધાર્મિક સમજણથી શિષ્ટસમત થઇ હોય તો તેનુ રૂપાંતર થયા પછી તે સાથે તેમાં વાંગ્મય-સાહિત્ય ઉપજી શકે છે. ઉદાહરણ માટે સસ્કૃતની વાત કરીએ. સામાન્ય જનસમૂહની નિત્ય વ્યવહારની બોલવાની ભાષાની દૃષ્ટિએ જો તેનું અસ્તિત્વ વિક્રમ સંવત્ પૂર્વે ૭ સાત શતક ઉપર નષ્ટ થયું હતુ, છતાં પણ વિદગ્ધ વાંગ્મયની વાહક તરીકેની દૃષ્ટિએ જોતાં વિક્રમ સંવત્ પછી ૧૭-૧૮ શતક સુધી તે જીવંત રહી છે. બીજું એ છે કે વાંગ્મયમાંની ભાષાનું સ્વરૂપ નિર્માણકાલે જેવું હોય છે તેવુંજ પછી રહે એવી ખાત્રી કોઇ આપી શકે તેમ નથી. જુઓ જૂની કૃતિઓ યા મધ્યકાલીન કૃતિઓ—દાખલા તરીકે

નરસિંહ મહેતાની કૃતિઓ—તે શુદ્ધ થતી ગઇ, તેનાં જૂનાં, દુર્બોધ સ્વરૂપ બદલાતાં ગયાં અને અત્યારે જે પ્રભાતિયાં વગેરે તેનાં બોલાય છે ને જે સ્વરૂપે બોલાય છે તે સ્વરૂપ કંઇ નરસિંહ મહેતાનું સ્વપ્રણીત નથી. સાહિત્ય એ, ભાષાને નામશેષ કરવા દેતું નથી, પણ તે તેના ખરાં સ્વરૂપને માટે સાક્ષી પણ દઈ શકતું નથી. શિલાલેખમાં તેમ થતું નથી, પણ ગૂજરાતી તળપદમાં જૂના લેખ મળ્યા નથી,

૩૨૫. પાલિભાષા લઇએ. તેમાં ઈ. સ. પૂર્વે ૩ શતકથી પછી ઘણું સાહિત્ય થયું હવે જણાયું છે. બૌદ્ધ લોકોના પરંપરાગત વિશ્વાસ પ્રમાણે બુદ્ધ વચનો પર ઉભી કરેલી તે ગ્રંથભાષા છે. એટલે પાલિ અર્થાત્ જૂની પ્રાકૃત, બુદ્ધ સુધી પહોંચે છે. વિ. સં. પૂર્વે ૧૩૦૦ વર્ષ સુધી તેને લઈ જવાનો પુરાવો ઉપલબ્ધ નથી. અશોકના વખતમાં તેના કિંચિત્ બદલતા જનારા સ્વરૂપમાં શિલાલેખો લખાતા ચાલ્યા તે ઇ.સ. પછી એક શતક સુધી લખાતા ગયા. આ બે શતકોની વચમાંજ સંસ્કૃત શિલાલેખો ઝળકવા લાગ્યા અને પછી તે વધુ વધુ વધતાજ ગયા. એક બાજુ અશોક શિલાલેખોની પાલી અગર પ્રાકૃત બદલતી જઈને મહારાષ્ટ્રી, હિન્દી, ગૂજરાતી આદિ થઇ નવી ભાષા ઉત્પન્ન થતી ગઇ; બીજી બાજુ આ ભાષાઓ નવી હોવાથી તેને પ્રથમ પ્રકારનું મહત્ત્વ ન મળે તે સાહજિક છે, તેથી અને સસ્કૃત ઉપરના અભિમાનથી, તથા બૌદ્ધ ધર્મના ચાલુ કાળ પછી જાગૃતિ જોરથી થઇ થઈ તેથી, સસ્કૃતજ શિલાલેખોની ભાષા બની; પણ પ્રાકૃતની વૃદ્ધિ થતીજ ગઇ અને તેના પોતામાંજ જૂદા પ્રકારનું ( એટલે ધાર્મિક, રાજકીય નહિ ) કાવ્ય-સાહિત્ય થવા લાગ્યું.

૩૨૬. પૈશાચી ભાષામાં પહેલા શતકની બૃહત્કથા, સત્તસઇ, પાંચમા છઠ્ઠા સૈકામાં રાવણવહો, સાતમા સૈકામાં ગઉડવહો, ૧૦મા શતકમાં કર્પૂરમંજરી ઇત્યાદિ કાવ્યો, એવું દર્શાવી આપે છે કે ઇ. સ. પહેલા શતકથી ૧૦ મા શતક સુધી પ્રાકૃત ભાષા જોરમાં હતી. આ દરમ્યાન જૈન ગ્રંથકારોએ પણ અનેક પ્રાકૃત કાવ્યો અને કથાઓનું સાહિત્ય રચ્યું છે.

ધાર્મિક, શાસ્ત્રીય નહિ તો કાવ્યાદિ. ગ્રંથ સુદ્ધાં જો કે સંસ્કૃતમાં પૂર્વ પ્રમાણે થતા હતા, છતાં પણ જીવંત પ્રાકૃત ભાષાએ પોતાની ચળવળ છોડી નથી, એવું આ પરથી સિદ્ધ થાય છે. આ પછીનો કાળ તેજ હાલની દેશી ભાષાનો કાળ. ઇ. સ. દશથી બારમા શતક સુધી પ્રાકૃતમાં કાવ્ય થતાં હતાં (તેનું ઉદાહરણ હેમચન્દ્ર વગેરે). આનું કારણ, આધુનિક ભાષા ને કાળથી વધતી ગઇ અને વાંગ્મય-સાહિત્ય ભાષા થવાની પાત્રતા તેણે પોતાના અંગમાં આણી હતી.

૩૨૭ આ 'જૈન ગૂર્જરકવિઓ'ના પુસ્તકમાં કવિઓ અને તેમની કૃતિઓનો વિ. સં. તેરમી સદીથી પ્રારંભ કર્યો છે તેનું કારણ ઉપરથી સમજાશે. બારમા શતકથી તે પંદરમા સૈકાના મધ્ય સુધી અપભ્રંશ સાથે ગૂર્જર ભાષાનું સ્વરૂપ વધારે સંબંધ જાળવે જતું હતું, અને તેથી મારા મિત્ર સાક્ષરશ્રી અંબાલાલ બુલાખીરામ જાની બી. એ. તે સમયને 'અપભ્રંશ યુગ' એ આપવા દોરાયા લાગે છે. તેમણે ૩૦ મી એપ્રીલ ૧૯૨૯ ને રોજ નડિયાદમાં 'પ્રાચીન ગૂજરાતી સાહિત્યના કેટલાક ભ્રમો' એ પર મનનીય ભાષણ આપ્યું હતું તેમાંથી અત્ર ઉપયોગનો ભાગ નીચે પ્રમાણે છે.—

૩૨૮. 'અપભ્રંશ, પ્રાચીન અને અર્વાચીન એમ ત્રણ વિભાગોમાં ગૂજરાતી સાહિત્ય વહેંચાવા પામ્યું છે. વિક્રમ સંવત્ બારમા સૈકાથી ૧૪૫૦ સુધીનો અપભ્રંશ યુગ. ત્યારથી ૧૯ મા સૈકા સુધી પ્રાચીન સાહિત્ય યુગ; અને ત્યાર પછીનો અર્વાચીન સાહિત્ય યુગ છે. નરસિંહ મહેતાથી નાકર સુધીનું સાહિત્ય એ મિશ્ર સાહિત્ય છે. હમેશાં એક કોટી -યુગમાંથી બીજી કોટીમાં સંક્રાંતિ પામતું સાહિત્ય મિશ્ર હોઇ શકે; ન તે પ્રાચીન સંસ્કાર બધા ત્યજી શકે, કે ન તે નવીન પરિવર્તનના સંસ્કારો સર્વથા સંગ્રહી શકે. આવી સ્થિતિનું નરસિંહ-નાકર યુગનું મિશ્ર ભાષા સંસ્કારવાળું સાહિત્ય છે. છતાં તે પ્રાચીન સાહિત્યની કક્ષામાં ગણાય છે. કવિ દલપતરામે વિધાન બાંધ્યું હતું કે, જે ભાષા નરસિંહ મહેતાના વખતમાં હતી તેવીજ અત્યાર સુધી ચાલી આવી છે. એવો એક પક્ષનો મત છે, પરંતુ તે કેવળ ભ્રમજ છે.

૩૨૯. 'વળી નરસિંહ મહેતાને આદિ કવિ કહેવામાં આવે છે, પરંતુ તે પહેલાં પણ ગૂર્જર ભાષામાં કવિતાઓ લખવામાં આવતી હતી. જૈન અને જૈનેતર-બ્રાહ્મણ કવિઓએ ઘણુંક સાહિત્ય લખ્યું છે. (જૈન કવિઓ માટે જુઓ આ ગ્રંથમાં નોંધેલા કવિઓ અને તેમની કૃતિઓ.)

૩૩૦. ' આ ઉપરાંત ત્રીજો ભ્રમ એવો છે કે જૈનો અને બ્રાહ્મણોનાં સાહિત્ય જુદાં જુદાં ખીલ્યાં હતાં-પરંતુ સાહિત્યનો ઇતિહાસ લખાયા છતાં વિદ્વાનોએ તેમાં સાવધાની નહિ રાખવાથી એ ભ્રમો થવા પામ્યા છે."

૩૩૧. ઉપરના તેમજ બીજા અનેક ભ્રમો ગૂજરાતી ભાષા સંબંધે, તેના સાહિત્ય સંબંધે, તેમજ તે ભાષાની જનની અપભ્રંશ અને તેથી આગળ પ્રાકૃત સંબંધે ઉભા થવા પામ્યા છે, ને તે પૈકી કેટલાક તો ઉભા કરેલા તૂત છે. આ સર્વ આ લેખથી તેમજ આ પુસ્તકમાં ઉલ્લેખેલા કવિઓ અને તેમની કૃતિઓથી દૂર થશે અને સુજ્ઞ સાહિત્યરસિકો ભાષાવિવેકદૃષ્ટિથી યથાર્થ નિર્ણયોપર આવશે. વિશેષમાં તેઓ પ્રામાણિક પણે ઉંડા ઉતરશે તો તેઓ સ્પષ્ટ જાણી જોઇ સ્વીકારી શકશે કે જૈનોએ પ્રાકૃત, અપભ્રંશ અને દેશી-ગૂજરાતી આદિ ભાષાનું વાંગ્મય રચવામાં, ને ભાષાની રચનાનાં પ્રમાણભૂત પુસ્તકો પૂરાં પાડવામાં અને તેમનું સાહિત્ય સંગ્રહી જાળવી રાખવામા પ્રબળ ફાળો આપ્યો છે, અને તેમ કરી ભાષાને સૌંદર્યવતી, રસવતી અને સમૃદ્ધિશાલી બનાવી છે: આટલું સમજવામા સુજ્ઞોને આ નિબંધ તેમજ આ પુસ્તક નિમિત્તભૂત થશે તો તે તૈયાર કરવામાં મેં લીધેલો પરિશ્રમ સફલ થશે અને હું કૃતાર્થ થઇશ. પરમાત્મા સૌને શુદ્ધ બુદ્ધિ અને શુદ્ધ હૃદય અર્પો એજ પ્રાર્થના!

તવાવાલા બિલ્ડિંગ, લોહારચાલ<br>મુંબઇ-વિક્રમાર્ક ૧૯૮૨<br>ના જ્યેષ્ઠ સુદ ૯ શનિવાર.<br>તા. ૧૯-૬-૨૬.

વિનીત સાહિત્યસેવક

મોહનલાલ દલીચંદ દેશાઇ.

# જૈન ગૂર્જર કવિઓ.

## વિક્રમ તેરમી સદી.

### ૧ શાલિભદ્ર સૂરિ (રાજગચ્છ—વજ્રસેનસૂરિના પટ્ટધર.)

(૧) ભરતેશ્વર બાહુબલિ રાસ (સં. ૧૨૪૧ ફાગણ પંચમી.)

આદિ—

રિસહ જિણેસર પય પણમેવી, સરસતિ સામિણિ મનિ સમરેવી,
નમવિ નિરંતર ગુરૂ ચરણ,
ભરહ નરિંદહ, તણઉ ચરિત્તો, જે જગિ વસુહોંડઈ વદીતો,
બાર વરસિ બિહુ બધવહ.
હઉ હિવ એ ભણિસુ રાસહ છંદિહિ, તં જણમણહર મણ આણંદિઈ, ૧
ભાવિઈ ભવીયણ સાંભળઉં,
જંબુદીવિ ઉવઝા ઉર નયરો, ધણકણ કચણ રયણિહિં પવરો,
અવર પવર કિરિ અમરપુરો. ૨

* * * *

અંતે—

રાયહ એ ગછસિણગાર વયરસેણ સૂરિ પાટધર
ગુણગણહ એ તણઉ ભંડાર, સાલિભદ્ર સૂરિ જાણીઇ એ. ૨૦૩
કીધઉ એહ તીણિ ચરિતુ, ભરહ નરેસર રાસુ છંદિઈ
જો પઢઈ એ વસહ વિસોહિ (વદીત), સો નરૂ નિતુ નવનિહિ લહઇએ. ૨૦૪
સવત એ બાર એકતાલિ, ફાગુણ પચમિઈ એઉ કીઉ એ ૨૦૫

—પા. ૧૦. વિજયધર્મસૂરિ ભંડાર. વ. સે.

(૨) બુદ્ધિરાસ.

આદિ—

પણમવિ દેવિ અંબાઈ, પંચાણુણ ગામિણિ વરદાઈ
જિણ સાસણિ સાંનિધિ કરઈ સામિણિ,
સુર સામિણિ તું સદા સોહાગિણિ. ૧
પણમિય ગણહર ગોયમસામિ, દુરિગ પણાસઈ તેહનઈ નામિ,
વર્દ્ધમાન સામીનઉ સીસ, પ્રણમ્યાં પૂરઈ સયલ જગીસ. ૨
સહગુરવયણે સંગ્રહ કીજઈ, ભોલા લોક સીખામણ દીજઈ,
કેઈ બોલજ લોકપ્રસિદ્ધા, ગુરૂ ઉપદેસઈ કેઈ લદ્ધા. ૩

* * * *

અંતે—

સાલિભદ્ર ગુરૂ સંકલીય, એ સવિ ગુરૂ ઉપદેસ તુ,
પઢઈ ગુણઇ જે સાંભલઇએ, તેહ સવિ ટલઇ કલેસ તુ. ૫૩
(પાઠાંતર—ધરમ કરઉ સુધ ભાવસ્યું એ, અવિચલ સુખ લહેસિ ૬૨).

—સં. ૧૬૩૨ વર્ષે માગશિર વદિ ૧૪ ભોમે સ્તંભતીર્થે રાજચંદ્રેણ લિખિતં. પા. ૨-૧૪ ગુ. વિ.; ૩-૧૩ મો.

—ઉપાધ્યાય શ્રી મતિકીર્ત્તિ ગણિગજેન્દ્રાણાં શિષ્ય પ૦ મહિમાકુમારગણિ તત્ શિ૦ જયલાભેન લિલેખ. સુશ્રાવિકા પુણ્યપ્રભાવિકા રાજકુઅર પઠનાર્થં. આ. ક.

(૩) હિતશિક્ષા પ્રબુદ્ધ રાસ ડે૦ ડા. ૭૦ પ્રત ૧૨૦ (આ રાસ જોયો નથી. નામ પરથી અનુમાન થાય છે કે ઉપરનો બુદ્ધિરાસ ને આ રાસ એકજ હશે.)

---

## ૨ ધર્મ. (મહેંદ્રસૂરિ શિષ્ય.)

(૪) જંબૂસ્વામિ ચરિત (જંબૂસામિ ચરિય) સં. ૧૨૬૬.

આદિ—

જિણ ચઉવીસહ પય નમેવિ ગુરૂ ચલણ નમેવી,
જંબૂ સામિહિં તણઉં ચરિય ભવિઉ નિસુણેવી,

કરિ સાનિધ સરસત્તિ દેવિ જિમ રયં કહાણઉ,
જંબૂ સામિહિં ગુણ ગહણ સંખેવિ વખાણઉં. ૧

: : :

અંતે—

વીર જિણંદહ તીથિ કેવલિ હૂઉ પાછિલઉ,
પ્રભવઉ બાઇસારીઉ પાટિ સિદ્ધિં પુહુતુ જંબુ સ્વામિ,
જંબુસામિ ચરિત પઢંઈ ગુણંઈ જે સંભલઈ,
સિદ્ધિ સુખ અણંત તે નર લીલાહિં પામિસિઈં. ૪૦
મહિંદસૂરિ ગુરૂ સીસ **ધમ્મ** ભણઇહો ધામીઉ હ.
ચિતઉ રાતિ દિવસિ જે સિદ્ધિહિ ઊમાહીયા હ,
**બારહ વરસ સએહિ** કવિતુ નીપનૂ **છાસઠ્ઠઈ**.
સોલહ વિજ્જાએવિ દુરિય પણાસઉ સયલસંઘ. ૪૧

પ્ર૦ પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહ. (પા. ૩ પ્ર. કા.)

[મહેંદ્રસિંહ સૂરિ—(૧) અચલ ગચ્છમાં ધર્મઘોષ સૂરિના શિષ્ય અને સિંહપ્રભ સૂરિના ગુરૂ થઈ ગયા છે. જન્મ સં. ૧૨૨૮ દીક્ષા ૧૨૩૭ આચાર્યપદ ૧૨૬૩. મરણ ૧૩૦૯. તેમણે સં. ૧૨૯૪ મા શતપદિકા નામનો ગ્રંથ રચ્યો છે. (૨) બીજા મહેંદ્રસૂરિ હેમાચાર્યના શિષ્ય સ. ૧૨૧૪ માં થયા છે તેમણે હેમચંદ્રકૃત અનેકાર્થ સંગ્રહ પર અનેકાર્થ કૈરવાકર કૌમુદી નામની ટીકા રચી છે. આમાંથી આપણા કવિના ગુરૂ પહેલા—મહેંદ્રસિંહસૂરિ લાગે છે.]



## ૩ વિજયસેનસૂરિ. ( મહામાત્ય વસ્તુપાલના ધર્માચાર્ય.

નાગેંદ્રગચ્છના મહેન્દ્રસૂરિ-શાંતિસૂરિ—આનંદસૂરિ-અમરસૂરિ—હરિભદ્રસૂરિ શિષ્ય. તેમણે આબુપર વસ્તુપાલ તેજપાલે કરાવેલી નેમિનાથની પ્રતિષ્ઠાની

પ્રતિષ્ઠા સં. ૧૨૮૭ ફાગણુ વદિ ૩ રવિને દિને
કરી હતી.)

(૫) +રેવંતગિરિ રાસો (ગિરનાર પર્વત સંબંધી)

આદિ—

પરમેસર તિત્થેસરહ પયપંકય પણમેવિ,
ભણિસુ રાસુ રેવંતગિરે અંબિકદેવિ સુમરેવિ. ૧
ગામાગર પુરવણ ગહણ સરિ સરવરિ સુપએસુ,
દેવભૂમિ દિસિ પચ્છિમહ મણહર સોરઠદેસુ. ૨

* * *

અંત—

રંગિહિ એ રમઇ જો રાસુ સિરિ વિજયસેણિસૂરિ નિમ્મવિઉ એ,
નેમિ જિણુ તૂસઈ તાસુ અંબિક પૂરઇ મણિ રલી એ. ૨૦

[આ રાસને ૪ કડવમ્ (કડવા) છે. તે દરેકમાં અનુક્રમે ૨૦, ૧૦, ૨૨ અને ૨૦ કડીઓ છે. તે વડોદરા ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથ-માળામાં પ્રકટ થએલ પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહ એ પુસ્તકમાં પ્રકા-શિત થયો છે.]

# વિક્રમ ચૌદમી સદી.

---

## ૪ * વિનયચંદ્ર ( રત્નસિંહ સૂરિશિ. )

(૬) નેમિનાથ ચતુષ્પદિકા ( પ્ર. પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહ )

આદિ—

સોહગસુંદર ઘણલાવન્નુ, સુમરવિ સામિઉ સામલવન્નુ;
સખિ પતિ રાજલ ચડિ ઉત્તરિય, બાર માસ સુણિ જિમ
બજજરિય—૧
નેમિ કુમરૂ સુમરવિ ગિરનારિ, સિદ્ધી રાજલ કન્નકુમારિ—આંકણી.

× × × × ×

અંત—

પચ સખી સઈ જસુ પરિવારિ, પ્રિય ઊમાહી ગઈ ગિરિનારિ,
સખી સહિત રાજલ ગુણરાસિ, લેઇ દિખ પરમેસર પાસિ. ૩૯
નિમ્મલ કેવલનાણુ લહેવિ, સિદ્ધી સામિણિ રાજલદેવિ,
રયણસિંહ સૂરિ પણમવિ પાય, બારઇ માસ ભણિયા મઈ ભાય. ૪૦
—નેમિકુમરૂ સુમરવિ ગિરનારિ, સિદ્ધિ રાજલ કન્નકુમારિ—
ઇતિ શ્રી વિનયચદ્ર સૂરિકૃત નેમિનાથ ચતુષ્પદિકાઃ—

( આ ૪૦ ટુંકનું કાવ્ય છે, તેમાં બારમાસ લઇ દરેક માસે રાજેમતિ પતિવિરહથી કથન કરે છે એવુ કાવ્યમય વર્ણન કવિએ કરેલુ છે. આ કાવ્ય જૈનશ્વેતામ્બર કૉન્ફરન્સ હેરૅલ્ડમાં મુનિશ્રી જિનવિજયજીની નીચેની ફુટનોટ સહિત છપાયું છે. ( અક પુ. )

---

* આ આચાર્ય હતા. તેમણે સં. ૧૩૨૫ માં પર્યુષણા કલ્પસૂત્રપર નિરૂક્ત રચેલ છે. તેમના ગુરૂ રત્નસિંહ સૂરિ એ તપગચ્છમાં થયેલા સૈદ્ધાન્તિક શ્રી મુનિચંદ્ર સૂરિના શિષ્ય હતા ને વિક્રમ તેરમી સદીમાં વિદ્યમાન હતા. તેમણે ટીકા સહિત પુદ્ગલ ષટ્ત્રિંશિકા—નિગોદ ષટ્ત્રિંશિકા આદિ ગ્રંથો રચેલા છે.

## [ વિનયચંદ્ર ] ( રત્નસિંહ સૂરિ શિષ્ય. )

(૭) ઉપદેશ માલા કથાનક છપ્પય (ઉવએસમાલ કહાણય છપ્પય.)

આદિ—

વિજય નરિંદ જિણિંદ વીર હત્થિહિ વય લેવિણુ,
ધમ્મદાસ ગણિ નામિ ગામિ નયરિહિં વિહરઇ પણ,
નિયપુત્તહ રણસીહરાય પડિબોહણ સારિહિં
કરઇ એસ ઉવએસમાલ જિણવયણ વિયારિહિં
સય પંચઆલ ગાહા રયણ મણિકરંડ મહિયલિ મુણઉ,
સુહભાવિ સુદ્ધ સિદ્ધતસમ સવિ સુસાહુ સાવય સુણઉ. ૧

* * * *

અંતે—

ઇણિપરિ સિરિ ઉવએસમાલ કહાણય
તવ સંજમ સંતોસ વિણયવિજ્જાઇ પહાણય
સાવય સભરણત્થ અત્થપય છપ્પય છંદિહિ
રયણસીહ સૂરીસ સીસ પભણઇ આણંદિહિં
અરિહંતઆણ અનુદિણ ઉદય ધમ્મ મૂલ મત્થઇ હઉ
ભો ભવિય ભત્તિસત્તિહિં સહલ સયલ લચ્છિલીલા લહઉ. ૮૧.

—પ્ર. પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહમાં.

---

## [ અજ્ઞાત કવિ ]

(૭ક) +સપ્તક્ષેત્રિ રાસુ સ. ૧૩૨૭ માહશુદ ૧૦ ગુરૂ.

આદિ—

સવિ અરિહંત નમેવી સિદ્ધ સૂરિ ઉવઝાય,
પનર કર્મભૂમિ સાહૂ તીહ પણમિય પાય. ૧

× × ×

અંતે—

સંવત તેર સત્તાવીસઇ માહમસવાડઈ
ગુરૂવારિ આવી ય દસમિ પહિલઇ પખવાડઇ,
તહિ પૂરૂ હૂઉ રાસુ સિવસુખ નિહાણૂં
જિણ ચઉવીસઇ ભવીયણઇ કરિસિઇ કલ્યાણૂ. ૧૧૮
જાં સિસિ રવિ ગયણંગણિહિ ઊગઈ મહિમંડલિ,
તા વરતઉ એઉ રાસુ ભવિય જિણસાસણિ,
નિમ્મલ જ ગ્રહ નક્ષત્ર તારિકા વ્યાપઈ
જયવંતુ શ્રીસંઘ અનઈ જિણસાસણુ. ૧૧૯

—પ્ર૦ પ્રા. ગૂ. કા. સં.

---

## ૫ સોમમૂર્તિ.

### (૮) +જિનેશ્વર સૂરિ દીક્ષા વિવાહ વર્ણના રાસ–સં. ૧૩૩૧ પછી.

આદિ—

ચિંતામણિ મણિ વિ વિયત્થે સુહિયય ધરેવિણુ પાસ જિણુ,
જુગપવરૂ જિણેસર સૂરિ મુણિરાઉ થુણિસુ હઉ ભત્તિ
આપણઉ. ૧
ગુરૂ નિયહિયય કવહુ વરમોતિયં હારૂ સુગુરૂ જિણેસર સૂરિ–ચરિયં,
ભવિય જણુ જેણુ સા મુત્તિવર કામિણી, તુમ્હ વરણુમિ
ઉકકંઠિયએ. ૨.

\+ \+ \+

અંતે—

એહ વીવાહુલઉ જે પઢહિં જે દિયહિ ષેલાષેલિય રંગભરિ,
તાહ જિણેસર સૂરિ સુપસન્નુ ઇમિ ભણઈ ભવિય ગણિ
સોમમુત્તી ૩૩

આ ૩૩ ટૂંકનું પ્રાચીન કાવ્ય છે. નાયક ખરતરગચ્છીય જિનેશ્વર સૂરિની દીક્ષા દશવર્ષે ખેડાગામમાં જિનપતિસૂરિ પાસે લેવાઈ, અને મરણ સં. ૧૩૩૧ માં થયું. તે વખતે પટ્ટધર જિનપ્રબોધ સૂરિ થયા. આથી આ કાવ્ય સં. ૧૩૩૧ પછી તુરતમા રચાયેલ છે, [ અને તેથી તે સમયની ભાષાના નમૂનારૂપ છે. ] પ્ર. જૈ. ઐ. ગૂર્જર કાવ્યસંચય.

---

## ૬ જગડુ ( જિનેશ્વરસૂરિ શિ. )

### (૯) + સમ્યકત્વમાઈ ચઉપઈ સ. ૧૩૩૧ પછી.

**આદિ—**

ભલે ભણઉ માઈ ધુરિ જોઈ, ધમ્મહ મૂલુ જુ સમકિતુ હોઈ,
સમકિતુ વિણુ જો ક્રિયા કરેઈ, તાતઈ લોહિ નીરૂ ધાલેઇ. ૧

× × ×

**અંતે—**

હાસામિસિ ચઉપઈબંધુ કિયઉ, માઈતણઉ છેહુ મઈ નિયઉ,
ભણઉ આગલઉ કિંપિ ભણેઉ, જગડુ ભણઇ સંઘુ સયલુ ખમેઉ. ૬૨
શ્રીનંદઉ સમુદાધરિ રહઇ, નંદઉ વિહિ મદિરૂ કવિ કહઈ,
નંદઉ જિણેસરસૂરિ મુણિંદુ, જા રવિ ઊગઇ ઊગઈ ચંદુ. ૬૩
માઇ તણઉ અખસરૂ ધુરિ કિયઉ, ચઉસઠિ ચઉપઇયાબંધુ થિયઉ,
સુદ્ધઇ મનિ જે નર નિસુણતિ, અણંતસુખુ સિદ્ધિહિ પાવતિ. ૬૪

—પ્ર૦ પ્રાચીન ગૂ. કા. સંગ્રહ.

---

## ૭ પ્રજ્ઞાતિલક સૂરિ.

### (૧૦) + કચ્છૂલી રાસ. સં. ૧૩૫૩ કોરંટામાં.

**આદિ—**

ગણવઈ જો જિમ દુરીઉવિહડણુ, રોલનિવારણુ તિહુયણમંડણુ;
પણમવિ સામીઉ પાસ જિણુ,

સિરિ ભદ્દેસર સૂરિહિં વસો બીજી સાહહ વ નિસુ રાંસો, ધમીય રોલુ નિવારીઉ,
સગ્ગ ખંડુ જિમ મહીયલિ જાણું, અટ્ઠારસઉ દેસુ વખાણું ગોવલિ
ધન્નિ રમાઉલઉ,
અનલ કુંડ સભમ પરમાર રાજ કરઈ તહિ છે સવિચાર, આબૂ ગિરિવરૂ
તહિ પવરો.

× × ×

અંતે—

સાત્રીસઇ આષાઢિ લખમણ મયધર સાહુ સૂઓ
છયણી નયર મઝારિ આરિહંવણુઉ ભીમિ કિઓ,
કમલસૂરિ નિયપાટિ સઈ હાથિ પ્રજ્ઞાસુરિ ઠવીઓ,
ષમીઉ ષમાવીઉ જીવુ અણસણિ આવા સૂધુ કીઓ.
ષણિ પહુત્તઉ સુરલોઇ ગણહર ગંગાજલ વિમલો.
તાસુ સીસુ ચિરકાલુ પ્રતપઉ પ્રજ્ઞાતિલક સૂરે.
જિણ સાસણિ નહચદુ સુહગુરૂ ભવીયહં કલપતરો
તા જગે જયવત ઉમ્હાઉ જા જગિ ઊગઇ સહસકરો
તેરત્રિસઠઇ રાસુ કોરિંટાવડિ. નિમ્મિઉ
જિણહરિ દિતસુણુંતં મણવછિય પૂરવઉ.

—સવત્ ૧૪૦૮ વર્ષે ચીઆગ્રામે શ્રી નરચદ્ર સૂરિણાં શિષ્યેન શ્રી રત્નપ્રભ સૂરીણા બાંધવેન પડિત ગુણભદ્રેણ કચ્છૂલી શ્રી પાર્શ્વનાથ ગોષ્ઠીકા લીંબા ભાર્યા ગઉરી તત્પુત્ર શ્રાવક જસા ડૂગર તદ્ભગિની શ્રાવિકા વીઝી તીલ્હી પ્રભૃત્યેષાં સાહાય્યેન પ્રભુશ્રી શ્રીપ્રભ સૂરિવિરચિતં ધર્મ-વિધિ પ્રકરણ શ્રી ઉદયસિહ સૂરિ રચિતા વૃત્તિ શ્રી ધર્મ્મ–વિધિ ગ્રથસ્ય કાર્તિક વદિ દશમી દિને ગુરૂવારે દિવસ–પાશ્ચાત્ય ઘટિકાદ્વયે સમયે સ્વ પિતૃ-માત્રોઃ શ્રેયસે શ્રી ધર્મ્મવિધિ ગ્રથમલિખત્ । (આમ એક પ્રતને અતે લખેલું છે.)

## ૮ અમ્બદેવસૂરિ (નાગેંદ્રગચ્છ પાસડસૂરિ શિ૦)

### (૧૧) +સમરા રાસો (સમરસિંહ રાસ) સં. ૧૩૭૧.

આદિ.

પહિલઉ પણમિઉ દેવ આદિસરૂ સેત્તુંજસિહરે
અનુ અરિહંત સવ્વે વિ આરાહઉ બહુ ભત્તિભરે. ૧
તઉ સરસતિ સુમરેવિ સારયસ સહર નિમ્મલીય,
જસુ પયકમલ પસાય મૂરૂખુ માણઇ મન રલિય. ૨
સંઘપતિ દેસલ પૂત્રુ ભણિસુ ચરિઉ સમરાતણઉ એ,
ધમ્મિય રોલુ નિવારિ નિસુણઉ શ્રવણિ સુહાવણઉ એ. ૩

* * * *

અંતે—

સવચ્છરિ ઇકહુત્તર થાપિઓ રિસહ જિણિંદો,
ચૈત્રવદિ સાતમિ પહુત ઘરે નંદઓએ જા રવિ ચંદો. ૩
પાસડ સૂરિહિ ગણહરહ નાગિંદઅ ગચ્છ નિવાસો,
તસુ સીસિહિં અંબદેવસૂરિહિ રચિયઉ એ સમરા રાસો. ૪
એહુ રાસુ જો પઢઇ ગુણઇ નાચિઉ જિણ હરિ દેઇ,
શ્રવણિ સુણઇ સો બયઠઇએ તીરથએ તીરથજાત્ર ફલુલિઇ, ૫

—પા.; પ્ર. કા.

આ રાસ પ્રાચીનં ગૂર્જર કાવ્ય સંગ્રહમાં તથા જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંચયમાં પ્રકટ થયો છે. રાસનો નાયક સમરસિંહ મંત્રિ ઓસવાળ હતો અને તેના ઉપર અલપખાનની મહેરબાની હતી. તેણે સંઘ કાઢયો હતો. આ સંઘપતિ સમરસિંહ ઉર્ફે સમરાએ કેટલાંક સ્તવનો બનાવેલાં છે. સં. ૧૩૭૧ માં શત્રુંજય પર ઋષભદેવની મૂર્ત્તિ તેણે પ્રતિષ્ઠિત કરાવી. આ રાસ પણ તેજ વર્ષમાં રચાયેલ છે.

## ૯ જિનપદ્મસૂરિ ( ખરતરગચ્છ જન્મ સં. ૧૩૮૨ ? આ-ચાર્યપદવી સં. ૧૩૯૦ મરણ ૧૪૦૦ )

(૧૨) +શ્રીસ્થૂલિભદ્ર ફાગ. ( સિરિ થૂલિભદ્દ ફાગુ )

આદિ—

પણમિય પાસ જિણુંદપય અનુ સરસઇ સમરેવી,
થૂલિભદ્દ મુણિવઈ ભણિસુ ફાગુ બંધિ ગુણ કેવી. ૧

અંતે— × × × ×

ખરતરગચ્છિ જિણપદમ સૂરિ કિય ફાગુ રમેવઉ,
ખેલા નાચઈ ચૈત્રમાસિ રંગિહિ ગાવેવઉ. ૨૭

—પ્ર. કા.; પ્ર૦ પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહ.

( આ ૨૭ ટુંકનું ટુંક કાવ્ય છે. પ્રાચીન છે. )

---

## ૯ ક પદ્મ. ( ૧૪ મો સૈકો )

(૧૩) + સાલિભદ્ર કક્ક ( શાલિભદ્ર કાક )

આદિ—

ભલિ ભજણુ કમ્મારિમલ્લ વીરનાહુ પણમેવિ,
પભિમુ ભણઇ કક્ક ખરિણ સાલિભદ્દગુણ કેઇ. ૧

× × ×

અંતે—

ઇહ કહિયઉ કક્કહ કુલઉ, ઇકહત્તરિ કડુયાહ,
ભવિયઉ સજમુ મણિ ધરઉ, પઢઉ ગુણહુ નિસુણેહુ. ૭૧

પ્ર૦ પ્રા. ગૂ. કા. સ.

(૧૪) +દૂહામાતૃકા.

આદિ—

ભલે ભલેવિણુ જગતગુરૂ પણમઉં જગહપહાણુ,
જાસુ પસાઈ મૂઢ જિય પાવઈ નિમ્મલુ નાણુ. ૧

× × ×

અંતે—

મંગલમહાસિરિસિરિસુ સિવફલદાયગુ રમ્મુ
કુહામાઇ અખિયઈ પઉમિહિ જિણવરધમ્મુ. ૫૭
પ્ર૦ પ્રા. ગૂ. કા. સં.

( માતૃકા એટલે બારાખડી, દરેક વર્ણ લઇ તે પર ઉપદેશ આ ૫૭ ટૂંકના કાવ્યમાં આપેલો છે. આ પદ્મ કવિ કદાચ જિનપદ્મસૂરિ નં. ૯ના પણ હોય, તેમજ આ કાવ્યો ભાષાની પ્રાચીનતા જોતાં ૧૪ મા સૈકાનાં લાગે છે તેથી પદ્મ એમ જૂદા કવિ તરીકે જિનપદ્મસૂરિની નીચેજ મૂકવામાં આવેલ છે. )

---

## ૧૦ સોલણુ. ( ૧૪ મો સૈકો )

### (૧૫) + ચર્ચરિકા.

આદિ—

જિણુ ચઉવીસ નમેવિણુ સરસઇપય પણમેવિ
આરાહઉ ગુરૂ અપ્પણઉ અવિચલુ ભાવુ ધરેવિ. ૧
કર જોડિઉ સોલણુ ભણઇ જીવિઉ સફલુ કરેસુ,
તુમ્હિં અવધારહ ધમ્મિયઉ ચચ્ચરિ હઉં ગાએસુ. ૨

× × ×

અંતે—

ડુગરડા અધો ફિરિ લગ્ગઉ સીયલિ વાઉ
હૃય પુણું નવદેહડી અમુગ્નિ કિયઉ પસાઉ. ૩૮
—પ્ર૦ પ્રા. ગૂ. કા. સં.

( ભાષાની પ્રાચીનતા જોતાં આ કાવ્ય ૧૪ મા સૈકાનું લાગે છે. )

# વિક્રમ પંદરમી સદી.

## ૧૧ રાજશેખર સૂરિ–મલધારી+

### (૧૬) નેમિનાથ ફાગ ( ૧૪૦૫ લગભગ )

આદિ—

સિદ્ધિ જેહિં સઇ વર ચરિય તે તિત્થયર નમેવી,
ફાગુબંધિ પહુ નેમિ જિણુ ગુણ ગાએસઉ કેવી ૧

* * * *

અંત—

રાજલ દેવિસઉ સિદ્ધિ ગયઉ સો દેઉ થુણીજઇ,
મલહારિહિ રાયસિહર સૂરિ કિઉ ફાગુ રમીજઇ. ૨૭

—પ્ર૦ પ્રાચીન ગૂર્જર કાવ્ય સગ્રહ.

## ૧૨ જયાનંદ સૂરિ ( ૧૪૧૦ આસપાસ )

### (૧૭) ક્ષેત્રપ્રકાશ રાસ–ડે૦ ર૯૦

ગદ્યગ્રંથો–[ પંદરમા સૈકામાં બોલાતી ગૂજરાતી ભાષામાં અનેક ટીકા–ગ્રંથો બાલાવબોધો લખાયા તેમાં પ્રથમનો મળી આવતો ગ્રંથ તે તરૂણપ્રભ

[ * રાજશેખર સૂરિ–તે પ્રશ્ન વાહનકુલમાં કોટિક ગણની મધ્યમ શાખામાં હર્ષપુરીયગચ્છમાં મલધારી બિરૂદથી પ્રસિદ્ધ શ્રી અભયસૂરિના સંતાનમાં શ્રીતિલકસૂરિના શિષ્ય થયા છે, તેમણે ઢિલ્લી ( દિલ્હી )માં સં. ૧૪૦૫ માં જ્યેષ્ઠ માસની શુકલ પંચમીએ 'ચતુર્વિંશતિ પ્રબંધ'—અથવા 'પ્રબંધકોષ'–ગ્રંથ રચેલ છે. તે ઉપરાંત શ્રીધરની ન્યાયકંદલીપર પંજિકા રચેલી છે. ] આ ઉપરાંત વિનોદ કથાસંગ્રહ એ નામનો ટૂંકી રસપ્રદ અને બોધક કથાનો સંગ્રહ રચ્યો છે કે જેનું ગૂજરાતી ભાષાંતર વિનોદાત્મક કથા સંગ્રહ એ નામથી ભાવનગર જૈન ધર્મ પ્રસારક સભાએ સં. ૧૯૭૮ માં પ્રકટ કર્યું છે. )

સૂરિનો સં. ૧૪૧૧ ની સાલમાં ગૂજરાતના પાટનગર અણહિલ પાટ-
ણમાં ષડાવશ્યક પર બાલાવબોધ છે, અને ત્યારપછી સોમસુંદર સૂરિએ
ઉપદેશમાલા, યોગશાસ્ત્ર, ષડાવશ્યક, આરાધનાપતાકા અને નવતત્ત્વ વગેરે
ગ્રંથોના 'બાલાવબોધો' અને મુનિસુંદર સૂરિનો યોગશાસ્ત્ર-ચતુર્થ પ્રકા-
શનો 'બાલાવબોધ' લખેલા મળી આવે છે. તે સર્વ ગદ્યગ્રંથો પંદરમી
સદીમાં વપરાતી ભાષાપર પ્રકાશ નાંખે તેમ છે. ]

---

## ૧૩ વિજયભદ્ર.

### (૧૮) કમલાવતી રાસ—૩૬ ગાથાનો.

આદિ—

નમુ વીર જિણેસર દિણેસર અભિનવો દૂણિ,
ભરત ક્ષેત્રે ભરૂઅચિ નગરની શોભા જાણિ,
મેઘરથ રાજ રાજકરે ધર્મ જપે
ઇંદ્રની રિદ્ધિ જિસી તિસી તસ ઘરિ સપિ. ૧

* * * *

અંત—

ઘરણીને વચને કત વૈરાગીઓ, એહુ સંસાર વિષસમો લાગીઓ,
આપે બોલાવી બેટા બલીકરી, રાજિ બેસારી બેટા બાહિઇં ધરી.
બાલક બાહિ ધરી રાજે થાપિ ધરે વીસ સરસ રહી.
તિહાં થકી છૂટી જિસી આવી તિસ્યો સીલ લીધો સહી
ચારિત્ર પાલિ કર્મ જાલિ કેવલી ગુરૂ બે થયા,
વિજયભદ્ર મનિ વર જપે મોક્ષ મદિરમાં હિયા. ૩૬

—૩—૧૩ લીં.

### (૧૯) કલાવતી સતીનો રાસ.

આદિ—

ભરત ક્ષેત્રિ રે નયરી છિ મગલાવતી,
શંખ રાજા રે રાજ કરઇ જસિઉ સૂરપતી,

એક દિવસે રે રાઈ મંત્રી બોલાવીઉ,
દત્ત મંત્રી રે દેસાઉરથી આવીઉ. ૧

* * * *

અંત— (ત્રૂટક)

ભૂપનુ સૂત રાજ થાપી લીધુ સયમ સુષ ભરિઇ,
દેવલોકિ બિહુ પુહતાં સુગતિ જાસિ અવતરી,
કલાવતીની પઈીય સઝાય, ન પડીઇ સંસારસિઉં,
વિજયભદ્ર મુનિવર સતીય ધ્યાઇ, મોક્ષ જઈઇ લીલસિઉં. ૪૯

—સંવત ૧૭૩૮ વર્ષે ફાગુણ વદિ ૧ રવૌદિને પં૦ ગ્ર. ૧૨૫
૯—૧૧ (પાલણપુર ભં.)

—ઇતિ કલાવતી ચરિત્ર ગીતિ ૭૬ સમાપ્તઃ સવત્ ૧૬૨૬ વર્ષે
ચૈત્ર વદિ ૪ દિને. (મ. બ.)

(૨૦)-હંસરાજ વચ્છરાજ સં. ૧૪૧૧.
-શીલ વિષે સ. ૧૪૧૧.
+શીલ વિષે શિખામણ સ. ૭૧ સ. મા. ભી.

---

## ૧૪ ×વિનયપ્રભ (વિજયપ્રભ ? ઉદયવન્ત ?)

(૨૧)+ ગૌતમસ્વામિનો રાસ. (સં. ૧૪૧૨ ખંભાતમાં)

આદિ.

પ્રણવાક્ષર પહિલૂ એ ભણીજઈ માયા બીજઈ સિઅંનિ સુણીજઇ,
શ્રીમુખિ સોભા જ સંભઇ એ.

* * * *

---

× પ્રસિદ્ધ ગૌતમસ્વામીના રાસના કર્તા તરીકે 'વિજયપ્રભ' (ઉદયવન્ત) એ નામ પ્રચલિત છે, પરંતુ વાસ્તવિક રીતે તે સુપ્રચલિત રાસના કર્તાનું નામ વિનયપ્રભ ઉપાધ્યાય છે એ વાત ઉક્ત રાસમાં સુસ્પષ્ટ લખી છે પ્રચલિત મુદ્રિત પુસ્તકોમાં 'દેવાંધુર અરિહંત નમિજે, વિનયપહુ ઉવઝાય થુનિજે' ઈત્યાદિ પાઠમાં 'વિનયપહુ' લખ્યું છે એ મુદ્રાના પ્રમાદથી ચાતો

અંતે—

દેવહ ધુરિ અરિહંત નમીજઇ, વિનયપ્પહ ઉવઝાય થુણીજઈ,
ઇણિ મન્તિ ગોયમ નમઉએ. ૪૮
પરપર વસતા કાંઇ કરીજઇ, દેસ દેશાંતર કાંઈ ભમીંજઈ,
કવણ કાજિ આયાસ કર,
પ્રહિ ઉઠી ગોયમ સભરીજઇ, કાજ સમ ગ્રહ જન ખિણિ શીઝઇ,
નવનિધિ વિલસઈ તાંહ થાટ. ૪૯
ચઉદહ સઇં બારોત્તર વરિસે, ખભ નયરિ સિરિ પાસ પસાઇં,
(ગોયમ ગણહર કેવલ દિવસે) કીઉ કવિત ઉપગાર વરો,
આદિહિ મગલ એઅ ભણીજઈ, પરવિ મહોછવિ પહિલૂં દીજઈ,
રિદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો. ૫૦

ઇતિ શ્રી પ્રથમ ગણધર શ્રી ગૌતમસ્વામિ રાસઃ
પા. ૪—૧૧. ભાવ.; પ્રકાશિત.

---

જે હસ્તલિખિત પ્રત અનુસાર મુદ્રણ થયું છે તેના લેખકના ભ્રમથી 'વિનયપહ' ને બદલ 'વિનયપહુ' થઇ ગયેલ છે, કારણ કે આ રાસના કર્ત્તા ખરતર ગચ્છીય શ્રી જિનકુશલસૂરિના શિષ્ય 'વિનયપ્રભ' હતા એ. વાલુચર–મુર્શિદાબાદમાં શ્રી સંભવનાથના મંદિરને સંલગ્ન જ્ઞાનભંડારમાં પ્રાયઃ બસો વર્ષ પહેલાના લખેલા પુસ્તકમાં 'વિનયપહ ઉપઝાય થુનિજે' એવું સ્પષ્ટ લખેલું છે. તદુપરાન્ત અજિમગંજના નેમિનાથના મંદિર સંલગ્ન જ્ઞાનભંડારમાં પ્રાપ્ત થયેલ પ્રાચીન પટ્ટાવલિમાં એવો પાઠ છે કેઃ—

"તથા શ્રી ગુરૂભિ (શ્રી જિનકુશલ સૂરિભિઃ) વિનયપ્રભાદિ શિષ્યેભ્ય ઉપાધ્યાયપદં દત્તં યેન વિનયપ્રભોપાધ્યાયેન નિર્ધનીભૂતસ્ય નિજભ્રાતુઃ સંપત્તિસિધ્ધ્યર્થં મંત્રગર્ભિતગૌતમરાસો વિહિતઃ તદ્‌ગુણનેન સ્વભ્રાતા પુનર્ધનવાન્ જાતઃ ઇત્યાદિ

આથી ઉક્તરાસના કર્ત્તા સંબંધી કોઈ જાતનો સંદેહ રહેતો નથી. શ્રી જિનકુશલસૂરિ સં. ૧૩૮૯ માં દેવલોક ગયા તેથી તેના શિષ્યે બનાવેલ રાસ સં. ૧૪૧૨ માં હોય તે તદ્દન શકય છે.

## ૧૫ હરસેવક.

(૨૨)+ મયણરેહાનો રાસ. (સં. ૧૪૧૩ (?) કુકડીગામમા)

આદિ—

દોહા.

જૂઆ માંસ દારુ તણી, કરે વેશ્યાશું જોપ,
જીવ હિંસા ચોરી કરે, પરનારીનો દોપ. ૧

ઢાલ—અનાથીની વૈરાગી દેશીમાં.

વ્યસન સાતમું પરનારીનુ, પ્રત્યક્ષ પાપ દીખાયું.
રાવણ પદમોત્તર મણિરથ રાજા, તીનું રાજ ગમાયુ, ૧
—રાજવીયાંને રાજપિયારો, ભાઈ છેધો પ્યારો—આંકણી.

* * * * *

અંતે—

ગામ કુકડીએ કર્યો ચોમાસો, સંવત ચૌદ્દા તેરા માયો,
કથા કારણ આ ઢાલજ કીની, હરસેવક ચિત્ત લાયો—રા. ૧૮૭
સાધારે તો મુખ સાંભલજો, ચરિત્ર મયણરેહારો,
તિણ ઉપર કોઇ અધિકો ઓછો, મિચ્છાદુક્કડ મહારો—રા. ૧૮૮

(આ ઢાલ એક છે ને તેની કડી ૧૮૮ છે. તેમાં રાજસ્થાની-મારવાડી ઘણા શબ્દો ને પ્રત્યયો છે ને તે સં. ૧૪૧૩ જેટલી જૂની કૃતિ લાગતી નથી તો તેની હસ્તલિખિત પ્રત મળે નહિ ત્યાં સુધી સવત્‌ની અનિશ્ચિતતા લાગે છે. પ્રકાશિત શા ભીમશીમાણેકે કરી છે તેમાંથી જેમ છે તેમ અત્ર મૂકેલ છે.)

---

## ૧૬ જિનોદયસૂરિ* (ખ૦)

(૨૩) ત્રિવિક્રમ રાસ સ. ૧૪૧૫.

---

* ગુજરાતના પાલણપુરમાં વસતા રૂદ્રપાલ અને ધારલદેવીને ત્યાં સં. ૧૩૭૫ માં સમર નામે કુંવર જન્મ પામ્યો. તેણે કુંવારાં સં. ૧૩૮૨

## ૧૭ જ્ઞાનકલશ.

### (૨૪)+ શ્રી જિનોદયસૂરિ પટ્ટાભિષેક રાસ સં. ૧૪૧૫.

આદિ.

સતિકરણુ સિરિ સંતિનાહ પયકમલ નમેવી,
કસમીરહ મડણીય દેવિ સરસતિ સુમરેવી,
જુગવર સિરિ જિણઉદયસૂરિ ગુરૂગુણ ગાએસૂ
પાટ મહોચ્છવુ રાસુ રંગિ તસુ હઉં પભણેસૂ.

* * * *

અંતે.

સુહગુરૂ ગુણ ગાયંતુ સયલ લોય વછિય લહએ,
રમઉ રાસુ ઇહુ રંગિ જ્ઞાનકલસ મુનિ ઇમ કહઈ. ૩૭

—ખ૦ જિનોદયસૂરિનું મૂળ દીક્ષાનામ સોમપ્રભ હતુ. તેને સૂરિપદ આપવાની ક્રિયા તરૂણપ્રભાચાર્યે ખભાતમાં સ. ૧૪૧૫ માં કરી. તે પટ્ટાભિષેક ક્રિયા આમાં જણાવી છે. તેથી આ કાવ્ય સં. ૧૪૧૫ માં રચાયેલુ જણાય છે. પ્ર૦ જૈ. ઐ. ગૂર્જર કાવ્ય સચય.

---

## ૧૮ મેરૂનન્દન. (ખ જિનોદયસૂરિ દીક્ષાગુરૂ.).

### (૨૫) +શ્રી જિનોદયસૂરિ વીવાહલઉ. સં. ૧૪૩૨.

આદિ.

સયલમણવછિયે કામકુભોવમ પાસપયકમલુ પણમેવિ ભત્તિ,
સુગુરૂ જિણઉદય સુરિ કરિસુ વીવાહલઉ
સહિય ઉમાહલઉ મુચ્છ ચિત્તિ. ૧

* * * *

---

માં દીક્ષા લીધી જિનકુશલસૂરિએ દીક્ષા આપી સોમપ્રભ નામ પાડયું. સં. ૧૪૦૬ માં જેસલમીરમાં વાચનાચાર્યની પદવી મળી. સં. ૧૪૧૫ માં ખંભાતમાં શ્રી તરૂણપ્રભસૂરિએ તેમને સૂરિપદવી આપીને જિનોદયસૂરિ નામ આપી જિનકુશળસૂરિની પાટે સ્થાપ્યા. સં. ૧૪૩૨ માં સ્વર્ગસ્થ થયા.

અંતે.

એહુ સિરિ જિણઉદયસૂરિ નિય સામિણો
કહિઉ મઇ ચરિઉ અઈ મંદબુદ્ધિ,
અમ્હ સો દિકખુગુરૂ દેઉ સુપસન્નઉ
દંસણ નાણ ચારિત સુદ્ધિ. ૪૩
એહુ ગુરરાય વીવાહલઉ જે પઢઈ જે ગુણઇ જે સુણતિ,
ઉભયલોગે વિ તે લહઈ મણવંછિયં
મેરૂનદન ગણિ ઈમ ભણતિ. ૪૪

—ખ૦ જિનોદયસૂરિ સ. ૧૪૩૨ માં પાટણમાં સ્વર્ગસ્થ થયા તેનો છેલ્લો ઉલ્લેખ કરી આ કાવ્ય પૂરૂં થાય છે. તે વર્ષે તે રચાયેલુ જણાય છે. રચનાર પોતે તેના હસ્તદીક્ષિત શિષ્ય છે. પ્ર. જૈ. ઐ. ગૂર્જર કાવ્ય સંચય. તેમજ એ. રા. સ. ૩. ૧૫ મા સૈકાની ભાષા માટે આ કૃતિ ઉપયોગી છે.)

(૨૬) +અજિત-શાંતિ સ્તવન.

આદિ.

મગલ કમલાકદ એ, સુત્ર સાગર પૂનમ ચદ એ,
જગગુરૂ અજિત જિણદ એ, શાંતીસર નયણાનદ એ. ૧
બિહુ જિનવર પ્રણમેવ એ, બિહુ ગુણ ગાઇસિ સખેવ એ,
પુણ્યભડાર ભરેસુ એ, માનવભવ સફલ કરેસુ એ. ૨

* * * *

અંતે.

ઈમ ભગતિહિ બોલિમ તણી એ, સિરિ અજિય સતિ
જિણ થુય ભણીએ,
સરણિ બિહુ જિણ પાય એ, શ્રી મેરૂનદણ ઉવઝાય એ. ૩૨
—પ્ર૦ રત્નસમુચ્ચય અથવા રામ વિલાસ પૃ. ૨૧૫-૨૧૯



## ૧૯ દેવસુંદર સૂરિ શિષ્ય.

### (૨૭) કાકબંધિ ચઉપ્પઈ રચ્યા સંવત લગભગ ૧૪૪૦.

આ ચોપાઈ ૫૯ ટુંકની છે. કક્કાના અક્ષરોને અનુક્રમે આદ્યાક્ષર કરીને ચોપાઈ ગુંથી છે. દાન, શીલ, તપ અને ભાવ એ ચાર જૈન-ધર્મના મુખ્ય સિદ્ધાંતોનો ઉપદેશ આપ્યો છે. ચોપાઇ રચ્યાનો સવત્ લખ્યો નથી, પણ પહેલી ટુંકમાં શ્રી દેવસુંદર સૂરિને વદના કરી છે, એટલે આ ચોપાઇ દેવસુંદર સૂરિના કોઇ શિષ્યે રચી છે એમ ખાત્રી થાય છે. દેવસુંદર સૂરિને સૂરિ પદવી સંવત્ ૧૪૨૦ માં મળી અને સંવત્ ૧૪૫૦ સુધી તેઓ હયાત હતા; એટલે આ ચોપઇ સંવત્ ૧૪૨૦ થી ૧૪૫૦ સુધીમાં રચાઈ છે એમ ખાત્રીથી કહી શકાય. આદિ—એની ભાષા પણ તે કાળને અનુરૂપ જૂની છે, શરૂઆત આ પ્રમાણે છે.

અરિહંત સિદ્ધ આયરિય ઉવજ્ઝાય, સાહુ સુગુરૂ દેવસુંદરસૂરિ પાય;
વદિય સુય સામણિ સમરેવિ, ધમ્મ કક્કપ ભણિસુ સંખેવિ. ૧
કરઉ ધર્મ મન ભૂલા ભમઉ, માણુસ ભવ કાંઈ આલિં નિગમઉ?
દાન સીલ તપ ભાવન સાર, સુહ ગુર વયણુ પાલઉ સવિચાર. ૨
કાંઈ જુ દીજઇ દાન, તિહાં ચીતવીઈ નવિ અભિમાન,
ચિત્તિ વિત્તિ પત્તિહિ સુવિસુદ્ધ, સો શ્રેય સઈ લીલઈ લદ્ધ. ૩
ખરઈ ચિત્તિ નામ એવડા, વિત્તિ અક્ષુ રસિ પૂરિય ઘડા;
પત્ત જુ પામિઉં પઢમ જિણુંદુ, ચડઈ સિખા નવિ પડઇ ઈક્કુ બિંદુ. ૪
ખાધઈ તૃપતિ ઉદરિ નવિ હોઈ, દીધઉં પાત્રિ દાન ઊગરઇ,
ખીર થાલ દીધઉં સંગમઇ, શાલિભદ્ર સોઇ દૂઇઉ તિમઈ. ૫
ગહગહીયા ધન્ન કયવન્ન, તિહૂઅણિ નિસુણઉ તેહનૂં પુંન્ય;
શુદ્ધ ચિત્તિ દીયાં ઘૃત ખીર, દેવલોકિ પહતા એ વીર. ૬
ગાઢઇ સંકટિ હૂંતિ નારિ, તતખિણિ વિરૂપ હૂતઉ બારિ;
દાન દેઇ તિમ ચંદનબાલ, જિમ આવીલ ભાજઈ તતકાલ. ૭
ઘ્રલહ તિમ વહિરાવિઉ ઘીય, જિમ સચ્ચિઉં તિત્થંકર બીય;
પાત્રિ દાનિ હઊરૂ નિરવાહ, આદિનાથ ધન સારથવાહ. ૮

ઘીઉ દારુ જઉ દીજઇ દાન, તુ રાઉલિ લાભઈ બહુ માન;
દાનિ ભૂતપ્રેત વસિ થાઈ, દાનિ દુકખ દુરિઅ સવિ જાઇ. ૯
જિમ કહિ થિકુ ઊપજઇ, દાન ઉદારિ તિમ નીપજઇ.
દાન વિષઇ જેહ ઊપજઈ બુદ્ધિ, તીહં નર સઇવર આવઇ રિદ્ધિ. ૧૦

* * * *

અંતે—છેવટનો ભાગ આ પ્રમાણે છેઃ—

શશિ લછણુ ચંદણુ પીયૂષ, સેવંતાંનિ હણઇ સવિ દૂખ,
ઈમિ પરિ મનિ ભાવણુ ભાવતાં, કર્મ અણુંતાં ન્યાઇ પત્યાં. ૬૦
શાલિ દાલિ ઘૃત મીઠાં હોઇ, એય વાત જાણઇ સહૂ કોઇ;
ધરમુ માહિં તિમ ભાવણુ સાર, એહ વાત પાધરઉ વિચાર. ૬૧
ષલકઈ ચૂડિ અંતેવર હાથિ, નમિ રાજા પવિસઈ પરમત્થિ;
બહુ મળિએ કલિ કદ્દલ હોઇ, પરમાણુંદ લહઇ ઇકે સોઈ. ૬૨
ષણિ ષણિ ચ્યારિ ચઉરાસી જીવ, યોનિ વસઈ સસારિ સદૈવ;
ધરમુ એકુ સવિહૂં આધાર, ધર્મ લગઇ પામીજઇ પાર. ૬૩
સમરથ રાત્રિ દિવસિ મનિ ધર્મ, ધર્મ તણુઉ મન છંડઉ ભ્રમ;
રાખઇ ધર્મ ચિહુ ગતિ દૂકખ, ધર્મ લગઈ પામી જઇ સુકખ. ૬૪
સાયર મર્યાદાં પુણ રહઇ, ચદ્રસૂર ગયણિં સંચરઇ,
કુશલ પચ તે દિ આચાર, સોઇ સહગુરૂ બુઝવઇ વિચાર. ૬૫
હિવ ગુર જાણુઉ સો સસારિ, જેહ ગુરૂ બૂઝઈ વિચાર,
પાલઇ અનઇ પલાવઇ સોઈ, એઉ સુહગુરૂ જાણઇં સહુ કોઇ. ૬૬
હાથિ ચડિઉં ચિંતામણિ રત્ન, જઉ લાભઈ જિણવરનૂં વચન;
જિણવર દેવ ધર્મગુરૂ સાધુ, એય સમકિતુ શ્રેણિકરાઇ લદ્ધ. ૬૭
ક્ષણુ એકુ મન જઉ થાહર રહઇ, કર્મ વિવરં નિશ્ચિ સો લહઈ,
કરમ વિવર સીઝઇ સવિ કાજ, લાભઈ મુગતિ તણૂ સહ રાજ. ૬૮
ક્ષાયક સમકિતુ નિશ્ચલ તાહં. ચઉવિહ ધર્મ હીઈ છઇ જાંહ,
સોઈ કહીઇ કક્કર કર બદ્ધ, પઢના ગુણતાં હુઈ સર્વ સિદ્ધિ. ૬૯
—ઇતિ કાકબધિ ચઉપ્પઈ સમાસા ॥છ॥ લિખિત દેવગિરિ નગરે (ભ. બ)

## ૨૦ સાધુહંસ. ( ત૦ જિનશેખરસૂરિ-જિનરત્નસૂરિ શિ૦ )

(૨૮) શાલિભદ્ર રાસ સં. ૧૪૫૫ આસો શુદ ૧૦

આદિ—

વસ્તુ.

દેવિ સરસતિ ૨ સકળ સંસાર,
જસ નાંમિઈ કવિજન સવે બુધિ અતિહિ સરસ વાણીય,
વીણાપુસ્તકધારિણી તે સામિણિ મનમાંહિ આંણીય,
કરજોડી કવીયણ ભણઇ, સહગુરૂ પાય પણમેવિ,
સાલિભદ્ર ધના તણાં, ચરીય રચેસુ સખેવિ. ૧

× × ×

અંતે—

ચુપઈ.

તપગછિ શ્રી જયશેખર સૂરિ, નાંમઈ પાવ પણાસઈ દૂરિ;
તાસ પાટિ શ્રી જિનરયણ સૂરીસ, મન શુધિઈં પ્રણમૂં નિસદીસ. ૨૧૬
સહિગુરૂ નાંમ છે હઇંડઇં ધરી, ચુપઇ બદ્ધ કથા મંઈ કરી,
સાલિભદ્ર ધન્નાનૂં ચરિત્ર, ભણીઈ હુસ્યઈ અતિહિં પવિત્ર. ૨૧૭
ભાવસહિત નરનારી ભણઇ, કઇ મનિ સુદ્ધિઇં શ્રવણે સુણઈ,
સાધુહંસ મુનિવર ઇંમ ભણઈ, નવનિધિ તેહ ઘરિ આંગણઈ. ૨૧૮
સંવત ચઉદ પચાવનિ વરસિ, આસો શુદિ વિજયાનઈ દિવસિ,
જિનવચને કરી સદ્દહિઉં, ભાવિઇં ભગતિ હૈયડઇ ધરિઉ. ૨૧૯

—શ્રી શાલિભદ્રનુ વૃધ રાસ વ્યવ૦ ઉદયકિરણં લિપાપિતં ગ્રંથાગ્ર ૩૧૧ શ્રી (અં.) ધર્મ્મમૂરતિ સૂરીંદ્ર સાધુ શિરોમણિ વિજયૈઃ ( વિ. ધ. ચોપડો પાનાં ૧૫૬ થી ૧૬૭ પંક્તિ ૧૫.

—૭-૧૭ લીં. ( આ બને પ્રત પરથી યોગ્યપાઠ લઇ ઉપરનું લખેલ છે ).



## ૨૧ વસ્તિગ ( વસ્તો ) ( સં. ૧૪૬૨ પહેલાં )

(૨૯) ચિહુંગતિ ચોપઈ*

આદિ—

સેત્તુંજ વંદિઅ તીરથરાઉ, ગોયમ ( ગુરૂયા ) ગુણહર કરઉ પસાઉ,
વાગવાણિ હઉ સમરઉ દેવિ ચિહું ગતિગમણુ કહૂ સંખેવિ. ૧
ચિહુંગતિ માંહિ કાંઈ નથી સાર, દીસઈ દુખ તણુ ભડાર, ૨
ચિહુંગતિ તણું તીહાં નહી કોઇ ગમુ જિહિ ચિત્તિ એક વસઈ જિણ ધમ્મુ.

× × ×

અંતે—

મૂરખમાહિ મૂ પહિલી લીહ, જિણ ધર્મમાહિ વસઉ સવિ દીહ,
કાલઉ ગહિલઉ બોલિ હાઉં, તેઉ પુણ્ સહગુર તણઉ પસાઉ. ૯૩
રામતિની છઈ મૂ ઘણી ટેવ, ગુરૂયા સંઘની નિતુ કરૂ સેવ,
અન્નાન પણઇ આસાતન થાઈ, વસ્તિગ લાગઈ શ્રીસંઘ પાય. ૯૪
( મ. બ. )

+ રાત્રિભોજન સ. ૫૫ સ. મા. ભી.
+ રહનેમી રાજીમતિ સ. સ. મા. સી.

---

* પ્રસિદ્ધ જૈન કવિઓમાં આ કવિની ગણના થાય છે આ ચિહું-ગતિ (ચાર ગતિ–મનુષ્ય, તિર્યંચ, નરક, દેવ) એ સંબંધીની ૯૪ ટુંકની ચોપઇમાં અનેક–પ્રકારની યોનિમાં ભટકતા જીવને કેવાં કેવાં ભયંકર દુઃખ ભોગવવાં પડે છે, તેનું વર્ણન કરીને કવિ કહે છે કે જીવને અરિહંત દેવ અને સાધુ ગુરૂ એ મોટા પુણ્યને બળે પ્રાપ્ત થાય છે. માટે દૃઢ ચિત્તે જિન ધર્મ પાળી પાંચમી ગતિ ( મોક્ષ ) ને પામવી. ( મ. બ. ) સ્વ. ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલે પાટણના ભંડારોમાંના સાહિત્ય ના લેખમાં આ ગ્રંથની પ્રતીક લખ્યા સં. ૧૪૬૨ માંથી આદિ ને અંત આપેલ છે તેથી કર્તા તેની પહેલાંનો છે. તેમના કથન પ્રમાણે એક બીજા પ્રતમાં મગલાચરણથી આદિ આમ મુકી છેઃ–'શેત્રુંજ વંદિય તીરથરાઉ, પ્રભરત્ના ગુરૂ કરે પસાઉ'–આ પરથી કર્તાના ગુરૂનું નામ પ્રભરત્ન અથવા રત્નપ્રભ હશે

## ૨૨ જયશેખર સૂરિ×.

### (૩૦) +ત્રિભુવનદીપક પ્રબંધ અથવા પરમહંસ પ્રબંધ.

રાગ ધન્યાસી.

આદિ—

પહિલું પરમેસર નમી, અવિગતુ અવિચલ ચિત્તિ;
સમરિસુ સમરસિ ઝીલતી, હંસાસણિ સરસત્તિ. ૧
માનસ સરિ જા નિર્મ્મલઇ, કરઇ કતૂહલુ હંસુ;
તાં સરસતિ રંગિ રહઈ, જોસી જાણઈ ડંસુ. ૨
પાણિ પાહણિ સામિણી, મન મરસતિ સભારિ:
દીસઈ દૂસણ દૂઅંગમી, ભીડે ભૂઅણ દૂઆરિ. ૩

* * * *

× મેરૂતુંગસૂરિ-જન્મ ૧૪૦૩, દીક્ષા ૧૪૧૮, આચાર્ય પદ ૧૪૨૯, ગચ્છ નાયકપદ ૧૪૪૬, સ્વર્ગ ૧૪૭૧. તેમના સમયમાં આ જયશેખર સૂરિ થયા. અને મહેંદ્રપ્રભ સૂરિના શિષ્ય હતા. અંચલ ગચ્છ સ્થાપક આર્યરક્ષિત સૂરિ-તેના જયસિંહ સૂરિ-ધર્મઘોષ સૂરિ-મહેંદ્રસિંહ સૂરિ-સિંહપ્રભ સૂરિ-અજિતસિંહ સૂરિ-દેવેંદ્રસિંહ સૂરિ-ધર્મપ્રભ સૂરિ-સિંહતિલક સૂરિ અને તેના મહેંદ્રપ્રભ સૂરિ. જયશેખર સૂરિએ સં. ૧૪૩૬ માં નૃસમુદ્ર નગરમાં ઉપદેશ ચિંતામણિ-૧૨૦૦૦ શ્લોકનો ગ્રંથ, સં. ૧૪૬૨ માં ખંભાતમાં પ્રબોધ ચિન્તામણિ ( કે જેનો ભાવાનુવાદ આ ગૂજરાતી પ્રબંધ છે ), તથા ધમ્મિલ મહાચરિત મહાકાવ્ય ગૂજરાતમાંજ પૂર્ણ કરેલ છે. તેમજ ત્યાર પછી જૈન કુમારસંભવ રચેલ છે તેમાં પોતાને 'વાણીદત્તવરઃ' ઓળખાવે છે. આ ઉપરાંત નાના ગ્રંથ નામે શત્રુંજય, ગિરનાર, મહાવીરજિન એ ત્રણ પર સં. બત્રીશ શ્લોકની દ્વાત્રિંશિકા, આત્મબોધ કુલક ( પ્રાકૃત ), ધર્મસર્વસ્વ (ઉદ્ધૃત), રચેલ છે, અને પોતાના ઉક્ત ઉપદેશ ચિંતામણિ પર અવચૂરિ અને ઉપદેશમાલા તથા પુષ્પમાલાપર અવચૂરિ ( નાની ટીકા ), ક્રિયાગુપ્ત-સ્તોત્ર રચેલ છે વિશેષ માટે જુઓ સાક્ષર શ્રી લાલચંદ પંડિતની આ પ્રબંધપરની પ્રસ્તાવના આ પ્રબંધની પ્રાચીન શુદ્ધ ગૂજરાતી ભાષા જોતાં તે ૧૫ મા સૈકામાં થયેલ માનવામાં આવતા નરસિંહ મ્હેતા, ભાલણ મીરાંબાઇ, આદિની

અંતે-કલ્પ કામધેનુ એ હોઇ, એ ચિંતામણિ અવર ન કોઇ,
એહ જિ શિવપુરીનઉ પંથ, જીવન એહ જિ સવિ હું ગ્રંથિ,
મુલિ મંત્ર મણિ એ મનિં માનિ, તપ જપનઉ ફલ એહજ ધ્યાનિ
ધણિ સવિસંપદ આવઇ પૂરિ, ઇમ બોલઇ જયશેહર સૂરિ. ૪૪૭
ત્રિભુવનદીપક એહ પ્રબંધ, પાપ તણઉ સાંસઇ નઇ ગંધ,
—(પા૦ પાપ તણઉ ન સુહાઇ ગંધ)
જા ગયણાંગણિ ધ્રુ થિર થાઇ, જાં મહિયલિ દિણયર શશિરાઉ. ૪૪૮
—ઇતિશ્રી ત્રિભુવન દીપક પ્રબંધ સમાપ્તમિતિ.
શ્રી જયશેખર સૂરિ કૃત શ્રી અંચલ ગચ્છે.
—પ્રં૦ કા૦, અમ૦,

—સ. ૧૬૨૨ વર્ષે આષાઢ માસે બહુ પખે એકાદસી ૧૧ ગુરુવાસરે-શુભ નક્ષત્ર લગ્ને. પુસ્તકં લિખિતં ચ ભટ્ટારક શ્રી પુન્યપ્રભ સૂરિસ્વરાણાં શિષ્ય ભટ્ટારક શ્રી જયસિંહસૂરિણા લેખયાંચક્રે. ૨૮. (ગો. સં, લા,); ૪૦-૮ (વિજય ધર્મસૂ૦)

પ્રકટકર્ત્તા—અ. ભ. ગાંધી. સંપાદક પંડિત લાલચંદ્ર ભગવાનદાસ.
વિ. સ. ૧૯૭૭.

---

## ૨૩ હીરાનંદ સૂરિ (પીંપલ ગચ્છ વીરદેવ સૂરિ-વીરપ્રભ સૂરિ શિ૦).

(૩૧) વિદ્યાવિલાસ પવાડો. સં. ૧૪૮૫

આદિ—

પહિલું પણમીય પઢમ જિણેસર, સિત્તુંજય અવતર

---

ગૂજરાતી ભાષા અર્વાચીન જણાઇ આવે છે. આમાં જૂની ગૂજરાતી છે અને અનેક છંદો જેવા કે દૂહા, ધ્રૂપદ, એકતાલી, ચોપઇ, વસ્તુ, સરસ્વતી ધઉલ, છપ્પય, ગૂજરી વગેરે છે. આ પરથી જેમ પ્રો. મણિલાલ નભુભાઈ દ્વિવેદીને જણાયું કે 'ગૂજરાતી ભાષાને પ્રથમ ગૂજરાતીનું રૂપ આપનાર જૈનોજ હોય એમ માનવાને બહુ કારણો છે.' તેમ સ્પષ્ટ સમજાય તેવું છે.

હથિણાઉરિ શ્રીં શાંતિ જિણેસર ઉજ્જતિ નિમિકુમાર.
જીરાઉલિ પુરિ પાસજિણેસર, સાચઉરે વર્દ્ધમાન,
કાસમીર પુરિ સરસતિ સામિણિ, દિઉ મુઝનઈં વરદાન. ૧
પિપલિ ગછિહિં ગિરૂઆ ગણહર સિરિ વીરપ્પહસૂરિ,
નામઈં લીધઈં જાસુ તણે સવિ પાપ પણાસઈ દૂરિ.
તાસુ તણઈં પય પણમી બોલિસુ વિદ્યાવિલાસ ચરીઅ,
ભણઇ હીરાણંદ ભવિયાં નિસુણઉ, હઇઅડઈં હરષ ધરીય. ૨
વિદ્યાવિલાસ નરિંદ પવાડો હઇડા ભિંતર જાણી,
અંતરાઇ વિણુ પુણ્ય કરઉ તુમ્હિ ભાવ ઘણેરો આણી.

× × ×

અંતે—

પીંપલિ ગચ્છિ ગુરૂઈ ગુણનિલઉએ
વીરદેવ સૂરિહિં પાટિએ અચલ વધામણુએ, ૬૫
વીરપ્રભસૂરિ ગુરૂ ગહગહીએ, પાટિ હીરાણંદ સૂરિ. અચ૦
સંવત ૧૪ પચ્યાસીહ એ વિરચીઉ ચરિઅ રસાલ-અ૦

—કુલ ૧૭૦. પદ્ય. સાગરભંડાર પાટણ. પ્રત. લખ્યા સં. ૧૫૩૨ ની, ચ૦. જેસ;૦

—સં. ૧૫૬૫ શક ૧૪૩૦ ભાદ્રપદ સુદિ સપ્તમી ગુરૂ શ્રી મંડપ ગઢ મહાદુર્ગે પાતિસાહ શ્રી નસીરસાહ વિજયે રાજ્યે શ્રી મલધાર ગછે શ્રી લક્ષ્મીસાગર સૂરિ શિ. નીતિવિધાન શિ૦ હીરાણંદ લિ૦ ૧૪-૧૧ ન ૧૭૧ ૧૮૮૧-૮૨. ડે. કો.

(૩૨) દશાર્ણભદ્ર રાસ.

આદિ—

વીર જિણેસર પય નમીએ,
સમરીય સમરીય સરસતિ દેવિ કિ,
દસનભદ્દ ગુણ ગાઇસ્યુ એ,

હીયડલઇ હીયડલઇ હરપ ધરેવિ કિ—
વીર જિણેસર પય નમીએ. ૧

અંતે—

ઇણિ પિરિ જિણવર ગુણ થુણએ નાસઈ કશ્મલ દૂરિ કિ,
બોલઇ બોલઈ હીરાણંદ સૂરિ કિ,
ઇણિપરિ જિણવર જિણવર વાંદતાં એ. ૩૧

૩-૧૧ વિ. ધ.

(૩૩) જંબૂ સ્વામીનો વિવાહલો સં. ૧૪૯૫.

(૩૪) કલિકાળ.

---

## ૨૪ દયાસાગર સૂરિ.

(૩૫) ધર્મદત્ત ચરિત્ર. સં. ૧૪૮૬ —મિશ્ર.

---

## ૨૫ જયસાગર.

(૩૬) વયર સ્વામિગુરૂ રાસ સં. ૧૪૮૯ જૂનાગઢ.

અંત—

જૂનઇગિઢ શ્રી નેમિ પસાઇં,
શ્રી જયસાગર વર કાય ઉવઝાઇ;
ચઉદ નિવ્યાસી વછર હો. ૫૪
ઇમિ ગણહર સુવિહાણ થુણીજઇ,
ઉછવ મગલ રાસ રમીજઇ;
શ્રેય શાંતિ સંપત્તિ કરો. ૫૫

પ્ર. કા.

(૩૭) કલ્યાણમંદિર ભાષા (ચો.) વિધા.

---

## ૨૬ મેઘો (મેહો).

### (૩૮) શ્રી તીર્થમાળા સ્તવન.

અંતે—

એકસઉ તીરથ વીસોત્તર નામ, ઇણિ ભણિ હુઈ સવિહું પ્રણામ,
શ્રાવક મુગતિથિ કુલઅ જયા, એહ તવન ભણિગ્રો હો ભયા. ૯૧
મેહઉ કહઇ મુગતિનું ઠામ, સદા લિઉ તીર્થંકર નાંમ,
તીરથમાળા ભણઉ સાંભલઉ, જાઇ પાપ ઘટ હુઈ નિરમલુ, ૯૨

ઇતિ શ્રી તીર્થમાળા સ્તવન સમાપ્ત મિત્તિ.
શ્રાવિકા શ્રી મેલી વાંચનાર્થં. (પ્ર. કા.)

### (૩૯) રાણકપુર સ્તવન ૧૪૯૯ કાર્તિક.

આદિ—

વીર જિણેસર ચલણે લાગી, સરસતી કન્હઈ સુમતિ મઇ માગી,
વૃદ્ધિ હોઈ જિમ આયી. ૧

× × ×

અંત—

ભક્તિ કરી સાહમ્મી તણી, એવં દરિસણ દાન,
ચિહુ દિસિ કીરતી વિસ્તરી એ, એ ધન ધરણ પ્રધાન,
સવત ચઉદ નવાણવઈ એ ધુરિ કાતી માસે,
મેહઉ કહઇ મઇ તવન કીયઉં મનરગ ઉલાસે. ૪૪

૫-૧૦ નાના પાનાંની જૂની પ્રત માંગરોલ.

---

## ૨૭ દેવરત્ન સૂરિ શિષ્ય.

### (૪૦) દેવરત્ન સૂરિ ફાગ. સ. ૧૪૯૯

આદિ—

પહેલા સસ્કૃત મંગલાચરણનાં શ્લોક છે. પછી

રાસ.

ત્રિભુવન ગગન વિભાસન દિણયર, નયર જીરાઉલિ વાસરે,
નમિય નિરંજન ભવભય ભંજન, સજ્જન રંજન પાસરે,
કવિજન માનસ સરવરહ સીય, સરિસીઅ અવિચલ ભત્તિરે;
ધ્યાઇસુ ભાવિઇ દેવી સારદ, શારદ શશિકરકંતિરે.

* * * *

અંતે—

સંવત ચઉદ નવાણું વરિસઈ, રૂતુ વસંત જન મહનઇ
દિવસિઇ, મનરંગિ હિ સુવિશાલ,
ફાગબંધી એ ગુરૂ વિનતી ભાવ ભગતિ
ભોલિમ સજુતી, કીધી રસ ચઉસાલ.
ગણહર શ્રી દેવરત્ન સૂરિસર, ઈમિ વીનત્તિ કરી
જે નરવર, વદઇ ભગતિહિ સાર, ૬૪
તિહ ઘરિ વિલસઈ નવનિધિ અહનિશિ, સવિ
સુહસંપદ નિતુ હુઈ તીહ વસિ,
વંછિય સિદ્ધિ અપાર. ૬૫

(આ ૬૫ કડીનું જૂદા જૂદા પ્રાચીન છંદમાં સુંદર કાવ્યના નમુનાઓ પૂરૂં પાડનારૂં કાવ્ય છે.)

પ્ર૦ જૈ. ઐ. ગૂર્જર કાવ્ય સંચય.

---

## ૨૮ ગુણરત્ન સૂરિ (નાયલગચ્છીય ગુણસમુદ્ર સૂરિ—ગુણદેવ સૂરિ શિ૦)

### (૪૧) ઋષભરાસ.

આદિ— પંડિત શ્રી યશોવિમલ સદ્ગુરૂભ્યો નમ

આદિ અક્ષર ૐકાર સિઉ, અરિહંત પણમ્યોસુ,
રાસ બંધ [1]રિસહેસનુ, નવ નવ રસ વન્નેસુ[2]. ૧

[1] ઋષભેશ–આદિનાથને [2] વર્ણવીશ.

અગ્ગઈ કવિઅણુ કવિઅ રસ, કવિઉ કોડા કોડિ,
નીય મનિ માનિ કવંતડાં, કવિય મ દેજ્યે ખોડિ. ૨
નાયલ ગછિ ગુણદેવ ગુરૂ, પામી સુગુરૂ પસાઉ,
ગુણરયણ સૂરી ઇમિ ઉચરિ, વન્નિસુ વનિતારાઉ. ૩
વશ ઇખ્ખાગહ હૂં તવિસુ, આણી અતિ ઘણુ ભત્તિ,
ગુણતાં ગણુ ગિરૂયડિ ચડિ, સરસત્તિ આપુ મત્તિ. ૪

× × × ×

અંતે—

કઠિન કર્મ ક્રિયા વેગી દાધ, પુરિમતાલ પૂરિ કેવલ લાધ,
ન્યાન મહોચ્છવ સુરપતિ કરિ, જય જય શબ્દ ત્રિભુવન ઉચરિ. ૧૪૨
કેવલદીપક ત્રિભુવનભાંણુ, સમોસરણમાંહિ કરિ વપાંણુ,
ગુણરત્નસૂરી સ્વામી જયવંત, પ્રથમ પ્રબધ ઋષભ જયવન. ૧૪૩

—ઇતિ ઋષભચરિત્રે પ્રથમ પ્રબધ.

## (૪૨) ભરત બાહુબલી પ્રબંધ.

આદિ— અડતાલ ચોપાઈ.

પઢમ જિણેસર પાય નમુ નિત, સેત્રુજ કેરો સ્વામિ,
અહનીસ આદિત નામ જપનાં, દુરગતિ નાસિ નાંમિ. ૧
પઉમાદેઇ વર દીધ અનોપમ, નાયલ ગચ્છિ ગુરૂરાય,
શ્રીગુણ સમુદ્રસૂરિ ગૂર ગિરૂઆ, મહિઅલિ ઘણુ યશવાય. ૨
તાસ પાટિ તપ તેજિ દિવાકર, સાયર જિમ ગંભીર,
શ્રી ગુણદેવ સૂરિ ગુણિપૂરિત, સમરથ સાહસ ધીર. ૩
તાસ સીસ વીરરસ જપિ, શ્રી ગુણરયણહ સૂરિ,
રિસહેસર કુઅર ગુણ ગાતાં, પાપ પલાઈ દૂરિ. ૪
આદિ કુઅરિ કરૂં વીનતી, બ્રાહ્મી અમ વર દીજિ;
ભરથ બાહુબલિ તણો પવાડો, તુઝ પસાયિં કીજિ. ૫

× × × ×

અંતે—

સતી ભણઈ સુંણિ સાચું વીરા, ગયવર માંન કહિજિ,
એહ થકા ઉતરો અતુલીબળ, જિમ સવિ કર્મ દહિજિ.
બિહિનિ તણુઉ પ્રતિબોધ સુણીનઈ, હિઇં ઉપસમ વસિઉ.
તાત જુહારૂં બંધવ વાંદૂં, બાહુ એ દૂંય વસાંસિઉ.
માન તજ્યૂં તવ ગ્નાન ઉપનું, અમરે કીઉ ઉચ્છાહ;
સમોસરણિ કેવલની પાંતિ, બિઠો બાહુલી નાહ.
**નાભિ મરૂદેવ્યા ઋષભ જિણેસર, સુનંદા સુમંગલા રાણી;**
**ભરથ બાહુબલિ બંભી સુંદરિ, સતી શિરોમણિ જાણી.**
એ જપતાં અગિ પાપ ન લાગિ, અવિહડ સુખ અનંત,
શ્રી ગુણરત્ન સૂરી ઇમ બોલિ, શ્રી **આદિ**નાથ જયવંત.

૩૯૩

૩૯૪

૩૯૫

૩૯૬

૩૯૭

—ઇતિશ્રી ભરથ બાહુલી સંબધે દ્વિતીયો પ્રબધ સપૂર્ણો ય રાસ લિખિત વિદ્યાવિમલેન સં. ૧૭૦૩ કાર્ત્તિક શુદિ ૧૦ શનૌ

( દે૦ લા૦ કમળ વિજય મુનિ પાસેથી ) રત્ન૦ દે૦

કર્તાનો સમય જાણવા માટે વિચાર કરતાં જણાય છે કે તે સંવત પંદરમા સૈકાના અંતમાં વિદ્યમાન હતા, તેના કારણમાં.—

(૧) તેમના ગુરૂના શિ.-ગુરૂભાઇ જ્ઞાનસાગરની કૃતિઓ ૧૫૩૧ માં જોવામાં આવે છે. તે માટે જુઓ જ્ઞાનસાગર પહેલા

(૨) તેમના ગુરૂ ગુણસમુદ્ર સૂરિએ અનેક બિંબનીપ્રતિષ્ઠા કરાવી છે:-ઉપલીપાસર ગ્રામમાં સં. ૧૪૯૨ માં પચતીર્થીના બિંબની પ્રતિષ્ઠા કરાવી છે તેનો લેખ આ પ્રમાણે છે—

સં. ૧૪૯૨ મા વેશાખ શુદિ ૩ ગુરૌ શ્રી શ્રીમાલી જ્ઞાતિય રાજા ભાર્યા જસમાદે સુત માહિરાજે નિજપિતૃ-માતૃ શ્રેયસે શ્રી સુવિધિનાથ પચતીર્થિબિંબ કારિતં પ્રતિષ્ઠિતં નાગેન્દ્ર ગચ્છે શ્રી ગુણસાગર સૂરિ તત્પટ્ટે ગુણસમુદ્ર સૂરિભિઃ-ઉપલી પાસર ગ્રામેઃ—જુઓ જૈન પ્રતિમા લેખ સગ્રહ ડભોઇના લેખ અંક ૫.

બીજો લેખ સં. ૧૫૧૨ નો છે તે આ પ્રમાણે;—

સં ૧૫૧૨ વર્ષે ફાગણ શુદિ ૮ શુક્રે શ્રીમાલ-જ્ઞાતીય શ્રે. માઇઆ ભા૦ માણિકદે સુ. સાતિગકેન પિતૃમાતૃ શ્રેયોર્થં આત્મશ્રેયસે શ્રી કુંથુ-નાથબિંબં કા૦ પ્રતિ૦ શ્રી નાગેન્દ્રગચ્છે ભ૦ શ્રી ગુણસમુદ્ર સૂરિભિઃ ॥ (પચતીર્થી)-ઉપર મુજબ અંક ૩૪૮.

અને ગુણસમુદ્રના ગુરૂ ગુણસાગરે સ. ૧૪૮૫ મા પ્રતિષ્ઠા કરાવી છે. સ. ૧૪૮૫ વર્ષે વૈશાખ શુ. ૬. રવૌ શ્રી ઓસ વાલ જ્ઞા૦ ॥......સુત સુડાકેન શ્રી વાસુપૂજ્યબિંબ કા૦ પ્ર૦ શ્રી નાગેન્દ્ર ગચ્છે શ્રી ગુણસાગર સૂરિભિઃ સર્વ દોષ હરણ નિમિત્તં ॥ છ ॥-અંક ૬૧૦.



## ૨૯ સોમસુંદર સૂરિ* (તપા ગચ્છના ૫૦ મા પટ્ટધર)

### (૪૩) આરાધના રાસ.

### (૪૪) + નેમિનાથ નવરસ ફાગ. (ગુજરાતી-પ્રાકૃત-સસ્કૃત મિશ્ર.)

આદિ—

આમાં પહેલાં મગલાચરણના બે સંસ્કૃત શ્લોક છે. પછી

રાસક

સમર વિસારદ સકલ વિસારદ સારદ યા પર દેવીરે
ગાઇસુ નેમિ જિણિંદ નિરજન રંજન જગહ નમેવીરે. ૩

* જન્મ સં. ૧૪૩૦, દીક્ષા ૧૪૩૭, વાચક પદ ૧૪૫૦, સૂરિ પદ ૧૪૫૭, સ્વર્ગ ૧૪૯૯ આ પ્રતિષ્ઠિત સૂરિનું ચરિત્ર 'સોમ સૌભાગ્ય કાવ્ય' માં ગૂંથેલું છે. તેમણે સંસ્કૃતમાં ભાષ્યત્રયચૂર્ણિ, કલ્યાણકસ્તવ, રત્નકોશ, નવ્યસ્તવી વગેરે કૃતિઓ કરી છે અને ગુજરાતીમાં તેમણે ગદ્યમાં ઉપદેશમાલા બાલાવબોધ (૧૪૮૫), યોગશાસ્ત્રપર (સં. ) ષડાવશ્યક પર (સં. ) આરાધના પતાકા પર (સં. ) નવતત્ત્વપર (સં. ) ષષ્ઠીશતકપર [સં. ૧૪૯૬] વગેરે બાલાવબોધ કર્યાં છે, તેમના શિષ્ય મુનિસુંદર સૂરિએ યોગશાસ્ત્ર-ચતુર્થપ્રકાશનો બાલાવબોધ રચ્યો છે.

રવિતલિ વરતઇં સોરીઅ પુરવર અવય નયર સિંગારરે
સમુદ્રવિજય્ તિહાં રાજા કરતિ પતિ રતિપતિનઉ અવતારરે. ૪

× × ×

આમાં ત્રણ ખંડ છે. ત્રીજા ખંડની

અંતે— આંદોલ

પ્રથમ અશોક વિશાલ ફુલ પગંર સુકુમાલ, નાદ મનોહરૂએ ચંચલ ચામરૂ એ,
હેમસિંહાસણ કંત ભામંડલ ઝલકત, દુંદુભિ અંબરિએ ત્રિણ્ણિ છત્ર ઉપરીએ. ૩૩

ઇમિ પ્રતિહારજ આઠ, કસર જિતો નગુપાઠ, રચઇં પુરંદરૂએ ભૂરિ ભગતિ ધરૂએ,
પાલીય જિનવર પાસિ, સંયમ મન ઉલ્લાસિં, સિવપુરિ પુહતી એ
રાજમતી એ સતીએ. ૩૪

ફાગ

ધવલ આસાઢની આઠમી નાઠ મહા મેવ નારી
નેમિ જિણેસર સિવપુરિ બપુરિ ગયુ ગિરિનારિ. ૩૬

પછી સસ્કૃતમાં બે શ્લોક છે, તેમાંના છેલ્લા શ્લોકની અંદર કર્તાએ પોતાનું નામ 'ભૂયાદુજ્જ્વલ સોમસુંદરયશાં શ્રી સંઘભટ્ટંકરં' એમાં બતાવ્યું છે.

—ઇતિશ્રી નેમિનાથસ્ય નવરસા વિધનં ભવિકજનરંજનં ફાગં સમાપ્ત મિતિ.

પત્ર ૪–૧૫ મોરબી. પ્ર૦જુલાઇ–અગસ્ટ ૧૯૧૭માં જૈન કૉન્ફરન્સ હેરેલ્ડ તથા મુનિ ધર્મવિજય તરફથી શમામૃતં અને આ સાથે છપાયેલ છે.

[ ધનદેવગણીએ સુરંગાભિધાન નેમિફાગ સં. ૧૫૦૨ માં રચેલ છે.]

## ૩૦ ભાવસુંદર ( ત૦ સોમસુંદર સૂરિશિ૦ )

**(૪૫) મહાવીર સ્તવન**—પાન વિહાર મંડન સ્ત૦ ઉજ્જનમાંના.

**આદિ—**

પણમવિ સરસય માય પાય, નિતુ બે કરજોડિય,

× × × ૧–૨

શ્રી સોમસુંદર સૂરિ રાઓ નિતુ સમરવિ નામ,
જગમ તીરથ સકલ મણિ બિય બોહસ ડાણું;
પચ મહાવય ધરણધાર ધુરિ પંચાચારો,
પચેંદ્રિય વસિકરણ મયણ જીતઉ સપરિવારો. ૩
મોહરાઓ જિણિ નિરદલિઓ, જીતા ચ્યારિ કષાય,
આ ગિરૂયા ગુણ સમરતાં, નિરમાલડીએ
દૂરમનિ દૂર પલાઈ. ૪

× × × ×

અંતે—

ઉલટ રસ એક મનિ, એક ચિત્તિ કરિ ભાવસુંદર,
જિમ નાસઈ અસુહ સિવિ સંપયંતિ સુખહ પરંપરિ,
પરતિ પરપદ પામિએ ઇહરતિ નવઈ નિહાણ,
ઇણિ કુલિ જગિઅ જાઉકર જિણવર જગ જિમ ભાણ;
જા મેરૂ ગિરિ જલલહરિ સાગર સકલ તારા મંડણું;
સસિ ભાણ ચંદ અચલ નાખિત્ર અમર પરિ જા મહિયલં,
તાં નિતુ નવી પરિ નિતુ ચડાવઇ અધિક યાન વિહારયં;
શ્રીસંઘ સહિતુ ભણિ તવનઉ, સ જયનિ શ્રી વીર જિણિંદએ,

---

## ૩૧ સાધુકીર્ત્તિ (વડતપગચ્છ—જિનદત્ત સૂરિ શિ૦)

(૪૬) મત્સ્યોદર કુમાર રાસ.

આદિ.

અંતે—

વડતપ ગચ્છ શ્રી જિનદત્તસૂરિ, તાસ સીસ જંપઇ ગુણભૂરિ,
સાધુકીર્ત્તિ ગણિ રચીઉ રાસ, ભણઇ ગુણઇ તસ પૂગઈ આસ. ૧૫૭
—ગણિ લક્ષ્મિ વિજયેન લિપિકૃતં ગણિ જયવિજય પઠનકૃતે.
૯૯–૬૧ (વિ. ધ,)

(આ રાસમાં થોડા વસ્તુ છંદ અને મુખ્ય ભાગે ચોપઇ છે. એક વિવાહછે કે જેમાં ચોપાઇને દરેક પાદને અંતે એ લગાડયો છે

(૪૭) વિક્રમચરિત્ર કુમાર રાસ સં. ૧૪૯૯ લખ્યાસાલ ૧૬૯૯

---

## ૩૨ માણિક્ય સુંદર (મેરૂતુંગ શિ૦) ૧૪૭૦ આસપાસ)

(૪૭) ચંદ્રધવલ ધર્મદત્ત કથા.

---

## ૩૩ તેજવર્દ્ધન (૧૫ સૈ.)

(૪૮) ભરત બાહુબલી રાસ.

---

## (૩૪) સર્વાનંદસૂરિ (૧૫ મા સૈકામાં થયા સંભવે છે.)

(૪૯) મંગલકલસ ચોપાઇ. (પ્રાચીન છે)

આદિ—

મંગલાચરણ.

સયલ મંગલ સયલ મગલમૂલુ મુણિનાહુ
આબુગિરિ આદિજિણુ પાય પઉમ પણમેવિ ભાવિણુ
ફછોલી મુખમડણુ પાસનાહુ ઉરવરિ ધરેવિણુ.
વાગુવાણિ સુભ વયણુલે અવતરી અક્ષરમાલ,
મંગલકલસ ચરિત હિત ભણુસિઉ રલિઅ રસાલ. ૧

દુહા—રલિઅ રસાલ નિસુણતાં મંગલકલસ ચરિત્ત,
ભવિઆં ભાવિઇ સંભલુ કરીઉ સુનિચલ ચિત્તુ. ૨
નિશ્ચલચિત્ત પસાઉલઇ વિઘન વિલીજઇ દૂરિ,
સુલલિત વાણી ઇમિ ભણઇ શ્રી સર્વાનંદસૂરિ. ૩

—પા. ભ.

આ રાસના કર્તા સર્વાનન્દસૂરિ કિયા ગચ્છના હતા અને તેમણે આ રાસ ક્યારે રચ્યો તે જણાતું નથી. એક સર્વાનન્દસૂરિએ સ. ૧૩૦૨ મા ચદ્રપ્રભ ચરિત્ર રચેલું છે. આ ચોપાઇમાં વસંત સામેરી ધ્રુપદ

વગેરે રાગો વાપરેલા છે. ચી. ડા.—બીજા સર્વાનન્દસૂરિએ જગડૂચરિત રચ્યું છે. આ કૃતિ પ્રાચીન છે ને તે ૧૫ મા સૈકાથી અર્વાચીન નથી જ એમ જણાય છે તેથી અત્યારે તો તે સૈકામાં મૂકી છે.

## ૩૫ મંડલિક.

### (૫૦) પેથડરાસ

આદિ—

વિણયવયણિ વીનવઉ દેવિ સામિણિ વાગેસરિ
હંસગમણિ આકાશભમણિ તિહૃયણિ પરમેસરિ
વીર જિણિંદ હ નમીય ચલણ ચઉવિહ શ્રી સંઘિહિં
કવડ જકખ જકખાધિરાજ સમરીય મનરંગિહિં. ૧
કોડીય નયર નિવાસણીય વદઉ અંબિકદેવિ,
શાસનદેવતિ મન ધરીય ગુરૂચલણ નમેવિ. ૨
રાસ રમેવઉ જિણભવણિ તાલમેલ હવિ પાઉ
સંઘ તલાયન રોપીઉ એ સભ ગિરિવિભગિરિ એવિ. ૩

× × × ×

અંતે—

સોમનાથ ચંદપહ વંદીય દેખીઉ વલીઉ જાંમ
દિઉ પીયાણ હિવ મન રહિસઉ, મંડલિક ભણઈ ઇમ.

દિઉ પીયાણ વેગિ તહિં હરીયાલા સૂડા રે તહિ નાચિન.
સૂરવાહે સંપત્ત મનીલા સૂડા રે.

—પ્રાગ્વાટ વંશ મૌક્તિક વ્ય૦ પેથડ રાસ સમાપ્ત

(પ્ર. કા; પાટણ.)

[ વિક્રમના ૧૩ મા શતકમાં થયેલા પોરવાડ વંશના પેથડશાહનાં સુકૃતો આ રાસમાં સંક્ષેપમાં વર્ણવેલા છે. રાસ ૧૫ મા શતકના આદિમાં રચાએલો લાગે છે. પેથડના વિશેષ વર્ણન માટે સુકૃતસાગર કાવ્ય જુઓ. ચિ. ડા.]

# વિક્રમ સોળમી સદી.



## ૩૬ દેપાલ.* ભોજક સં. ૧૫૦૦ થી ૧૫૨૨ સુધીમાં વિદ્યમાન કવિ.

(૫૧) જાવડભાવડ રાસ-પા. ૪

(૫૨) રોહિણીયા ચોરનો રાસ.

(૫૩) આર્દ્રકુમારનું સૂડ.

( દેપાલ ભણિ સાંજી ગઇલા મુગતિ આપુણી ધાનચી
સકતિ સયલ સંઘ પ્રસન. ) પ્ર. કા.

---

* પ્રસિદ્ધ નામી કવિ હતો. તેનું ટુંકું નામ દેપો હતું. શ્રી ઋષભદાસ કે જે ત્યાર પછી સત્તરમા સૈકામાં જૈનેતર કવિ પ્રેમાનંદને પણ ટક્કર મારે તેવો વણિક શ્રાવક કવિ થયો છે તેણે સંવત ૧૬૭૦ માં રચેલા પોતાના કુમારપાળ રાસમાં ઉલ્લેખ કરી તેના વખાણ કર્યા છે કેઃ—

આગિં જે મોટા કવિરાય, તાસ ભાય ચરણરજ ઋષભરાય,
લાવણ્ય, લીંબો, ખીમો ખરો, સકલ કવિની કીરતિ કરો.
હંસરાજ વાછો દેપાલ, માલ હેમની બુદ્ધિ વિશાલ,
સુસાધુ સમરો સુરચંદ, શીતલ વચન જિમ સારદચંદ'

વધું હકીકત માટે કોચર વ્યવહારી રાસ જુઓ. તેમાં જણાવેલું છે કે દિલ્લીના પ્રસિદ્ધ દેસલહરા શાહ સમરો અને સારંગ એમનો તે આશ્રિત હતો.

યાચક તેહના ઘર તણઉ વેધક નર વાચાલ,
જાણીતઉ જિનશાસની કહીઈ કવિ દેપાલ.

આમાં યાચક એ વિશેષણ તેમજ બીજે સ્થલે તેજ રાસમાં 'લેયોરે ઠાકુર તુમ જે ભાવઈ' એમ ઠાકુર શબ્દથી સંબોધન સૂચવે છે કે કવિ ભોજક હતો. ( વિજયધર્મસૂરિ કૃત ઐતિહાસિક રાસ સંગ્રહ ભાગ ૧લો ) આના એક કાવ્યની પ્રતિ સં. ૧૫૦૫માં લખાયેલી છે. દેપાલ ગુજરાતમાં ફર્યો હતો અને ગુજરાતમાં રહીને તેણે ઘણાં કાવ્ય રચ્યાં હતાં. એની જે કવિતાઓ મળી છે તે તે કવિના બીજા ગુજરાતી જૈન કવિઓના જેવીજ ભાષામાં છે. દિલ્લીની ભાષાની કશી અસર તેમાં જણાતી નથી. (મ. બ.)

(૫૪) વજસ્વામી ચોપાઈ સં. ૧૫૨૨

(૫૫) ચંદનબાલા ચરિત્ર ચોપાઈ—

આદિ—

વસ્તુછંદ.

વીરજિણવર પાય પણમેવિ પણમિય પરમેસરીય
હરખિ હીઆ સુધિ હંસગામિણિય
તિહૂયણ જિણ આણંદણી, વાગવાણિ સરસતિ સામણિ.
ચંદણબાલા ચરિત ગુણ, બુદ્ધિ માણ સુવિસાલ,
સંઘતણઈ સુપસાઉલિઇ, કહિઈ સુકવિ દેપાલ.

(૫૬) હરિયાળી. —પ્ર. કા.

(એ હરિયાળી જે નર જાણે, મુર્ખ કવી દેપાલ વખાણે.)

(૫૭) સ્થૂલિભદ્રની કક્કાવાળી—

એ ભલે ભલેરી અખિરહે બાવનહ ધરિ એહિ,
આગલિ મીંડઈ દસગણઇ અંકતણી પરિ એહ. ૧
ગણ ગરુઆ દોઈ લીહડી ગણપસ્તાર વિશાલ,
થૂલભદ્ર મુનિવર ચરીય, કહિસઈ કવિ દેપાલ.
કમણ વયણ નરવર રયણ રૂપિ-મયણ અ.

(૫૮) સ્થૂલભદ્ર ફાગ.

આદિ—

પણમિય પાસ જિણિંદવય અનુ સરસઈ સુમરેવી,
થૂલિભદ્દ મુણિપઈ ભણિસુ, ફાગ બંધિ ગુણ કેવી.
સોહગસુંદર રૂવવંતુ ગુણમણિ ભંડારો,
કંચણ જિમ ઝલકત કતિ સંજમ સિરિહારો.
થૂલિભદ્દ મુણિરાઉ જામ મહિયલુ બોહતઉ,
નયરરાય પાડલિય નયરિ પહુતઉ વિહરંતઉ. ૨.

× × ×

અંતે—

નંદઉ સો સિરિ થૂલિભદ્દ જો જુગહપહાણો
મલિયઉ જિણિ જગમલ્લ, સલ્લ રઈવલ્લહ માણો,
ચૈત્રમાસિ બહુ હરિસ રંગિઈ જુ મુણિ ગાએવઉ,
ખેલહિ નિયમણિ ઊલટિ હિત સુ ફાગ રમેવઉ. ૨૭

—૨૭ ટુંકોનું સુંદર કાવ્ય છે.

(૫૯) આર્દ્રકુમાર ધવલ.

આદિ—

માઈએ નયરહં સીહૂદુયારિ, પાંચ કન્યા રામતિ રમઈએ,
ચિહુપણ વરીવલા થંભ ચિયારિ, વરનવિ પામઈ પંચમીએ. ૧
વાવિ ચઉખંડીએ ચ્યારિ એ ખંભ, ચિહુ ચિહુ કુમારી ચ્યારઈ વરિયા એ,
રૂપિ નિરૂપમ જેસીય રંભ, ધણદત્ત ધૂય તેહે ખીજવીય. ૨

* * * *

ધન પ્રભાવિઈ કવિ દેપાલ, આર્દ્રકુમર વલી આવિઉ એ. ૪

ધવલ ૧

* * * *

અંતે—

અભયકુમાર તૂં મીત્રીઉએ, ન્યાયઈ એ વડબુદ્ધિ તૂં.
અમ્હ પ્રીય વાછતઈ રહાવીઉ એ, રમતલઈ બાર વરીસ તૂં.
અખઇયિ હોઈ જે વાછ તૂં, વડઉ લેસાલીઉ એ.

(૬૦) +સ્નાત્ર પૂજા.

આદિ.

પહેલાં, ત્રણ પ્રાકૃત આર્યા—ગાથા છે, પછી ઢાલ—ચાલ.

પવિત્ર ઉદક લેઇ અંગ પખાલી, વિવિધ વસ્ત્ર જાદવ ચિરમાલી,
કુસુમાંજલિ મ્હેલો આદિ જિણંદા, તોરા ચરણકમળ સેવે
ચોસઠ ઇંદા—કુસુમાં. ૧

* * * *

અંતે—

સરસ સેવતરી માલતી માળા, ગુણ ગાવે ઈમ કવિય દેપાલા.
ઋષભ અજીત સંભવ ગુણગાઉં, અનંત ચોવીશી જિનની
ઓળગ પાઉ.
કુસુમાંજલિ મ્હેલો વીર જિણુંદા, તોરા ચરણ૦

વસ્તુ.

જાઈ જુઈહિં જાઈ જુઈહિ કુંદ મંદાર,
નીલુપ્પલ કમલદલ, સિંદુવાર ચંપય સમુજ્જવલ
પસરતુ પરિમલ મિલિય, ગંધલુદ્ધ લુઠંત મહુયર,
ઈયિ કુસુમાંજલિ જિન ચલણિ, ચિંતિય પાવપણાસ,
મુક્કિય તારાગણ સરિસ (પાઠાંતરે મુક્કિય તારા અણુસરિસ)
ભવિયહ પૂરઉ આસ—
(પ્ર૦ વિવિધ પૂજાસંગ્રહ.

---

(૬૧) થાવચ્ચાં કુમાર ભાસ.

આદિ—નયર દ્વારામતી જાણીઇ, નરવર ગોવિંદો,
કુમર થાવચ્ચઉ તિહાં વસઇ, જિસિઉ પૂનિમ ચંદો. ૧

* * * *

અંતે—

દેપઉ ભણઈશ્રી સાધુનાં ગુણ રંગિઈ ગાઈ,
રાતિ દિવસિ સેવા કરઈ, તે સિદ્ધપુરિ જાઈ
—જિણુણી મનિ આસ્યા ઘણી. ૧૮
— ૨ ૧૧ વિ. ધ.

(૬૨) જંબૂસ્વામિ પંચભવવર્ણન ચોપઈ પ્રબંધ. સં. ૧૫૨૨
આશો શુ. ૧૫ રવિ.

આદિ—

ગોયમ ગણહર પય નમી આરાહિસુ અરિહંત,
હૃદયકમલ અહનિસ વસઈ ભવભંજણ ભગવંત. ૧

ભવભંજણુ ભગવંતનૂં આણુ અખંડ વહેસિ,
સીલ સિરોમણિ ગુણ નિલઉ, જંબુ કુમર વણેસુ, ૨

* * * *

અંતે—

સવત પનર બાવીસમઇં એ વ. રચિ ઇણુઇ (બાવીસ રવઉ આસોઇ)
પૂનિમઇએ,
ભણુઇ ગુણુઇ નરનારિ તેહ મનિ ઉપશમ રસ વસઈ એ. ૧૭૮
કાવ્ય—શ્રી જંબૂ સ્વામી રિદ્ધિ ગામી ભવહ પંચનણું ચરી,
ઉપગારકારી બુદ્ધિ સારી રચ્યઉ દેપઈ પપ કરી,
જે ભાવિ ભણુસઈ અનઈ સુણિસ્યઈ રહસ જાણી એહના,
જિણુ આણુ ધરસ્યિઈ ક્ષમા કરસ્યઇં કાજ સરસ્યઇં તેહના. ૧૭૯
( વિ. ધ. )—અપૂર્ણ પ્રાચીન પ્રત મારી પાસે છે.
—સં. ૧૬૯૩ વર્ષે આસો સુદિ ૭ શુક્રે લિખિત મુની જીવા-
મુનિ મેહાજલ પઠનાર્થં—ગુ. વિ.

---

## ૩૭ રત્નાકર સૂરિ.

### (૬૩) + આદિનાથ જન્માભિષેક.

આદિ—

વસ્તુ.

વિનીયનયરી વિનીયનયરી નાભિ નિયગેહિં
મરૂદેવિહિ ઊયરિસર, રાય હંસ સારિચ્છ સામિય,
સિરિ રિસહેસર પઢમ જિણુ, પઢમ રાયવર વસહગામિય,
વસહ અલંકિય કણય તણું, જાગો જગ આધાર,
તસુ પય વંદિય તસુ તણો, કહિશું જન્મ સુવિચાર. ૧

* * * *

અંતે— વસ્તુ.

રિસહ મજ્જણ રિસહ મજ્જણ કરિય સુરરાય,
ઉપ્પાડિય જય જય કરિય, જનની પાસિ મિલ્હેવિજત્તા;
નદીશ્વર અટ્ઠ દિવસ, કરિય દેવ દેવી નિયઠાણ પત્તા,
ઇણિપરિ સયલ જિનેશ્વરહિ, કરહુ ન્હવણ બહુભત્તિ
મુનિ રયણાયર પાવહર, જિમ તુમ દિયઇ વરમુત્તિ. ૧૨
—પ્ર૦ દેપાલની સ્નાત્ર પૂજામાં અંતર્ગત વિવિધ પુજા સંગ્રહ.
( દેપાલ કવિના સમકાલીન હોવા જોઇએ તેથી આ કવિને દેપાલ કવિ પછી મૂકેલ છે.)

---

## ૩૮ સંઘવિમલ ( મેલા સંઘવી ? ) ત૦ મુનિસુન્દર શિષ્ય.

**(૬૪) સુદર્શન શ્રેષ્ઠિનો રાસ પ્રબંધ સં. ૧૫૦૧ જેઠ શુદ ૪ ગુરુ.**

આદિ—

પહિલઉ પ્રણમિસુ અનુક્રમિઈં એ, જિણવર ચઉવીસ,
પછઇ શાસનદેવતાએ, તીહ નામઉ સીસ.
સમરીઅ સામિણિ સારદા એ, સાનિધિં સંભારઉ,
આગઈ પાલઉં પ્રતિપ નૂં એ, કવિ સિઉ એકા હરઉ. ૧
તઉ તૂઠી તતખિણિ ભણઇએ, હઉં આવિસુ અંગઈ
સેઠિ સુદસણ તણઉ રાસ રચિયો મન રંગઈ,
જંબૂ દીવહ ભરહ ખેત્ર વસુહાઈ વદીતી,
ચંપા નગરી ચતુરપણઈ અમરાપુરિ જીતી. ૨

× × ×

અંતે—

તીણઈ અવસરિ બ્રહ્મવ્રત લીયઇ એ મા. નર અનઈ નારીવૃંદ, સુ.
શીલ મહાતમ સાંભલો એ મા૦ વિષયઉ મૂલિય કંદ, સુ. ૪૭
તપગછિ ગુરુ ગોયમ સમાએ, મા. શ્રી મુનિસુંદર સૂરિ, સુ.
નામઇ સર્વ સિદ્ધિ સંપજૈ એ મા. દુરિય પણાસઈ દૂરિ, સુ. ૪૮

તાસુ તણુઈ સેવકિ રચઉ એ મા. રાસ હૃદય રૂડઈ રંગિ, સુ.
ચાપિઉં સીલ સોહાંમણૂ એ મા. આનંદ ઉપજઇ અંગિ. સુ. ૪૯
**સંવત પનર એકાતરઈ**, મા. જેઠહ ચૌથિ વિશુદ્ધિ, સુ.
પુષ્પ નક્ષત્ર ગુરૂવાર સિઉ એ, મા. ચરિત્ર એ પહુવિ પ્રસિદ્ધ સુ. ૫૦
જાં લગઇ મેરૂ મહીધરૂ મા. જાં જલ સાયર પૂર સુ.
શીલ **સુંદરિસન** ગાઈઈ મા. જાં લગઈ સસિ નઈ સૂર, સુ. ૫૧
જે નર શીલઈં નિરમલા એ, મા. નારિ નવાહિઆ મૂલ સુ.
એ કરજોડી કવિ કહઇએ મા. હું તીહ પગની ધૂલિ સુ. ૫૨
શીલ હિ સવિ સુખ સંપજઈ એ, મા. શીલ લગઈ નવનિધિ, સુ.
શીલઈં સુર સાંનિધિ કરઈ એ મા. શીલહિં સયલ પ્રસિદ્ધિ. સુ. ૫૩
શીલહિં ઉત્સવ નિતુ નવા એ મા. શીલહિં કોડિ કલ્યાણ, સુ.
શીલ લગઈ કહીયઇ કિસો એ, મા. પાંમીઈ પચમ ઠાણ સુ. ૫૪
શીલ પ્રબધ જે સાંભલઇ એ માલ્હંડતડે, નરનારીય તે ધન્ન, સુ.
સુદરિસન રિષિ કેવલી એ, મા૦ ચતુર્વિધિ સંઘ પ્રસન્ન, સુણિ સુંદ૦ ૨૫૫

—વિ. ધ. ચોપડો. પા. ૨૩–૩૭)

—સં. ૧૫૭૩ માંજ લખાયેલ પ્રત ડેહલાના ભંડારમાં છે.

—કુલ પાંચ ઢાળો અને ૨૫૭ પદ્ય. સાગર ભં. પાટણ.

[ આ કૃતિના કર્ત્તાનું નામ કોઈ પ્રતમાંની અશુદ્ધતાને લઇને 'મેલો સંઘવી' એવુ હોય એમ ઘડીભર લાગે છે. પણ સૂક્ષ્મતાથી વિચારતાં સંઘવિમલ એજ નામ ખરૂ જણાય છે. ]

---

## ૩૯ ધનદેવ ગણિ.

**(૬૫) સુરંગાભિધાન નેમિફાગ.** સં. ૧૫૦૨.

આદિ—

પહેલાં, સસ્કૃતમાં મગલાચરણ શાર્દૂલ શ્લોકમાં છે પછી પ્રાકૃતમા નીચે પ્રમાણે શાર્દૂલ છે:—

દેવી દેવિ નવી કવીશ્વર તણી વાણી અમીસારણી.
વિદ્યા સાયર તારણી મલ ધણી હંસાસણી સામિણી
ચદા દીપતિ જીપતિ સરસતિ મઇં વીનવી વીનતી,
બોલું નેમિકુમાર કેલિની રતિ ફાગિઈં કરી રંજતી. ૨
સરસતિ મુઝ મતિ દેવીઅ દેવીઅ તું જગિ સારરે,
નીલકમલ ફૂલ સામલ જિનવર વરણવુ નેમિકુમારરે. ૩
કામિત ફલ દાતાર સામી નેમિકુમાર
હાર મનોહરૂ એ મુગતિ રમણિ વરૂ એ.

× × ×

અંતે—

જ્ઞાન ઉપનું જાણીય રાણીય રાઇમઈ રંગી,
ગિરિ સિરિ સામીય નિરખીય હરખીય સા નિજ્જ અંગી,
સામી કેવલ કામિની, કરિ ધરી રાજીમતી નાદરી,
સા સારી નિજકાજ રાજકુમરી, મુગતિઇ ગઈ સા વરી
જે રેવઇ ગિરિ રાય ઉપરિ ગમઈ શ્રી નેમિ પાયે નમઈ,
તે પામઈ સુખસિદ્ધિ રિદ્ધિ હિ રમઈ શ્રી શાશ્વતી ભોગવઈ.

—ઇતિ શ્રી સુરંગાભિધો નેમિફાગઃ સંપૂર્ણઃ સંવત્
**૧૫૦૨ વર્ષે કૃતો ધનદેવગણિના.**

[ આ સંસ્કૃત પ્રાકૃત તથા ગૂજરાતી એમ ત્રણ ભાષામય છે. પાટણ ]

[ સોમસુંદર સૂરિએ પણ જૂદો નેમિનાથ નવરસ ફાગ એજ ત્રણ ભાષામાં રચ્યો છે, અને તેજ સમય આસપાસમાં. જુઓ પંદરમી સદીના અંતમાં સોમસુંદર સૂરિ. ]

---

## ૪૦ સંઘકલશ ગણિ. ( ત૦ રત્નશેખરસૂરિ–ઉદયનંદિશિ. )

**(૬૬) સમ્યકત્વરાસ** ( અષ્ટ ભાષામાં ) સં. ૧૫૦૫ માગશર તલવાડામાં

**અંતે—**

તપ ગચ્છિનાયક જંગનિલઉ એ માલ્હંતડે;

શ્રી સોમસુંદર સૂરિ, સુણિ સુદરે, શ્રી મુનિસુંદર સૂરિ માલ્હંતડે,
જયવંત જયચદ્ર સૂરિ, સુણિ સુંદરે ૮
શ્રી ગુરૂરાજ વિશાલરાજ, માલ્હં. ચિહું દિસિ કરઇ વિહાર, સુણિ,
સંમકિત રયણ પ્રકાસતાં, મા૦ સાસણ ભાસ ભાસણ હાસ. સુ૦. ૯
એ ગ્યારઇ ગુરૂ તપગચ્છ ગુરૂએ, મા૦ રત્નશેખર સૂરિરાય સુ૦
ઉદયનદિ ગુરૂ વંદિઇએ, મા૦ જંગમતીરથ પ્રાય સુ૦ ૧૦
સવત પનર પંચોતરઈ એ, મા૦ માગસિર રચિઉ રાસ સુ૦
તલવાડા પૂરિ નિપનુએ મા૦ પુણ્યરસ કલસ સંકાસ. સુ૦ ૧૧

—ઇતિ પં. સંઘકલસ ગણિ વિરચિતં સમ્યક્ત્વ રાસ સમાપ્ત.
સ. ૧૫૩૮ વર્ષે ચૈત્ર સુદિ ૧ દિને, પૂજ્ય પં. જયહેમગણિ
શિષ્ય લાવણ્યધીર ગણિના લિખિતં–સા૦ ભં. પાટણ..

---

## ૪૧ આનંદમુનિ.

**(૬૭) + ધર્મ લક્ષ્મી મહત્તરા-ભાસ. સં. ૧૫૦૭**

**આદિ.**

ઢાળ પ્રથમ.

સકલ સદા ફલ વિમલ ગિરિ, જિણ ચઉવીસ પ્રણામ,
કરિસૂં કવિતુ સોહામણૂં એ, ગચ્છ રતનાગર નામ. ૧

* * * *

**અંતે—**

જાણુતી એ ગુરૂ ઉવયાર, શ્રી ધર્મલક્ષ્મી મુહત્તરાએ,
મંડવૂ એ નગર પ્રવેસિ, સંવત પનર સતોતરઈ એ,
શ્રી મુહત્તરૂ એ ભાસ કરેસિ, ઓસવંસિ આનંદમુનિ ૫૧
શ્રી સઘૂ એ સિઉ અનદિન, મંડણ ભીમ સહોદર એ,
સોની એ ભોજા તન સંઘપતિ માણિક પય નમઇ એ
ધામિણિ એ ધો આસીસ, શ્રી રયણસિંહ સૂરિ પરિવાર સહ
જીવું એ કોડી વરીસ, શ્રી ધર્મલક્ષ્મી મુહત્તરા એ. ૫૨

દૂહઉ

શ્રી ધર્મલક્ષ્મી મુહત્તરા, અવિચલ જાં સસિભાણ,
અહનિસિ એહ ગુણ ગાઇતાં, રિદ્ધિ વૃદ્ધિ કલ્યાણ. ૫૩
—ગ્રંથાગ્ર ૭૫. પ્ર૦ જૈ. ઐ: ગૂર્જર કાવ્ય સંચય.

---

## ૪૨ આસાયત.

### (૬૮) હંસવત્સકથા ચોપઈ (વત્સરાજ હંસરાજ ચોપઈ)

લ. સં. સં. ૧૫૧૩ પહેલાં.

આદિ—

અમરાવઇ સંમાણં, પ્રત્યક્ષ પ્રમાણં, અવર નયરાણં.
પુર પટ્ટણ પયઠાણં, અયઠાણં વીર બાવનયા. ૧

ચઉપઈ—

શિખર બદ્ધ દસ સહસ પ્રાસાદ કનક કલસ ધન નરવઇ નાદ,
ગોદાવરીનુ નિર્મ્મલ નીર, પુર પહિઠાણ વસઇં તસુ તીર.

*   *   *   *

અંતે—

ધર્મઈ લાભઇ અવિચલ શર્મ, જઇ પુણ છાંડઉ પાપ જિ કર્મ્મ,
દેવ આરાહુ જિણવર નામ, દુખ તણઉ જે ફેડઇ ઠામ. ૩૦
અવર દેવ જઉ પૂજઇ પાય, જિણ પૂજઇ દેહ નિર્મ્મલ થાઇ;
જિણવર બોલિઉ ધર્મ્મ તે કરઉ, પાપરેડ જિમ હેલા હરઉ, ૩૧
ગુણવંત ગુરૂ પાય અણસરૂ, મુક્તિ પુરી માંહે અણસરૂ
પુર પહિઠાણ યાદવવંશ, વર્ણવયો વત્સરાજ નઇ હંસ ૩૨
સકલ લોક રાજા રંજની, કુલયુગ કથા ઉનાઇ વાવની,
ગાહા દુહુ વસ્તુ ચઉપઈ, સુજિસ્યઈ ચ્યારિ બત્રીસાં હુઈ. ૩૩
જૂઅલી ત્રિણસઇ વિશાલા, તિણ મોહમાયા જાલા,
સુણતાં દોષ દરિદ્ર સવિ ટલઈ, ભણઇ અસાઇત તિહ અફલાં ફલઈ ૩૪

—૪ ખંડ છે. દરેકની અંત કડીમાં 'અસાઇત' એમ લખેલ છેઃ સ. ૧૫૧૩ વર્ષે પોષ વદિ ૧૨ વિપ્ર મુરારિકે—વિવેકવિજય ભંડાર ઉદયપુર.

—ઇતિ શ્રી હંસ વત્સ કથાયાં ચતુર્થ ખંડ સમાપ્ત. સં. ૧૬૫૯ વર્ષે ભાદ્રવા સુદિ ૮ દિને ઋ૦ ઉદયચંદ્ર શિ. ઋ૦મનોહર લિ૦ નાદસમાં અંકગે પાનાં ૨૩–૧૨–ન. ૫૨. ડે. કૅા.

---

## રત્નશેખર ૧૫૧૦ આસપાસ.

(૬૯) રત્નચૂડ રાસ. —ડે૦, ભા૦.

---

## ૪૪ કલ્યાણસાગર.

(૭૦) વીશી (૨૦ વિહરમાન જિન સ્તુતિ) પૈકી ૧૪ જિનસ્તુતિ.

આદિ.

શ્રી સીમધર સાભલઉ, એક મોરી અરદાસ
સુગુણ સોહાવા તુમવિના, રયણી હોઈ છમાસો

—જીવન જગધણી.

× × × ×

અંતે—

કલ્યાણસાગર પ્રભુસુ રમિજી, હરીય ફરી મુઝ મીટ. ૫. તું.
—ભુજંગ સ્વામિ ગીત.

[ પછીનાં ૬ જિનનાં ગીત સૌભાગ્યરત્ને પૂરાં કર્યા છે. ]

૭–૧૩ આ. ક.

(૭૧) અગડદત્ત રાસ ( ૧૫૧૦ આસપાસ મ. કી. )

---

## ૪૫ ઋષિવર્દ્ધન સૂરિ. (આં. ગચ્છનાયક જયકીર્તિ-સૂરિ શિ૦)

(૭૨) નલદવદંતિ રાસ–નલરાજ ચઉપાઈ. સં. ૧૫૧૨ ચિત્રકોટ ગિરિમાં–ચિતોડમાં.

આદિ— ધૂરિ દૂહા.

સયલસંઘ સુહસંતિકર, પ્રણમીય શાંતિ જિણેસુ,
દાંન શીલ તપ ભાવના, પુણ્યપ્રભાવ ભણેસુ. ૧
સુણતાં સુપરિસ વર ચરિય, વાધઈ પુણ્ય પવિત્ત,
દવદંતી નલરાયનૂં, નિસુણુ ચારૂ ચરિત્ત. ૨

× × × ×

અંતે—

શ્રીય અચલ ગચ્છનાયક ગણધર, ગુરૂ શ્રી જયકીરતિ સૂરીસવ,
જાસ નામિ નાસઈ દુરિત; ૩૨૮
તાસુ સીસ ઋષિવર્દ્ધન સૂરિઈં,
કીઉ કવિત મન આનદ પૂરિઈં, નલરાય દવદંતી ચરિત. ૩૨૯
સવત પનરબારોત્તર વાસે, ચિત્રકૂટ ગિરિનગર સુવાસે,
શ્રીયસંઘ આદર અતિ ઘણઈ એ;
એહ ચરિત જે ભણઈ ભણાવઈ, રિદ્ધિ વૃદ્ધિ સુખ ઉચ્છવ
આવઈ, નિતુનિ મંદિર તસ તણઈ એ. ૩૩૧.

—૪૭૧ શ્લોક પૂર છે. (સાગરભંડાર પાટણ.)
—પત્ર ૧૧ લિ૦ સં. ૧૫૭૯ ભ. શ્રી જિનસાધુસૂરિણા.
—હા. ભ. પાટણ દાબડો ૮૦

—પચસપ્તિ ચતુસખ્યા સતિ શ્લોકા વિલોકિતા
પ્રાકૃતે નલવૃત્તેડત્ર પ્રત્યેકાક્ષર સખ્યયા. ૧

ઈતિશ્રી નલપંચભવરાસ વડો નલરાસ સંપૂર્ણ. સ. ૧૬૫૦ વર્ષે વૈશાષ શુદિ ૭ રવૌ લષિતં શ્રી વટપદ્ર નગરે. ૧૬–૧૩ આ. ક. —પૃ. ૧૦ અમ.

—સં. ૧૬૧૯ વર્ષે શાકે ૧૪૮૫ પ્રવર્ત્તમાને ચૈત્ર શુદિ ૧ ગુરૌ શ્રી અંચલગચ્છે. વ્યવ૰ ઉદયકિરણ લિખાપિતં. (વિ. ધ. એક ચોપડામાં પાના ૧૮૦ થી ૧૯૫. પંક્તિ ૧૮)

---

## ૪૬ મતિશેખર (ઉ૦ દેવગુપ્તસૂરિ-સિદ્ધિસૂરિ-કક્કસૂરિ-શીલસુંદર શિ૦)

(૭૩)ધન્નારાસ. સં. ૧૫૧૪

આદિ.

પહિલઉં પણમી પયકમલ વીરજિણંદહ દેવ,
ભવિય સુણઉ ધન્નાતણઉ, ચરીય ભણઉં સંખેવિ, ૧
જિણવરિ ચિહું પરિભાસિયઉ, સાસણિ નિર્મ્મલ ધર્મ્મ,
તિહા ધુરિ દાન પ્રસંસીઇ, જિણિ તૂટઈ સવિ કર્મ્મ ૨

વસ્તુ—

દાન ગિરૂઉ દાન ગિરૂઉ દાનિ જસ કિત્તિ,
દાનહિ વસિ ત્રિણઈ ભુવન, દાન માન આપઈ નરા હિવ,
દાનિ દુરિય નાસઇં સયલ, દાનિ સેવ સારઇ સુરા હિવ,
દાન જેમ ધન્નઈ દીયો, પુંન્નહિ પાંમીય પાન,
સાવધાંન તુમ્હિ સાંભલઉ, પરય ભવ અવદાત. ૩

* * * *

અંતે—

શ્રી ઉવએસ ગછ સિણગારો પહિલો રયણપ્પહ ગણધારો,
ગુણિ ગોયમ અવતારો.
જકખદેવ સૂરીય પ્રસિધ્ધો તાસ પાટિ જિણિ જગિ જસ લીધો,
સંયમ સિરિ ઉરિહારો ૨૬

અનુક્રમિ દેવગુપતિ સૂરીસ, સિદ્ધિ સૂરિ નામિં તસ સીસ
મુણિજણસેવીય પાય
તાસ માટે સંપઈ જયવંતો ગછનાયક મહિમા ગુણવંતો
કક્ક સૂરિ ગુરૂ રાય. ૨૭
સઈ હત્થિ થાપીય તિણિ ગુણહારા, ગુણવંત સીલસુંદર સારા
વારીય જિણિ અણગો.
તાસ સીસ મતિસેહર હરસિહિં પનરહસઇં ચઉદોત્તર વરસિંહિ.
કીયો કવિત અતિચંગો. ૨૮

( વધુ બીજી પ્રતમા ) ——ચેનસાગર ભ. ઉદયપુર.

એઉ ચરિત ધન્નાનઉ ભાવઈ, ભણઇ ગુણઈ જે કહઇ કહાવઇ,
જે સંભલિ ધઇ દાન
તે નર વંછિત ફલ પાવઇ, વિલસઇ નવઇ નિધાન.

——વિ. ધ. ચોપડો ૮૫-૧૦૫

——હાલાભાઈ નાં. પાટણ; રત્ન; આમોદ.

## (૭૮) નેમિનાથ વસંત ફુલડાં.

આદિ.

સારદ માઈ પાય નમીનઈ માગઉં એક પસાય રે
નેમિ જિણેસરના ભવ ગાઈસુ, લાગઉ મુઝ મનિ ઢાઉરે, શ્રી યાદવકુલ મંડણઉ.
યાદવ કુલ મંડણઉ સ્વામી નેમિ જિણંદરે.
ભાવઈ જસુ પયકમલ જુહારઈ સુરવર કિનર ઇંદરે.

× × × ×

અંત—

સો પરમેસર કેસર ચંદન પૂજઉ કુસુમ કપૂરરે.
કહઈ મતિશેખર સુણઉ મતિશેખર, જિમ પૂજઇ
સુખ પૂરરે—૧૦૭

વસંતમાસ શ્રી નેમતણુઈ ફૂલડે ફાગ પ્રબધરે,
રંગિ હિ ચંગ લેઇનઈ ગાસઈ, તિહિ દુષ તણુઉ ન ગધરે. ૧૦૮
—સં. ૧૫૭૬ વર્ષે ચૈત્ર માસે કૃષ્ણ પક્ષે ૧ તિથૌ સોમવાસરે
શિવલાભ લિષત–૬–૧૪ વિ. ધ.

(૭૫) કુરગડુ (કૂરઘટ) મહર્ષિરાસ. ૨૪૫ ગાથા. સં. ૧૫૩૭.
—રત્ન, ચં, ડે.

(૭૬) મયણરેહા સતી રાસ. સં. ૧૫૩૭.–ડે૦

[ હર્ષસૂરિ ( કક્કસૂરિ શિ. ) કૃત ધન્ના ચોપઈ સં. ૧૫૧૪ આણેક. આ પ્રમાણે નોંધાયેલ છે, પણ કર્ત્તાનું ખરૂં નામ તો ઉપરોક્ત મતિશેખર લાગે છે. ]

---

## ૪૭ જિનવર્દ્ધન. ( સં. ૧૫૧૫ આસપાસ )

(૭૭) ધન્નારાસ ( પ્રત સં. ૧૮૦૫ )–રત્ન, અમ
+ ઉપદેશકારક કક્કો. પૃ. ૩૩૭ સ. મા. ભી.

---

## ૪૮ ન્યાયસુંદર ઉ. ( ખ. જિનવર્ધનસૂરિ શિ. ).

(૭૮) વિદ્યાવિલાસ નરેંદ્ર ચઉપઈ. સ. ૧૫૧૬.

અંતે—

ઇણિ પરિ પુર ( ણ્ય ? ) ઉપાલી આઉ દેવલોક પહુતઉ નરરાઉ,
ખરતર ગચ્છિ જિનવર્ધનસૂરિ, તાસુ સીસ બહુ આણંદ પૂરિ. ૩૫૫
શ્રીઅ ન્યાયસુંદર ઉવઝાય, નરવર કિધ પ્રબંધા સુભાય,
સંવત પનર સોલ વરસમિ, સંઘ્ર વેયણ એવિહિય સુરામ. ૩૫૬
વિદ્યાવિલાસ નરિંદ ચરિત્ત, ભવય લોય કહૂ એવ પવિત્ર.
જે નર પઢઈ સુણઇ સાંભલઈ, પુણ્યપ્રભાવ મનોરથ ફલઈ. ૩૫૭
—સંવત્ ૧૬૬૨ વર્ષે જ્યેષ્ઠ શુદ ૬ રવઉ–ભાવ. ( પૃ. ૧૫ પં. ૧૩ )

---

## ૪૯ રત્નસિંહ શિષ્ય (ત૦)

(૭૯) જંબૂસ્વામિરાસ સં. ૧૫૧૬ બીજા શ્રાવણ શુ. સોમ૦

આદિ—

સરસતિ સામણિ સારદાએ, ગોયમ ગણધાર,
રાસ બંધિ ગુણવત્તીઈ એ સિરિ જંબં કુમાર.
જબૂદીવહ ભરહક્ષેત્ર મગધ વર દેસ,
નયર રાજગૃહિ જાણીઇએ શ્રેણીય નરેસ. ૮

* * * *

અંતે—

સંવત પનર સોલોતરઈ એ માલત. બીજઇ શ્રાવણ માસિ, સુણિ સું.
શિવતિથિ હૂતી ઉજલી એ, માલ૦ સોમવારઇ હૂઉ રાસ. ૧૦
તપગચ્છિ ગણધર અભિનવાએ માલં. અવતરિય ગોયમ સામિ સુ,
રયણસિંહ સૂરિ ધ્યાઈયઈ એ માલં. અટ્ટ મહા સિદ્ધિ નામિ. ૧૧
તાસ સીસ ઇણિ પરિ ભણઈ માલં. વિનય કરી અપાર, સુ.
રાસ ભણું રલીયામણરે મા૦ યશ કરી ભવિક ભંડાર. ૧૧
ગુણિસઈ ભણિસઈ નિસુણિસઈ એ, જંબૂય સામિનુ રાસ,
તસ ઘરિ અંગણિ પામીઈ એ, નવનિધિ તણુઉ નિવાસ. ૧૨
ચદ સૂરિ જાં ઊગઇએ માલં, મેરૂ ગિરિ ધ્રૂય તાર,
તાં લગઈ હર્ષઈ ગાઇઅ માલં. સામી જંબૂ કુમાર. ૧૩

—૬-૧૩ ( વિ. ધ. )

---

## ૫૦ રાજતિલક ગણિ.

(૮૦) શાલિભદ્ર મુનિરાસ. આ ૩૫ ટુંકનો પ્રાચીન રાસ છે.

આદિ—

થંભણપુરિ પહુ પાસનાહ પણમેવિણુ ભત્તિએ,

હઉ પભણિસુ સિરિ સાલિભદ્દ મુણિતિલયહ રાસૂ.
ભવિયહુ નિસણહુ જેણુ તુમ્હ હુઇ સિવપુરિ વાસુ. ૧

* * * *

અંત—

સેણિય બોહિય ભદ્દા નિય ધરિ, પત્તા સબ્બર્દ્ધ સિદ્ધિ તે મુણિવર,
રાજતિલક ગણિ સંથુણઇ, વીર જિણેસર ગોયમ ગણહરૂ.
સાલિભદ્દ નહિ ધન્નઉ મુણિવરૂ, સયલસંધ દુરિયઇં હરઉ. ૩૪
સાલિભદ્દ મુણિ રાસો જે ખેલા દિતી,
તેસિં સાસણદેવી જણયાઉ સિવ સંતી. ૩૫

[ મ. બ. ]

[ પૂર્ણિમા ગચ્છમાં એક રાજતિલક સૂરિ થયેલ છે કે જેના ધાતુપ્રતિમાપરના લેખ સં. ૧૫૧૬ તથા ૧૫૨૯ ના મળી આવ્યા છે, તે કદાચ આ કવિ હોય–તેથી તેમનો સમય સોળમા સૈકામાં પૂર્વાર્ધ મૂક્યો છે. ]

---

## ૫૧ બ્રહ્મજિનદાસ. ( દિ૰ સકલકીર્ત્તિ-ભુવનકીર્ત્તિ શિ. )

(૮૧) હરિવંશરાસ. સં. ૧૫૨૦.

આદિ—

અંતે—

લોભવાહિં જીવ ગમાર, મિથ્યા ધરમ થાપ્યો અપાર,
શાસ્ત્ર લોપ્યાં બહુ જિનવરતણાં, કુમત થાપ્યા તીણેં આપણા. ૩૫
હુંડા સર્પિણી કાલ વિશાલ, પચ મિથ્યાત ઉપજેં ગુણમાલ,
જિમ પૂનિમ થકી ચંદ્રકલા હાણિ, તિમ પંચમકાલિં જિનવરવાણિ. ૩૬
જો(ઇ) લો કાલ તણો પરતાપ, બ્રલિભદ્રે મિથ્યાત કીયો વ્યાપ,
ઇણીપરિં જસ વાપ્યો અતિ ઘણો, બલિ દેવિં નારાયણ તણો. ૩૭

તિહાં થકો નારાયણ હવો દેવ, પ્રજા લોક કરિ બહુ સેવ,
દયા ધરમ છોડયો તીણે યગ, આચાર તણો બહુ કીયો ભંગ. ૩૮

* * *

જિણ સાસણ નિકલંક અપાર, મારગ મુગતિ તણો ભવ પાર,
દિગબર નિગ્રંથ ગુરૂયગ, જીવ દયા દીસે ઉત્તંગ. ૪૯

* × *

નેમી જિનેશ્વર ગિરનાર ઉપર આવી ગ્યા તે સંબધી કહે છે કેઃ-
સહસ્ત્ર વરસ ભોગવ્યો સ્વામી આય, દશ ધનુપ નિરમલ ગુણ કાય.

* * *

શ્રી મૂલસંઘ અતિ નિરમલો, સરસતિ ગચ્છ ગુણવંત,
શ્રી સકલકીરતિ ગુરૂ જાણીઈ, જિણ સાસણિ જયવંત. ૧
તાસ પાટિ અતિ રૂયડા, શ્રી ભુવનકીરતિ ભવતાર,
રત્નત્રય કરી મડીયા, ગુણહ તણા ભંડાર. ૨
તે મુનિવર પાય પ્રણમીનિં કીયો સવિ સાર,
**બ્રહ્મજિણદાસ** ભણે રૂયડો, પઢતાં પુન્ય અપાર. ૩
સિષ્ય મનોહર રૂયડો, મલ્લિદાસ ગુણદાસ,
પઢો પઢાવો વિસ્તરો, જિમ હોઇ સૌખ્ય અપાર. ૪
ભવીયણ જીવ સંબોધવા, કીયો રાસ એ સાર,
અનેક કથા ગુણિ આગલો, દયાતણો ભંડાર. ૫
સંવત ૧૫ વીસોતરા, વૈશાખ માસ વિશાલ.
શુકલ પક્ષ ચઉદિસિ દિને, રાસ કીયો ગુણમાલ. ૬

વસ્તુ.

રાસ કીયો રાસ કીયો સાર મનોહર,
અનેક કથા ગુણિ આગલો, હરિવંસ તણો સાર,
......એ કવિત કરી સાંભલો, ભાવ ધરો મનમાંહિ ઉજ્જલ,
શ્રી સકલકીરતિ ગુરૂ પ્રણમીનિ, બ્રહ્મજિણદાસ ભણિં સાર,

પઢિં ગુણિં જે સાંભલે, તેહનિં પુણ્ય અપાર.

—ઇતિ શ્રી હરિવંશરાસ. સમાપ્ત. સં. ૧૭૫૧ વર્ષે માહ શુદિ ૧૪ શનૌ— ( મ. બ. )

(૮૨) યશોધર રાસ.—ખંભાત ૧ ભંડારમાં.

(૮૩) આદિનાથ રાસ.—પા. ૧ ભંડારમાં.

(૮૪) શ્રેણિક રાસ.

આદિ—

વસ્તુ.

વીર જિણવર વીર જિણવર નમુ તે સાર
તીર્થંકર ચઉવીસમુ વાંછિત બહુ દાંન દાતાર
સારદા સામિણિ વલી તવું બુદ્ધિસાર હુ વેગિ માગુ
ગણધર સ્વામી નમસ્કરૂ શ્રી સકલકીરતિ ભવતાર
શ્રી ભુવનકીરતિ ગુરૂમનિ ધરૂ કરિસું રાસ હું સાર. ૧

ભાસ જસોધરની.

ભવિયણ ભાવઈ સુણો આજ મનિ નિશ્ચે આણી
શ્રેણિકરાજા તણો રાસ હું કહિસું વખાણી. ૧

* * * *

અંતે—

વસ્તુ.

શ્રેણિકરાજા શ્રેણિકરાજા તણો એ રાસ
પઢે ગુણે જે સાંભલેં એક મનાં ધરી ભાવ ઉજ્વલ
............સંપડે, સરગ મુગતિ ફલ સસાર નિરમલ
શ્રી સકલકીરતિ ગુરૂ પ્રણમી..............
બ્રહ્મ જિણદાસ ભવણેં નિરમલ સુનતાં પુન્ય અપાર. ૨૨

—સં. ૧૬૧૩ વર્ષે શ્રાવણ શુદિ ૧૧ શુક્રે કહ લિષી બાઈશ્રી માનિક શ્રી શિષ્ય જિનમતિ શ્રી વાઈ. લિષિત શ્રી વસા વનુ કાયથા. પાં. ૫૨ પંક્તિ ૧૦. ભાવ.

## ૫૨ જ્ઞાનસાગરસૂરિ શિ. ( વડતપગચ્છ )

**(૮૫) જીવભવસ્થિતિ રાસ.** સં. ૧૫૨૦ ફાગુણ ૧૩ રવિ.

અંતે—

વડતપ ગચ્છ રત્નાગરસાગર જિમ ભરપૂરિ,
તિહાં ગચ્છપતિ અછઈ વિદ્યમાન શ્રી **જ્ઞાનસાગરસૂરિ.** ૪
તાસ વયણ સુણ્યાં મન શુદ્ધિઈં તીણઈં બુદ્ધિ હૂઓ પ્રકાસ,
કીધુ ઉપગારતણી મતિ જીવભવ સ્થિતિ રાસ. ૫
**પનરસેવીસા** ફાગુણ સિદ્ધિ તણઉ નિવાસ
રવિ પક્ષ અને તિથિ તેરસિ તે રચ્યઉ પુન્યપ્રકાસ. ૬

—ઈડર બાઈઓનો ભંડાર.

---

## ૫૩ ભક્તિવિજય.

**(૮૬) ચિત્રસેન પદ્માવતિ રાસ** સં. ૧૫૨૨

---

**૫૪ પેથો.** (જાંબૂગ્રામ વાસી શ્રીમાલ જ્ઞાતિનો શ્રાવક–ગુરૂ આંચલગચ્છીય જયકેશરસૂરિ–આચાર્ય ૧૪૯૪, ગચ્છનાયક પદ ૧૫૦૧–સ્વર્ગ ૧૫૪૨ )

**(૮૭) પાર્શ્વનાથ દશભવ વિવાહલો.** (સં. ૧૪૯૪ પછી અને ૧૫૪૨ પહેલાં.)

આદિ—

( માઈ એ નયરહ સીહ દૂઆરિ—એ ઢાલ. )

સરસતિ સામણિ કરૂંઅ પસાઉ, મુઝ મનિ એહ ઊમાહિલુએ,
ધ્રવલબંધિઈં અઇ લાગઉં ઢાઉ, ગાયશું જિણહ જીરાઉલુએ. ૧
મૂલચરિત્ર પ્રભકેરઉં **પાસ,** ભાવિહિં ભવીયણુ સાંભલુ એ,
સાંભલતાં હુઈ પુણ્યપ્રકાસ, દસઈ ભવંતર દેવના એ. ૨

* * * *

અંતે—

ઢાલ. ઊલાલું.

જીમ સહિ સમુપિ હોઈ, કોડિ વરસ કવિ જોઈ, ૧
તુ લવલેશ ન જાણઈ, મૂરખ કિશૂંઅ વખાંણઈ. ૨
મતિ પેથ ઈમ બોલઈ, અવર ન કોઈ તુમ્હ તોલઈ, ૩
તૂં માયા તૂંઅ તાત, કહૂઅ કિસીપરિ વાત ૪
દં તુ પરિ પ્રવાહિઉ, તૂં અશરણાગત સાહિઉ. ૫
કરિ કરિ દેવ પસાઉ, જગિ જીરાઉલિ રાઉ. ૬
રાપિ રાપિ મૂઅ સ્વાંમી, તૂ તુ પાય શરનાંમી ૭
કીધૂ કવિત વિશાલો, રૂઅડૂં અનઈ રસાલો. ૮
પઢન ગણંતાંહાં સિધે, આવઇ અવિચલ રિધિ. ૯

—વિધિપક્ષના સુશ્રાવક નિજપરમભક્ત શ્રી જયકેસરસૂરિના પ્રતિબોધ્યા-શ્રી જાંબૂગ્રામે વાસ્તવ્ય શ્રીમાલજ્ઞાતીય મહં-શ્રી પેથાકૃત દશભવ-શ્રી પારિસ્વનાથ વીવાહલુ કૃતં.

(વિ. ધ. ચોપડો. ૧૯૫-૨૦૩ પંક્તિ. ૧૮

---

## ૫૫ લક્ષ્મીરત્નસૂરિ (જયકલ્યાણસૂરિ-વિમલસોમસૂરિ શિ.)

### (૮૮) સુરપ્રિય કુમાર રાસ.

અંતે—

ગુરૂશ્રી જયકલ્યાણ, સૂરિ સરોમણિ સુંદરૂં, વણઝારા રે ૮૧
તાસ પાટિ જગિભાંણ, શ્રી **વિમલસોમિ** સહગરૂ, વણ. ૮૨
**લક્ષ્મીરત્ન** સૂરિંદ્ર, તસુ સીશ ઈમ ઉચરઈ, વણ. ૮૩
જે ખામઈ નિજ દોસ, નિશ્ચઈ ભવસાયર તરઈ, વણ. ૮૪

—પ્ર. કા., ખં. ૧, પા. ૩

+અભક્ષ્ય અનંતકાયની સ૦ ૧૪૪ સ. મા. બી.
અઈમિત્તા સ૦ (વીર જિણંદ વાંદિને ગૌતમ.) ૧-૧૩ આ. કે.

[ જયકલ્યાણસૂરિ એ નામના તપગચ્છમાં આચાર્ય થયા છે તેનો ધાતુ પ્રતિમાપર લેખ સં. ૧૫૦૨ નો મળી આવે છે. ધાતુ પ્રતિમાલેખ સંગ્રહ ભા. ૧. તેજ કવિએ પોતાના પ્રગુરૂ તરીકે ઉલ્લેખેલ હોય. તેથી આને ૧૬ મા સૈકામાં ગણી શકાય. ]

---

**૫૬ જ્ઞાનસાગર** ( નાયલ–નાગેંદ્રગચ્છ. ગુણસમુદ્રસૂરિ–આણંદપ્રભસૂરિ ?–ગુણદેવસૂરિ શિ. )

**(૮૯) જિનવભવસ્થિતિ રાસ.** સં. ૧૫૨૩ ગાથા ૨૨૩૨ પા. ૫૪ અમ.

( આ ઉપર જણાવેલ નં. ૮૫ નો રાસ લાગે છે. )

**(૯૦) સિદ્ધચક્ર રાસ.**—શ્રીપાલ રાસ સં. ૧૫૩૧ માગશર શુદ ૨ ગુરૂ.

આદિ— દૂહા.

કરકમલ જોડેવિ કરિ, સિદ્ધ સયલ પણમેવિ,
શ્રી શ્રીપાલ નરિંદનઉ રાસ બંધ પભણેસિ. ૧
મહિઅલિ મત્ર અનેકિ છઈ, પંપલિ મ પડિ ગમાર,
ભવસાયર તુ ઊતરઉ, જઉ જપઉ શ્રી નવકાર. ૨
શ્રી ગુણદેવ પસાઉલઉ, રચિસુ કવિત રસાલ
જ્ઞાન ભણઈ સહૂ સાંભલઉ, સિદ્ધચક્ર ગુણમાલ. ૩

* * * *

અંતે—

નાગેંદ્ર ગછિ ગુરૂ ગાઈએ, માલંતડે શ્રી ગુણસમુદ્રહસૂરિ
જાસ (તાસ) પાટિ સોહામણા એ, મા૦ શ્રી આણંદપ્રભુસૂરિ
( વંદીઈ આણદ પૂરિ. )–૭૩
ભવિયાં ભાવઈ નિતુ નમઈ એ. મા૦ શ્રી ગુણદેવસૂરિ રાય.
તાસ સીસિ એ રાસ રચિઉ એ, મા૦ જ્ઞાનસાગર ઉવજ્ઝાય. ૭૪
સંવત પનરએકત્રીસ ઇ. ( વીસઇ. ભા. પ્રત ) માગસિરિઇએ મા૦
ઉજલી બીજ ગુરૂવાર,

રાસ રચ્યો સિદ્ધચક્રનો એ, મા૦ ગાયત્રી શ્રી નવકાર. ૭૫
એકમનાં જે સાંભલઇએ, મા૦ તેહ ઘરિ મંગલમાલ,
રિદ્ધિ અનંતી ભોગવઈ એ, મા૦ જિમ નૃપતિ શ્રીપાલ. ૭૬

—સં. ૧૭૧૭ ચૈત્ર શુદિ ૧૦ ખંભાત મધ્યે પોસાલવડી પંન્યાસ ધનવિજય લખિતં. ૧૫-૧૨ લીં.

—સં. ૧૭૩૦ કાર્તિક શુ. ૧૨ ભોમ આંગલોડ નગરે ૧૨-૧૩ પો.

—સં. ૧૭૨૭ માર્ગશિર શુ. ૧૫ ગુરૂ અહમદાબાદ મધ્યે ૧૭-૧૧ પો.

—ડાલાભાઈ ભં. પાટણ; ઉદયપુર ભં.

—શ્રી શેત્રુંજય કરમોચનાદિ સુકૃતિકૃત્ય સુકૃતિકારિ મહોપાધ્યાય શ્રી ૧૯ શ્રી ભાનુચંદ્ર ગણિ ચરણાંબુજ ચંચરીકાયમાન પડિત શ્રી દેવચંદ્ર ગણિ સકલ પંડિત શિરોમણિ પંડિત શ્રી ૧૯ શ્રી વિવેકચંદ્ર ગણિ શિષ્ય પંડિત શ્રી ૫ શ્રી તેજચંદ્ર ગણિ પં. શ્રી ૫ શ્રી જિનચંદ્ર ગણિ શિ૦ ગ. જિવનચંદ્રેણ લિપતં સં. ૧૭૫૩ વર્ષે જ્યેષ્ટ શુદિ ૧૦ દિને ગુરૂવાસરે લિખિત પત્તનવાસ્તવ્ય સા૦ વેલા પુત્રી બાઈ ગુલાબબાઈ વાચનાર્થ. ( ગુ. વિ. )

+મહાવીર સ્તવન-નાથ કૈસે જંબુકો મેરૂ કંપાઓ ૫૯૨ જૈ. કા. સાર.
+ પદ— હરિભજ કારાના. ૫૯૬ ,,
+મહાવીર સ્ત૦ વીરજી સુણોરે એક વિનતિ ૬૧૭ ,,
+છૂટક પ્રભાતી. જબલગેં સમકિત રત્નકું પાયા નહિ પ્રાણી ૪૮ જૈ. પ્ર.

---

## ૫૭ મંગલધર્મ ( રત્નાકર ગચ્છ જયતિલક સૂરિ-રત્નસિંહ સૂરિ-ઉદયવલ્લભસૂરિ-જ્ઞાનસાગરસૂરિ-ઉદયધર્મ શિ. )

( જુઓ નયસુંદરની પ્રશસ્તિ )

**(૯૧) મંગલકલશ રાસ. સં. ૧૫૨૫**

આદિ—

આદિ જિણવર જિણવર સુખદાતાર
સતિ જિણેસર સતિકર, નેમિનાહ સોભાગ સુંદર
પાસ જિણદ વિઘ્નહર વર્દ્ધમાન કલ્યાણમદિર
પચ તિથકર સુગુરૂ નમી સરસતિ અંબિકાદેવિ
સમરવિ મંગલકલશહુ ચરિત્ર ભણિસુ સખેવિ, ૧

× × × ×

અંતે—

ચંદ ગચ્છિ દેવભદ્ર ઉવઝાય, તિણિ ઉદ્ધારીઉ ક્રિયા સમુદાય,
રયણાગર ગચ્છિ ગુરૂ ગુણ ભૂરિ, જગતિલક જયતિલેક સૂરિ. ૩૨૬
રયણસિંહ સૂરિ મુનિવર થાટિ, ઉદયવલ્લભસૂરિ તેહના પાટિ,
જ્ઞાનસાગર સૂરિ ગચ્છાધીશ, જયવંત ભવિયાં પૂરઇ જગીસ. ૨૭
[ મુનિવર વાચક શ્રી ઉદયધર્મ, જાગિઉ આગમ શાસ્ત્રહ મર્મ.
તાસ પસાઈ ફલઈ કર્મ, જ્ઞાનરૂચિ ભણઈ મંગલધર્મ ] ૨૮
મંગલકલસ તણી ચઉપઇય, સંવત પંનર પંચવીસઈ હુઇય.
પઢેઈ ગુણે સંભલઇ વિચાર, તસં ઘરિ ઉચ્છવ જય જયકાર. ૨૯
— કુલ પદ્ય ૩૨૯—સાગર ભં. પાટણ.

[ ] આના બદલામાં બીજી પ્રતમાં એ છે કેઃ—
મુનિવર વાચક ઉદયધર્મ જાણિ, નવનચેતિ કરિ વખાણ,
જાણે શાસ્ત્રની આગમ મર્મ, તાસ પસાઇ રચીઉ ઉપક્રમ. ૪૯
ન્યાનરવિ ભણિ મંગલધર્મ, જે સાંભલતાં આવી શર્મ
—૨૦-૧૧-લીં. ( વિ. ધ. )

---

## ૫૮ દેવકીર્તિ.

(૯૨) ધન્નાશાલિભદ્ર રાસ સં. ૧૫૩૧. —પાનાં ૧૦ અમ૦

---

## ૫૯ પુણ્યનંદિ (ખ૦ જિનસમુદ્રસૂરિ-સાગરચંદ્રસૂરિ-રત્નકીર્તિ-સમયભક્ત શિ૦)

(૯૩) રૂપકમાલા.

અંતે—

સબલ શીલ મહિમા નિલઉ કુશલસૂરિ સિરિસાટ,
શ્રી જિનસમુદ્રસૂરિ સોહવઈ ખરતલ ગુરૂકઉ પાટ. ૩૦
કુસીલ ઉથાપક સુસીલસંસ્થાપક સાગરચંદ
સૂરિ રાયવયણાયરી રયણકીરતિ ગણિચંદ. ૩૧
શ્રી સમયભક્ત વરવાચકા વીર વિણેયાનંદ
રૂપકમાલા શીલની પભણઇ શ્રી પુણ્યનંદિ. ૩૨

આનાપર રત્નરંગ ઉપાધ્યાયે સ. ૧૫૮૨ માં બાલાવબોધ લખ્યો છે કે જેની પ્રશસ્તિ નીચે પ્રમાણે છે:—

" पुण्य नंद्युपाध्यायेन शीलरूपकमालिका,
विहिता भव्यजीवानां चित्तं शुद्धविधायिनी
नेत्र सिद्धि ज्ञान चंद्रे वर्षे नभसि मासि
श्री रत्नरंगोपाध्यायैः कृतावबोधिनी ॥
—इति रूपमाला बालावबोधः

લખ્યો સં. ૧૬૧૫ વર્ષે ભાવ ધર્મ ગણિએ—સાગર ભ પાટણ.

(જિનસમુદ્ર સૂરિને સૂરિપદ ૧૫૩૦ માં મળ્યું અને તે સં. ૧૫૫૩ માં સ્વર્ગસ્થ થયા તેથી તે બે મધ્યમાં આ કૃતિ રચાઈ છે.)

---

## ૬૦ દેવપ્રભ ગણિ (વીરસિંહ શિ.)

(૯૪) કુમારપાલ રાસ લ. સં. ૧૫૪૦ પહેલાં.

અંતે—

મેરૂ નગ નહુ ચલઇ જાવ, જાં ચંદ દિવાયર
સેષ નાગરાજ જાં ધરઇ, ભૂમિ સાતઇ સાયર,

ધર્મ વિસ ઉ જાંજ એહમાહિ, કુ અ નિશ્ચલ હોઇ,
કુમર નરિંદહ તણઉ રાસ, તાં નદઉ લોઇ. ૪૧
સૂરીસરિસઉ વીરસિંહ ગુરૂ પાય પસાઈ,
બહુ દેવપ્પહ ગણિ વરેણ, રચિઉ ભત્તિં રાસો. ૪૨

—ઇતિ શ્રી કુમારપાલ રાસઃ સ. ૧૫૪૦ વર્ષે સા. પુંજા ભાર્યા જાતુ, સુતા કુંઅરિ પઠનાર્થં ચરણનંદન ગણિના લિખિતઃ વીરમવાટકે ॥

[ ગુ૦ વિ. ]

---

## ૬૧ ઉદયધર્મ. ( આગમગ. મુનિસિંહસૂરિ–વિજયસિંહ ઉ.–મુનિ (મતિ) સાગર શિ. )

[ આ કવિએ સં. માં ધર્મકલ્પદ્રુમ રચેલ છે. ]

(૯૫) મલયસુંદરિ રાસ. સં. ૧૫૪૩ આશો શુ. ૩ ગુરૂ.

અંતે—

જિન શાસન વિશુદ્ધ જયવંત, ગચ્છ ચઉરાસી છઈ ગુણવંત.
શ્રી આગમ ગછિ પ્રકાસ દિણંદ, ગિરૂઆથી મુનિસિંહ સૂરિંદ. ૧૧૮૮
તસ મનરજન બહુ ગુણ ધાંમ, વાંદૃ વાચક વિજયસઘ નામ,
તસ શિષ્ય શ્રી ઉવઝાય સુજાણ, શ્રી મતિસાગર મહિમનિહાણ. ૧૧૮૯
તદ પય પંકજ સેવા પ્રવીણ, ઉદઇધર્મ પંડિત સંયમલીણ,
કરિઉ કથાનક રંગિ રસાલ, મલયસુંદરિ મહાબલ ભૂપાલ. ૧૧૯૦
વિરહ વસિઉચિત્તિ અંબાતાત, કુકર્મ વિપાક એવ રચી વાત,
પનર ત્રઇતાલઈ તૃતીયા તિથિ, આસો શુદિ જે ગુરૂ પક્ષ અતિથિ. ૧૧૯૧
કરજોડી કવિ ઇમ વીનવઈ, જે પ્રોઢિ અધિક ઉછઈ બોલવઇ,
ક્ષમા ધરે ક્ષમવઉ અન્યાય, સાંહાં સેવઉં કરી પસાઉ. ૧૧૯૨
હૂં નવિ જાણઉં મૂરખ મૂલિ, ગુણવંતા સવિ હૂં પગધૂલિ,
રામ નિમસિ મઈ કીધી કથા, તાં નાં દુએ મેર દ્રૂ યથા. ૧૧૯૩

મંગલ પહિલૂં શ્રી અરિહંત, મગલ બીજઇ શ્રી સિદ્ધંત,
મંગલ ત્રીજઇ મલય સુંદરી, મંગલ ચઉથઇ શાસન સુરી. ૧૧૯૪
કર્મ તણઉ એ પ્રબંધ પ્રદીક, જિમ જિમ સુણીઇ તિમતિમ રસીક,
ભણતાં દોષ દરિદ્ર ટલઈ, ગણતાં નવનિધિ સંપદ મિલઇ. ૧૧૯૫

—ઇતિ મલયસુંદરી ચતુર્થ પ્રસ્તાવ. ગ્રથાગ્ર શ્લોકસંખ્યા ૧૮૦૦.

શ્રી સં. ૧૫૯૪ વર્ષે પોષ માસે શુક્લપક્ષે ચતુર્થ્યં તિથૌ ગુરૂવાસરે તદ્દિને લખિતં. મુ. આણુંદ રત્નેન, પા. ૪૪ પં ૧૬ (ગુ. વિ.)

**(૯૬) કથા બત્રીસી.** ૧૫૫૦ દીવાલી.

અંતે—

શ્રી આગમ ગચ્છ સદા ઉદયવંત શ્રી મુનિસિંહસૂરિ ગુણવંત
તસ પાટિ શીલરત્ન સૂરિ પ્રધાન આણુંદપ્રભ ગુરૂ બુદ્ધિ નિધાન. ૧૪
જયવંતા મુનિરત્ન સૂરીસ આનંદરત્ન હોંયા તસ સીસ,
એ અનુક્રમ ગછનાયક તણું કવિતા નામ હવઈ ઇમ સણુ. ૧૫
મુનિસિંહ સૂરિ તણઈ બહુ શિષ્ય શ્રી વિજયસિંહ વણારીસ મુષ્ય,
તસ બંધવ ઉદયરત્ન પણ્યાસ વાચક યતિકીરતિ ગુણવાસ. ૧૬
વિજયસિહ શિષ્ય શ્રી ઉવઝાય મુનિસાગર નામિં મુનિરાય.
અનુક્રમિ અમરસાગર ઓઝાંસ શ્રી શ્રીમાલી ડાભિલ વંસ. ૧૭
તાંહ ગુરાહી પ. ઉદયધર્મ લબ્ધિસાગર સાથી અભિરમ્મ,
કહી કથા બત્રીસઇ સાર સોધી જોયો જે સવિચાર. ૧૮
પનર પંચાસઈ દીપ દિને કરિઉં કથાનક એહ,
મુગધ પણ ઇમઇ કહિઉં અછઇ સોધઇ ઉતમ જેહ. ૧૯

—વિજયધર્મસૂરિ ભં.

---

## ૬૨ વચ્છ.

**(૯૭) મૃગાંકલેખા રાસ.** ( લ. સં. ૧૫૪૪ તેથી તે પહેલાં )

આદિ—

ગોયમ ગણહરપય નમેવિ, બહુ બુદ્ધિ લહેસુ ( લહેચ્છ )
મૃગાંકલેષા સતીય ચરિત્ર (ત), મનિ સુદ્ધિ (સૂધ) કહેસુ(ચ્છ) ૧
સીલઇ સરોમણિ ગુણિ નિલુએ, મનિ માંન ન આણંઈ,
મનસા વાચા કાય કરી, તે સીલ વષાંણઇ. ૨

× × × ×

અંતે—

મૃગાંકલેષા તણૂંય ચરિત્ર, સમકિતસતરીમાંહિ પવિત્ર,
તેહથું કવિઉં સત્ત આધારિ, અસત્ય તે મિછાદુકડ સાર, ૪૦૨
કાલ અનાદિ જીવ જગિ વસઇ, એ પરિ જીવ ઘણા હુઇ હશઈ (હુસિઈ)
ઈસિ ઉ ભાવ જાંણી મન કરૂ (રઉ) ત્રિહૂં જણુ તણૂં ચરિત્ર વિસ્તરૂ (રઉ) ૪૦૩
ભણઇ ગણઈ નઇ જે સાંભલઇ, ભણઇ વછ તિહિં સંકટ ટલઇ,
બીજી સતી તણાં જે નામ, તે સવિહંનઈ કરૂં પ્રણામ. ૪૦૪

—ઇતિ શીલ વિષયઈ મૃગાંકલેષા સતી પ્રબંધ સંપૂર્ણ. છ. શ્રી. ગ્રંથાગ્ર. ૫૨૫.–ભાવ. લી., ( પ્ર૦ સં. ૧૬૨૮ )

—ઈતિ શ્રી શીલ વિષયે મૃગાંકલેખા રાસ સપૂર્ણઃ–સંવત્ ૧૫ ૮૨ વર્ષે આષાઢ શુદિ ૫ રવૌ–પૂજ્યારાધ્ય ૫૦ માણિક્યચારિત્ર ગણિ શિષ્ય વિવેકચારિત્ર ગણિના લેખિ. પ્રાગ્વાટ જ્ઞાતીય સા. નરપાલ ભાર્યા શ્રા. લાડિકિ સુતા શ્રા૦ હંસાઇપઠનાર્થં સ્યાહાદ્ગ ગ્રામે. ભાવ. પા. ૧૮ પં. ૧૩

—સંવત્ ૧૬૨૪ વર્ષે ફાગુણ સુદિ ૮ શુક્રે ફૂકરવાડા ગ્રામ મધ્યે પં. શ્રી ધર્મવર્દ્ધન ગણિ શિ૦ પં. શ્રી સૌભાગ્યવર્દ્ધન ગણિ શિ. ૫ ગણેશ લક્ષ્મી સૌભાગ્ય લિ૦ —માણસા વાસ્તવ્ય નાગર ન્યાતીય સેઠિ રૂડા પઠનાર્થં પાર્શ્વનાથ પ્રાસાદાત્.—[ વિ. ધ. એક નાનો ચોપડો–પાનાં ૧૯૦–૨૩૮, પંક્તિ ૧૨. ]

—સં. ૧૬૪૧ વર્ષે આગરા નગર મધ્યે પુસ્તિકા લિખિતા. ( વિ. ધ. એક મધ્યમ કદનો ચોપડો પા. ૧૪૭–૧૬૫

—સં. ૧૫૪૪ વર્ષે આસો શુદિ સપ્તમી. સોમે મૃગાંકલેખા ચરિત્રં લખિત્વાન્ ... ... સં. ૧૬૫૯ વર્ષે મા૦ સુ૦ ૫ દિને શ્રી શ્રીમાલ જ્ઞાતીય સા. શ્રી પાસવીર સુત સાહ શ્રી રહીયા પદત્ત પુણ્યાર્થં ૧૨-૧૫ લી. શુદ્ધ જૂની પ્રત જણાય છે.

—લિ૦ સગીયાણા નગર મધ્યે સં. ૧૬૨૮ વર્ષે આસૂ વદિ ૧૧ દિને ગુરૂવારે. ૨૬-૧૧ લીં.

—સં. ૧૬૭૫ વર્ષે શ્રાવણ માસે કૃષ્ણપક્ષે દ્વિતીયાયાં તિથૈ સોમવાસરે ક્ષત્રીયવંશે રાઠોડ જ્ઞાતિ મહારાજશ્રી સુરસિંહજી વિજય રાજ્યે વછા લીખતં નાગોરી (આમાં વછા એ નામ છે તે ખુદ કવિ નથી કારણ કે ઉપર જુદા જુદા સંવત છે કે જે સં. ૧૬૭૫ પહેલાના છે.)

---

## ૬૩. વચ્છ ભંડારી.

(૯૮) નવપલ્લવ પાર્શ્વનાથ કલશ. (મંગલપુર-માંગરોળના)

આદિ—

શ્રી સૌરાષ્ટ્ર દેશમધ્યે શ્રી મંગળપુર મંડણો, દુરિત વિહંડણો,
અનાથનાથ અસરણસરણ ત્રિભુવનજનમનરંજનો,
૨૩ મો તીર્થંકર શ્રી પાર્થનાથ તેહ તણો કળશ કહીશું.

ઢાળ.

હાંરે વાણારસી નયરી વસેય અનુપમ ઉપમ અવદાધાર,
તિહાં વાવી સરોવર, નદીય કૂપ જળ વનસ્પતિ ભાર અઢાર,
તિહાં ગઢ મઢ મંદિર, દિસ અભિનવ, સુંદર પોલિ પ્રાકાર,
કોસીસા પાખલ ફિરતિ ખાઈ. કોટે વિસમા ઘાટ. ૧

* : *

અંતે—

(છાપેલી પ્રતમાં)

ભણે વચ્છ ભંડારી અમમન, વસિયો શ્રી અરિહંતોજી,
નીલવરણ તનુ મહિમાસાગર, જયો જયો ભગવંતોજી,

, ( અન્ય લિખિત પ્રતમા પાઠાંતર. )

ઇમ ભણે વચ્છ ભંડારી નિજદિન અમ મન એ અરિહંત,

એહવા નીલવરણ નવરંગ જિનેસર, જયો જયો જયવંત

—શ્રી ૫ તિલકચંદ...પઠનાર્થં. લ૦ પં. કાંતિકુશલ સંવત ૧૮૩૭ ના વર્ષે ચૈત્ર શુદ્ઘ ૧૩ વાર શુક્રે. મો. લા; માં.

—પ્ર૦ દેપાલકૃત સ્નાત્ર પુજામાં અંતર્ગત–વિવિધ પૂજાસંગ્રહ. નવકાર સઝાય. કું ૭.

[ આ કવિ દેપાલ કવિના સમકાલીન જણાય છે તેથી તેને ૧૬ મા સૈકામાં મૂકેલ છે. મૃગાંકલેખા રાસના કર્ત્તા વચ્છ કવિ ને આ બને એક હોવાનો સભવ છે. ]

---

## ६४ સર્વાંગસુંદર. ( વડતપગચ્છ--જયશેખર સૂરિ–જિન-સુંદરસૂરિ–જિનરત્ન સૂરિ–જયસુંદર ઉ. શિ. )

(૯૯) સાર શિખામણ રાસ, ૧૫૪૮ માગશર શુદ ૧૦ માનુષ્યપુરીમાં

આદિ—

ત્રેવીસમા શ્રી પાસનાહ પ્રભુ કેરા પાય

હું પ્રણમું એક ચિત્ત થઇ લહી સગુરૂ પસાય. ૧

માતા સરસતિ દેવિ કન્હઈ એક સુવચન માગું

જે કવિરાજ આગઇ હૂઆએ તેહ ચરણે લાગું. ૨

ધ્યાઉ શ્રી નવકાર મત્ર ચઊદ પુરવ સાર

વ્રણેવતાં એક જીભડીએ ન લહીજઇ પાર. ૩

યશ કીરતિ જેહ નિરમલ એ જયસુંદર જેહ;

સવેગનિધિ ગુરૂ ગણહરૂએ આરાધુ તેહ. ૪

સાર શીપામણ તણુ રાસ રચસૂ રસ આણી,

તે ભવિયણ તમ્હે સાંભલઉએ અવિચલ ફલ જાણી. ૫

* * *

અંતે—

વડ તપ ગચ્છ ગયણાંગણિ સૂરિ, જેહવાણી ગંગાજલ પુરિ
શ્રી જયસેહર સૂરિવરો.
તાસ પાટ દીપઈ ગુણ ભૂરિ, ગચ્છપતિ શ્રી જિનસુંદર સૂરિ,
તપિ જપિ નિરમલ ગણધરૂએ. ૨૩૩
તાસ પાટિ પુહુવિ ગુરૂ ગુણનિધિ, જેહનઈ નામિઈ લહીઈ
સવિ સિધિ, શ્રી જિનરયણ સુરિંદ વરો.
વિજયરાજ તેહનઈ જે સોહઈ, નિરૂપમ જગહ તણાં મનમોહઈ,
ઉવઝાય શ્રી જયસુંદરૂએ. ૨૩૪
તાસ સીસ ગુરૂ લહીય પસાય, શ્રી સંવેગસુંદર ઉવઝાય,
રચિઉ રાસ એ રૂઅડો એ.
પનરસંઈ અડતાલઈ સંવત્સરિ, માગસિર સુદિ દસમી ગુરૂ સાનુષ્યપુરિ,
નિતુ નિતુ મંગલ જયકરૂએ. ૨૩૫
એક મનાં જે હિઇ ધરેસઈ, ભવનાં સઈનાં પાતિગ ધોસઈ,
હોસઈ સુખ તેહ અતિ ઘણૂએ. ૨૩૬
કવિઅણ કહઈ મઈ જાણ અજાણિઈ, રચિઉ રાસ એ બુદ્ધિ પ્રમાણિઇ,
નંદુ જાંહૂ મેરૂ ગિરિએ.
એ હિતસિખ્યા નિતુ હઇઇ ધરસ્યઇ, દુખસાગર તે નિશ્ચઇ તરસ્યઈ,
શિવ સુખ અવિચલ પામસ્યઇ. ૨૩૭
—૧૦–૧૪; ૧૨–૧૪ લીં.

—હા. ભ. પાટણમાં ડાબડો ૮૦; ખ. ૧, પા. ૩; માણેક.

[ આ રાસમાં રાત્રિભોજનનિષેધ, જીવહિંસા ત્યાગ, ગળેલું પાણી પીવું, અભક્ષ્ય વસ્તુ ન ખાવી વગેરે શિખામણની વાતો છે. ભાષા પ્રાચીન ગુજરાતી છે તેથી હિંદી જેવી જણાય છે. પદ્ય ૨૫૦ લગભગ છે. જિનરત્નસૂરિના ધાતુ પ્રતિમાપરના લેખ સં. ૧૫૧૫, ૧૫૧૬, ૧૫૨૦, ૧૫૨૫, ૧૫૨૭ ના મળી આવે છે. અને તેમને શિષ્ય હેમસુંદર ગણિ પણ હતા. જુઓ ધા. પ્ર. લે. સ. ભાગ ૨. ]

## ૬૫. હેમવિમલ સૂરિ* ( ત૦ ૫૫ મા પટ્ટધર. )

(૧૦૦) મૃગાપુત્ર સ. સ. ૧૫૪૮ પછી ને ૧૫૬૮ પહેલાં.

આદિ--

સુગ્રી નયરી સોહામણીજી, રાજા શ્રી બલભદ્ર,
તસુ ઘરિ ઘરણી મૃગાવતીજી, તસુ નંદન ગુણવંત,
હે માડી ખિણુ લાખીણી જાઈ.
ચરિત ચિંતામણિ સમોજી, મુઝ મનિ અધિક સુહાઇ—હે માડી૦

* * *

અંતે—

મૃગાપુત્ર રિષિ રાજીયોજી, જે ગાવઇ નરનારી
હેમવિમલ સૂરિ ઈમ ભણઇજી, તે તરસ્યઇ સસાર
—સોભાગી તુઝ સમો અવર ન કોઈ ૨૦

—આ૦ ક૦

---

## ૬૬ લાવણ્યસમય× (ત૦ સોમસુંદર સૂરિ—લક્ષ્મીસાગર સૂરિ—સમયરત્ન શિ૦ )

* તપગચ્છમાં સુમતિ સાધુસૂરિની પાટપર થયા જન્મ મારવાડના વડગામમાં સં. ૧૫૨૨, પિતા તથા માતાનાં નામ ગંગારાજ, અને ગંગારાણી. મૂળનામ હાદકુમાર. દીક્ષા. સં. ૧૫૩૮ અને દીક્ષાનામ હેમધર્મ. આચાર્યપદ સં ૧૫૪૮ માં ગૂજરાતના પંચાસરા ગામમાં શ્રીમાલી પાતુએ કરેલા ઉત્સવપૂર્વક મળ્યું ને નામ હેમવિમલસૂરિ રાખ્યું સં ૧૫૫૬માં ક્રિયોદ્ધાર કર્યો. પછી ઈડરના સાયર અને શ્રીપાલે તેમનો પદમહોત્સવ કર્યો જેમાં રાજા રાયભાણે પણ ભાગ લીધો હતો. સં. ૧૫૬૮ માં સ્વર્ગસ્થ થયા.

× આ કવિ સંવત્ સોળમા સૈકાના મધ્યમાં એક સમર્થ કવિ થયેલા છે. તેનો વંશ આદિનો પરિચય તેના વિમલપ્રબધની પ્રશસ્તિમાંથી મળી આવે છે. ગૂજરાતના પાટણનગરમાંથી શ્રીમાળી વણિક નામે મંગ અમ-

(૧૦૧) સિદ્ધાંત ચોપઈ—લુંકા વદન ચપેટા. સં. ૧૫૪૩ કા. શુ. ૮ રવિ.

( આમાં મૂર્ત્તિ નિષેધક લોંકાશાનું ખંડન છે. )

આદિ—

સકલ જિણંદહ પાય નમું, હિઅડઈ હરિષ અપાર,
અક્ષર જોઇ બોલિસિઉ, સાચઉ સમય વિચાર.

સેવિઅ સરસતિ સામિણી, પામિઅ સુગુરૂ પસાઉ,
સુણિ ભવીઅણ જવ વીરજિણ, પામિઉ શિવપુરિ ઠાઉ. ૨

સઈ ઓગણવીશ વરિસ થયાં, પણયાલીસ પ્રસિદ્ધ, (વીરાત)
ત્યાર પછી લુંકુ હુઉ, અસમંજસ તિણિ કીધ. ૩

લુંકાં નામિઇ મુહતલુ, હુંતઉ એ કિઇ ગામિ,
આવી પેટિ બહુપરે, ભાગુ કરમ વશામિ. ૪

* * * *

---

દાવાદ આવેલ. ને તેને ત્રણ પુત્ર પૈકી મોટા પુત્ર નામે શ્રીધર અજદ-પુરામાં વસતા હતા. શ્રીધરને તેમની સ્ત્રી ઝમકલ દેવીથી ચાર પુત્રો નામે વસ્તુપાલ, જિનદાસ, મંગલદાસ અને લઘુરાજ તથા એક પુત્રી નામે લીલાવતી થયાં. તે પૈકી લઘુરાજ તેજ આપણા કવિ. તેમનો જન્મ સં. ૧૫૨૧ શાકે ૧૩૮૬ પોષ વદિ ૩ નો થયો. તેમના જન્માક્ષર સમય-રત્ન મુનિને બતાવતાં તે ગુરૂએ જણાવ્યુ કે તે પુત્ર તપનો સ્વામી થશે. અથવા ને કોઈ તીર્થ કરશે, કાંતો મોટો યતિ થશે અને મહાવિદ્વાન્ થશે ગુરના કહેવાથી માબાપને પગે લાગીને એ પુત્ર વૈરાગી થયો. સ. ૧૫૨૯ ના જેઠ શુદ ૧૦ ને દિને પાટણમાં પાલણપુરી અપાસરામાં મહોત્સવપૂર્વક તપગચ્છપતિ લક્ષ્મીસાગર સૂરિ (જન્મ સં. ૧૪૬૪ ભાદ્રપદિ વદિ ૨, દીક્ષા ૧૪૭૦, પન્યાસપદ ૧૪૯૬, વાચક પદ ૧૫૦૧, સૂરિપદ ૧૫૦૮, ગચ્છનાયક પદ ૧૫૧૭સ્વર્ગવાસ સં. ૧૫૩૭) એ દીક્ષા આપીલાવણ્યસ-

અંતે—

ક્રોધ નથી પોષિઉ મઈં રતી, વાત કહીછઈં સઘલી છતી,
બોલિઉ શ્રી સિદ્ધાંત વિચાર, તિહાં નિંદાનુ સિઉ અધિકાર. ૧૭૪
જીવ સવે મઝ બંધવ સમાં, પડઈ વરાંસઇ ધરિજ્યો ક્ષમા,
જે જિમ જાણઈં તે તિમ કરૂ, પણિ જિનધર્મ પર આદરૂ. ૧૭૫

---

મય એ નામ આપ્યું. સમયરત્ન ગુરૂએ વિદ્યા આપી. કવિ પોતે જણાવે છે કે 'મે સરસ્વતો માતાની કૃપા કરવાથી મને સોળમા વર્ષમાં વાણી (કવિત્વશક્તિ) ઉદ્‌ભવી જેનાથી પોતે છંદ, કવિત, ચોપાઇ, અને ગદ્યપદ્યવાળા સરસ રાસ રચ્યા. વળી અનેક પ્રકારનાં ગીત રાગ રાગણી અને સંવાદ રચ્યાં. (મે,) રસવાળાં કથન કહ્યાં છે, પણ જુઠાં કાવ્ય કર્યાં નથી. મોટા મોટા મંત્રીઓ અને રાજાઓને પણ ખુશી કર્યા છે. ઘણા વિશાળ પ્રદેશમાં જેનો ઉપદેશ પ્રસર્યો છે, અને જેના ઉપદેશથી ઘણે ઠેકાણે દેહરાં તેમજ ઉપાશ્રય થયા છે, મોટા મોટા મીર (સરદાર) અને માલિક (જમીનદારો-રાજા) જેને નમે છે, તેને (પોતાને) પંચાવન (સં. ૧૫૫૫)ના વર્ષમાં પંડિતપદ મળ્યું. જે ગણિ તપાગચ્છના શણગારરૂપ શોભે છે, અને જે દેશ પરદેશમાં વિચરે છે, તે સોરઠ દેશમાં ગિરનાર પર થઇને ગુજરાતમાં આવ્યા. અણહિલવાડ પાટણ પાસે માલસમુદ્ર (પાટણથી પશ્ચિમે પાંચ ગાઉપર 'માલસુંદ' ગામ છે તે હશે!) માં ચોમાસું રહ્યા. અહીના સકળ સંઘે વિનવણી કરી એથી વિમળ રાસનું કવન કર્યું. સં. ૧૫૬૮ ના આસો માસમાં પાર્શ્વનાથ જિનેશ્વરની પાસે શુદ પક્ષે રવિવારે મૂળ નક્ષત્રમાં વિમળરાસનું વૃત્તાંત પૂરૂં કર્યું." આ કવિની સં. ૧૫૮૯ સુધીની કૃતિઓ આમાં જણાવ્યા પ્રમાણે મળી આવી છે, તે પરથી ત્યાં સુધી તેમનો જીવનકાળ અવસ્ય હતો એ સિદ્ધ થાય છે. ક્યારે સ્વર્ગસ્થ થયા એ જાણવા કંઇ સાધન ઉપલબ્ધ થયું નથી. વિશેષ હકીકતો તેમની સર્વ કૃતિઓ વાંચી વિચારતાં અંતરંગ પ્રમાણથી મેળવી શકાય તેમ છે.

ધન ધન જિનશાસન.

અમ્હ ગુરૂ શ્રી સોમસુંદર સૂરિ, જાસુ પસાઈ દુરિઆં દૂરિ,
તપગછનાયક સુગુણનિધાંન, લક્ષ્મીસાગર સૂરિ પ્રધાન. ૧૭૬
શ્રી સોમજય સૂરીંદ સુજાણ, જસુ મહિમા જગિ મેરૂ સમાણ,
અહનિસિ હરષિ પ્રણમૂ પાય, સુમતિસાધુ સૂરિ તપગછરાય. ૧૭૭
ગુણમંડિત પડિન જયવંત, સમયરત્ન ગિરૂઆ ગુણવંત,
તસુ પય કમલિ ભમર જિમ રમૂં, ઈણિપરિ ભગતિઈ દિન નીગમૂ. ૧૭૮
જસુ મહિઅલિ રૂઅડઉ જસ વાઉ, તે સહિ ગુરૂનુ લહી પસાઉ,
એ ચઉપઇ રચી અભિરામ, લુંકટ વદન ચપેટા નામ. ૧૭૯
સંવચ્છર દહ પચ વિશાલ, ત્રિતાલા વરષે ચઉસાલ,
કાતી શુદિ આઠમિ શુભ (રવિ) વાર, રચી ચઉપઇ બહુત વિચાર. ૧૮૦
નરનારી એકમનાં થઇ, ભણઇં ગુણઇ જે એ ચઉપઈ,
મુનિ લાવણ્યસમય ઇમિ કહઇ, તે મનવાછિત લીલા લહઇ. ૧૮૧

—ઈતિ શ્રી સિદ્ધાત ચતુષ્પદી. લુંકટ વદન ચપેટાભિધાના.

લિખિતા પરોપકારાય. શુભ ભવતુ લેખક. માઠકગોઃ-શ્રી. આની સાથે આજકવિનું રચેલું એક ગીત છે. (પ્ર. કા.) –૮–૧૩ વિ. ધ.

—સંવત ૧૬૪૬ વર્ષે ચૈત્ર માસે શુક્લ પક્ષે ચતુર્દશી બુધે લષિતં સ્વપરોપકારાય લિષિત ॥ પં૦ કુશલતિલક ગણિ શિષ્ય કલ્યાણતિલક લિષિતં ॥ શ્રી શ્રમણસંઘસ્ય શુભ ભૂયાત્–ભાવ. પૃ. ૨૩–૩૧ પં. ૧૩

**(૧૦૨) સ્થૂલિભદ્ર એકવીસો** સ. ૧૫૫૩ ની દીવાળી.

**આદિ—**

આવિઉ આવિઉ રે આવિઉ જલહર ચિહું પષે,
સોહાવિઉરે માસ આસાઢ સુણઉ સષે
નિત સમરૂ રે જેહતું નામ સદા સુષે.
સોઈ સામીરે સ્થૂલિભદ્ર જો નાવઈ રષે.

* * * *

અંતે—

સંવત પંનર ત્રિપનઈ સંવત્સરે દિવસ દીવાલી તણઉ
થૂલિભદ્ર ગાયુ મય સુણાયુ એકવીસુ એ ભણઉ
ઋષિ મુનિવરરે મયણનિ આંણ મનાવીઉ
જોઉ જિનવરરે શાસનિ સોહ ચડાવીઉ
જસુ કીરતિરે મહીયલિ ઝાઝી ઝગમગઈ
ચઉરાસીરે ચઉવીસી જો જાં લગઈ.
જા લગઈ મહીયલિ મેરૂ સાગર ઈંદ્ર ચંદ વષાણીઇ,
નક્ષત્રમાલા રવિઝમાલા સીલ જસ તાં જાણીઈ
શ્રી સ્થૂલિભદ્ર મુનીંદ્ર રાજા ચિત્તિ ચોષઈ ગાઈઇ
લાવણ્યસમય સુરગિ બોલઈ અંગિ નિરમલ થાઈઈ. ૨૧

—વિ. ધ. ; ૮-૧૪ લીં.

(૧૦૩)+ ગૌતમપૃચ્છા ચઉપઈ સં. ૧૫૫૪ ચૈત્ર સુદ ૧૧ ગુરૂ

આદિ—

સકલ મનોરથ પૂરવઈ, ચઉવીસમુ જિણંદ
સોવનવન્ન સોહઇ સદા, પેખ્યઇ પરમાણંદ. ૧

* * * *

અંતે—

કવિ કહિ હું સિઉં બોલુ બહુ, જાણુ ચતુર છઉ તુમ્હે સહુ,
પુણ્યકાજ કરિસ્યઉં એક સસાં, સવિ સુખ લહસિઉ વિસઈ વિસા. ૮
શ્રી મુખી ગૌતમ પૃછા કરઈ, વીર સરિખા સંસય હરઈ,
જિહુનિ વાણિ અમૃત સમાન, અમૃતવાણી પહિલઉ અભિધાન. ૯
એ ચઉપઈ રચી ચઉસાલ, કુણ સવત નઇ કેહુ કાલ,
વરિસ માસ કહિસ્યૂં દિન વાર, જોઇ લેજ્યો જાણ વિચાર, ૧૦
પહિલું તિથિની સંખ્યા આણિ, સંવત જાણિ ઇણિ અહિનાણી
બાણ વેદ જઉ વાંચઉ વામ, જાણું વર્ષ તણું એ નામ. ૧૧

વાસુપૂજ્ય જિણવર બારમું ચૈત્રથિ કો માસ જિતે નમું,
અજૂઆલી ઇગ્યારિસિ સાર, તહીઇ સુર ગુરૂ ગિરૂઉ વાર. ૧૨
કુહા ચઉદ અનઈ ચઉપઈ, ઇંકે જપમાલી પુરી હુઈ,
ઉપર અધિકો પાઠ વખાણિ તે સંખ્યાના મણિયો જાણિ. ૧૩

*  -  *  *

તપગચ્છ નાયક આણંદ પૂરિ, વંદુ સિરિ સોમસુંદર સૂરિ,
તસુ અનવઇ સોહઇ ગુરૂચંદ, સિરિ લખમીસાગર સૂરીંદ. ૧૧૮
અણજાણતા કહિઉ જે અતી, અધિકૂં ઓછઉ ખમિઓ વલી,
મુનિ લાવણ્યસમઇ કહિ એ ઈસિયઉ, ધન મન જે જિનચલણે વસિઉ ૧૧૯

—લખ્યા સ. ૧૯૦૭ પ્ર. કા.

—૬-૧૨ ઘો. —પ્રકાશિત ભીમશી માણેક.

**(૧૦૪) આલોયણ વિનતિ સં. ૧૫૬૨ વામજ નગરમાં.**

**આદિ—**

આજ અનંતા ભવ તણાંરે, કીધાં અતિ ઘણાંરે
મુજ એહજ ટેવ તુ,
પાપ આલોઉં આપણાં, સુણિ સમરથરે, **સીમ**ધર દેવ તુ. ૧
થોડિ **સીમ**ધર સામીયાં—આંકણી.
કરૂં વિનતીરે કરૂં બે કરજોડિ તુ,
ખોડ નહિ કહતો પરૂં ભમ્યો ભવતણીરે કહું કેતલી કોડિ તુ. છો. ૨

*  *  *  *

**અંતે—**

સંવત **પનરબાસિઠઈ** આદિશ્વરરે અલવેસર સાખ તુ,
**વામિજ**માંહિ વીનવ્યો, **સીમ**ધરરે દેવદર્શન દાખિ તુ. ૫૪ છો.
અમિઅ ઠર્યો આણંદ ભર્યો આજ મેં કર્યોરે પોતિ
સુકૃત ભડાર તો,

ભવ ભવ સાંગર ઉતર્યો ચીત્તજ ધર્યોરે જિન મુક્તિદાતાર તો

૫૫ છો૦

ઇણ પરિ પાપ આલોઇઆ જેઅ દુભવ્યાં રે જીવ ઘોર અનંત તો,
આલોઈ જિન છોડવિં ઇસું બુઝવીરે જિનરાજ મહંત તુ ૫૬ છો૦
તુમ નામિં હું નિર્મલ થયો મુઝ ભિ ગયોરે પાતિક તણુ દૂર તુ,
મુનિ લાવણ્યસમઈ ભણઇ નિત વાંદસ્યુરે પ્રભુ આણંદ પૂર તુ. ૫૭ છો૦

( વિ. ધ. ચોપડો પા. ૧૬૮–૧૭૦ ) મારી પાસે ૩–૧૨.

**(૧૦૫) નેમનાથ હમચડી** સં. ૧૫૬૨ (૬૪)

આદિ—

સરસ વચન દીયો સરસ્વતીરે ગાયસ્યું નેમકુમારો
સામલવરણ સોહામણો, તે રાજીમતી ભરતારો રે હમચડી ૧

* * * *

અંત—

હમચી હમચી હમચડીરે હમચી છઇ ચુરાસી,
મુનિ લાવણ્યસમય ઇમ બોલઈ, હમચી હરખિંઈ વાસીરે હ૦ ૮૧
સંવત પનર બાસઠે ( પા. ચુંળઠે ) રે ગાયુ નેમિકુમારો
મુનિ લાવણ્યસમય ઇમ બોલઇ, વરતિઉ જયજયકારોરે–હ. ૮૩

—મારી પાસે છે.

**(૧૦૬) સેરીસા પાર્શ્વનાથ સ્તવ.** સં. ૧૫૬૨

આદિ—

સ્વામિ સુહાકર શ્રી સેરીસઈ, પાસ જિણેસર લોડણ દીસઇ,
દીસઈ લોડણ પાસ પરગટ, પુહવિ પ્રત્યાપૂર એ,
સેવતાં સંપત્તિ સુકવિ જપતિ સગલ સંકટ ચૂર એ,
એ અચલ મૂરતિ સકલ સૂરતિ આદિ કોઈ ન જાંણુ એ.
ઇમિ સુણીય વાણી હૃદય આણી સુગુરૂ એમ વખાણુ એ.' ૧

× × × ×

અંત—

પાસ કલ્યાણક દસમ દીહાડએ, મહીયલ મહિમા પાસ દેખાડ એ,
દેખાડ એ પ્રભૂ પાસ મહિમા સંઘ આવેં ઉમટયો,

ધ્વજ પૂજ મંગલ આરતી તેણેં પાપ પૂરવનાં ઘટયાં.
**સંવત પન્નર બાસઠ્ઠિ પ્રસાદ સેરીસાતણો**
લાવણ્યસમે ઇમિ આદિ બોલેં નમો નમો ત્રિભુવનધણી. ૧૫

**(૧૦૭) રાવણ મંદોદરી સંવાદ.** સ. ૧૫૬૨ ( આગળ જુઓ )

**(૧૦૮) વૈરાગ્યવિનતિ** સં, ૧૫૬૨ આસો શુદ ૧૦

આદિ—

જય પઢમ જિણેસર અતિ અલવેસર, આદીસ્વર ત્રિભોવનધણીય,
શેત્રુંજ સુખકારણ સુણિ ભવતારણ વીનતડી સેવક ભણીય. ૧

* * * *

અંતે—

સેવકમાંહિં સમુહતુ થાપુ, આદીસ્વર અવિચલ પદ આ,પુ
તપગછિ શ્રીય હેમવિમલ સૂરીંદ, તાસ વયણિ કીધૂ આણુંદઇ ૪૬
પનર બાસઠઇ આદિજિન તુઠ્ઠુઇ, કરી વીનતી ઊલટિ ઘણુઇએ,
આસો મસવાડઇ દસમી દિહાડઇ, મુનિ લાવન્યસમઇ ભણુઇ એ. ૪૭

—ગ્રંથાગ્ર ૭૧-વિ. ધ. ચોપડો ૧૬૭-૧૭૦. મારી પાસે ૨-૧૭.

**(૧૦૯) સુરપ્રિય કેવલી રાસ.** સં. ૧૫૬૭ આસો શુદ રવિ ત્રંબા-
વતી ( **ખંભાત** ) માં

અંતે—

શ્રેણિક હીયડઇ હરષીયા, ૨૭ પરષદિ બાર,
મુનિ લાવણ્યસમઈ ભણુઈ, વરત્યઉ જયજયકાર. ૧૯૭
સંવત **પંનર સત(ડ) સઠઈ** આસો સુદિ રવિવાર [પા. સોમવાર]
રચિઉં ચરિત્ર સોહામણું, ત્રબાવતી મઝારિ. ૧૯૮
તપગછિ ગુરૂ ગોયમ સમા, સોમસુંદર સૂરિરાય,
સમયરત્ન સહિ ગુરૂ જયઉ, પામી તેહના પાય. ૧૯૯
કાંઈ કવિ મતિ કેલવણુ, કાંઈ શાસ્ત્ર વિચાર
ગાઉં સુરપ્રિય કેવલી, ગુરૂ સરસતિ આધારિ. ૨૦૦

—લિખાપિત ચ શ્રી થિરાદ્રપદ્રે સં. ૧૬૧૪ વર્ષે. પ્ર. કા.
—ગ્રંથાગ્ર ૨૩૧ પ્રે૦ ૨૦; જેસ૦ ; ખં.

**(૧૧૦) + વિમલ પ્રબંધ** (રાસ) સં. ૧૫૬૮ આસો શુ. રવિ માલ સમુદ્રમાં.

આદિ— વસ્તુ.

આદિ જિણવર આદિ જિણવર પ્રથમ પ્રણમ્યોસુ
અંબાઇ ધુરિ અર્બુદા સકલદેવિ શ્રીમાત ધ્યાઉ
પુમાવય ચક્કેસરિ વાગ્વાણિ ગુણ રંગિ ગાઉ
સહિ ગુરૂ આયસ શરિ ધરી આલસ અલગ કરેશિ
કહિ કવિઅણ હૂં વિમલમતિ, વિમલ પ્રબંધ રચેશિ. ૧

ચુપૈ.

સરસતિ વરસતિ વાંણિ સાર, કહિ કવિઅણ મઝ તસ આધાર,
સરસતિ વિણુ જે બોલ્યા બોલ, તે પ્રમાણિ નવિ ચડઇ નિટોલ. ૨

* * * *

અંતે—

પામી સરસતિ દેવી પસાંઇ ગાયઉ મંત્રિ વિમલ નરરાય,
રચિઉ રાસ તે કુણ કવિરાજ, કેણઈ થાનકિ કિમ પ્રગટિઉ આજ. ૩૦
ગૂજરદેસ દેસ નવરંગ, પટ્ટણ નગર પ્રસિદ્ધઉં ચંગ,
સંઘ મુખ્ય શ્રીમાલી અંગ, કરઈ પુણ્ય જગિ મોટા યંગ. ૩૧
નીઇ દાંન વ્યવહારી વાદી, તિહાંથી આવ્યા અમદાવાદિ,
ત્રિણિ પુત્ર તસ કુલ શ્રગાર, પ્રથમ પુત્ર શીધર સુવિચાર. ૩૨
અજાહરપુરિ કીધા આવાસ, ઝમકલ દેવી ઘરણી તાસ,
ચ્યારિ પુત્ર તેહનઈ જિનમતી, પંચમ પુત્રી લીલાવતી. ૩૩
વસ્તુપાલ જમલિ જિણદાસ, ત્રીજુ બંધવ મંગલદાસ,
ચતુર ચંગ ચઉથઉ લદરાજ, તેહનઇ પુણ્ય સરીસૂં કાજ. ૩૪
ધર્મશાલ જિનમંદિરપાશિ, સમઇરત્ન ગુરૂ તિહાં ચુમાશિ,
જનમયોગ દેખાડિઉ યશઇ, સહિગુરૂ હૃદય વિમાસઇ તિશઈ. ૩૫

સંવત્ ૧૫૨૧ ધિન્ન, શકે તેર છયાશીઉ પ્રસન્ન,
પોષ વદી દિન ત્રીજ પવિત્ર, આવિઉ અશ્લેષા નક્ષત્ર. ૩૬
ઘડી પાછિલી જવ નવરાતિ, જન્મ અકે ઉગીઉ પ્રભાતિ,
તુલા લગ્ન સરિસુ સંકેત, મૂરતિ મંગલ જમલુ કેત. ૩૭
વૃશ્ચકિ બુધ રવિ ત્રીજઈ રહિઉ, શુક્ર મકરિ તે ચઉ થઇ કહિઉ,
ગુરૂ શનિ કુંભિ રહ્યા પાંચમઈ, મેષિ રાહુ સોહઇ સાતમઇ. ૩૮

| બુ. ૨. ૮ ૯ | ૭ મં | |
|---|---|---|
| શુ. ૧૦ | શ્રી | ૪ ચં |
| ગુ. ૧૧ ૧૨ શ. | ૧ રા. | ૩ ૨ |

દસમઇ ચંદ રહિઉ નિજ ઘરે, જન્મયોગ જોઇઉ સહિગુરે,
હૃદયસ્થલિ રવિ નક્ષત્ર વશિઉ, સહિગુરિ વચન પ્રકાસિઉ ઇશૂં. ૩૯
સુણઉ શ્રેષ્ટિ હોશિ તપ ધણી, કઇ એ જાશઇ તીરથ ભણી,
કઈ એ થાશઈ મોટઉ યતી, વર વિદ્યા હોશઇ દીપતી. ૪૦
ગુરૂવચને વઇરાગી થયુ, માતતાત પય લાગી રહિઉ,
જેઠ સુદિ દિન દસમી તણુઉ, ઉગણત્રીસઇ ઉચ્છવ ઘણુઉ. ૪૧
પાટણિ પાલ્હણપુરી પોસાલ, જગ હુઇ ચઉપટ ચુસાલ,
દિઈ દીક્ષા અતિ આણુંદપૂરિ, ગચ્છપતિ લખિમીસાગરસૂરિ. ૪૨
સંઘ સજન સહૂ સાપી સમઈ, નામ ઠવિઉ મુનિ લાવણ્યસમઈ,
નવમઇ વરસિ દીષવર લીધ, સમયરત્ન ગુરિ વિદ્યા દીધ. ૪૩
સરસતિ માત મયા તવ લહી, વરસ સોલમઈ વાંણી હુઈ,
રચિઆ રાસ સુંદર સંબંધ, છંદ કવિત ચઉપઇ પ્રબંધ. ૪૪
વિવિધ ગીત બહુ કરિયાં વિવાદ, રચીયા દીપ સરસ સંવાદ,
સરસ કથન નહીં આલી કવઇ, મોટા મંત્રિરાય રંજવઇ. ૪૫

જસ ઊપદેસ હવુ સવિશાલ, બહુ થાનિક દેહરાં પોસાલ;
મીર મલેક તે માંડઇ વિનઇ, પંડિત પદ તે પચાવનઈ. ૪૫
સોહઈ ગણુ તપ ગચ્છ શણુગાર, દેસ વિદેશિઇ કરઇ વિહાર,
સોરઠ દેશિ રહી ગિરનારિ, પુહતા ગુજજર દેશ મઝારિ. ૪૭
અણુહિલવાડા પટ્ટણ પાશિ, માલસમુદ્રિ રહિઆ ચઉમાસી,
બોલ સકલ સંઘિઇ વીનવિઉ, વિમલરાસ તેણુઇ કારણિ કવિઉ. ૪૮
અઠ્ઠસઠાનિ આસો માશિ, કીધઉ પાસ જિણેસર પાસિ,
મૂળ નક્ષત્ર નિર્મલ રવિવાર, પૂરૂ વિમલરાસ વિસ્તાર. ૪૯

વસ્તુ.

રાસ રચિઉ રાસ રચીઉ નવલ નવ પડિ,
તસ ઉપ્પરિ ઈક ચૂલિકા, ધ્યાનિ પાસ ગબ્ભીઉ ધ્યાયુ,
વિમલ શ્રી વર્ણન કરિઉ, સરસ રાસ પદબંધ ગાયુ,
સંવત પનર અઠ સઠઇ (૧૫૬૮) વહુ રાસ વિસ્તાર,
તે પ્રમાંણિ ગઢે ચડિઉ, માલસમુદ્ર મુઝારિ. ૫૦

* * * *

ચોપઇ.

વાત કેતલઇ આગઈ હવી, કેતા વચન કહિયાં કેલવી,
અધિકે ઊણે લાગાં પાપ, સંઘ સમક્ષ પમાવૂ આપ. ૫૯
હૂં સવિ મૂરખ માંહિઇ ધુરી, હીઅડઈ મતિ નાહી તેહવી ખરી,
જે અક્ષર કવિઇ જગિ જાંણુ, તે સવિ સરસતિ તણુઉં વખાંણુ. ૬૦
જે જાણુઈ જિન ધર્માચાર, જાણુઈ જીવ નિગોદ વિચાર,
જે કવિ જગિ મોટા મઝ થિકા, હૂં તેહના પયની રેણુકા. ૬૧

* * * *

દુહા.

દુહા છંદ કવિત મિલી, ભાષા વિવિધ વચન્ન,
વિમલરાસ અંકે અછંઈ, તેરસયા છપ્પન્ન. ૬૭

બત્રીશે અક્ષરિ થિકો, બાંધઇ ગ્રંથહ માન,
સત્તરશત લીહિ અગ્રલા, એહ ગ્રંથનુ ન્યાન. ૬૮

નવરંગ નવલા ખંડ, તે રચીઉ રાસ અખંડ,
જે સુણત સવિ સયોગ, ગે ભણતલાં લહીઇ ભોગ,
જે ભણત લહીઇ ભોગ ભૂતલિ, ભણતિ મુનિ લાવણ્યસમઇ,
કિત્તિ વિમલ વાણી વિમલ, વિમલઘરિ રિધિ વૃદ્ધિ રમઇ ૬૯

—સં. ૧૫૮૪ વર્ષે પોષ શુદિ દશમ્યા તિથૌ ગુરૂદિને ભીમેન લિપિતં. શ્રી શ્રીમાલજ્ઞાતીય સુશ્રાવક સાહ શ્રી વનજી જૂઠા પઠનાર્થં લિપિન. સંશોધક અને પ્ર૦ મણિલાલ બકોરભાઈ વ્યાસ, ૬૧-૧૫ લીં.

(૧૧૧) કરસંવાદ—સં. ૧૫૭૫ (?) સાતિનગરમાં.

આદિ—

પહિલૂં પ્રણમિસુ સારદા, જસ કરિ વીણા નાદ,
આદીસ્વર આદિઇં કરી, ગાઇસુ કરસવાદ.

* * * *

અંતે—

મુનિ લાવણ્યસમઈ કહિ જોઈ, જિહા જિહાં સપ તિહાં રવ હોઈ. ૬૫
સપિઇ લહીઇ ધનની કોડિ, સપિઈં અગિ ન લાગઈ ખોડિ,
સપિઈ વયર ન વાધઇ રતિ, સંપ વખાણઈ શ્રી જિનમતિ. ૬૬
માલવ મરહઠ સોરઠ સાર, ગૂજર દેશ સવિહુ સિણગાર,
વિનયવિવેક વિચાર વિશેષ, દીસઇ ધર્મ્મતણઉ બહુ દેખ. ૬૭
જિહાં પોઢાં જિણહર પોસાલ, વસઈ લોક દીપતા દયાલ,
શાંતિજ (સાતી) નગર મડિ સુવિશાલ, ગાયુ કરસંવાદ રસાલ. ૬૮
*સંવત પનર પંચિહુતરઇ, મુનિ લાવણ્યસમઈ ઉચરઈ,
પામી ચંદ્રપ્રભ જિનરાય, બેકર સંપિઈ પૂજ્જઈ પાય. ૬૯

—(મ. બ.)

*બીજી પ્રતમાં—

'સંવત પનર ચમોતરે' એમ ઐ. રાસ સગ્રહ ભાગ ૨ ના પરથી લાગે છે.

(૧૧૨) અંતરીક્ષપાર્શ્વ જિનછંદ સં. ૧૫૮૫ (૮૬) વૈશાખ શુ. ૩

આદિ—

સરસ વચન ઘો સરસતી માત, બોલીસ આદિ જસ વીખ્યાત,
અંતરીક ત્રીભાવનો ધણી, પ્રતિમા પાસ જિનેસર તણી. ૧
લંક ધણી જે રાવણરાય, તેહ તણો બહેની કહેવાય.
ષરદૂષણ નામેં ભુપાલ, અહનીસ ધર્મતણો પ્રતીપાલ. ૨

* * * *

અંત—

સંવત પનર પંચ્યાસીયા ( પા. છયાસીઉ ) વષાંણું, સુદિ વૈસાષ તણો દિન જાંણ,
ઉલટ આવાત્રીજેં થયો, ગાયો પાસ જિણેસર જયો. ૫૩
હું સેવક છું તાહરો સ્વાંમ, હું લીનો છું તાહરે નાંમ,
મુનિ લાવન્યસમે કહે મુદા, તુંમ દરિસણ હું વાંછું સદા. ૫૪

—લિ. પાલણપુર નગરે પં. ઋષભવિજય ગ૦ પં. રંગસકતેન સં. ૧૮૯૫ શ્રાવણ માસે સીતેતર પક્ષે પુર્ણિમ તિથૌ બલેવદિને વરસાતની ઝડી વરસતે લીખ્યું છે. શ્રી શ્રેય ભવતુ ( અંતરીક્ષ કેશમાં એકસીબિટ હતું તેમાંથી )

(૧૧૩-૧૧૫) ખિમઋષિ (બોહા) બલિભદ્રયશોભદ્રાદિરાસ. સં. ૧૫૮૯.
+ ખિમ ઋષિ (બોહા) રાસ. માઘ રવિ. અમદાવાદમાં

આદિ—

ભારતિ ભગવતિ મનિ ધરી, ગુરૂ પય નમીય પવિત્ર,
બોલિસુ બુદ્ધઈ આગલઉ, બોહા તણઉં ચરિત્ર. ૧
જસ જસવાદ અછઇ ઘણઉ, જયૂ તિ જસભદ્રસૂરિ,
ત્રીજઉ કહીઈ કિન્હરસિ, નાંમઇ દૂરીયા દૂરિ. ૨

પ્રહિ ઉગમિ નિતુ પ્રણમતાં, લહીઇ નવઈ નિધાન.
ભોજનિ કૂર કપૂર રસ, ભૂપ ભલા બહુમાન. ૩
કવિજન કહિસઈ કેતલાં, જેહના જેહવા હામ,
સુણજ્યો સહૂ આદર કરી, આઠ પ્રભાવક નામ. ૪

* * * *

અંતે— દૂહા.

બોહુ ખિમ રસિ કિન્હરસિ, બલિભદ્ર જસભદ્ર સૂરિ.
ત્રિણિ કાલ પ્રણમંતડાં, દુરિઅ પણાસઈ દૂરિ. ૨૧૧

ચોપાઇ

બોલિઉ બોહાનામ પવિત્ર, પરૂઅ જિ ષિમરસિ તણઉ ચરિત્ર,
સંઘ સભા સુણિગો જે જાણ, બોલિસુ બલિભદ્ર તણઉં વખાણ. ૨૧૨

દૂહા.

મુનિ લાવણ્યસમય ભણઈ, જિહ્વા હુસઈ પવિત્ર,
પ્રથમખંડ પૂરૂં કહિઉં, ષિમ રષિ તણઉ ચરિત્ર. ૨૧૩

—ઇતિ પ્રથમ ખંડ.

(૧૧૪) +બલિભદ્રરાસ—

આદિ— દુહા.

પુણ્ય પ્રભાવક જાણીઇં, વિદ્યાબલિ બલિભદ્ર,
તસુ ચરિત વષાણીઇં, જસ ગુરૂ શ્રી જસભદ્ર. ૧

* * * *

અંતે—

બોહો બલિભદ્ર તણઉં ચરિત્ર, કહિતાં કાયા પુહવિ પવિત્ર,
સુણયો સભા પુરૂષ જે જાણ, શ્રી જસભદ્રસૂરિ તણઉં વષાંણ. ૧૨૪
બોહુ ષિમરસિ કિન્હરસિ, બલિભદ્ર યશોભદ્રસૂરિ,
તિન્નિકાલ સમરંતડાં, દૂરિય પણાસઇ દૂરિ. ૧૨૦
મુનિ લાવણ્યસમય ઇમ ભણઇં, જિહ્વા હુસઈ પવિત્ર,
દ્વિતીય ખડ પૂરૂ કહિઉ, બલિભદ્ર તણઉં ચરિત્ર. ૧૨૬

—ઇતિ દ્વિતીય ખડ.

(૧૧૫) +યશોભદ્રસૂરિ રાસ—

આદિ—

ભાણઈ કરઈ કયવાર જસ, જસભદ્રસૂરિ ચરિત્ર,
ભણતા ગુણતાં નિસુણતાં, કાયા હુઈ પવિત્ર. ૧
સંઘ ભણઈ સહિ ગુરૂ સુણઉ, તે તુમ્હે કહુ એકતિ,
શ્રીજસભદ્ર ચરિત્ર અમ્હ, સુણવા પરીય સુષતિ. ૨
જસ નામઈ જસ વિસ્તરઇં, પ્રણમંતા પરહોડિ,
મુનિ લાવણ્યસમય ભણઈ, લહીઇં સંપતિ કોડિ. ૩

* * * *

અંતે—

ઢાલ. દૂહાનુ

તપગછિ ગુરૂ ગોયમ સમા, શ્રી સૌભાગ્યનંદિ સૂરિ સાર,
શ્રી અમરસમુદ્ર ગુરૂ રાજીઆ, શ્રી હસસયમ સાર. ૧૬૫
જયવંતા ગુરૂ જાણીઈ, જાસ નમઈ નરરાય,
શ્રી સમયરત્ન સહિ ગુરૂ જયુ, પ્રણમીય તેહના પાય. ૧૬૬
સંવત પનર નવ્યાસીઈ, માઘ માસિ રવિવારિ
અહિમદાવાદ વિશેષીઈ, પુર બુહાદીન મઝારિ. ૧૬૭
સંઘ સુગુરૂ આદેસડઈ, જિહ્વા કરી પવિત્ર,
ઓહા બલિભદ્ર કિન્હરસિ, જસભદ્ર રચિઉં ચરિત્ર. ૧૬૮
ગુણતાં ધરિ ગુરૂઅડિ ઘણી, ભણતાં લહીઇં ભોગ,
શુણતાં થિર કીરતિ હુઈ, સુણતાં સવિ સયોગ. ૧૬૯
તતીયષંડ જસભદ્ર ગુરૂ, ચડીઉં ચરિત્ર પ્રમાણિ,
ધર્મનાથ પસાઉલઇં, બોલિઉં સુલલિતવાણિ. ૧૭૦
ગચ્છ ચઉરાસી ગણધરા, સાધુ સકલ પરિવાર,
ગણિ પવતણિ જે મહાસતી, સઘ સદા જયકાર. ૧૭૧
ઓહુ ષિમરસિ કિન્હરસિ, બલિભદ્ર જસભદ્રસૂરિ,
તિન્નિ કાલ પણમંતડાં, દુરિઅ પણાસઈ દૂરિ. ૧૭૨

જિનશાસનિ ઉદ્યોતકર, એ રવિ અવિચલ નામ,
મુનિ લાવણ્યસમય ભણઈ, નિતુ પ્રહિ કરૂં પ્રણામ. ૧૭૩

—ઇતિ શ્રી પંડિત લાવણ્યસમય કૃતે બોહા બલિભદ્ર શ્રી યશોભદ્ર ચરિત્રે તૃતીય ખંડઃ સંપૂર્ણઃ—સં. ૧૬૧૧ વર્ષે માહ માસે કૃષ્ણપક્ષે ચતુર્થી રવૌ વાસરે પં. સહજતિલક ગણિ શિષ્ય પં૦ ઇંદ્રસહજ ગણિ લિષિતં–પરોપકારાય. શુભં ભવતુ. કલ્યાણ મસ્તુ. ચિરં જીયાત્. પ્ર૦ ઐ. રાસસંગ્રહ ભાગ ૨ જો.

(૧૦૭) રાવણમંદોદરી સંવાદ. સં. ૧૫૬૨. જુઓ પૃ. ૭૫.

આદિ— રાગ શ્રી રાગ

સૂતેલો સીંહ જગાવીઉ, નડીઓ વાસગ નાગરે,
સીત હરી તિં સ્યું કર્યું, રૂઠા રામના પાગરે–૧
સાંભલિ રાવણ રાજીયા, જાસે મહિયલિ મામરે,
સતી સીતા તઇં કાં હરી, વિરી વંકડો રામરે–૨ સાંભલિ.

* * * *

અંતે—

જયજયકાર જગત્રિ હૂઉઆ, વરત્યા રંગના નાદરે,
સંવંત પંનરબાસઠિ, રચ્યો રાસ સંવાદરે. જય૦ ૫૯

× × × ×

રામ અજોધ્યાં આવીઆ, સોઈ સીત અરધાંગિરે,
મુનિ લાવનસમિ ભણિ, બિઠા રાયનઈ રંગિરે, જય જય. ૬૩

—સં. ૧૬૮૨ વરસે ભાદ્રવા વદિ ૮ લિષતં. ઋ. રાઘવ તથા ગં. વીરદાસા પઠનાર્થે શુભં ભવતુ. ૩–૧૩ મારી પાસે બે પ્રત છે.

(૧૧૬) +દેવરાજ વચ્છરાજ ચોપાઈ (વચ્છરાજ કતપુરમાં. દેવરાજ રાસ)

આદિ—(વસ્તુ)

સકલ જિનવર સકલ જિનવર પાય પણમેવી,
તઉ પણમેવિ ચકકેસરી એક ચિતિ બહુ ભક્તિ કારીઅ;
નિય ગુરૂતણઈ સુપસાઉલઇ રિદયકમલ નિયમતિ વિમાસીય,

મજજન સહુ કઉ સંભલઉ હીયડાઇ ભાવ ધરીય,
બોલિસુ નવનવ કવિતરસ, સિરિ વછરાજ ચરીઅ. ૧.

* * * *

અંતે—વસ્તુ

પાછિલઇ ભવિ પાછિલઇ ભવિ ઇણિ વછરાજિ
જીવ દયા પાલી ખરી તિણિ પ્રભાવઇં બિહું દેસ પામીય
આપદ સવિ સંપદ હુઇં અનઇ વલી બહુ સુખ પામીય
મુનિ લાવણ્યસમઈ ભણઈ ભવીયણુ લોઉ સહૂઅ.
જીવદયા પાલઉ પરી, જિમ પામઉ સુખ બહૂઅ. ૪૫૮

—લિં સંવત ૧૬૫૭ પોસ શુદિ ૯ શુક્રે.
ઋષિ વૈરસાલેન—૨૧-૧૧ લીં.

આ રાસ આનંદકાવ્ય મહોદધિ મૌકિતક ૩ જામાં પ્રકટ થયો છે તેમાં ઉપરનો અંતનો વસ્તુ છંદ નથી. તેમાંથી પ્રશસ્તિની ઢાલ છેલ્લી છે તે અત્ર ઉતારીએ છીએઃ—

તપગચ્છ નાયક સહિ ગુરૂએ, માલ્હતડે લક્ષ્મીસાગરસૂરિ,
શ્રી મુખ સરસતિ વાસિ વસે એ, માલ્હંતડે લક્ષ્મીસાગરસૂરિ.
નામિયેં સંપદ ભૂરિ-૧
અતિ ગિરૂઆ પંડિત પ્રવર, મા૦ સમયરયણ મુણિસાર સૂરિએ,
મુખ સરસતિ વાસિ વસેએ, મા૦ ગુણમણિ તણો ભંડાર. ૨
શિષ્ય તાસ પયતલિ નમીએ, મા૦ નયર કતપુરિ માહિં,
સંભવનાથ પસાઉલે એ, મા૦ રાસ રચિઓ ઉછાહિં. ૩
પહેલો અક્ષર લાભનો એ, મા૦ બીજો ભવનો જાણી,
ત્રીજો પુણ્યવંત બીજલુ એ, મા૦ આગલિ સમય ઠવેઈ. ૪
એ કવિ સવિહું નમી કરીએ, મા૦ ઇમ કહે બે કરજોડિ,
અધિક ઓછું બોલતાં એ, મા૦ કુણે મ દેજ્યો ખોડિ. ૫
જ્યાં ગયણંગણિ દિણંયરૂ એ, મા૦ જ્યાં શશિકળા નિવાસ,
મેરૂ મહીધર સાયરૂ એ, મા૦ ત્યાં લગે પ્રતપો એ રાસ. ૬

એહ રાસ વછરાજનો એ, મા૦ ભાવ સહિત નરનારિ,
ભણે ગુણે જે સાંભળે એ, મા૦ નવનિધિ તિહિં ઘરબારિ- ૯

—૭ ખંડનો રસિક રાસ છે. પા. ૩, ડે; રત્ન અમ,

## (૧૧૭) +સુમતિસાધુ સૂરિવિવાહલો

આદિ—

સરસાત સામિણિ દિઉ મતિદાન મઝ મનિ અતિ ઉમાહલઉ એ,
સુણિજ્યો ભવિયણ ભાવ ધરેવિ ગાયસુ સુગુરૂ વિવાહલુ એ. ૧
મહિયલિ મોટઉ દેશ વિસેસ મેદપાટ જગિ જાણીઇ એ,
વારૂઅ વન વનિતા અભિરામ જાઉર નયર વખાણીઈ એ. ૨
વાપી કૂપ સરોવર ચંગ રંગ કરઈ નિતુ જોઅંતાંરે,
વાડીઅ વર ઉધાન વિવેક હેલાં જન મન મોહંતા એ. ૩

* * * *

અંતે—

લક્ષ્મીસાગર સહિગુરૂ એ માહલંતડે, સીસ શિરોમણિ તાસ,
તપગચ્છ મંડન સહિગુરૂએ મા૦, પૂરઉ ભવિઅણ આસ. ૭૯
સુજન સહુકો સાંભલઉ મા૦ પ્રાણુમઉ બે કરજોડિ,
સુમતિસાધુ સૂરિ સેવંતા મા૦, લહીઈ સંપદ કોડિ. ૮૦
પઢસિઈ ગુણસિઇ નિસુણસિઇં મા૦, વીવાહલુ એ સાર,
કવિ **લાવણ્યસમય** ભણઇએ મા૦ તસુ ઘરિ જય જયકાર. ૮૧
નવનવિઅ વાણિહિ મતિ વિનાણિહિં હિયઇ હરિષ ઘણઉ ધરી
મઈ એક ચિત્તિહિ કરીઅ ભત્તિહિં અંગિ આલસ પરિહરી;
જાં સાત-સાયર વર દિવાયર ગયણિ રોહિણિ ચંદલુ,
તાં એ અનોપમ સુગુરૂ સરિસઉ જયઉ જગિ વીવાહલુ. ૮૨

—ઐ. રા. સં. ૧.

## (૧૧૮) રંગરત્નાકર નેમિનાથ પ્રબંધ

આદિ—

સ્મૃત્વા શ્રી શારદાં નેમે શ્છંદોભિ વિંવિધૈ વૅરૈઃ
પ્રબંધં બંધુરં કુર્વે રંગરત્નાકરાભિધં ૧

સારદ સાર દયાપર દેવી, તુઝ પય કમલ વિમલ વંદેવિ,
માગું સુમતિ સદા તઈ દેવી, દુરમતિ દૂરિથિકી નિંદેવિ. ૨
હિવ હૂં બોલુ મેલ્હી માયા, તૂં કવિયણજણ કેરી માયા,
બહુ ગુણમણિ તુઝ અંગિ સમાયા અવગુણ અવર અનંત ગમાયા. ૩
તુઝ તનુ સોહઈ ઉજ્જલ કંતિ, પૂનિમ સસિહર પરિ ઝલકંતી,
પય ધમધમ ઘુઘર ધમકંતી, હંસગમણિ ચાલઈ ચમકંતી. ૪
ચાલઇ ચમકંતી, જગિ જયવંતી, વીણા પુસ્તક પવર ધરઈ,
કરિ કમલ કમંડલ કાન્હે કુંડલ રવિમંડલ પરિ કંતી કરઈ;
હિયડઈ હિત આણી સુણિ મઝ વાણી, જઈ હુ તુઝ બહુ માન લહૂં,
તુ મન આણંદિઈ, નેમિ જિણ વંદિઇ, નવ નવ છંદિઈ છંદ કહૂં. ૫

* * * *

અંતે—પ્રથમોધિકાર.

એમહ મન ઊમાહિ પાઇ સરસતિ સિરનામી,
સમયરત્ન ગુરૂરાય પાય પુણુ તેહના પામી
પુહવિ પ્રસિદ્ધઉ પ્રગટ પ્રથમ અધિકાર સુણાવિઉ
નેમિ સહિતિ પરિવાર નયરિ આણંદિઉ આવિઉ
પરિણાવા ઉત્સવ કહું આદિ પૂજઇ મનની રલી,
લાવણ્યસમયં તે બુલિસિઈ, જુ હુસિઇ અવસર વલિ.

—(મ. બ.)

## (૧૧૯) દઢપ્રહારી સઝાય.

આદિ—

પય પણમીઅ સરસતિ સરસતિ વચન વિલાસ,
મુનિવર કેવલધર ગાઇસુ મહિમનિવાસ. ૧

અંતે—

ઇતિ દઢપ્રહાર કેવલધર કેરૂં સુણીઈ સારચરિત્ર,
જિણિ ચ્યારહ હત્યા ઊતારી, કાયા કરી પવિત્ર,

વિબુધ પુરંદર **સમયસુંદર** તસુ પય પામી,
સીસાલસ **લાવણ્યસમયમુનિ** જપઈજઈ સિદ્ધિગામી. ૨૪

(૧) ચૌદ સુપનાની સઝાય.

શ્રી જિનવરે ભાખીયા, સહે ગોરી સાખીયા એ,
અધિકાર એ રૂઅડોએ,
સુપન તે વારૂ એ મહિમા તે સારૂ એ;
મુનિ **લાવણ્યસમે** એ એમ ભણે એ. ૪૬

(૨) +ગૌતમ છંદ. ૭૨ સ. મા. ભી. (૩) જીરાઉલા પાર્શ્વનાથ વિનતિ (૪) પંચતીર્થિં સ૦ (૫) રાજમતી ગીત (૬) પંચવિષય સ૦ (૭) આઠમદની સ૦ (૮) સાતવારની સ૦ (૯) પુણ્યફલની સ. (૧૦) આત્મબોધ સ. (૧૧) દાનની સ. (૧૨) મનમાંકડ સ. (૧૩) હિતશિક્ષા સ. (૧૪) શ્રાવક વિધિ સ૦

**આદિ—**

પ્રણમી વીર જિણેસર પાય, વંદી ગોયમ ગણધર રાય;

**અંત—**

લાવણ્યસમઇ મુનિવર ઇમિ કહઇ, મુગતિ વધૂ તસ લીલાં વરઇ. ૨૦

(૧૫) દાનની સઝાય.

**આદિ—**

એક ઘર ઘોડા હાથિયાજી, પાયક સંખને પાર,
મે.ટા મંદિર માલીઆંજી. વિશ્વતણો આધાર—
જીવડા, દીધાનાં ફ્લ જોય.

(૧૬-૧૯) +સઝાયો.

આત્મ પ્રબોધ, નેમરાજુલ બારમાસો, વૈરાગ્યોપદેશ પૃ. ૯૩, ૩૧૪, ૩૭૪, સ. મા. (ભી.) પુણ્ય પૃ. ૩૧ સ. મા. સં.

**(૨૦) પાર્શ્વજિનસ્તવન પ્રભાતી.** ૩૭ ટુંકનું કાવ્ય.

**આદિ—**

વામાનંદન જિનવર પાસ, તુંતો ત્રિભોવને લીલ વિલાસ;
વિનતિ છોડિ ભવપાશ, હું છું દેવ તુમારો દાસ. ૧

અંતે—

હું આવ્યો સરણ તમનણે, રાખો મન ઉલટ આપણે;
મુનિ લાવનસમે ઇમ ભણે, તુમ્હ તુઠે નવનિધ આંગણે. ૩૭

(૧૨૧) ચતુર્વિંશતિ જિન સ્તવન—માલિની છંદમાં ૨૭ કડીઓ અને છેલ્લી ૨૮ મી હરિગીતમાં.

આદિ—

કનક તિલક ભાલે હાર હીઈં નિહાલે,
ઋષભપય પખાલે પાપના પંક ટાલે;
અર જિનવર માલે ફૂટરે ફૂલ માલે.
નરભવ અજુઆલે રાગ નિંઈ રોસ ટાલે,

અંતે—

× × × ×

તવગછ દિવાયર લચ્છિ સાયર સોમદેવ સૂરીસરો,
શ્રી સોમજય ગણધાર ગિરૂઆ સમયરત્ન મુનીશ્વરો;
'માલિની છંદઇ કય પબધિઇ તવિયા જિન ઊલટ ઘણઇ,
મઈ લહિઉ લાભ અનંત મુનિ લાવણ્યસમય સદા ભણઈ. ૨૮

અમ૦ ડે૦, વિ. ધ.

## ૬૭ નરપતિ.

૧૨૨-નંદ બત્રીસી. સં. ૧૫૪૫ સાતમ મંગળવાર.

આદિ—

લંબોઅર કવિશય શય ધરંતિ, હંસવાહન તે મુખિ વશંતિ,
અવિ આવલઈ મુરતિ ગમ, વિવેકી નર તિહાં કરૂં પ્રણામ. ૧
કવિતા સારદ કેરો પુત્ર, તે મુખિ બોલિ સાચં તત્ર,
ઋદય ભાવ સહુ જાણે સદા, કવિતા મુરતિ પરતખ્ય સારદા. ૨

કવિતા સારદા તણુ પ્રણામ, નંદબતીસી કરૂ વખાણ,
સંવત પનરસિ પંચતાલા, તિથિ સાતિમ નિ મંગળવાર. ૩

* * * *

અંતે—

થોડા ભેદ ઘણું જાણજો, હૃદયભાવ ઘણુ આંણજો,
શ્રવણે સુણતાં સુષ અપાર, કવિ નરપતિ ઇમ કહિઈ વિચાર. ૯૯.
પઢતાં સિધિ બુધિ હો અંતિ, ચતુરપણુ તે નર જાંણંતિ,
નારી સીયલપણું આણંતિ, કવિતા નરપતિ ઇમ કહંતિ. ૧૦૦.

—ઇતિ નંદબત્રીસી કથા વિચારવાર્ત્તા સમાપ્તમિતિ. સંવત્ ૧૭૦૦ વર્ષે અશ્વની માસે કૃષ્ણપક્ષે ૧૦ સોમવારે શ્રી ભીલોડાનગરે શ્રી શાંતનાથ ચૈત્યાલયે શ્રી મૂલસંઘે સરસ્વતી ગચ્છે બલાત્કાર ગણે શ્રી કુંદકુંદાચાર્યાન્વયે ભટ્ટારક શ્રી ૫ રત્નચંદ્રા, તત્સીષ્ય આચાર્યશ્રી અમરેંદ્રકીર્ત્તિ તત્સીષ્ય બ્રહ્મ ભીમજી લખિતં. છ. શુભં ભવતુ. ચીરં જીયાત્. છ. શ્રી, કલ્યાણમસ્તુ, છ. છ. શ્રી. ૬-૧૬ (મારી પાસે છે.)

[ આમાં મંગલાચરણ લંબોદર-ગણેશનું કરવામાં આવ્યું છે તેથી કર્ત્તા જૈનેતર હોવાનો સંભવ જણાય પણ (૧) જૈનકર્ત્તાઓ પૈકી કોઇને ગણેશનું મંગલાચરણ કરતાં મેં જાણ્યા છે ( જુઓ નં. ૮૫ ના કવિના લીલાવતીરાસનું મંગલાચરણ તેમજ નં. ૮૯ કવિ.) તેથી, તેમજ (૨) આ કૃતિના લેખક-લહીઆ જૈન છે તેથી, અને વળી (૩) આ કથાના ઉપર જરા વિસ્તારથી સ. ૧૫૬૦ માં રચનાર સિંહકુશળ (જુઓ આગળ) પણ જૈન છે તેથી આ કવિ જૈન હોવાનો વિશેષ સંભવ છે. તે કારણે અત્ર એમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. નરપતિ નામના કવિએ વિક્રમાદિત્ય ચોપાઈ રચી છે અને તેની પ્રતના બંધન પર શક ૧૫૧૪ માં રચી એમ લખાણ છે તેથી તેને સત્તરમી સદીમાં મૂકેલ છે. ]

## ૬૭ ક. અજ્ઞાતકવિ.

(૧૨૩) મુનિપતિ રાજરૂષિ ચરિત્ર સં. ૧૫૫૦ વૈશાખ વદ ૭ રવિ.

અંતે—

થયું વૈરાગ્ય સેઠિનિ ઘણોં, કરિસ્યું કાજ હવિ આપણું,
ઘણો મહોચ્છવ ભેટિ કીધ, ઋષિ મુનિપતિ કન્હિ દીક્ષા લીધ. ૬૦૦
એહુ મુનિવર તેહનું ધ્યાન, પાલિ પંચ માહાવ્રતભાર,
ધ્યાનિ મૌન્યતપ સોસી દેહ, દેવલોકિ દેવ થયા એહ. ૬૦૧
તેહનું ધ્યાન હઇયામાંહિ આણિ, એહું એકાવતારી જાણિ,
મુક્તિપંથ તે જાસિ વહી, શુણુ કથા સંક્ષેપિ કહી. ૬૦૨
સવત પંનર પંચાસો જાણિ, વદિ વૈશાપ માસ મનિ આંણિ,
દિનિ સપ્તમી રચિઉ રવિવાર, ભણિ ગણિ તિહ હર્ષ અપાર. ૬૦૩

—ઇતિ શ્રી મુનિપતિ રાજરૂષિ ચરિત્ર સમ્રત્ત—ગ્રંથાગ્રંથ ૯૨૧ શુભં ભવતુ. સંવત ૧૬૪૨ વર્ષિ માગસરિ શુદિ ૧ ભૂમે...લખિતં બહ્રાનપુર મધ્યે ઇદલપુરિ. શુભં ભવતુ. કલ્યાણુ મસ્તુ શ્રી, પત્ર ૨૩ પં. ૧૫ ભાવ; ૪૦–૧૧ વી. પા; પ્ર. કા.

બીજી પ્રતમાં એમ છે કેઃ—

અંતે—

સંવત ચઉદ પચ્યાસીઈ જાંણી વૈશાખ વદિ માસ મનિ આણિ,
દિન સપ્તમી રચ્યઉ રવિવાર ભણતાં ગુણતાં હરખ અપાર. ૨૧
એ ઋષિ મુનિપતિનો ચરિત્ર સાંભળતાં હુઈ દેહ પવિત્ર
ઋદ્ધિ વૃદ્ધિ અતિ મગલચાર ભણઇ ગુણઈ તિહિ જયજયકાર. ૨૨

—સં. ૧૬૧૮ વર્ષે અશ્વિન માસે.

[પાટણની ટીપમાં ૧૫૮૫ સંવત્ ટાંકયો છે અને તે વિશ્વસનીય છે. પા. ૧૯–પાં નં.

## ૬૮ શાંતિસૂરિ—(સાંડેરગચ્છ સુમતિસૂરિ. શિ.) જુઓ તેમના શિષ્ય ઇશ્વરસૂરિ.

(૧૨૪) સાગરદત્તરાસ (દાન માહાત્મ્ય ઉપર) ૧૫૫૦ આસપાસ.

આદિ—

છંદતર કલ્લોલ વન્નજલ સંતિ સૂરિણા મહિયં,
સાયર ચરિઅં સાયર સરિસં સરસ નિસામેહ.

[ " આ પ્રાકૃત અપભ્રંશ તથા ગૂજરાતીમાં રચાયેલો ૧૩૭ ગાથાનો રાસ ખરેખર રસમય હોઇ તેમાં ગાથા, રાસઉ, કુંડલિઓ, ઘાત (ઘત્તા), અડયલ્લ, માલિનીરૂપક, છપ્પય, પાધડી (પદ્ધડિકા) ગસાબંધ વગેરે વિવિધ છંદો વાપરેલા છે. કાવ્ય ઉચ્ચ પ્રતિનું છે અને આ તેમજ તેમના શિષ્ય ઇશ્વિરસૂરિ કૃત લલિતાંગચરિત્ર રાસ સંસ્કૃત તથા પ્રાકૃત કાવ્યોની સરખામણીમાં સારી રીતે ઉભા રહે તેમ છે. " ચિ. ડા. દલાલ. ]—પા. આ શાંતિસૂરિ સં. ૧૫૯૭ સુધી અવશ્ય વિદ્યમાન હતા. જુઓ લેખાંક ૩૩૫. પ્રાચીન લેખ સગ્રહ.

---

## ૬૯ કીર્ત્તિહર્ષ—( કકકસૂરિ શિ૦ )

(૧૨૫) સનત્કુમાર ચોપઈ. સં. ૧૫૫૧ કાર્ત્તિક શુદ ૧૫ ગુરૂવાર.

આદિ—

સ્વામી જીરાપુલ્લિ નિવાસ, મનિ સમરંતા પુરઇ આસ,
પય સેવઇ અણુદિણુ ધરણિંદ, પહિલુ પ્રણમિસુ પાસ જિણંદ. ૧
સરસતિ સામિનિ કરૂ પસાઉ, કાસમીર મુખમંડણ માઇ,
નામ જપી કેસીય ગણધાર, ચરીય ભણું શ્રી સનત્કુમાર. ૨
જિણસાસિણુ જિણ ભાષિઉ ઇમ્મિ, દાન સીલ તવ ભાવ સુરમ્મ,
ધર્મતણા એ ચ્યારિ પ્રકાર, અધિકુ મહિમા સીલિ અપાર. ૩

*      *      *      *

અંતે—

શ્રી કક્કસૂરિ ગુરૂઆ ગુરૂરાય, મનસુદ્ધિઇં તસુ પ્રણમી પાય,
સાર શ્રીરંગ તણુંઈ આગ્રહઈં, રચિઉ પ્રબંધ ભવીઅણ સંગ્રહઈ. ૨૩૧
**પન્નર એકાવન્ન** મઝારિ, કાતિ પુન્નિમે નિ ગુરૂવાર
કવિ કીર્ત્તિહર્ષિ મનિ ધરી આણંદ, રચિઉ પ્રબંધ જનશ્રવણાનંદ. ૨૩૨
સીલ પ્રબંધ ભણઈ જે રંગિ, સવિ સુહ કમલા તાસુ ઉછંગિ.
એકમના થઇ જે સાંભલઇ, તેહ નરનારી અફલ્યાં ફલઇ. ૨૩૩
(વિ. ધ. ૯-૧૪-નવીન લિખિત.) ગાથા ૨૫૪.

પા. ૧૧. પાટણ નં. ૨

**કક્કસૂરિ શિષ્ય.** ઉપરના કીર્ત્તિહર્ષ હોઈ શકે.

**(૧૨૬) કુલધ્વજ કુમારરાસ.**

મહિયલિ સોહઈ ગુણગણિ ભૂર, ઉવએસ ગછે ગુરૂ શ્રી કક્કસૂરિ,
પાલઇ સંયમ નિરતીચાર, ગુરૂ ગિરૂઆ ગોયમ અવતાર, ૪
નવરસ ભવીયણ દિઇ ઉપદેસ, સીલ વિષયે અતિ સવિશેષ,
તાસ પ્રસાદિ કવીયણ ઇમ કહઇ, કીઉ પ્રબંધ ભવીઅણ સવી લહઈ.

* * * *

—ઇતિ શ્રી કુલધ્વજ કુમારરાસ સમાપ્ત. સં. ૧૬૭૮ વર્ષ વૈશાખ શુદિ ૪. પ્રત પા. ૧૭ પં ૧૩ ગુ. વિ.

—ઇતિ શ્રી પરસ્ત્રીનિયમે વિષયનિવારણે પ્રકટસીલ પ્રભાવે કુલધ્વજરાસ ચરિત્રં સમાપ્ત. ૯-૧૩ વી. પા.

(ઉપકેશ ગચ્છના કક્કસૂરિના ધાતુ પ્રતિમાપરના લેખો સં. ૧૪૯૯ થી ૧૫૨૫ સુધીના મળી આવે છે. તે ગચ્છની પટ્ટાવલિમાં જણાવ્યું કે આ સૂરિને સં. ૧૪૯૮ માં ચીતોડમાં સાહ સારંગે કરેલા મહોત્સવપૂર્વક આચાર્યપદ મળ્યું. તેમણે સં. ૧૪૪૪ માં કચ્છમાં અમારી પ્રવર્ત્તાવી હતી. તેઓએ સંસ્કૃત પ્રાકૃત ગ્રંથો રચ્યા છે. તેમની પાટે દેવગુપ્તસૂરિ સં. ૧૫૨૮ માં આવ્યા.)

૭૦ ક્ષમાકલશ–(આગમ ગચ્છ. અમરરત્નસૂરિ–સોમરત્નસૂરિ –કલ્યાણરાજ શિ૦ )

(૧૨૭) સુંદરરાજા રાસ–સં. ૧૫૫૧ વૈ. વદ શનિવાર.

આદિ—

દૂહા–રાગ ગુડી.

પહિલૂં પરમેસર નમી, આરાહિસુ અરિહંત,
ગાઇસુ શીલ સોહામણો સાંભલયો એકતિ. ૧
સુંદરરાય તણા ગુણ કેતા કહું મુખ એક,
શીલિ કરી જગગાજતુ, કહીઇ તે સુવિવેક. ૨

* * * *

અંતે—

આગમગચ્છિ જયવંતા એ, મા. સોમરત્ન સૂરીંદ,
અહનસિ ભવિયાં નિત નમુ એ, મા. જિમ હુઈ પરમાણંદ. ૧૮૮
ક્ષમાકલસ મુનિ ઈમ ભણિ એ મા. ભવિયણ સુણઉ એ રાસ,
શીલઈ સિવસુખ સપંજઈ એ મા. છૂટીઈ કમ્મંના પાસ. ૧૮૯
સંવત પનર એકાવનઈ એ મા. વદિ વૈશાખહ માસિ,
શનિવાર સોહામણઉ એ મા. રચીઉ રાસ ઉલ્હાસ. ૧૯૦
શીલ પ્રબંધહ જે ભણઇ એ મા, નરનારી સુવિચાર,
હરષઈ જે એ સંભલઈ એ મા. તેહ ઘરિ જયજયકાર. ૧૯૧

—સ. ૧૬૭૨ કાતી. શુ. ૧ લખિતં ચરમ જિનદાસેન ગ્રંથાગ્ર શ્લોક સંખ્યા ૨૭૫ માઝનઈ વિ. ધ. ૮–૧૩.

(૧૨૮) લલિતાંગ કુમાર રાસ—સં. ૧૫૫૩ ભાદ્રપદ વદ ૧૧ શનિ ઉદયપુરમાં.

આદિ—

પહિલૂ સરસતિ પય નમી, આરાહી મનશુદ્ધિ,
પુણ્યપ્રબંધ હૂં ભણિસુ, આણી નિરમલ મત્તિ. ૧

પુણ્યતણાં ફલ સાંભલુ, હઇઇ ધરી બહુ ભાઉ,
એક મનાં આરાધતાં, ટાલઈ ભવ દહ દાહ. ૨
દાન સીલં તપ ભાવના, જિણ ભાપઇ એ ધર્મ,
કવીયણ વલી વલી ઇમ કહઈ, સૂધઉ એહજિ મમ. ૩
જે પાલઈ મન શુદ્ધિ સિઉ, સૂધી જિણવર આણ,
શીલહ ઉપરિ ચિત ધરઈ, તે નર ખરા સુજાણ. ૪
સીલિં સવિ સુખ સપજઈ, શીલિં નિરમલ બુદ્ધિ;
શીલિ દુખ સયલહ ટલઈ, પામીજઈ સહી સિદ્ધિ. ૫

* * * *

રાજા પાસે ફરિયાદ કરવા જનાર દોસી, ફૂડીયા અને નેસ્તીઓનાં નામ ગણાવતાં કવિ કહે છે કેઃ—

આસડ પાસડ નઈ પદમસી, જૂઠઉ, વયરૂ આવઇ હસી;
નેસ્તી તેડાવઇ એતિસાર, મઇલ તણઉ વસ્ત્રે નહીં પાર. ૫૩
લડસડ હીંડઈ ઉતાવલા, બોલઇ બોલ સદા તોતલા;

* * * *

અંતે—

ધર્મ પસાઈ વંછિત સિદ્ધિ, ધર્મિઈ પામીજઇ નવ નિદ્ધિ;
ધર્મતણઉ મહિમા છઈ ઘણઉ, કવિ કહઇ ભાવિ સહુઇ સુણઉ. ૧૬
હુંઅ ન જાણુ કાંઈ મૂલિ, સઘળાં કવીયણની પગધૂલિ;
અધિકુ ઉછઉં કીધુ જેહ, ક્ષમાવઉ કરજોડી એહ.
સંવત **૧૫ પનરત્રઈપન્નઉ** સાર, વદિ ભાદ્રવા તણઉ શનિવાર;
ઈગ્યારિસિ દિનિ રચી ચુપઈ, સભા સમક્ષહ પૂરી હુઈ. ૧૮
આગમ ગચ્છ અછઈ સુવિચાર, શ્રી **અમરરયણ** સૂરીસર સાર;
તાસ પટોધર અતિ ગુણવંત, શ્રી **સોમરત્ન** સૂરિહ જઇવંત. ૧૯
ભવિયણ અહિનિશિ વંદઇ જેહ, રિદ્ધિ અનંતી પામઈ તેહ,
તસ પડિન કલ્યાણહ રાજ, તસ મુખ ભેટિં સીઝઈ કાજ. ૨૦

ઊદયપુરિં જગિ કહીઈ સાર, નિવસઇ શ્રાવક તિહાં સુવિચાર,
ચંદ્રપ્રભજિન તણઇ પસાઈ, અલીય વિઘન સવિ દૂરિ પલાઇ. ૨૧
ભણઈ ગુણઈ અહિનિશ સંભલઈ, પાપ પડળ સવિ દૂરિં ટલઈ,
ક્ષમાકલસ મુનિ કહઇ સુવિચાર, નિતુનિતુ તેહ ઘરિ જયજયકાર. ૨૨
—સં. ૧૬૨૬ વર્ષે ચૈત્રશુદિ ૫ દિને લિખિત.; જેસ૦

(અમરરત્નસૂરિના સં. ૧૫૨૪, ૧૫૨૯, ૧૫૩૧, ૧૫૩૨, ૧૫૩૫ અને ૧૫૪૭ ના અને સોમરત્નસૂરિના સં. ૧૫૫૨, ૧૫૭૧ અને ૧૫૭૩ ના ધાતુપ્રતિમાપરના લેખ મળી આવેલ છે. ધા. પ્ર. લે. સં. ભાગ ૧ અને ૨.)

---

## ૭૧ મૂલપ્રભ સાધુ.

(૧૨૯) ગજસુકુમાલ સંધિ ઢાલબદ્ધ સં. ૧૫૫૩—પાના ૫ અમ૦

---

## ૭૨ જયરાજ (પૌ૦ મુનિચંદ્ર સૂરિ શિ૦)

(૧૩૦) મચ્છોદરરાસ સં. ૧૫૫૩.

અંતે—

પૂનિમ પક્ષ મુનિચદ્ર સુરિ રાજા, તાસુ સીસ જપઇ જઇરાજ.
પનરત્રિપન્ન કીધુ રાસ, ભણઇ ગુણઈ તેહ પૂરિ આસ.
—ઇતિ શ્રી મચ્છોદર રાસ સપૂર્ણ. સ. ૧૬૭૨ વર્ષ શ્રી શતિશેખર ગણિ તત્ શિ. ઋ૦ કુયરજી લખત. (ગુ. વિ.)

(મુનિચદ્રસૂરિ એ ચારિત્ર સુંદરસૂરિની પાટે ભીમપલ્લીય પુણિમા ગચ્છમાં થયા છે અને તેમના સં. ૧૫૫૮ સં. ૧૫૭૮ તથા ૧૫૯૧ ના ધાતુપ્રતિમાપરના લેખો મળી આવ્યા છે. ધા. પ્ર. લે. સં. ૧ અને ૨.)

---

## ૭૩ સુંદરરાજ.

(૧૩૧) ગજસિંહ કુમાર ચોપઈ—સં. ૧૫૫૩—ડે૦

---

## ૭૪ નન્નસૂરિ (કોરંટ ગચ્છે સર્વદેવ સૂરિશિ૦)

(૧૩૨) વિચાર ચોસઠી—સં. ૧૫૪૪ ખંભાતમાં.

અંતે—

ઇણીપરિ શ્રાવક ધર્મતત્ત્વ, પનર ચૂઆલિ રચ્યૂ પવિત્ર,
સુલલિત ચોસઠિ ચોપઇબંધ, મિછામિદુક્કડ હોએ અસૂધ. ૬૩.
એહનો નાંમ વીચાર ચોસઠી, સુષ શ્રેણિ કરે એકઠિ;
ષંભ નયર આનંદ પૂરી, કોરંટ ગછ પભણે નંનસૂરી. ૬૪

(ગુ. વિ.)

(૧૩૩) ગજસુકુમાર રાજર્ષિ સઝાય—સં. ૧૫૪૮ ખંભાતમાં.

આદિ—

સોરંઠ દેશ વષાણીય, સાહેલડી રે, દેવહ તણઉ નિવેસ;
દ્વારિકા નયરી તિહાં ભલી, સા. સમરથ કૃષ્ણ નરેસ.
સમરથ કૃષ્ણ નરેશ ભુજબલિ, જસુ પિતા વસુદેવ;
દેવકી દેવી ઊઅરિ ધરીયા, કરઇ સાનિધિ દેવ;
ઇક દિવસિ પહુતા દેવકી ઘરિ, વહિરવા મુનિ દોઇ;
તે દેષિ તસુ જે હરષ હુઉ, કહી ન સકઇ કોઇ. ૨

× × × ×

અંતે—

શ્રી અંતગડદશ આઠમા, અગમાહિ પવિત્ર;
વીર જિણેસર જિમ કહિઉ, ગયસુકુમાલ ચરિત્ર. શ્રી૦ ૪૧
શ્રી કોરટગછ રાજીઉ, શ્રી સાવદેવ સૂરિ;
તાસુ સીસુ નન્નસૂરિ ભણઇ, મન આણદ પૂરિ. શ્રી. ૪૨
તિણિપરિ પનર અઠાવનઈ, ષંભાઇતમાંહિ;
થંભણ પાસ પસાઉલઇ, રચિઉ ઉછાહિ. શ્રી. ૪૩
ગયસુકુમાલ ચરિત્ર એ, જે ગાઇ રંગિ;
તીહ ઘરિ નવનિધિ સંપજઇ, સુષ વિલસઇ અંગિ. શ્રી. ૪૪

(વિ. ધ. ચોપડો. ૩૮–૪૧.)

(૧૩૪) **દશશ્રાવક બત્રીશી**—સં. ૧૫૫૩ ચિતોડમાં.

**અંતે—**

બત્રીશી દશ શ્રાવક તણી ચિત્રકૂટિ રચી ધરમહ ભણી;
પનર ત્રિપનઇ આણંદપૂરિ. કોરંટ ગચ્છ પભણઈ નન્નસૂરિ. ૩૨

—વિવેકવિજય ભં. ઉદયપુર.

**અભક્ષ અનંતકાય** સ૦—આદિ. દેવગુર કેરૂં લીજૈનામ, અંતે• નન્નસૂરી વિનતિ ઇમ ભણે, કર્મ ધર્મથી સઘળા હરે, સુધે ભાવે ભણસે જેહ, મુગતિ તણાં ફલ લેસ્યે તેહ. ૨-૧૦ આ. ક.

(૧૩૫) **પંચતીર્થ સ્તવન.**

**આદિ—**

(૧) શ્રી સેત્રુજ રળીઆમણા, તીરથ કેરૂં એ રાઉ,—આદિનાથ સ્તવન.
(૨) દહીઉદ્રાપુરિ દીપઇ, જોતાં નયણ ન છીપઈ—શાંતિસ્તવનં.
(૩) ઉજ્જલગિરિ હમો જાઇશુંએ, એણિ તીરથિ નિમ્મલિ થાઇશુંએ,
—નેમિ સ્તવન.
(૪) સકલ મૂરતિ ત્રેવીસમુ સામિ, ખંભાયત પુર મંડણએ-પાર્શ્વસ્તવન.
(૫) સાચુરિ પુરિ વીરજ વરગુણનુ ભંડાર, મૂરખ હું કિમ પામું પાર.
—મહાવીર સ્તવન.

કલશ.

પંચઈ તિરથ પંચ જિણેસર, પંચમી ગતિ પુહતા સુંદર,
નન્નસૂરિ ઇમ છંદે નવનવે, વીનવ્યા સુખદાયક તે સવે.

—ઇતિ શ્રી **પંચતીર્થ સ્તવન.**

(સં. ૧૫૪૯ નો લેખાંક ૧૨૩ પ્રતિમાપરનો લેખ આ નન્નસૂરિનો મળ્યો છે. તે ઉપરાંત આ નન્નસૂરિના સં. ૧૫૬૯ ખંભાતમાં, સં. ૧૫૭૩ માતરમાં અને સં. ૧૬૧૧ અને ૧૬૧૨ ના પ્રતિમાપરના લેખો મળ્યા છે. ધા. પ્ર. લે. સં. ૨. આમાં લેખાંક ૧૨૩ માં સાવદેવસૂરિને અર્થાત્ સર્વદેવસૂરિ છે; પણ રત્નસૂરિને બદલે નન્નસૂરિ સુધારવું ઘટે. સર્વદેવસૂરિના

સં. ૧૪૫૨, ૧૫૦૫, અને ૧૫૫૩ ના પ્રતિમા લેખો મળ્યા છે. જુઓ શ્રીયુત નાહરકૃત જૈન લેખ સંગ્રહ-પ્રથમ ખંડ. અને સં. ૧૪૭૯, ૧૫૦૪, ૧૫૦૯, ૧૫૧૧, ૧૫૧૩, ૧૫૨૦, ૧૫૨૧, ૧૫૨૫, ૧૫૩૦, અને ૧૫૩૧ ના લેખો મળ્યા છે. જુઓ ધા. પ્ર. લે. સં. ભાગ ૧લો; આ પરથી જણાય છે કે તે સર્વદેવસૂરિ નન્નસૂરિના સંતાનીય અને કક્કસૂરિના પટ્ટધર હતા. આ સંગ્રહમાં આપણા કવિ નન્નસૂરિનો સં. ૧૫૫૨ નો લેખ મળ્યો છે. જુઓ લેખાંક ૮૬૨.)

---

## ૭૫ હંસધીર (ત. હેમવિમલસૂરિ-દાનવર્દ્ધન શિ૦)

**(૧૩૬) +શ્રી હેમવિમલસૂરિ-ફાગ. સં. ૧૫૫૪ શ્રાવણ.**

આદિ--

અહો મન ધરી સરસ તે સરસતી, વરસતી અવિરલ વાણિ,
સિરિ તપગચ્છપતિ ગાઇસું, ભાવિસ્યું નિત સુવિહાણિ. ૧
હેમવિમલ સૂરીસર ઇસર કિર અવતાર,
અણુદિણુ મયણનિવારણ, તારણ સયલ સસાર. ૨

* * * *

અંતે—

હેમવિમલ ગચ્છનાયક, દાયક મુગતિ વિલાસ,
વ્રત પૂજાં ગિરિ મંદર, કંદર ગિરિ કવિલાસ. ૫૫
દાનવર્દ્ધન વર પડિત, દંડિત વાદીય વીર,
ચરણ કમલિ અલિજ મલિ એ, રમલિ એ રસિ હંસધીર. ૫૬
સંવત પનર એ ચઉપનઇ, ઊપનઇ બુદ્ધિ પ્રકાસિ;
ફાગ રચિઉ સમહુતરઇ, પૂરતઇ શ્રાવણ માસિ. ૫૭

૫૭ ટૂંકનું સુંદર ઝડઝમકવાળું કાવ્ય છે. પ્ર. જૈ. ઐ. ગૂર્જર-કાવ્ય સંચય.

---

## ૭૬ જિનહર (?) (ખ૦)

(૧૩૭) વિક્રમચરિત્ર. પંચદંડ. સં. ૧૫૫૬ વૈ. વદ ૨.

આદિ—

જયુજયુ પાસ જીરાઉલઉ, જગમંડણુ જિનચંદ,
જાસ પસાઈં પામીઇ, નિતુ નિતુ પરમાણંદ. ૧
વરકાણઇ જાણંઈ સહૂ, ત્રેવીસમઉ જિણેસ,
જેહતણી સઙ્કંઈ વહઇ, આણ જિસી પરિસેસ. ૨
પાલ્હણપુરવર મંડણઉ, વાજા દેવિ મલ્હાર,
પાસ નામ પુહવી તિલક, સીડઉ પાલ્હવિહાર. ૩
મહિમવંત ગિરૂઉ ગુણિ, દહીઉ ક્રુ સિરિ સંતિ,
જિમ જિમ જિણવર પૂજીઇ, તિમ તિમ પુહચઈં ખંતિ. ૪
હંસાસણિ સરસતિ નમી, પામી તાસ પસાય,
સુગુરૂ મુખિ હું સાંભલી, ગાયસું વિક્રમરાય. ૫

ચઉપઈ.

અહિઅલિ મંડણ માલવદેશ, જિહાં નવિ કરઇ દુકાલ પ્રવેશ,
ન્યાયવંત વલી...લોક, ધરિ...

* * * *

બીજઇ દિન સાસૂતઇ મિલી, કહઈં વિક્રમ પુહતી મનરૂલી,
અઈં આદેશ તુમ્હારૂ કરિઉ, પાંચમાંહિ પહિલઉ મુખ ધરિઉ. ૯૩

—આ પ્રમાણે ૯૩ ટુંકનો પહેલો આદેશ પૂરો થયો. બીજો આદેશ ૯૩ ટુંકનો, ત્રીજો ૭૩ નો, ચોથો ૪૮ ટુંકનો અને પાંચમો ૧૧૨ ટુંકનો છે. કર્ત્તાનું નામ બરાબર મળતું નથી લાગતું–છેવટ નીચે પ્રમાણે છે.

* * * *

અંતે—

વિક્રમના ગુણ હિઅડઈં ધરી, પચદંડ છત્રહતું ચરી,
પનર છપન્નઇ માસિ વૈશાખિ, કીધું બીજઇ ધુલધ પાખિ. ૧૧૧

ભણઇ ગુણઇ નઈ જે સાંભલઇ, તેહનણાં સંકટ સવિ ટલઈ,
રાજ્યરિદ્ધિ નઈ રૂડી બુદ્ધિ, તે પામઈ અષ્ટ મહાસિદ્ધિ, ૧૧૨

—ઇતિ સંવત્ ૧૫૮૨ વર્ષે આસો વદિ ૪ સોમે શ્રી પત્તન વાસ્તવ્ય શ્રી શ્રીમાલ જ્ઞાતીય પ. જીવા સુત પ. માધા પઠનાર્થે. (મ.બ.) (શામળભટ્ટની પંચદંડની વાત આ સાથે સરખાવી શકાય.)

---

## ૭૭ નેમિકુંજર—

**(૧૩૮) ગજસિંહરાય** ચરિત્ર રાસ. સં. ૧૫૫૬ પ્ર. જેઠ સુ. ૧૫

આદિ—

(દોહા)

પાસજિણેસર પય નમી, તેવીસમો જિણંદ,
એ સુપ સપતિ દીયઈ, પણમઈ સુર નર ઇંદ. ૧
કાસમીર મુષ મંડણી, સમરી સરસતિ માય,
શીલતણો ગુણ વ્રણવઉં, ગાવઉં ગજસિંધરાય. ૨
નવરસિ નવરંગિ વ્રણવઉ, શાસ્ત્ર માહિ જે હોઇ,
બાર કથા રસ વ્રણવઉં, તિણિ સુણઉ સહુ કોઈ. ૩

*　*　*　*

ચ્યારિ ખંડ બહુ બુદ્ધઈ કરી, એટલઈ ચ્યારિ નારિ તિણિ વરી,
સંઘ તણી જો ઉનમતિ લહઇ, તો કવિ કથા ક્ષણંતરિ કહઇ. ૧૦૦

—પ્રથમ ખંડ સમાપ્ત.

ચારિ ષડ બહુ બુદ્ધિહિ કરી, એતલઇ સંપૂરી ધરી,
સંઘ તણી જો ઉનમતિ લહઈ, કથા ક્ષણંતરિ તો કવિ કહઇ. ૧૦૬

—દ્વિતીય ખંડ સમાપ્ત.

દસરથ નગરી થયો ઉછાહ, કરઇ રાજ તિહાં ગજસિંધરાઉ,
સાત નારિસિઉ સુપ ભોગવઈ, નેમિકુંજર કવિ ઇણિપરિ કહઈ. ૧૦૦
ચ્યારિ પંડ બહુ બુદ્ધે કરી, એતલઈ નવ નારી તિણિ વરી,
સંઘ તણી જઉ ઉનમતિ લહઇ, કથા ક્ષણંતરિ તો કવિ કહઈ. ૧૦૧

—તૃતીય પંડ સમાપ્તઃ

અંતે—

(દૂહા)

ગજસિંધ કુમરતણો, ચરિ મઈં તે કહીઉ સંષેવિ,
ભણઈ ગુણઈ જે સાંભલઈ, સુષ સંપતિ દે દેવિ. ૧૮
(ચોપઇ) ૧૯
સહગુરૂ તણા નામ મનિ ધરી, બોલા શ્રીગજસિંઘહ ચરી,
જે પંડિત નર પુન્ય કરંતિ, રાજસુંદર (?) તે ઇમિ બોલંતિ. ૨૦
**સવત પનર છપન્ને સહી,** પ્રથમ જેઠ પુનિમ દિન લહી,
બુદ્ધવાર અનુરાધામાંહિ, કીયો ચરિત એ મન ઉછાંહિ. ૨૭
—પા૦ (નેમિકુંજર એ રચ્યઉ ઉછાંહિ (ગુ. વિ.)
—ચતુર્થ ખંડઃ સમાપ્તઃ
(વિ. ધ. ચોપડો. ૧૦૫-૧૨૯)

(આ ચોપડાના છેવટે લખ્યા સંવત્ ૧૬૪૧ છે. આમાં ચોથા ખંડને અંતે રચનાર તરીકે રાજસુંદર એ નામ આપેલ છે પણ આજ રાસના ત્રીજા ખંડને અંતે નેમિકુંજર એ નામ સ્પષ્ટ લખ્યું છે. વળી મુનિ ગુલાબવિજયના ભંડારની પ્રતમાં છેલ્લા ચોથા ખંડમાં પણ નેમિકુંજર એ નામ રચનાર તરીકે જણાવ્યું છે એટલે આ રાસના કર્ત્તા નેમિકુંજરજ છે એમાં શક નથી. રચ્યા સંવત પણ બંને પ્રત સરખાવતાં સં. ૧૫૫૬ જ છે.)

—ગુ. વિ. પ્રતમાં છેવટે એક કડી મૂકી છે કે—
સંવત **સોલ છયસીઉ** જાણિ, માસ કાર્ત્તિકિ દિન ઉત્તમ આણિ,
શુકલ અષ્ટમી નઇ ભાર્ગવવાર, **લિખિ** રાસ તે મન ઉદ્ધાર. ૨૬
ઇતિશ્રી ગજસિંહ ચરિત્રે ચતુર્થ ષંડ સંપૂર્ણ ગ્રંથાગ્રં ૬૧૫ શ્લોકઃ શુભં ભવતુ. (ગુ. વિ).

---

## ૭૮ લબ્ધિસાગર—

(૧૩૯) શ્રીપાલ રાસ સ. ૧૫૫૭.
(૧૪૦) ધ્વજભુજંગ કુમાર ચોપઇ રાસ—

---

૭૯ હર્ષકલશ—(ત૦ હેમવિમલસૂરિ–કુલચરણ શિ.)

(૧૪૧) વસુદેવ ચોપઇ સં. ૧૫૫૭ લાસ નગરમાં.

આદિ—

સકલ મનોરથ સિદ્ધિ કર, ધુરિ ચઉવીસ જિણિંદ,
પય પણમિ સુભાવિ કરી, ભવિયણ નયણાણંદ. ૧
કાસમીર મુખ મંડણી, મની સમરૂં એક ચિત્તિ,
કવિયણ વછિત પૂરણી, દિઉ વાણી સરસતિ. ૨
જે વસુદેવ સોહામણો, યાદવ કુલિ સિણગાર,
ચરિત્ર રચૂ હું તેહનું, સુણિયો અતિહિં ઉદાર. ૩

* * * *

અંતે—

તપગચ્છ કેરઉ સણગાર, શ્રી લક્ષ્મીસાગર ગણધાર,
શ્રી સુમતિસાધૂ સૂરીસ, શ્રી હેમવિમલ નિસદીસ. ૩૫૬
વર લાસ નયર પુરિ હરસિ, સય પન્નર સત્તાવન વરસઇ,
કુલચરણ પંડિત ગુણ સીસ, કહઈ હરખકલસ નિસદીસ. ૩૫૭
ધન ધન એ ચરિત્ર વિશાલ, ધન ધન જિનધર્મ રસાલ,
એહ ચરીઅ સુઅતિચંગ, જિમ પામો અવિહડ રંગ. ૩૫૮

—શ્રી ઇતિરંગ ચઉપઈ સમાપ્તા–સંવત્ ૧૬૫૭ આષાઢ સુદી ૨ રવૌ । મોરબી મધ્યે ।–પાટણ ભ.

—સં. ૧૬૭૨ વર્ષે પોસ સુદિ ૮ રવૌ બહ્મો નગરે ૧૧–૧૭ વિજયધર્મસૂરિ.

—સં. ૧૬૩૯ લિ૦ ૧૦–૧૭ લીં.

—ખં. ૧, ડે. (હેમવિમલસૂરિ માટે જુઓ નં. ૬૫ પૃ. ૬૮.)

## ૮૦ સિંહકુશલ ( ત૦ હેમવિમલસૂરિ–જ્ઞાનશીલ શિ. )

(૧૪૨) *નંદબત્રીશી ચોપઈ: સં. ૧૫૬૦ ચૈત્ર શુદ ૧૩ ગુરુ.

આદિ— ગાથા.

આગમ વેદ પુરાણુ, જાણુંતા જે નરા હીય મગ
જં જં કવિત કવીઅણુતં, સારદ તુહ પસાઉ યાઉ. ૧

દુહા.

પહિલુ પ્રણુમુ સરસ્વતી, ભગવતી લીલ વિલાસ
શ્રી જિનવર શકર નમુ, માગું બુદ્ધિ પ્રકાશ. ૨

આપી અવિરલ બુદ્ધિ ઘણુ, જન્મ નિરજ દેહ
નંદબત્રીસી જે સુણુઉ, ચરિત રચું પણુ તેહ. ૩

નયરાગણુ અહિઠાંણુ જે, તેહ ચરિત્ર બોલેસિ.
નંદબતીસી । ચઉપઈ, એહવું નામ ઠવેસિ. ૪

---

* આ સ્વ. રણુજીતરામ વાવાભાઇ મહેતાએ બુદ્ધિપ્રકાશમાં ડે. કૉ. ની પ્રતમાંથી ઉતારી પ્રસિદ્ધ કરવા મોકલેલ હતું ને તે સન ૧૯૧૬ ના મે માસથી શરૂ થઈ પછીના બે જુદા જુદા અંકમાં તે માસિકમાં પ્રકટ થયેલ છે. તેમાં તંત્રીએ નીચે પ્રમાણે ટિપ્પણુ કર્યું છે:—'શામળ પ્રેમાનંદ, દયારામ આદિ કવિઓનાં પ્રસિદ્ધ કાવ્યોની મૂળ વસ્તુ શી હતી, તેમાં એ કવિઓએ શાશા અને કેવા કેવા ફેરફાર અને સુધારા વધારા કર્યા, સમકાલિન પ્રચલિત સાહિત્યને અને પુર્વના કવિઓને તેઓ કેટલે દરજ્જે આભારી છે અને તેમની એમનાં કાવ્યો પર કેવી અસર થઇ છે, તે જાણુવાને પ્રથમ મળી આવતાં તમામ પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સગ્રહ અને તપસીલવાર નોધ થવાની અને તે પછી તેમનો પદ્ધતિસર અભ્યાસ કરવાની ખાસ જરૂર છે, જેથી પ્રાચીન સાહિત્ય અને ઇતિહાસ વિશે ઘણું નવું જાણુવાનું મળશે તેમજ એ કવિઓની ખરી મહત્તા અને ખૂબીઓ આપણે પીછાણી શકીશું.

"આવા હેતુથીજ ઈ. સ. ૧૯૦૯-૧૦ માં રાજધર પ્રણીત વિક્રમપ્રબંધનો કેટલોક ભાગ બુદ્ધિપ્રકાશમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. તે અને શામળભટ્ટની 'પંચદંડ' ની વાર્તા વચ્ચે ઘણું સરખાપણું છે. તે સિવાય 'પંચદંડ' એ નામના અન્ય કાવ્યગ્રંથો પણ મળેલ છે. સોસાયટી હસ્તકના હસ્તલિખિત ગ્રંથોની યાદી છાપતી વખતે 'વિનેચટ'ની વાર્તાના સંબંધમાં અમે જણાવ્યું હતું કે કવિ શામળભટ્ટની 'વિદ્યાવિલાસીની' નામની વાર્તા લગભગ તેને મળતી છે અને મુખ્ય પાત્રનું નામ પણ 'વિનેચટ' રાખેલું છે.

'હાલમાં હેમવિમલસૂરિ (?) કૃત 'નંદબત્રીસી' નામનું કાવ્ય અમને મળ્યું છે. અને તે શામળભટ્ટ રચિત 'નંદબત્રીસી'ની વાર્તા પર નવીન પ્રકાશ નાંખે છે. સાહિત્યના અભ્યાસકોને તે ઉપયોગી થશે એમ સમજીને અત્રે તે પ્રકટ કર્યું છે."

આમાં 'હેમવિમલ સૂરિ કૃત' તરીકે આ કૃતિ તે પ્રમાણે મથાળું મુકી ઓળખાવેલી છે તે ભૂલ છે. તે તો તે સૂરિના શિષ્ય જ્ઞાનશીલના શિષ્ય સિંહકુશલ કૃત છે.

વિશેપ માટે આની અગાઉના કવિ નરપતિ જુઓ નં. ૬૭ પૃ. ૮૮.

* * * *

અંતે—

તપગચ્છ નાયક એહ મુણિંદ, જયશ્રી હેમવિમલ સૂરિંદ.
જ્ઞાનશીલ પંડિત સુવિચાર, તાસ શીસ કહઈ એહ વિચાર. ૧૭૦
સંવત પનર સાઠ મઝારિ, ચૈત્ર શુદિ તેરસ ગુરવાર;
જે નર વિદુર વિશેષઇ સુણઇ, સિંઘકુશલ ઇણિ પર ઇમ ભણઈ. ૧૭૧
ભણતાં ગુણતાં લહીઇ બુદ્ધિ, બુદ્ધ સકલ કાજની સિદ્ધિ.
બુદ્ધિ ફલીઈ વંછિત સદા, બુદ્ધિ નિતુ નવતર સંપદા. ૧૭૨

—લીં; ચં; અમ; ડે. કૉ.

## ૮૧ હર્ષમૂર્તિ.

**૧૪૩ ચંદ્રલેખા ચોપાઈ.** સં. ૧૫૬૦ શ્રાવણ શુ. ૧૩.

અંતે—

પનર સઠઇ સંવત્સર જાણિ, શ્રાવણ સુદિ તેરસિ મન આણિ,
તિણિ દીહાડઈ હુઉ વિચાર, ચુપઇ કીધી હરષ અપાર. ૧૫૨
ચંદ્રલેખાનું લેઇ સંબંધ, સામાયકનુ રચિઉ પ્રબંધ,
હરષમૂરતિ મુનિવર ઇમ ભણઈ. ગુણઇ તે સિવ સુષ લહઇ. ૧૫૩
—ઇડરની બાઇઓનો ભંડાર.

---

## ૮૨ ઇશ્વર સૂરિ (સાંડેર ગચ્છ- સુમતિ સૂરિ-શાંતિસૂરિ શિ૦ ) જુઓ શાંતિસૂરિ. નં. ૬૮.

**૧૪૪ લલિતાંગ ચરિત્ર** સં. ૧૫૬૧. દશપુર (મંદસોર) માં.

અંતે—

મહિ મહતિ માલવદેશ, ધણા કણય લચ્છિ નિવેસ,
તિહં નયર મંડવદુગ્ગ, અહિનવઉ જાણુ કિ મગ્ગ. ૬૭
તિહં અતુલબલ ગુણવંત, શ્રી ગ્યાસસુત જયવંત,
સમરથ સાહસધીર, શ્રી પાતસાહ નિસીર ૬૮
તસુ રજ્જિ સકલપ્રધાન, ગુરૂ રૂવ રયણ નિધાન,
હિંદુઆ રાય વજીર, શ્રી પુંજ મયણુહ ધીર, ૬૯
સિરિમાલ વંશવયંસ, માનિની માનસ હસ,
સોના રાય જીવન પુત્ત, બહુ પુત્ત પરિવાર જુત્ત. ૭૦
શ્રી મલિક માફર પટ્ટિ, હય ગય સુહડ બહુ ચટ્ટિ,
શ્રી પુંજ પુંજ નરિંદ, બહુ કવિત કેલિ સુછંદ. ૭૧
નવરસ વિલાસ ઉલોલ, નવ ગાહ ગેય કલ્લોલ,
નિય બુદ્ધિ બહુઅ વિનાણિ, ગુરૂ ધમ્મફલ બહુ જાણિ. ૭૨
ઇમિ પુણ્ય ચરિય પ્રબંધ, લલિ અંગ નૃપ સંબંધ,
ચહુ પાસ ચરિયહ ચિત્ત, ઉદ્ધરિય એહ ચરિત્ર. ૭૩

દશપુરહ નયર મઝારિ, શ્રી સંઘતણઇ આધારિ,
શ્રીશાંતિ સૂરિ સુપસાઇ, દુહ દુરીય દૂર પલાઇ. ૭૪
જં કિમવિ અલિયમ સાર, ગુરૂલહુ અવર્ણુવિચાર,
કવિ કવિઉ ઇશ્વિરસૂરિ, તં ખમઉ બહુ ગુણ ભૂરિ. ૭૫
**સસિ રસુ (૬૧) વિક્કમકાલ,** એ ચરીય રચિઉ રસાલ,
જાં ધ્રુઅ રવિ સસિ મેર, તાં જઉ ગચ્છ **સંડેર.** ૭૬
વાચત વીર ચરિત્ત, વિચ્છ રઙ જગિ જય કિત્તિ,
તસુ મણુઅભવ ધન્ન ધન્ન, શ્રી **પાસનાહ** પ્રસન્ન. ૭૭

--ઇતિ શ્રી લલિતાંગ નરેશ્વર ચરિત્રં સમાપ્તં. તસ્મિન્‌સમાપ્તે સમાપ્તોયં રાસક ચૂડામણિ પુણ્યપ્રબંધઃ તથાત્ર રાસકે શ્રી લલિતાંગ-ચરિત્રે પ્રથમં ગાથા ૧ દૂહા ૨ રાસાટક ૩ ષટ્પદ ૪ કુંડલિયા ૫ રસાઉલા ૬ વસ્તુ ૭ ઇંદ્રવજ્રોપેંદ્રવજ્રા કાવ્ય ૮ અડિલ્લ ૯ મડિલ્લ ૧૦ કાવ્યાર્દ્ધબોલી ૧૧ અડિલ્લાર્દ્ધ-બોલી ૧૨ સૂડ બોલી ૧૩ વર્ણન બોલી ૧૪ યમકબોલી ૧૫ છપ્પય ૧૬ સોરઠી ( સંવત્ ૧૫૬૧ વર્ષે. પા૦ ભં.

[ 'સાગરદત્ત રાસના કર્ત્તા શાંતિસૂરિના શિષ્ય ઇશ્વર સૂરિએ મંડપ દુર્ગના પાદશાહ ગ્યાસુદીનના પુત્ર નાસીરના સમય ( ઇ૦ સ૦ ૧૪૯૮-૧૫૧૨ ) માં મલિક માફરના પટ્ટે થયેલા સોનારાય જીવનના પુત્ર મંત્રિ પુંજની પ્રાર્થનાથી સં. ૧૫૬૧ માં વિવિધ છંદો-ઉપર છેવટે આપેલા છે-તેમાં આ કાવ્ય રચેલું છે. સાગરદત્તની પેઠે આ પ્રાકૃત અપભ્રશ તથા ગૂજરાતીમાં છે. આ સાગરદત્ત રાસની પેઠે ઉચ્ચ પ્રતિનું કાવ્ય છે, અને તે સસ્કૃત તથા પ્રાકૃત કાવ્યોની સાથે સરખામણીમાં સારી રીતે ઉભું રહી શકે તેવું છે." સ્વ. ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલ ]

[ સં. ૧૫૯૭ નો એક શિલાલેખ આ ઇશ્વરસૂરિનો મારવાડના નાડલાઇમાંના આદિનાથ મંદિરમાં પ્રસિદ્ધ થયો છે-જુઓ સાક્ષર શ્રી જિનવિજયજી મુનિનો પ્રાચીન જૈન લેખસંગ્રહ-બીજો ભાગ. લેખાંક ૩૩૬ તેમાં જણાવેલું છે કે પોતે સડેરક ગચ્છના યશોભદ્રસૂરિના સંતાનીય છે. યશોભદ્રસૂરિ (જુઓ તેમનાપરનો લાવણ્યસમય નં. ૬૬ નો રચેલ

રાસ. વિજયધર્મસૂરિ નામે પ્રસિદ્ધ થયેલ 'ઐતિહાસિક રાસ સંગ્રહ' ભાગ ૨ જો) ના શિષ્ય શાલિસૂરિ તેના સુમતિસૂરિ, તેના શિષ્ય શાંતિસૂરિ અને તેના ઇશ્વરસૂરિ, આવી રીતે અનેક આચાર્ય થયા-તેમાં ફરી એક શાલિસૂરિ થયા, તેમના શિષ્ય સુમતિસૂરિ અને તેમના પુનઃ શાંતિસૂરિ થયા, કે જેમના સમયમાં આ લેખ થયો (જુઓ નં. ૬૮) અને તેમના આ ઇશ્વરસૂરિ થયા કે જેમનું દેવસુંદર એ બીજું નામ હતું. એમણે સ. ૯૬૪ માં ઉપરોક્ત યશોભદ્રસૂરિએ મંત્રશક્તિથી લાવેલી આદિનાથ પ્રતિમાનો પુનઃ ઉદ્ધાર કરી આ મંદિરમાં સં. ૧૫૯૭માં સ્થાપન કરી. આ ઇશ્વિરસૂરિએ સં. ૧૫૮૧ માં દીવાળી દિને નાડલાઇમાંજ રચેલા સંસ્કૃતમાં સુમિત્ર ચરિત્રમાં પોતાના કેટલાક ગ્રંથોનાં નામ આપ્યાં છે:-૧ જીવવિચાર પ્રકરણ વિવરણ ૨ લલિતાંગચરિત્ર (આ કૃતિ)-બીજું નામ રાસકચૂડામણી ૩ શ્રીપાલ ચોપાઇ, ૪ સટીક ષટ્ભાષાસ્તોત્ર, ૫ નંદિષેણ મુનિના ૭ ગીતવાળો રાસ, ૬ યશોભદ્ર પ્રબંધ કે જેનું બીજું નામ ફાલ્ગુ ચિંતામણિ છે, ૭ મેદપાટ સ્તવન સટીક.

આ ઇશ્વિરસૂરિનો સં. ૧૫૫૭ નો બીજો શિલાલેખ-જુઓ નાહરકૃત જૈનલેખ સંગ્રહ લેખાંક નં. ૫૬૪ છે, તેમજ ધાતુ પ્રતિમાનો લેખ સ. ૧૫૬૦ નો મળ્યો છે. જુઓ ધા. પ્ર. લે. સગ્રહ ભાગ પેલો લેખાક ન. ૪૫૩.

---

## ૮૩ આણંદ (ત. હેમવિમલસૂરિ-સાધુવિજય-કમલસાધુશિ.)

### (૧૪૬) ૨૪ જિન સ્તવન (સં. ૧૫૬૨)

ઈંદુ[૧] બાણ[૫] રસ[૬] નયણ[૨] પ્રમાણ, એ સવત્સર સંખ્યા જાણ
તપગચ્છ ગયણ વિભાસણ ભાણ, શ્રી હેમવિમલ સૂરિ યુગહપ્રધાન ૨૮
પૂજ્ય શિરોમણિ પ્રડિતરાય, સાધુવિજય ગિરૂઆ ગુરૂરાય,
કમલસાધુ જયવંત મુણિંદ, તાસ શિષ્ય ભણિ આણંદ ૨૯

ઇતિ ચોવીસ તીર્થંકર સ્તવન.

—પં. હંસવિજય ગ૦ લખીતં. (પત્ર ૩ પ્ર. કા,)
—સ. ૧૬૯૨ કા. વ. ૩ રવૌ. મંડપાચલ નગરે લિ૦ મુનિ સૌભાગ્યવિમલ પા૦ ૨ પં. ૧૨ આ. ક.

---

## ૮૪ ધર્મદેવ (પૌ૦ ગુણધીર સૂરિ-સૌભાગ્યરત્ન સૂરિ શિ.)

(૧૪૬) હરિશ્ચંદ્ર રાજાનો રાસ સં. ૧૫૫૪ —ડે. રત્ન. ભા.
(૧૪૭) અજાપુત્રરાસ સં. ૧૫૬૧ ચોમાસામાં-સીણીજી ગામમાં

આદિ—

આઠ મહા સિદ્ધિ પામીઈ, સમરે જેહને નામિ,
પ્રણમુ જિનવર આઠમો, શ્રી ચંદ્રપ્રભસ્વામિ. ૧
ગોયમ ગણહર પય નમી, સમરી સારદ માય,
સહિ ગુરૂ વંદી વર્ણવું, અજાપુત્ર વર રાય.

* * * *

અંતે—

પૂનિમ પક્ષિ કરઈ જયકાર. શ્રીગુણધીર સૂરિ પાટિ શૃંગાર,
શ્રી સૌભાગ્યરતન સૂરીશ, મુનિવર ધર્મદેવ તેહનુ સીસ. ૭૭
સંવત પનર એકસઠઇ નામિ, રહિયા ચઉમાસિ તે સીણીજિ ગ્રામિ,
શ્રી ચંદ્રપ્રભ સ્વામિ ચરિત્ર, વાંચ્યૂં ચઉમાસી પુસ્તક તત્ર. ૭૮
અજાપુત્રની કથા રસાલ, તસુ ધુરિ ભાષી છઇ સુવિશાલ,
તિહાં તણું શ્રી સંઘ સુજાણ, વીનવઈ તેહનૂં સુણી વખાણ. ૭૯
સુલલિત આણી ચઉપઇ બંધ, એહ કથાનુ કરૂ પ્રબંધ,
ધર્મદેવ પંડિતિ કરિઉ પ્રબંધ, માહિ આણિઉ છઇ સર્વ સંબંધ. ૮૦
પ્રબંધ કાનુ કરિઉ આક્ષેપ, કાંઈ નવિ કીધુ વર્ણન ક્ષેપ,
તુહઇ ચુપઇ સંખ્યા મિલી, ત્રિણિસઈ નઈ બ્યાસી વલી. ૮૧
પ્રબંધ અજાપુત્ર ભૂપતિ તણુ, ઉદ્યમ આણી ભવીયણ ભણઉ,
ભણતાં હુઇ નિર્મલ બુદ્ધિ, ભણતાં હુઈ મંગલ રિદ્ધિ, ૮૨
— સ. ૧૫૧૪ વર્ષે આસો શુદિ ૧ ભોમે લિખિતશ્ચ (વિ. ધ.)

—સં. ૧૬૭૮ કા૦ વ૦ રવૌ લિ. સોજલાગ્રામે. ૧૪-૧૫ લીં. અમ૦

**(૧૪૮) વજ્ર (વયર) સ્વામીનો રાસ** સં. ૧૫૬૩

**આદિ—**

જિમ સહકારે કોયલ ટહુકે—એ ઢાલ

ત્રિભુવન નાયક નયણાનંદો, પહિલું પ્રણમું **વીર** જિણંદો
તિત્થેસર ચોવીસમો એ, તસુ એકાદસ હુઆ ગણહર,
કેવલ નાણી તે સવિ ગણહર, તે આદિ ગોયમ નમુ એ. ૧

* * * *

**અંતે—**

હવણાં એ ત્રિણિ છે શાખા, ચોથી **નિવૃતિ** નિવૃતિ એ
ત્રિણય એ કહી મૂલિ **વયર** શાષા જગ દીપતીએ
તુ હવિંએ કોટિ ગણ મુખ્ય વયર શાખા તિણિં ચંદ્ર કુલિ એ
ગિરૂઓ એ પૂનિમ પક્ષિ પૂનિમ ચંદ્ર જિમ નિર્મલીએ. ૧૦૭

હુઆ એ શ્રી ધર્મશ્રોપ સૂરિ અન્યય શ્રી ગણધર ગુરૂએ,
તેહને પાટે જયવંત શ્રી **સૌભાગ્યરત્ન** સૂરિવરિ તેહનુએ,
લહી અ પસાય રગે **ધર્મદેવ** મુનિવર ઈ એ,
રચ્યો એ રાસ રેસાલ **પનર ત્રસઠિ સંવત્સરી** એ. ૧૦૮

હું તો એ મૂરિખમાંહિ શ્રી **વયર** સ્વાંમીનૃં ચરિ ઘણુંએ
એક મુખે એ તે ન કહાઇ કહ્યું સક્ષેપે કિપિ પુણ,
ભણવો એ ત્રણ કાલ **વયર** સ્વામિનું રાસ રસે
ગુણવો એ મંગલ કાજિ પર્વ વિવાહ દિવસિ નિસિ ૧૦૯

નવનિધિ એ શ્રી **વયર**સ્વામિ રાસેં નવા કિમ સૌખ્યભર,
પૂરે એ ચીંતવ્યું એહ રાસ ચિંતામણિ નામધર
અપૂરવ એ એ શ્રીરાસ, ગણુસે જે નિત નારિ નર
લહિસિ એ તે સૌભાગ્ય મંગલ-રિદ્ધિ સતાન વર ૧૧૦

—૬-૧૫, ૭-૧૩ લીં

—ઇતિશ્રી વયરસ્વામિ ચિંતામણિ રાસ સમાપ્ત. સં. ૧૬૪૧ વર્ષે ભાદ્રવા વદિ ૧ પડવે ગુરૂવાસરે લીંબકાસી ગ્રામે લિખિત (મ૦ ના૦)
—ખં. ૧; ડે૦

[ પૂર્ણિમા ગચ્છના ગુણધીરસૂરિના ધાતુપ્રતિમાપરના લેખ સં. ૧૫૧૬, ૧૫૧૮, ૧૫૧૯, ૧૫૩૮ ના મળ્યા છે-લેખાંક ૧૦૯ અને ૯૬૦, ૧૬૬, ૧૯ અને ૧૦૨૨, અને ૩૪૬ ધા. પ્ર. લે. સ. ભાગ ૧ લો, અને ૧૫૩૧ નો લેખ ભાગ બીજાના લેખાંક ૭૫૦ માં છે. તે પરથી જણાય છે કે તેઓ ગુણસમુદ્રસૂરિના પટ્ટધર હતા. તેમના પટ્ટધર સૌભાગ્યરત્નસૂરિના પટ્ટધર ગુણમેરૂસૂરિ હતા કે જેનો સં. ૧૫૮૮ નો ઉક્ત ભાગ પહેલાના લેખાંક ૧૦૭૦ માંનો લેખ મળે છે, અને સં. ૧૫૯૧ નો લેખ ભાગ બીજાના લેખાંક ૨૯૨ મા મળે છે. ]

---

## ૮૫ કડુઆ ( કડુવો ) સં. ૧૫૬૨ (?)

### (૧૪૯) લીલાવતી રાસ.

દૂહા.

આદિ—

પ્રથમ વણાયગ વીનવૂ, સૂડા ડંડ ગોહિર<br>
સિદ્ધિ બુદ્ધિ આપુ નિરમલી, ગુણ થાંનકિ ગંભીર. ૧<br>
ઇશ્વિર દેવનિ કુલિ હૂઆ, પારવતીના પુત્ર,<br>
તમ સમરિ રિદ્ધિ પાંમીઇ, અણકેલવ્યાં ઘર સૂત્ર. ૨<br>
બીજી તે સમરૂ સારદા, જે છિ બાલકુયાર,<br>
બ્રહ્મા ઊયરિ અવતરી, ચ્યાર વેદ સુષમાંહિ. ૩<br>
આદિ તે આદિનાથ સમરીઇ, અડવડીઆં આધાર,<br>
ગુંણ ગાઊ લીલાવતી, સરિસુ સૂમતિ વિલાસ. ૪

* * * *

અંત—

> લીલાવતીનૂ ચરિત્ર સાંભલિ, દુષ દાલિદ્ર તેહના ટલિ,
> જે નરનારી ગાસિ રાસ, ઇણીપરિ પૂરિ મનની આસ.
> કરજોડી કહુઉ ઈમ ભણિ, દુષ દાલિદ્ર તે હેલાં દૂરિ,
> જે નરનારી ગાસિ રાસ, સ્વામી પૂરે તેહની આસ.
> —સં. ૧૭૪૧ વર્ષે પોસ સુદિ ૩ રવૌ-૧૩-૧૧
>
> ( પાલનપુર ભં. ) ડે.

( જે કડવાએ પોતાનો મત સં. ૧૫૬૨ લગભગ કાઢયો અને તેમાં ખરા સાધુઓ વર્ત્તમાનકાલે વિદ્યમાન નથી એવું જણાવ્યું તે કડવો આ કદાચ હોવ એમ ધારી તેનો સંવત્ લીધો છે. )

---

## ૮૬ પદ્મસાગર ( મમ્માહડગચ્છ-મુનિસુંદરસૂરિ શિ. )

(૧૫૦) કયવન્ના ચોપઈ ૧૫૬૩ ભાદ્રપદ વદી ૮ રવિવાર.

આદિ—

> સરસ વચન આપે સદા, સરસતિ કવિયણ માઈ
> પણમવિ કવઇન્ના ચરી, પભણિસુ સુગુરૂ પસાઈ. ૧
> મમ્માહડ ગછે ગુણનિલો શ્રી મુનિસુંદર સૂરિ,
> પદ્મસાગર સૂરિ સીસ તસુ પભણે આણુંદ પૂરિ. ૨

* * * *

અંતે—

> દાન ઉપર કઇવન્ન ચોપઇ, સંવત પનર ત્રિસઠે થઇ,
> ભાદ્ર વદિ અઠમિ તિથિ જાણુ, સહસકિરણુ દિન આણુંદ આણિ. ૯૯
> પદ્મસાગર સૂરિ ઈમ ભણુંત, ગુણે તિહિં કાજ સરતિ,
> તે સવિ પામે વછિત સિદ્ધિ, ઘર નીરોગ ઘરે અવિચલ રિદ્ધિ ૩૦
> —દાન ઉપર કઇવન્ના ચોપઇ. ૧૮-૧૩ લીં.

(૧૫૧) લીલાવતી સુમતિવિલાસ ૧૫૬૩ -ભા.

[ મમ્માહડ—મહાહડીય–મડાહડા એમ એ ગચ્છનાં નામ છે. તે ગચ્છના મુનિસુંદરસૂરિ એ મતિસુંદરસૂરિ કે જેનો સં. ૧૫૫૯ નો લેખ–નાહરકૃત જૈ. લે. સં. ભાગ પેલામાં લેખાંક ૪૯૬ માં મળી આવે છે તે હોવા જોઇએ. નામ મૂકવામાં કંઈ સરતચૂક થઈ હોય. ]

---

## ૮૬ ક અજ્ઞાતકવિ.

(૧૫૨) મંદોદરી સવાદ સં. ૧૫૬૫

અંતે—

> સંવત પનર પાંસઠઈ જીરણ દુરંગ નિવાસ.
> પૂરણ ચ્યારિ ચોપઇ બિસઇ બાંધી બુદ્ધિ પ્રકાસ. ૨
> —સંવત્ ૧૭૦૫ વર્ષે વૈશાખ શુદિ ૧૫ દિને કાસમપુર મધ્યે ઋષિ શ્રી રાજપાલજી તસ્ય શિષ્ય મુની વીરજી લિપિકૃતં સ્વયં પઠનાર્થં
> ( ઉદયપુર ભં. )

---

## ૮૭ હીરાણંદ ( મલધાર ગચ્છના શ્રી લક્ષ્મીસાગર સૂરિ શિ૦ ગુણનિધાનના શિ૦ )

(૧૫૩) વિદ્યાવિલાસ પવાડો. સં. ૧૫૬૫ શાકે ૧૪૩૦ ભાદ્રપદ શુદિ ૭ ને ગુરવારે મંડપદુર્ગમાં ( પૂના ભાંડારકર ઇન્સ્ટિટ્યુટ )

( નં. ૨૩ ના કવિનું નામ પણ હીરાનંદ સૂરિ છે અને તેના કાવ્યનું નામ પણ વિદ્યાવિલાસ પવાડો છે. માત્ર ફેર એ છે કે નં. ૨૩ ના પીંપલગચ્છના છે અને તેનું કાવ્ય સં. ૧૪૮૫ માં રચેલું છે. આ કાવ્ય મેં જાતે જોયું નથી, પણ બને એકજ નામના પણ જૂદા જૂદા કવિઓનાં, એકજ નામનાં પણ જૂદાં જૂદાં કાવ્ય જણાય છે. )

[ મલધારી ગચ્છના લક્ષ્મીસાગરસૂરિ ( ગુણસાગરસૂરિના પટ્ટધર )ના લેખો સં. ૧૫૫૮, અને ૧૫૭૦ ના મળે છે–નાહરકૃત જૈ. લે. સં.

તથા પ્રતિમાલેખો સ. ૧૫૪૯ અને ૧૫૭૫ ના મળે છે-ધા. પ્ર. લે. સ. ભાગ ૧ લો. લેખાંક ૨૭૯, ૧૭૩.]

---

## ૮૮ હંસસોમ ( ત૦ હેમવિમલસૂરિ-કમલધર્મ શિ. )

**(૧૫૪) પૂર્વદેશ ચૈત્ય પરિપાટિ રાસ સં. ૧૫૬૫**

**અંતે—**

સવત પનર પાંસઠઈ મા૦ જાત્ર કરી ઉદાર. સુ.
સંઘ સહુ ધરિ આવીઆ એ મા૦ દિન દિન ઉચ્છવ સાર સુ. ૫૦
ચિંતામણિ કરિ પામીઉ એ માલ્હંતડે સુરતર ફલિઉ બાર, સુ૦
મુગતિ હુઇ તસ ઢુકડીએ મા૦ સયલ સુખ સસાર સુ૦ ૫૧
કમલધર્મ પડિત વરૂ એ મા૦ જાત્ર કીધી સંઘસાથ, સુ૦
સફલ જનમ હવઈ મુજ હુઓએ મા૦ મુગતિ હુઇ હવ હાથ. ૫૨
તપગચ્છ નાયક શિવ સુખદાયક શ્રી હેમવિમલ સૂરિંદ ગુરૂ,
તસ આણ ધુરંધર વિબુધ પુરંદર કમલધર્મ પડિતવરૂ,
તસ સીસ નામઇ હંસસોમઇ તીરથમાલ રચિ સુવિમલ,
જે ભવિઅ ભણેસિ ભાવિ સુણેસિ તે નર પામઇ જાત્રફલો. ૫૩

—૫૩ ગાથા.

---

## ૮૯ ઉદયભાનુ ( પૌ૦ રાજતિલક સૂરિ-વિનયતિલક સૂરિ શિષ્ય ]

**(૧૫૫) વિક્રમસેન રાસ* ( ચુપઈ) સ. ૧૫૬૫ જેઠ શુદ.**

---

* આ સબધે પોતાના સંગ્રહમાં રા. મણિભાઇ બકોરભાઇ વ્યાસ લખે છે કે " આ ૫૬૬ ટૂંકનો પ્રબધ છે તે દરેક રીતે શામળભટ્ટની વાતો સાથે હરીફાઇ કરે તેવો છે; અર્થાત્ આ પ્રબધની રચના કોઈ પણ રીતે શામળભટ્ટની વાતોથી ઉતરતા પ્રકારની નથી. " તેનો સાર તેમણે અધૂરો મૂકયો છે તે ઘણો ટુક હોવાથી અત્ર ઉતારી લેવામા આવે છે:—

આદિ— ( વસ્તુ )

દેવી સરસતિ દેવી સરસતિ પાય પણમેવિ,
શંભુ શક્તિ બિ મનિ ધરી, કરિસ કવિ નવ નવઈ છંદિ,
સિદ્ધિ બુદ્ધિ વર વિઘ્ન હર, ગુણ નિધાન ગણપતિ પ્રસાદિ,

---

પૂર્વ દિશાએ 'ધણ કણ કંચણ' થી ભરેલા માલવદેશમાં અનુપમ ઉજેણી નગર છે ત્યાં પરમાર કુલમાં ગર્દભસેન રાજાનો પુત્ર વિક્રમસેન રાજા થયો. સાહસથી તેણે વીર આગિયા બેતાલને વશ કરી લીધો હતો. રાજાને એક હજાર રાણીઓ હતી. એકવાર રાત્રિએ રાજા એવો ઊંઘી ગયો કે સવાર થયું તોપણ જાગ્યો નહિ. સવારે સભાજન આવ્યા ત્યારે મંત્રીએ રાજાને જગાડયો. જાગતાંની સાથે રાજા બહુ ક્રોધાવેશમાં આવી ગયો ને મંત્રીનો ઘાત કરવા તત્પર થયો. મંત્રીએ કહ્યું કે, ભલે, આપ રાજા છો, આપને કોઈ અટકાવી શકે તેમ નથી, પણ વગર ગુન્હે શામાટે મારો છો? તમને ક્રોધ કરવાનું કારણ હોય તે કહો. રાજાએ મંત્રીને પોતાનો વિશ્વાસુ જાણીને તેને કહ્યું કે ચંપાનગરીના ચંપકસેન રાજાની કુંવરી લીલાવતી સાથે હું સ્વપ્નમા પરણ્યો. એના જેવી સ્વરૂપવાન સ્ત્રી કોઈ નથી. તે જગાડીને મને વિયોગ પડાવ્યો. તું બુદ્ધિશાળી છે તો હવે ગમે તેમ કરીને મને એ સ્ત્રી મેળવી આપ. રાજાએ છ માસની મુદત આપી. મંત્રીએ સદાવ્રત માંડયું અને મુસાફર, સન્યાસી, તપસી, બ્રહ્મચારી, વિપ્ર, ભાટ, મઢવાસી સ્ત્રીઓ, યાત્રાળુઓ, સાધુઓ જેજે દેશાવર ફરનારા લોકો આવે તેમનો આદર કરીને તેમને દેશાંતરની હકીકત પૂછે. એ પ્રમાણે એક મહિનો વીતી ગયો ત્યારે એક અવધૂત આવ્યો તેનો વેશ આ પ્રમાણે હતો.—

'મસ્તકિ જટા મુકટ સુવિશાલ, તિલક ત્રથીય સોહઈ ભાલ,
દંડ ત્રય કષાનાં વસ્ત્ર, બીજઈ કરિ ફુરસીનું શસ્ત્ર. ૪૩
યોગપટ્ટ હદિ તુલસી માલ, દેવ દેહરા ઝાકઝમાલ,
હીંગલાજ મુખિ બોલઇ ઘણઉં, ઇસિઉ રૂપ અવધૂતહ તણઉ. ૪૪

જ્ઞાની ઋષિ આગઇ હુઆ જે આગમ પરવેસ,
તસ પસાઈ કવીઅણ કહઇ, વિક્રમસેન વર્ણવેસુ— ૧

* * * *

---

મત્રીએ યોગીને પ્રસન્ન કરી પૂછ્યું કે આપ ક્યાં રહો છો ? યોગીએ કહ્યું, અમારે કોઈ એક ગામ ઠામ હોતું નથી, મેં અડસઠ તીર્થ કર્યાં છે. કવિ તીર્થ ગણાવે છે.

ગંગા ગયા ગોદાવરી હેમપંથ હીગલાજ
સાગર સગમ નરબદા, નાહી સાર્યાકાજ, ૪૮
વૈતુરણી સાભરમતી, અચલેશ્વર જગનાથ
કાસી યમનાં દ્વારિકાં, ભેટા શ્રી સોમનાથ. ૪૯
વટ પ્રિયાગ જઇ સરસતી, તાપી મહી ભૃગુ ખેત્ર
સારણિ રામેશ્વરિ જઇ, પુહુતા જિહાં કુરૂખેત્ર. ૫૦
નગરકોટ જ્વાલામુખી, કાસમીર નઇ દેશ,
તીરથ જોયાં મઈં ઘણાં, મંત્રી મઇ મણુઈ વેસિ. ૫૧

શંભૂ શક્તિના દૂત જેવા સોમદેવ નામના એ યોગીએ કહ્યું કે મે કરેલાં તીર્થ ગણાવતાં પાર આવે એવો નથી; પણ મે એક અચરજ જોયું છે તે હું તને કહુ છું. નવબારી ચંપા નગરીમાં ચપકસેન રાજા અને ચંપકસેના રાણીને લીલાવતી નામની કન્યા છે. કન્યા અદ્દ્ભુત રૂપવતી છે. મત્રીએ પૂછ્યું કે તે પરણી છે કે કુંવારી છે ? યોગીએ કહ્યું કે એ એક વિપરીત વાત છે. એ પાપિણી પુરૂષ–દ્વેષિણી છે. પૂર્વભવનું એક જ્ઞાન થયું છે ને તેથી પુરૂષનો દ્વેષ કરે છે. મત્રીએ કહ્યું કે ઠીક, ચાલો આપણે રાજા પાસે જઇએ. ઊજ્જેણી નગરીની મનોહર રચના જોતો જોતો યોગી રાજા પાસે ગયો. રાજાએ બહુ ભક્તિભાવ બતાવીને યોગીનું સ્વાગત કર્યું. પછી યોગીએ લીલાવતીની બધી વાત કહી. રાજાએ તેને કોટિ સુવર્ણદાન આપીને વિદાય કર્યો, પછી સાગરદત્ત મંત્રીને રાજ્ય સોંપીને પોતે......" (આટલે સુધી સ, ૧૬૬૨ ની લખેલી પ્રતપરથી લખેલ સાર અધૂરો મૂકાયો છે.)

અંતે—

પનર પાંસટ્ઠિ સંવચ્છરિઈં, જ્યેષ્ટ માસિ શુદિ પક્ષ દિનકરઈં,
રચિઉ રાસ એ શાસ્ત્ર પ્રકાશ, કહિ કવિયણ નિજ ગુરૂનુ દાસ. ૬૧.
પૂનિમ ગચ્છિ ગુણહ નિધાણ, રાજતિલક સૂરિ જગહ પ્રધાન,
તાસ પાટિ ગુરૂ પૂનિમ ચંદ, શ્રી વિનયતિલક સૂરિંદ. ૬૨.
તસહિ ગુરૂનું અનુમત લહી, કૌતક કથા કવીશ્વર કહી,
× × × , વાચક ઉદયભાન ઇમ ભણઇ. ૬૩.

—સાગર ભં. પાટણ; રત્ન. ડે.

[ પૂર્ણિમાગચ્છના રાજતિલકસૂરિના પ્રતિમાલેખો સં. ૧૫૧૬, ૧૫૧૯, સ. ૧૫૨૪, સ. ૧૫૨૯ ના મળ્યા છે જુઓ ધા. પ્ર. લે. સં. ભાગ પહેલો લેખાંક ૧૨૨૨, ૩૦૧ અને ૯૨૪, ૧૨૪૯, અને ૩૩, તથા સં. ૧૫૦૬ તથા સં. ૧૫૨૩ ના મળ્યા છે-ભાગ બીજો લેખાંક ૯૬૧, અને ૭૯૭. તેમાંના એક પરથી જણાય છે કે તેઓ મતિતિલક-સૂરિના શિષ્ય હતા.

---

## ૯૦ લક્ષ્મણ ( લખમણ ) પહેલો.

**(૧૫૬) શાલિભદ્ર વીવાહલુ ૧૫૬૮ પહેલાં.**

અંતે—કરજોડી લખમણ ભણઈ. એહ કલિયુગ કુકુરે,
કુકુ નિં રૂડું જગ રલીયામણુએ— ૪૪
જગ ગુરૂ હું અણુજાણતું, ગુણ નવિ લહુ પાર રે,
પાર નિઈ સાર કરઉ સેવક તણીએ—
૧૫૬૮ વર્ષે લિખિત. ( પ્ર૦ કા૦ )

---

## ૯૧ ધર્મ્મસમુદ્ર ગણિ [ ખ૦ જિનસાગર સૂરિની પટ્ટ પરંપરાએ જિનહર્ષસૂરિ-જિનચંદ્રસૂરિ-વિવેકસિંહ શિષ્ય. ]

**(૧૫૭) સુમિત્ર કુમાર રાસ. સ. ૧૫૬૭ જાલોર નગરમાં.**

ઢાલ ત્રિપદીનુ

અંતે—

સુવિહિત ખરતરગચ્છ વિરાજઈ, રયણાયર જિમ ગુહિર ગાજઇ,
શ્રી જિનસાગર સૂરિ ૩૦

તાસુ પટ્ટિ ગુણુ રૂપિહિ સુંદર, ગિરૂઆ ગણધર શ્રી જિનસુંદર
બુદ્ધિ કરઇ સુર સૂરિ. ૩૧

તાસુ પટ્ટાલંકાર મનોહર, શ્રી જિનહર્ષ સૂરિ સરીસર,
શ્રી જિન ગોયમ સામિ. ૩૨

તાસુ પટ્ટિ ગુરૂ સંપઇ સોહઈ, શ્રી જિનચંદ્ર સૂરિ જગ મોહઇ,
દોહગ નાસઇ નામિ. ૩૩

વાચક વિવેકસંઘ લઘુ સીસ, પ્રભણઈ શ્રી ધર્મ્મસમુદ્ર ગણીસ,
આણી બુદ્ધિ ત્રિ છંદ. ૩૪

સંવત પન્નરહસિ સતસઠઈ, જાલઉરિ નયર પાસ સંતુઠઈ;
કીઉં કવિત આણંદઈ ૩૫

ધરણઈ ધરઈ જાં સેષ ફણિંદ, જાં ગયણંગણિ તપઇ દિણુદ,
શિવ સિરિ રોહણિ કંત. ૩૬

ગુરૂ પસાઈ એ આગમ વાણી, ચરિત્ર રચ્યુ પરમારથ જાણી,
તાં લગઇ ચિર જયવંત. ૩૩૭

—ઇતિ દાન વિષયે **સુમિત્ર કુમાર** રાસ સંપૂર્ણ સમાપ્તં સંવત ૧૬૫૩ વર્ષે પોષ સુદિ ૬ બુધે લિખિતં ડે. ક.

( ડે૦ કૉ. નં. ૫૧-૧૮૭૭-૭૮ ) રત્ન. ડે.

—જાંબુનગરે. ઋષિ લલિતસાગર લિષિતં સં. ૧૬૬૭ વર્ષે આસો શુદિ ૩ સોમે ( ઈડર બાઇઓનો ભં. )

**(૧૫૮) કુલધ્વજ કુમાર રાસ સં. ૧૫૮૪**

અંતે—

**સંવત પનર ચઉરાસીઇએ**, કીધઉ કીધઉ પ્રબંધ સુનામકિ,
સ્વદારા સતોષ વ્રત ઊપરિઈએ, પાલઉ ૨ મન કરિ ઠામકિ.
—સંવત પનર ચઉરાસીઇએ. ૧૪૨

ચઉરાસીઇ એ રચિઉ મણુહર ગચ્છ ખરતર મંડણઉ
ઉવઝાય રાય **વિવેકસિંહ** સુપાય સેવક તસુ તણુ.
ઇમ ભણઇ **ધરમસમુદ્ર** વાચક એહ બોલ હીઇ ધરી
ખપ કરૂ અહનિસિ ભાવિ ભવીઅણ સીલ ગુણ ઇમ સાંભલી. ૧૪૩

પ્ર૦ કા૦; અમ.

**(૧૫૯) અવંતિસુકુમાલ સ.**

**આદિ—**

જિણવર ધુરિ ત્રેવીસમોરે, પ્રણમી પાસકુમાર
ગાઇસું હું રલિયામણોરે, મુણિવર મણિયલિ સાર. ૧

* * * *

**અંતે—** ત્રુટક.

એક ચલઇ રોમ ન પગે લાગી કરિય બેઠો નૃપ ભણઇ,
પ્રભુ દોષ ખામું સીસ નામુ રૂદ્ર સંકટ જિમ ટલઇ,
કલ્યાણમંદિર સ્તવન કરતાં વિહર પીડી અપ્પએ
કવિ કહઇ ધરમસમુદ્રવાચક પાસ પગટ્યા થાપ એ. ૩૩

૪-૧૦. આ૦ ક૦

**(૧૬૦) રાત્રિભોજન રાસ-જયસેન ચોપાઈ પંચાલસામાં**

**આદિ—**

પણમિસુ ગોયમ ગણુહરરાય, સમરી સરસતિ સામિણિ પાય,
રયણી ભોજન દોષ વિચાર, બોલિસુ તે સાંભલુ ઉદાર. ૧
એહ જિ મનિ અવધારૂ જુગતિ, માંણુસ ઢોર કિસી છઈ વિગતિ,
રાતિ દિવસિ જુ ચરતઉ રહઈ, વિરતિ નિરતિ કેહી પરિ (નવિ) લહઈ, ૨.

* * * *

**અંતે—**

ખરતર ખરતર ગછિ હિ રાજીઉ એ શ્રીજિન શ્રીજિનસાગર સૂરિ કિ
શ્રી જિનસુંદર સૂરિવરૂએ નામિએ નામિએ નવનિધિ પૂર કિ. ૬૨ ૫૨.

શ્રીખરૂ રાજીઉ ખરતર ગછિ શ્રી જિનહર્ષ સૂરિ યતીસરો
જયવંત શ્રી જિનચંદ સૂરિ વર લબધિ ગોયમ ગણહરો
સુવિવેકસિંહ સુજાણ વાચક સુગુરૂ પાઉ પસાઉલિ
પ્રતિબોધ ધરમસમુદ્ર વાચક ધણઈ ઈમ રંગઈ ભણઈ.　　૬૩
પુર પુર પંચાલસા મંડણુએ પંચમ પચમ જિણવર રાઉ કિ.
સ્વામિ સુમતિ સોહાંમણો એ સેવઇ એ સેવઇ એ સુરનર પાઉ કિ. ૬૪
પંચાલસા નયર મંડણુ મેઘરાજ સુનન્દણો
તેહનણિ સાનિધ્ય સઘ આગ્રહિ સદા મનિ આણંદણો
એ અરથ અનુપમ સુણઈ જે નર ભણઈ ભવીયણુ નઈ કહઈ
બહુ રિદ્ધિ વૃદ્ધિ વિનોદ ઉછવ સિદ્ધિ સપદ તે લહઈ.

—ઉદયપુર ભ

—રાત્રિભોજન વિષયે જયસેન ચોપઈ સમાપ્ત. ઋ.-રવિચંદ્ર લિખિત્તં સા૦ સત્યલક્ષ્મી પઠનાર્થે ૮-૧૫ માં.

—સ. ૧૬૩૩ વર્ષે માહ શુદિ ૩ ભોમવારે શ્રી હર્ષપ્રિયોપાધ્યાય શિષ્યેણ વા૦ ચારિત્રોદય ગણિના, પ. વીરકલસ ગણિ-પં૦ હર્ષસાર ગણિનાં વાચનાય કૃતે ૬-૧૮ ( વિ. ધ૦ ), ૧૩-૧૩ લીં.

—સં. ૧૬૮૪ પ્રથમ આ૦ બહુલ ૨ શુક્ર-જીર્ણદુર્ગે. ૫-૨૨ બાલ૦

—ગ્રંથાગ્રંથ ૨૫ શ્લોક સંખ્યા ( વિ. ધ. ચોપડો ૧૨૯-૧૪૨.

—સં. ૧૮૦૮ વર્ષ આસૂ માસે શુકલ પક્ષે ૩ દિને લિષિતં પ્રસિદ્ધસાગરેણ. ૯-૧૭ ગુ. વિ૦

[ જિનહર્ષસૂરિના પ્રતિમાલેખો સ. ૧૫૩૬, ૧૫૪૩, ૧૫૪૯ અને ૧૫૫૫ ના મળ્યા છે. જુઓ લેખાંક ૧૩૭૮, ૬૮૬, ૧૧૫૯ અને ૯૨૮ ધા. પ્ર. લે. સ. ભાગ ૧ લો. આ પૈકી સ. ૧૫૪૯ ના લેખમાં જણાવેલું છે કે તેઓ જિનવર્દ્ધનસૂરિ પટ્ટે જિનચંદ્રસૂરિ પટ્ટે જિનસાગરસૂરિ પટ્ટે જિનસુંદરસૂરિના પટ્ટધર હતા. તે સિવાય ભાગ બીજામાં સ. ૧૫૧૯-૨૦-૨૨-૨૪-૨૫, ૧૫૩૪-૪૪-૫૨ ની સાલના લેખ મળી આવ્યા છે. ]

---

## ૯૨ દેવકલશ (ઉપકેશ ગચ્છીય ઉપાધ્યાય દેવકુમાર શિષ્ય ઉ૦ કર્મસાગર શિષ્ય ઉ. દેવકલ્લોલ શિષ્ય.)

(૧૬૧) ઋષિદત્તા ચઉપાઈ સ. ૧૫૬૯ ગાથા કડી ૩૦૧ પત્ર ૧૩ હા. ભં. પાટણ; લીં.

---

## ૯૩ અનંતહંસ સં. ૧૫૭૦ પહેલાં.

(૧૬૨) બાર વ્રત સઝાય.

શ્રી હેમવિમલસૂરિ તણઇ પસાય, લહી કરી કીધું સઝાય.
શ્રી અનંત હસ સીસ ઇમ કહઈ, જે ભણે સિદ્ધાંત સર્વ
સિદ્ધિ લહઈ—પ્ર. કા.

(૧૬૩) ઇલા પ્રાકાર ચૈત્ય પરિપાટી. ( સ્ત૦ ) ઈડર સંબધી.

તવ ગચ્છિ દિણયર લચ્છિસાયર સુમતિસાધુ સૂરીસરો,
શ્રી હેમવિમલ મુણિંદ જિનમાણિક ગુણમણિ સાયરો,
સંથવિઓ શ્રી ગુરૂ અનંતહંસ સીસલેસિ જિણવરો,
શ્રી સંઘ ચઉવિધ સુખ બહુવિહ ઋદ્ધિ વિદ્ધિ સુહંકરો. ૪૬

---

## ૯૪ સહજસુન્દર ( ઉપકેશ ગ૦ રત્નસમુદ્ર ઉ૦ શિ૦ )

(૧૬૪) ઇલાતીપુત્ર સઝાય સં. ૧૫૭૦ જેઠ વદ ૯

અંતે—

સંવત પનર કહિઉં ૭૦ જેઠ વદિ નવમી દિનિંઈ
સુખ પામસ્યઈ જે ભાવ ભણસ્યઇ કાજ સરસ્યઇ એકમનિંઈ ૩૦
ગાઇઉ (૨) વર રષિ રાઓઓએ, આદરિંઈ ૨ ઓઝઈ સીસ કિ,
વાચક રત્નસમુદ્રતુએ, સહિજ ૨ સુંદર કહઇ ઇમ કિ ૩૧
—પ્ર. કા.

(૧૬૫) ગુણરત્નાકર છંદ. સં. ૧૫૭૨

[ જૂદા જૂદા છંદમાં આમાં સ્થૂલિભદ્ર ચરિત્ર વર્ણવ્યું છે. કવિનો ભાષા ઉપરનો કાબુ બહુ સારો છે. મ. બ. ]

આદિ—

શશિકર નિકર સમુજ્જ્વલ મરાલ મારૂઢ સરસ્વતી દેવી,
વિચરતિ કવિજન હૃદયે સદયે સંસાર ભયહરિણી. ૧
હસ્ત કમંડળ પુસ્તક વીણા, સુહઝાણ નાણ ગુણ છીણા,
અપ્પઇ લીલ વિલાસં સા દેવી સરસઇ જયઉ. ૨
ક્ષુદ્રોપદ્રવ હરણં દદાતિ ધન ધાન્ય કાંચનાભરણં,
સકલ સમીહિતકરણં, દેવીસરણ નવનવાભરણં. ૩
બ્રહ્માણી બ્રહ્મસુતા, તું જગદંબા ત્રિલોચના,
ત્રિપુરા આદિ ભવાની માતા, તું ત્રાતા તારણી તરૂણી. ૪
દિઉ લીલા ગુણ લચ્છી, કરુ દેવિ દયાભરૂ અચ્છી,
શોક હરઉ હરિ સિદ્ધિ, કિર્ત્તિ કરૂ માય પરિસિદ્ધિ. ૫

* * * *

પય પણમું સરસત્તી, માતા સુણિ વાત એક વિન્નતી,
મગ્ગઉ અવિરલ વાણી, દેયો વદારન ગુણ જાણી. ૧૭
આણી નવનવ બંધ નવનવ છંદેણ નવનવા ભોગા,
ગુણ રત્નાકર છંદં, વન્નિમુ થુલિભદ્દસ્સ. ૧૮

* * * *

પાઠક રતનસમુદ્ર ચરણે નામુ સીસહ,
ગુરૂ ગુણનિધિ ભંડાર અમીય રસ વયણિ વરીસહ,
તુઠી સારદમાય પાય પણિ પ્રણમી ભગતિ હિ,
ક્રીડા કામ વિનોદ તેહ મઈ બોલ વિગિતિ હિ.
અધિકાર એહ બીજઉ હુઉ ભાવ ભેદ નવ નવ કહી,
વયરાગ રંગ આણુ હિવૈં કહું બોલ અવસર લહી— ૧૬૦
—ઇતિ શ્રી ગુણરત્નાકર છંદસિ દ્વિતીયો ધિકારઃ સમાપ્ત.—

સાંભલિવા હરષિઉં સહુ, આઘઉ વલી અધિકાર,
મુઝ મન તે રંગિ જ થયઉ, ગિરૂઉ સરસ અપાર. ૧
ચિત્ત ચોપઈ રયણી સમઈ, હિયઈ ધરિઉં બહુ ધ્યાન,
સુપનાંતરિ આવી રહી, તે સરસતિ પરધાન. ૨
ઉઠવિ લાગુ પાઉલે, હુઉ તે જયજયકાર,
વરવાણી માગઉ સદા તે કરયો ઉપગાર. ૩
સારદ સાર દયા કરી દિઇ મુઝ અવિરલ વાણિ,
જિમ વનમાલી ફૂલની, મનો રચઇ વિનાણિ. ૪
દૂરિ ગઈ ભાવઠિ સવે, નાઠઉં અલિય વિઘન,
વાણી રસ હિવ કેલવુ, સુણજયો સહુ સજજન. ૫

× × × ×

કરઈ મહોત્સવ વન્નર માલહ, બાંધિ બારિસ તેજાં પાલહ,
રોપઈ કેલિ સતોરણ નીલહ, કોશા રંગ સરોવર ઝીલઇ.
પ્રેમ તણઉ જલ (ઈ) નામ, તાં વલી કરઇ વિસ્તાર,
સહિજસુંદર મુનિવર ભણઈ, એ ત્રીજઉ અધિકાર. ૩૦૩
—ઇતિશ્રી ગુણરત્નાકર છદસિ તૃતીયોધિકારઃ સમાપ્ત
જગદંબા જગમાહિ પ્રસિદ્ધિ, વાણી સરસ વલી મુઝ દીધી,
કેલવસિઉં ચઉથઉ અધિકારહ, સુણયો નર કરયો જયકારહ.
ઘણ દિવસઈ પ્રીઉડઉ ઘરિ આવ્યઉ.

* * * *

અંત—

જલભરિયા સાયર તપઈ દિવાયર તેજ કરઇ જાં ચંદ
સહિ ગુરૂપય વંદઉ તાં લગિ નદઉ ગુણરતનાગર છદ
ઉવએસ ગછમંડણ દુરિતવિહંડણ ગિરૂઆ રયણસમુદ
ઉવઝાયપુરંદર મહિમાસુંદર મગલકર સુભદ્દ. ૮૪
સંવત પન્નર બિહુત્તર વરસે, એમ ઈ છંદ રચિઓ મન હરસે,
ગિરૂઓ ગણહર નવ'નવ છંદઇ, સહિજસુંદર બોલઈ આણંદઈ. ૮૫

એ ઋષિરાજ સુગુણ જે ગાસઈ, અજર અમર માનવ તે થાસઇ,
ધરિ મંડાણ મહોત્સવ સતતિ, ઋદ્ધિ વૃદ્ધિ લહિસઇ તે સંપતિ. ૮૬

કલસ.

પાટલપુર સિગડાલ, સબલ મંત્રીશ્વર ભણીઇ,
નંદરાય નરમુગટ સુભટ જસ કીરતિ સુણિઇ,
થૂલિભદ્દ થિર મંત્ર કોશિ યુવતી જેણિ તારી,
ચંદ્રકલા નિકલંક સદા સાસન જયકારી,
વઇરી વિયોગ ભાવ વિહરણ, કરણ રિદ્ધિ સિદ્ધિ સયા,
લીલા વિલાસ રસ રંગ દીઓ કરો સહિજસુંદર મયા. ૮૭

—ઇતિશ્રી ગુણરત્નાકર છંદ મહા વિનોદ મનોહરે ચતુર્થોઽધિકાર સપૂર્ણ મિતિ. સંવત્ ૧૬૪૫ વર્ષે માર્ગશીર્ષ માસે શુકલપક્ષે ૧૩ બુધે અદ્યે હવમોગ્રામ મધ્યે ભટ્ટારક શ્રી ૪ શ્રી શિવતિલક સૂરિ તત્શિષ્ય મુનિ ગુણીયલેન લિખિત. પ્ર. કા.

—૫૬–૧૯ માં, ૨૮ પ્રે. ર., ૨૧–૨૨ ભાવ.; અમ૦

**(૧૬૬) ઋષિદત્તા રાસ** સ. ૧૫૭૨

આદિ—

(પ્રથમ મંગલાચરણ છે પછી

× × × ×

ઇંદ્રિ સરિખુ પાલઈ રાજ, નિસુણો સીલ તણા ગુણ આજ,
સહેજસુંદર મુનિ ઇમ ભણઇ. ૭

× × × ×

અંતે—

સંવત પનર બહુતિરે ઉ, ભ૦ રાસ કીઉ સુવિચાર ઉ
સૂરિજની કરણાવલી ઉ, ભ૦ જિમ સધલિઈ પસતિ ઉ.
ઇમિ એ રાસ સોહામણ ઉ, ભ૦ ચઉપટલ્લી વિચરતિ ઉ.

* * * *

(આ કવિએ સંસ્કૃત ગ્રંથ નામે વ્યાકરણે પ્રથમ પાદ સ. ૧૫૮૧ મા પોતે લખ્યો છે તેમાં આ પ્રમાણે છેવટે જણાવ્યુ છે કે સંવત્ ૧૫૮૧

વર્ષે આસ્વીન માસે શુક્લપક્ષે ચતુર્દશી તિથૌ ભોમવારે શ્રી શ્રીમાલ-જ્ઞાતીય મંત્રિ સોમસીહ પુ૦ મં. અરજ્જુણ જયવંતકેન પઠનાય શુભં ભૂયાત્ મુનિ સહિજસુંદરેણ લિપિતં. પ્ર. કા.)

(૧૬૭) રત્નસાર કુમાર ચઉપાઈ સં. ૧૫૮૨

આદિ—

સરસતિ હસગમનિ પય પ્રણમી, અવિરલ વાણી પ્રકાસરે,
શેત્રુંજમંડણ શ્રી રિસહેસર જી (?) રાઉલિ પાસરે,
નેમિકુમર ગિરિનારિ અલંકૃત, રાજિમતી ભરતારરે,
થંભનયર થંભણ પરમેશ્વર કુલવિધ પાસ કુમારરે. ૧
ઉવએસ ગચ્છ ગિરૂઆ ગચ્છનાયક રયણપ્પહ સૂરીસરે.
સપ્રતિ શ્રી સિદ્ધસૂરિ નમીજઇ, પૂરઇ મનહ જગીસરે,
ગુરૂ ગુણ રત્નસમુદ્ર ભરિઉ જિમ વિદ્યા લહરતરંગરે,
ગુરૂ ગ્યાની ગીથારથ સુરતરૂ ગુરૂ ચિંતામણિ ચંગરે. ૨
ગુરૂ દીવો ગુરૂ દેવતણી પરિ, ગુરૂ રાજા ગુરૂ ધ્યાનરે,
ગુરૂવિણુ પથ કુપંથન લહીઇ, ગુરૂ જગમાંહિ પ્રધાનરે;
સયમ સીલ મહાર......કેવલ લીલ વિલાસરે.
શ્રી રત્નાંગદ પુત્ર તણુ હિવ સાંભલયો સહુ રાસરે.
તપ મહાતપ દિનકર પીડિત, જેહતણું જીણું ચીંતરે,
શ્રી કવિરાજનણી મુખ વાણી, ચંદકિરણ જિમ સીતરે. ૬

વસ્તુ—

સકલ સારદ સકલ સારદ પાય પણમેવિ
ચુવીસઇ જિણવર નમી, સુગુરૂ પાય પણમેવિ સુહકર,
અરથ લહી સિદ્ધાંતનુ, પાપતાપ પરિહરણ સુંદર,
ઉવએસ ગછિ સિદ્ધસૂરિ ગુરૂ, પય પ્રણમી બહુ ભત્તિ
રત્નસાર કુમારનું, સાંભલયો સુચરિત્ત. ૭

* * * *

અંતે—

પ્રથમ ઢાલ.

સયલ સુણી વૃત્તાંત રસાલહ ઈહાપોહ કરંતિરે
પૂરવિલુ ભવ દેષી સઘલુ, શ્રી ગુરૂપાઈ નમંતિરે,
એટાનઈ સવિ રાજ સમોપી લીધુ સંયમ ભારરે,
રાણી તેહ થઈ વઈરાગિણિ, કર્મ ષપઈ સુખકારરે,
વરસ બહુત્તરિ સંયમ પ્રાલી પામીઉ કેવલનાંણુરે
અણસણ સિઉં આબૂગિરિ સ ( ) મોક્ષપણું નિરવાંણુરે.
અંગ અગ્યાર...ભણતાં ઉપાઈ ગુણષાણિરે
રતનમંજરિ પુહતી પ્રિય પાસઈ, બીજા અમર વિમાણિરે. ૯૭
ચારિત્ર દેસ થકી તે પોપટ, વિરતિ કરઈ ગુરૂ પાસિરે,
દેવતણી લીલા જિણિ લીધી, સોઈ રમઈ સુષ વાસિરે.
રયણકુમાર સદા શુભ લક્ષણ દેવ કરઈ ગુણગ્રામરે,
જયકારી જયમગલ કારણ સહજ સલૂણુ નામરે. ૯૮
જે ભણસ્યઈ ગુણસ્યઇં નરનારી તે ઘરિ મંગલ ચ્યારિરે,
લહસ્યઈ લીલવિલાસ ઘણી પરિ પુત્ર કલત્ર પરિવારરે;
સવત **પન્નર બ્યાસી** સંવછરિ એ રચીઉ મઇં રાસરે
વાચક **સહજસુંદર** ઇમ બોલઈ, આણી બુદ્ધિ પ્રકાસરે. ૯૯

—ઇતિ શ્રી રત્નસાર કુમાર રાસ સંપૂર્ણ. લિષિતઃ સંવત ૧૮૭૩ વર્ષે કાર્ત્તિક વદિ ૯ શુક્રે. પા. ૬ પ. ૧૮ આ. ક.

—સં. ૧૬૭૬ વર્ષે પોસ સુદિ ૧ વાર રવૌ શ્રી **પણધટી** ગ્રામે વા. શ્રી વિજયમૂર્ત્તિગણિના લખિતં. (મ. બ.)—કુલ ૩૧૦ પદ્ય ૧૨ પાનાં હા. ભં. પાટણ ડાબડો. ૮૩; સાગરભંડાર પાટણ નં. ૨.

—સં. ૧૭૭૮ વર્ષે જેષ્ટ શુદિ ૬ દિને વાર શુક્રે સકલ પડિત શિરોમણિ પંડિત શ્રી ૫ શ્રી જીવણચંદ્ર ગણિ ભ્રાતૃ પંડિતશ્રી ૫ શ્રી દાનચંદ્ર ગણિ શિષ્ય પં. દોલતચદ્ર ગણિ લિષિતં શ્રી પત્તન નગરે આત્મીય અર્થે લિખીતં. (પ્ર. કા. પાનાં ૧૩); ગાથા ૪૦૦ પા. ૯ જેસલ.

(૧૬૮) આત્મરાજ રાસ સં. ૧૫૮૨ (યા ૧૫૮૮) (ખરૂં ૧૫૮૨ લાગે છે)

અંતે—

સંવત પનરઅ બ્યા (અઠયા) સીઈ, મઈ રચિઉ રૂડુ રાસ
આતમરાય કથા ભણઇ, તેહનઈ ઘરિ રે રંગ લક્ષ્મી નિવાસકિ ૭૯ સ.
આધિ વ્યાધિ ટલી સવે મિલઉ મુગતિ સંયોગ
સહિજસુંદર વીનવઇ પ્રીઉ (ય) પ્રાણીરે તિહાં ભોગવઈ ભોગ.
કિં ૮૦ સ.

—પ્ર૦ કા૦, હા. ભં. પાટણ પાનાં ૩; લી, ઇડર બાઇઓનો ભં.

(૧૬૯) પરદેશી રાજાનો રાસ.

આદિ—

ત્રિભોવન નયણાંનંદકર, ચોવીસમો જિણંદ,
રાય સિદ્ધારથ કુલતિલો પ્રણમું પરમાણંદ. ૧
ભગતિ મુગતિ દાતાર ઘણુ ગોયમ લબ્ધિનિવાસ
અધિક પ્રતાપિ કલા ચડે, નામે લીલ વિલાસ. ૨
અવિરલ વાણી કેલવણુ અને વલી શુભ ધ્યાન
સયલ સભારંજન કલા દિઉ સરસતિ વરદાન. ૩
રાય પરદેસી તેહનો સાચો જિમ સબંધ
સહિજસુંદર વાચક ભણે સુણિયો સહુઈ પ્રબંધ. ૪

* * * *

અંતે—

ઉવએસ ગચ્છ ગુરૂ ગાઇઇ, શ્રી સિદ્ધિ સૂરિ સુજાણ,
પાઠક શ્રી ધનસારઉ, મહિમા મેરૂ સમાંણ, ૨૧૫
તસ પટિ ગુરૂ ગરૂયાવલી, રતનસમુદ્ર ઉવઝાય,
મનવંછિત આપઇ તદા, જે સેવ્યા ગુરૂપાય. ૨૧૬
લીલા પતિ લક્ષિમી વરઇ, કરઈ કતૂહલિ ગેલિ,
ગરૂયાના ગુણ ગાવતાં, ફલઇ મનોરથ વેલિ. ૨૧૭

નરય થકી સ્વર્ગઇ ગયુ, તેન. પૂણ્ય પ્રમાણુ,
સ...આંણુ વહંતડાં, લાભઈ અમર વિમાંણુ. ૨૧૮
ધરમઇ સવ સુષ સંપજઈ, ધરમ કરો નરનારિ,
વાંણી સહજસુંદર તણી, સફલ કર સંસાર. ૨૧૯

—સં. ૧૬૬૩ વર્ષે કાતી સુદિ ૧૫ દન. અંચલ ગચ્છે શ્રી પૂજ્ય શ્રી ધર્મ્મમૂર્ત્તિ સૂરીશ્વરં વિજય રાજ્યે પં. શ્રી મુનિશીલ ગણિ વાચનાર્થે. લાંલણ ગોત્રે સી૦ જેસા તત્પુત્ર સા૦ સૂદા તત્પુત્ર સા૦ રાજપાલ તત્પુત્ર સા માંણિક તત્પુત્ર સા૦ વીરદાસ તત્સુત તેજપાલ લિખિતં શ્રી જેસલમેરૂ મધ્યે રાઉલ શ્રી ભીમજી વિજય રાજયે શ્રી. —ભાવ.

—૬–આચાર્યજી ઋ. શ્રી ૬ જસવંતજીના સેવક ઋ. લપૂ પોપા લક્ષ્ત સવત્ ૧૬૭૧ વર્ષે આસો શદિ ૩ (વિ. ધ.)—૧૪–૧૧ લી.

## (૧૭૦) શુકરાજસાહેલી.

આદિ—

સરસતી હંસગમની સદા, માગુ વચન વિલાસ,
વીરજિણેસર પય નમી, ગોયમ બુદ્ધિ નિવાસ. ૧
હરષ ઘણો ગુણ બોલતાં, સુણતા સિદ્ધિ બુદ્ધિ હોય,
સુડા નેં સાહેલીયાં તણી, કથા સુણો સહુ કોય. ૨
પુણ્યે રાજહ રગ ઘણુ, પુણ્યેં ટલે વિયોગ,
પુણ્યે રોગ ન ઉપજે પુણ્યેં સુલલિત ભોગ. ૩
પુણ્યેં ધણ કણ પૂર ઘણાં, પુણ્યે આયુ અનંત,
પુણ્યે સહસગુણું મિલે, પુન્યે જય જયવત.. ૪
સહિગુરૂ સાચા નેહના, જે પામઈ તસ ભેટ,
સુડા નેં સાહેલીયા, કર્મકલા તસ ભેટ. ૫
આયસ સહિગુરૂનો લહી, કરસ્યું કવિત્ત રસાલ,
વાચક સહેજસુદર ભણે, સાંભલયો સુવિશાલ. ૬

* × × ×

અંત—

એ શુકરાજા તણુ ચરિત, ઇમ કયું મષેવિ,
મોટાં ચરિત થકી સહી, પામ્યો ગુરૂ ઉપદેશ. ૧૬૬
જે ભણસ્યે સુણસ્યે એકમનિ લહસ્યે તે સુપવાસ,
વાચક સહિજસુદર કહે, દિન દિન લીલવિલાસ. ૧૬૭

—સં. ૧૭૬૩ વર્ષે પોસ વી. ૫ રવૌ ૫. પદ્મવિજય ગણિ લિખિતં. ૭-૧૫ (વિ. ધ.)

### (૧૭૧) જંબુ અંતરંગરાસ.

આદિ—

સરસતિ સાંમણિ પય નમી, ઢાલિસુ ભવ દુહદાહ,
જંબૂ સ્વામી કેરડુ, ગાઇસું વર વીવાહ,
ધર્મવંત ધુરિ તો લઇ, નવિ રાવઇં સંસારિ, ૧
મુગતિ વધૂસિઉં માન મિલઇ, અવર ગમઇ નવિ નારિ. ૨
આઠઇ નારી વીનવઇ, અબલા કિમઇ ન છોડિ,
ચતુર વણોઠ્ઠી કારણઇ, માણિક પાય મરોલિ. ૩

*　　*　　*　　*

અંતે—

અજૂ અમર પતિ દેવતાએ, સુખસંપતિ લહીઇ સિત્રતાએ,
સંકટ જસ નામિ ટલઇએ, વર આંગણડઇં સફલા ફલઇએ.
અવિચલ થાનિક પામીઉંએ, દનિ દનિ લીલ વિલાસ, ૯૨
સહિજસુંદર મુનિવર ભણઇ, જયવંતુ સુખવાસ. ૯૩

—૪-૧૧ લી.

### ૧૭૨ યૌવનજરાસંવાદ*

આદિ—

અમર કુમર ભુજ સબલ વિમલ કુલ કિત્તિ વિલકખણુ,

* આ કાવ્ય ૨૫ ટુંકનું નાનું પણ રસભર્યું છે. શબ્દચાતુર્ય કવિનું પોતાનું છે. કોઇનું અનુકરણ કે રૂપાંતર નથી. યૌવન અને જરાનો સંવાદ એ કાવ્યનો વિષય છે. ભોજરાજાને અનુલક્ષીને સંવાદ રચ્યો છે. (મ. બ.)

ધીરવીર ગંભીર સધર ગુણવંત વિચક્ષણ,
શ્રી સારદ મુખકમલિ રમલિ જિમ કરઈ સુહંસી,
દાનવંત ગુણવંત ધર્મ ધનવંત સુવંશી,
ઉલ્લસિત હસિત લીલા લલિત, કલા કલિત યૌવનસહિત
શ્રી ભોજરાજ ભોગિક ભમર, કરઇ રજ્જ દૂખણરહિત.

* * * *

અંતે—

યૌવનજરા સંવાદ ભોજ ભંજઇ વચિ આવિ,
ટાલઈ સયલ વિરોધ સંપ વલિ કરઇ મનાવિ,
ભોગ રંગ રસ રોલ મયણ વિણ કોઇ ન જાણત,
જઉ તું જરા ન હુત્ત ગર્વ્વ તઉ કોઇ ન મુકત,
વઢવાડિ રાડિ સઘલી ટલી મિલ્યા રંગિ બેહૂ હસી,
એ ભાવ ભેદ કવિ સહજના કનકપરિ જોજ્યો કસી. ૨૫

—(મ. બ.)

૧-૩ સઝાયો—કાયા ઉપર (કાયાપુર પાટણ મોકલું, પેખો ર નવપુર માનરે-એ આદિ, અને મુગતિનારિ પૂર થાવીઇ, સહજસુંદર ઉપદેશરે-એ અંત.) +કાયાપુર પાટણ (પ્ર. ૧૬૨ સ. મા. ભી.) +નિન્દા (પ્ર. ૩૭ સ. મા. સં.)

## ૯૫ કુશળસંયમ-(ત. હેમવિમલસૂરિ-કુલવીર અને કુલધીર શિ. (૧૭૩) હરિબળનો રાસ.

અંતે—

તપગચ્છિ શ્રી ગુરૂ અવિચલ ભાંણ, માંનઇ ષટ્ દર્શન જસુ આણ. ૬૫
અભિનવ ગોયમ સ્વામિ સમાન, શ્રી હેમવિમલસૂરિ મહિમાનિધાન,
તાસ સીસ પંડિત કુલવીર, બીજો બંધવ શ્રી કુલધીર. ૬૬
શ્રી ગુણ શીલિં સોહામણા, જસુ અંગિ ગુણ દીપઈં ઘણા,
તે ગુરૂ પાંમી વચન વિસેસ, હરિબલ ચરિત્ર બોલિઉ લવલેસ. ૬૭

સાંભલતાં સવિ પાતક ટલઇ, ભણતાં મનહ મનોરથ ફલઈ,
ચ્યારિ ખંડ ચઉપટ ચઉસાલ, ચતુર્થખંડ બોલિઉ સુવિશાલ. ૬૮
કુશલસંયમ કવિ ઇમ ઉચ્ચરઈ, પભણતાં સંપદ વિસ્તરઇ.

( પત્ર ૨૮ પ્ર. કા. ) ડે.;

—પં. અજયસાગર લિખિતં શ્રી સંકરાણિ ગ્રામે સં. ૧૭૪૧ વર્ષે ( વિ. ધ. ) (હેમવિમલસૂરિ—આચાર્યપદ સં. ૧૫૪૮ સ્વ. ૧૫૬૮.)

---

## ૯૬ લાવણ્યરત્ન—( ત૦ હેમવિમલસૂરિ—પંડિત ધનદેવ—સુરહંસ શિ. )

(૧૭૪) વત્સરાજ દેવરાજ રાસ. સં. ૧૫૭૧ દેવગિરિમાં—હેમવિમલસૂરિ રાજ્યે. હા. ભં. પાટણ; લીં; ડે.

(૧૭૫) યશોધર ચરિત્ર સં. ૧૫૭૩

આદિ—

દેવગિરિમંડન દેવતરૂ વંદી વીરજિણંદ,
ઇંદ સવે સેવા કરે દિઇ જે પરમાણંદ. ૧
ગોયમ ગણહર ગુરવરસરણ સરણ કરી મનખતિ,
પતિ સહિત નિયગુરૂ નમું સૂરહંસ ઇક ચિત્ત. ૨
ભો ભવીયણ ભાવે સુણો ધર્મતણા ચ્યારે અંગ,
ભર ભવનાણ સુવાસના સંયમ રંગ અભંગ. ૩
દશ દૃષ્ટાંતે દોહિલો પામી નર વએસ,
એ સમકિત અશકિત મનેં માનિઈ ટલે કલેશ. ૪
વીતરાગ સુસાધુ ગુરૂ જિનવર ભાષિત ધર્મ,
કર્મહરણ સવી જીવને જીવ દયાનો મર્મ. ૫
વેદપુરાણ કુલ બુદ્ધિબલે જીવ કરે જીવઘાત,
તે પાતકથી સાતમે નરકે પીડે સહિવાત. ૬
ત્રસ પ્રાણી દૂરે રહો જીવ આકારે જેઉ,
મન ભાવે ભાજે નહિ જયણ પાતક તેઅ. ૭

તિહાં યશોધર રાયના નવ ભવ નવરસબંધ,
લાવણ્યરત્ન કવિ ઇમ કહે સુણો (એહ) સંબંધ. ૮
* * * *

અંતે—

શ્રી જિનમતિ અતિ વરતે આંણ, તપગછ ગયણ વિભાસણ ભાણ,
સોહમ પાટે સોમસુંદરસૂરિ, નામે સંપતિ સુષ ભરિપૂરિ. ૩૦
મુનિસુંદરસૂરિ તસુ પાટિ, પાપ ટલે નાંમ લેવા માટિ,
સંતિકર સ્તવ કરી જગસતિ, કરી હરી દારૂણ દુહ ભ્રતિ. ૩૧
પાટે રત્નશેષરસૂરિ, મહકે જગ જસ સુજસ કપૂરિ,
શ્રી લષિમીસાગર સૂરીંદ, કુમત તિમિરભરહરણ દિણંદ. ૩૨
યુગપ્રધાન ગિરૂયા ગુણધાર, શ્રી સુમતિસાધુસૂરિ ગુણધાર,
તાસુ પાટિ સંપ્રતિ વિહરતિ, ભવભય હરત જિણ ભગવંત.
દીસે દિન દિન દીપતિ કલા, ગુરૂ ગુણ છત્રીસ આગલા, ૩૩
હેમવિમલ સૂરિસ ઉદયવંત, અંતરીષ રવિ જા જયવંત.
સિરિ ધનદેવ પડિત શિષ્ય સિરિ મોડ પુહવિ પીઠિ પયાવિયયડ, ૩૪
અબૂઝાવ ઘણા બૂઝવ્યા, સમકિત વિમલ સલિલ સૂઝવ્યા.
સૂરહંસ ગિરૂઓ તસુ સીસ, વાદિશ્રેણિ ધૂણાવે સીસ, ૩૫
તસુ પયકમલે રમલિ જિમ ભૃંગ, લાવણ્યરત્ન નામે સીવગ.
વિવેકરત્ન શ્રી ભણી આદરિ, સંવત **પનર સય ત્રહુત્તરી.** ૩૬
દેવગિરિ નગરે કાતિ માસે, યશોધર ચરિઅ ઉલ્લાસિ.
સમકિત સુંદર નામ પ્રધાન,...પાપણુ ટાલે સંબધ, ૩૭
જાં દૂ મેરૂ મહી થિર રહે, તાં રહિજ્યો કવિયણ કહેઇ.
૩૮

—૩૦–૧૧ લી.

(૧૭૬) મત્સ્યોદર રાસ સં. ૧૫૭૩ (૧૫૭૪) પા. ૪. આ રાસ આ કવિના ગુરૂ સૂરહંસને નામે પણ નોંધાયો છે. જુઓ સૂરહંસ.

(૧૭૭) **કલાવતિ રાસ.** —રત્ન; જેસ૦

(૧૭૮) **કમલાવતિ રાસ.** —જેસ૦

## ૯૬ ક સૂરહંસ—(ત. હેમવિમલસૂરિ—ધનદેવ શિ.)

(૧૭૬ ક) મત્સ્યોદર નરેદ્ર ચોપાઈ—૧૫૭૪ દેવગિરિમાં આમાં જણાવેલ છેકે.

શ્રીતપા રત્નશેખરસૂરિ–' જિણિ પડિબોહ્યા સાવક સહસ '

' સંવત્ પનર ચિહુત્તરિ વરિસ, '

' દેવગિરિનગર કીધઉ રાસ. '

—સંઘવી ભં. પાટણ

( આ રાસ સૂરહંસના શિષ્ય લાવણ્યરત્નના નામે પણ નોંધાયો છે. જુઓ લાવણ્યરત્ન ન. ૯૬ ની કૃતિ નં. ૧૭૬; અને ખરૂં નામ લાવણ્યરત્ન લાગે છે.

---

## ૯૭ સાધુમેરૂગણિ—(હેમરત્નસૂરિ શિ.)

૧૭૯ પુણ્યસારકુમાર રાસ પૃ ૨૦ ગા. ૬૦૧ સં. ૧૫૭૧—અમ.

---

## ૯૮ રત્નસિંહસૂરિ.

૧૮૦ +રત્નચૂડમણિચૂડરાસ સં. ૧૫૭૧ ભા. વ. ૨ ને ગુરૂ—રત્ન, ડે. દ્વાદશવ્રત સ૦

---

## ૯૯ રત્નસિંહસૂરિ શિ૦

(૧૮૧) જંબૂસ્વામી—વિ. ધ.

---

## ૧૦૦ ભાવસાગર

(૧૮૨) નવતત્વ રાસ સં. ૧૫૭૫—વિ. ધ૦

(૧૮૩) ઇચ્છા પરિણામ ચોપઈ ૧૫૯૦—અમ૦

## ૧૦૧ સૌભાગ્યસાગરસૂરિ શિષ્ય—(વડતપ ગ. લબ્ધિસાગર-સૂરિ—ધનરત્નસૂરિ—સૌભાગ્યસાગર.)

૧૮૪ ચંપકમાલા રાસ ૧૫૭૮ આસો સુ. ૭ દમણમાં.

આદિ—

આદિ જિનવર આદિ જિનવર આદિ મુનિ ઇસ
શાંતિ નેમિ શ્રી પાસજિન વીર ધીર સેવે સુરાસુર
પંચ જિણેસર ચરણુ યુગલ ભક્તિભાવ પ્રણમું ગુણાયર
ગણધર મુખ્ય ઇગ્યારહ ગુરૂ ગોયમ પ્રણમેવિ
ચંપકમાલા સતી તણું ચરીય ભણું સંખેવિ. ૧

* * * *

અંતે—

વડતપગછ ગુરૂ ગોયમ સમાએ માલ્હતડે, શ્રી લબ્ધિસાગરસૂરિ
જપતાં નામ જ તસુ તણુઉ એ મા૦ નાસઈ દુક્રૃતદૂરિ. ૬૦૪
પટ્ટ પ્રભાકર જયકરૂએ મા૦ ધનરત્ન સુરીંદ,
સોભાગસાગરસૂરિ ગુણનિલોએ મા૦ જસઉ જસ પૂનિમચંદ. ૬૦૫
તાસુ સીસ રગિઇ રચ્યો એ મા૦ ચંપકમાલાનો રાસ,
સંવત પનર અઠોતરે એ મા૦ ઉજ્જવલ આસો માસ. ૬
સાયર સંખ્યા તિથિ ભલીએ મા૦ રયડો વાર પત્તંગ,
આશ્રય નામ વિચારજ્યો એ મા૦ તિણિ દિન નક્ષત્ર ચંગ. ૭
દમણમંદિર રુલીયામણો એ મા૦ મંડણ આદિ જિણંદ,
તાસતણે સુપસાઉલે એ મા૦ નીપનો રાસ આણંદ. ૮
સતી પ્રબંધ જે ભણે એ મા૦ નર ને નારી સુજાણ,
ઋદ્ધિ વૃદ્ધિ મંદિર ઘણી એ મા૦ તે લહે કોડિ કલ્યાણ. ૬૦૯

—શ્રી ભુજનગરે સં. ૧૬૭૨ શ્રી સત્યશેખરગણિ પં. વિવેકશેખર ગણિ તત્ શિ૦ ભાવશેખર ગણિ લિ. ૧૭—૧૭ લીં.

—શ્રી સુરેતિ બિંદિર મધ્યે અશ્વનિમાસે વિજયદશમ્યાં સોમવાસરે સં. ૧૬૭૬ વર્ષે. ઇડર બાઇઓનો ભં.

—ખં. ૧; કો.

[ બૃહત્તપા ગચ્છના લબ્ધિસાગરસૂરિના પ્રતિમાલેખો સં. ૧૫૫૯-૬૦-૬૧-૬૨-૬૪-૬૫-૬૬ ના મળી આવે છે ને તે પરથી જણાય છે કે તેઓ ઉદયસાગરસૂરિના પટ્ટધર હતા. ધનરત્નસૂરિના લેખો સં. ૧૫૭૨-૭૯-૮૪-૮૭-૮૮-૯૧ ના મળે છે તે પૈકી સં. ૧૫૭૯ અને ૧૫૮૪ ના લેખોમાં ધનરત્નસૂરિ અને સૌભાગ્યસાગરસૂરિ એ બનેને સાથે મૂકી તેમની પહેલાં 'લબ્ધિસાગરસૂરિ પટ્ટે' એમ જણાવ્યું છે. એકલા સૌભાગ્યસાગર સૂરિના લેખો સં. ૧૫૭૩ અને ૧૫૮૯ ના મળ્યા છે- જુઓ બને ભાગ ધા. પ્ર. સં. વિશેષમાં સૌભાગ્યસાગરસૂરિનો સં. ૧૫૭૬ નો લેખ છે તેમાં જણાવ્યું છે કે પં. અભયસારગણિના પુણ્ય માટે પ. અભયમંદિર ગણિ તથા અભયરત્ન મુનિ સાથે રહી સૌભાગ્ય-સાગરસૂરિએ શાંતિનાથ બિંબને પ્રતિષ્ઠિત કર્યું-જુઓ નાહરકૃત જૈ. લે. સં. લેખાંક ૨૯૩. ]



## ૧૦૨ ભુવનકીર્ત્તિ-પહેલા ( કોરંટગચ્છ કક્કસૂરિ શિ. )

**(૧૮૫) કલાવતિ ચરિત્ર** સ. ૧૫૮૦ માગ. શુ. ૫ ગુરૂ ખંભાતમાં.

**અંતે—**

**પનર અસી બરસામી, મૃગસર શુદિ પંચમી,**
દિવસ થંભતિરથ ભલે, ગુરૂ દિન નિર્મલે.
કોરંટગચ્છ નનસૂરિ, સુપટ્ટી શ્રી કક્કસૂરિ, ૮૮
તાસ સીસ ઇમ ભણે, એ ઉલટ આપણે.
ભુવનકીર્તિ થીર થાએ, કલાવતિ ગુણ ગાએ, ૮૯
દુ:ખ દલિદ્ર ટલે એ સપદા સવિ મિલે.
જે ભણે મનરંગ, વિલસે સુખ તે અગ, ૯૦
શીલ સાંનિધ કરે, એ જિમ મનિ ગહગહે. ૯૧
—કલાવતિ ચરિત્ર સખ્યું સં. ૧૮૪૬ પોસ શુદિ ૧૨. —પ્રે. કા.

(નન્નસૂરિ માટે જુઓ નં. ૭૪પૃ. ૯૬ અને કક્કસૂરિના પ્રતિમા લેખસં. ૧૫૯૫ ના મળી આવે છે. જુઓ ધા. પ્ર. સં. પહેલો ભાગ લેખાંક ૪૫૫, ૬૦૭.

---

## ૧૦૩ લાભમંડન (આંચ૦ ભાવસાગરસૂરિ શિ૦)

**૧૮૬ ધનસાર પચશાળિરાસ**–સં. ૧૫૮૩ કાર્તિક શુદ ૧૩ ગુરૂ અમદાવાદમાં.

આદિ—

પણમવિ વીરજિણંદ, સ્વામી સિદ્ધત્થરાય કુલચંદં,
સેવિ સુરનર ઈંદં, જસ નામે હોઈ આણંદ. ૧
નાભિકમલ જસ વાસં, સમરૂં સરસતિ મનિ ઉલ્હાસં,
ક્વીયણુ કરિવા રાસં, થિરવાસં, ભૂરએ આસં. ૨
રાજગ્રહ વરનયરં, રાજા નામેણ સેણિયં સારં,
મંત્તી અભયકુમારં ઉત્તમ ગુણ બુદ્ધિ ભંડારં. ૩
પૂછિ જિનવર પાસે ગૌતમ ગણુધર મનિ ઉલ્લાસે,
પામજઈ સુખ વાસે, સ્વામી તે મ્,ઝૂ હિઉ આસે. ૪

* * * *

અંતે—

સંવત પનરએહ સંવત્સર ત્રીસીઇરે, રૂઅડઉ કાર્તિક માસરે,
ગુરૂવાસર દિન તેરસિ કેરડઇ, કીધો એ મનિ ઉલ્હાસિરે
અરિહંત એ. ૮૩
શ્રી વિધિપક્ષ ગછ ગણુધરૂ રૂયડારે, શ્રી ભાવસાગર સૂરિરે,
નામિ નવનિધિ હુઇ જેહનઇરે, પાતિગ જાઇ સવિ દૂરિરે. અ૦ ૮૫
તાસ સીસ કહઈ ઉલટ અતિ ઘણુઇરે, લાભમંડણુ વાણારીસરે,
એહ ચરિત જે ભણુઈ ભણાવસિઇરે, લહઈ સુખ તેહ
નિસિદીસરે. અ૦ ૮૬

દેસ સવિહુમાહિ જાણીઇએ, માલ્હંતડે, ગૂજર દેશ પ્રસિદ્ધ,
તિહાં અહિમ્મદપુરવર ભલૂં. મા૦ વાસ જિહાં લક્ષ્મી કીધ. ૮૭

તીણઈ નયરિ વિવહારીયાએ. મા૦, સાવક ધમ્મેવંત સુજાણ,
તેહ મહાજનમાહિ મૂલગુએ, મા૦ પહિરાજ પુણ્ય પ્રમાણ. ૮૮

તસ વામાંગિ રૂપી કહિઉએ, સુત સંઘદત્ત સુવિચાર,
જિનવર ગુરૂભક્તિ જિ કરઇએ મા૦ શ્રી શ્રીવંશ શૃંગાર. ૮૯

તાંસ ઘરણિ ભણૂં મા૦ શીલવંતી સવિ ચારઈ,
દાનગુણિ દીપઇ ઘણૂએ મા૦ અવર નહી સસારિ. ૯૦

તસ કૂખઈ જગ જાણીઇએ મા૦ બુદ્ધિઇ અભયકુમાર,
જસ કીર્તિ જગિ ઝલહલઇએ મા૦ જાણઈ સયલ વિચાર. ૯૧

સૂત્ર સુણી રાસજ કીઉએ, પૂરઇ પાસ જગીસ,
અમીપાલ સાંનિધિ કરઈ મા૦ પ્રતપુ કોડિવરીસ. ૯૨

—સાધ્વી ઈંદ્રાણી પઠનાર્થ. ૬-૧૧ લીં. ૫-૧૪; અમ૦

[ અંચલ-વિધિપક્ષની પટ્ટાવલિમાં ૬૦ મા પટ્ટધર સિદ્ધાંતસાગર-સૂરિની પાટે ૬૧ મા ભાવસાગરસૂરિ થયા. તે મારવાડ દેશમાં નરસાણી ગ્રામે વોરા સાંગાની સિંગારદે ભાર્યાના પુત્ર ભાવડ નામે સં. ૧૫૧૦ માં જન્મ્યા. ૧૫૨૦ માં ખંભાયત બંદરે જયકેસરીસૂરિ-૫૯ મા પટ્ટધરને હાથે દીક્ષા લીધી. ૧૫૬૦ માં માંડલ ગામમાં આચાર્યપદ અને ગચ્છેશપદ પણ મળ્યું. ૧૫૮૩ માં સ્વર્ગસ્થ થયા. ભાવસાગરસૂરિના પ્રતિમા લેખો સં. ૧૫૬૦-૬૧-૬૩-૬૪-૬૫-૬૬-૬૭-૬૮-૭૦-૮૧ ના મળ્યા છે. જુઓ ધા. પ્ર. સં. બંને ભાગ. તેમજ નાહારના સંગ્રહમાં સં. ૧૫૬૧-૬૫-૭૪-૭૬ ના પણ જોવામાં આવે છે. તેમની પાટે ૬૨ મા પટ્ટધર ગુણનિધાનસૂરિ અને તેમની પાટે ૬૩ મા પટ્ટધર ધર્મમૂર્તિસૂરિ થયા. ]

## ૧૦૪ જયનિધાન (ખ૦ રાજચંદ્ર ગણિ શિ.)

(૧૮૭) ધર્મદત્ત ધનપતિરાસ.—પાનાં ૧૪ અમ.

(૧૮૮) સુરપ્રિય ચરિતરાસ. સં. ૧૫૮૫ આસોવદ ૩ ગુરૂ મુલતાનમાં

આદિ—

સરસ મધુર અમૃત જિસી, શ્રી જિનવરની વાણિ,
હૃદયકમલિ સમરી કરી, કહિસુ કથા ગુણખાણિ. ૧.
પાપ કરમ કેઈ જાણુના, અણજાણુત તિમ કેઇ,
કરિનઈ પછતાવઈ વલી, ભાવઇં ધરમ કરેઈ. ૨
સુરપ્રિયની પરિ તે સહી, સુખિ હુઇ નરનારિ,
કલિમલ સવિ દૂરઈ કરી, પામઈ ભવનઉ પાર. ૩
સિદ્ધિ રમણિ સઇં વરિ વરઈ, પામી કેવલનાણ,
કથા સુણઉ સુરપ્રિય તણી, ભવિયણ હુઈ સાવધાન. ૪

* * * *

અંતે—

(૫ ૮ ૫ ૧)
બાણ સુર સર સસધરઇં, સંવચ્છરિરે આસો જહં માસિ,
સામલ ત્રીજ દિનઇં ભલઈ, કવિ વાસરિરે પૂગી મન આસ. ભ. ૬૨
શ્રી જિનમાણિકસૂરિ તણઈ, ખરતર ગછિરે પાટઇં ગુરૂરાવ,
શ્રી જિનચંદ્રસૂરિ સૂરીસરૂ, જુગવર વડરે સહુ સંઘ સુહાઇ. ભ. ૬૪
તસુ પયકમલ પસાઉલઇ, સુરપ્રિયનઉરે સંબધ વિચાર,
મુલિતાનઇં મન રંગસ્યું વર નયરઇંરે રચિયઉ સુહકાર. ભ. ૬૫
સાગરચંદ્ર સૂરીસની સોહઇ સાષઇરે સિરિ વાચક નામ,
રાજચ્ચદ્રગણિ ગુરૂતણઈ, સુપસાયઈરે સીસઈ ગુણ ઠામ. ભ. ૬૬
જયનિધાન વાચક ભણઈ નરનારીરે જે નિસુણઇ એહ,
રિદ્ધિ વૃદ્ધિ ઘરિ સંપજઇ જસ મંગલરે સુખ વિલસઇ તેહ. ભ. ૬૭

—ઇતિ સુરપ્રિય ચરિતં સમાપ્તં-લિખિતં સવત ૧૬૬૮ લાભપુરે. પા. ૮ પં. ૧૪ આ. ક.

## ૧૫૦ ભીમ પહેલો

(૧૮૯) અગડદત્ત રાસ સં. ૧૫૮૪ આષાડ વદિ ૧૪ શનિ–નડિયાદમાં
—લીં. ભંડાર

---

## ૧૦૬ સાધુરત્નસૂરિ

(૧૯૦) કયવન્નારાસ, (આખો ચોપાઇ છંદમાં)

આદિ—

પણમિય વીર જિનેસર દેવ, સરસતિ સામિણિ સમરી હેવ,
કરજોડિનઈ કહું વિસાલ, કયવન્નાનઉ રાસ રસાલ. ૧
દાન વડું સુણગ્યો સંસારિ, દાનઈ દુર્ગતિ દૂરઈ વચારિ,
દાનઇ સુખ સપતિ સયોગ, દાનઈ મનવંછિત લહીઈ ભોગ. ૨

* * * *

અંતે—

સાધુરતન સૂરી ઇમ ભણઈ, કયવન્નાનું ચરિત્ર જે સૂણઈ,
ભણઈ ભણાવઈ જે વલિ ગણઇં, ચઉદરયણ નવનિધિ આંગણઈ. ૧૧૫
—મુનિશ્રી માનસાગર પઠનાર્થે. ૫–૧૨ ઘો.

(આ સાધુરત્ન તે પાર્શ્વચંદ્રસૂરિ કે જેણે સં. ૧૫૭૨ માં જુદો ગચ્છ કાઢયો તેના ગુરૂ કદાચ હોય; અને જો તે હોય તો તેના ગુરૂની પટ્ટાવલિ 'ઈંડિયન એંટિક્વરીના ૧૮૯૪ ના અંકમાં આપેલ 'પાયચંદ ગચ્છની પટ્ટાવલિ' પ્રમાણે પૂર્ણચંદ્રસૂરિ–તેના હેમહંસસૂરિ–લક્ષ્મીનિવાસસૂરિ–પુણ્યરત્નસૂરિ–અને તેના સાધુરત્નસૂરિ. અને તેના ગુરૂપ્ર-પાર્શ્વચંદ્રસૂરિ. એ પ્રમાણે છે.)

## ૧૦૭ મુનિચંદ્ર સૂરિ. ( પૌ. )

### (૧૯૧) રસાઉલો

—સંવત્ ૧૬૧૨ શ્રાવણ વદિ ૧૧ સોમે—શ્રી પૂર્ણિમા પક્ષે વટપદ્રિ શાખાયાં ભ૦ શ્રી લબ્ધિસુંદર સૂરિ તત્પરિવારે વા૦ શ્રી કરૂણાસાગર તચ્છિ૦ વા૦ શ્રીભાનુમેરૂ મુનિ—શ્રી લક્ષ્મીચંદ, મુનિ ભોજકુમાર, લઘુ શિષ્ય સાંરિગલિખિતં—પૂર્ણિમાપક્ષે મુનિચંદ્ર સૂરિ કૃત રસાઉલો )

—હા. ભં. પાટણ

**રાત્રિભોજન સ.** પા. ૨ પા. ૩

( પૂર્ણિમાગચ્છના ભીમપલ્લીય પક્ષમાં મુનિચંદ્ર સૂરિ થયા છે તેના પ્રતિમા લેખો સં. ૧૫૬૦, અને ૧૫૭૮ ના લેખાંક ૬૫૦, અને ૩૮૫ ધા. સં. ભાગ ૧ લામાં, અને સં. ૧૫૫૮ ના લેખાંક ૧૧૨ ભાગ બીજામાં મળી આવે છે તેજ આ કવિ હોય એવો દરેક સંભવ છે. સં. ૧૫૭૭ નો લેખ પૂર્ણિમાગચ્છના મુનિચદ્ર સૂરિનો પણ મળે છે. નાહરકૃત જૈન લે. સ. ખડ ૧ લો. લેખાંક ૧૩૨. )

---

## ૧૦૭ પાર્શ્વચંદ્ર સૂરિ + સં. ૧૫૮૬–૧૬૦૦.

### (૧૯૨) સાધુવંદના અને બીજી અનેક ટુંકી કૃતિઓ.

---

+ હમીરપુર નગરના પ્રાગ્વંશના વેલ્હગશાહ પિતા, વિમલાદેંમાતા. જન્મ સં. ૧૫૩૭ ચૈત્રશુદિ ૯ શુક્રવારે, દીક્ષા સં. ૧૫૪૬, ઉપાધ્યાય પદ સં. ૧૫૫૪. આચાર્યપદ સ. ૧૫૬૫, યુગપ્રધાનપદ સં. ૧૫૯૯ અને સ્વર્ગવાસ સં. ૧૬૧૨ જોધપુરમાં. તેમણે મારવાડના રાજા રાવગાંગજી તથા યુવરાજ માલદેવજીને પ્રબોધ્યા હતા, તેમ જ ખુણોત ગોત્રના ક્ષત્રિય રજપુતોનાં ૨૨૦૦ ઘર પ્રતિબોધી ઓશવાલ શ્રાવક કર્યા, તેમજ ગુજરાતમાં ઉનાવા ગામમાં વૈષ્ણવ સોની વાણીઆને ચમત્કાર દેખાડી શ્રાવકો કર્યા તે હજુ મોજુદ છે. વળી બીજાં અનેક ગામોનાં શ્રાવકો માહેશ્વરી થયેલા તેમને પ્રતિબોધી ફરી શ્રાવકો બનાવ્યા હતા.

૧. સાધુવંદના

આદિ—

રિસહ જિણ પમુહ ચઉવીસ જિણ વંદિયે
હેલિ સંસારના દુખ સવિ છિંડિયે
પુંડરીકાદિ ગણધાર મુણિ સાહુણી
સાર પરિવાર જગિ જાસુ મહિમા ઘણી. ૧

* * * *

અંતે—

કલસ.

ઇમ જૈનવાણી જોઈ જાણી હિયઈ આણી મઇ ભણ્યા,
ભવતરણ તારણ, દુઃખ વારણ, સાધુ ગુરૂ મુખિ જે સુણ્યા,
ઇમ અચ્છઈ મુનિવર જેય હોસ્યઈ, કાલિ અનંતઇ જે હુઆ,
તે સત્ત છંદિહ શ્રી **પાસચંદઈ** મનિ આણંદઈ સંથુઆ. ૮૮

—હા. ભં. પાટણ; કચ્છી દ. ઓ; પ્ર. કા.; ૬–૧૪ માં.

૨. **પાક્ષિક (પાખી) છત્રીશી.** પૃ. ૫ ગા. ૩૬ અમ.

૩. **અતિચાર ચોપઇ.** ગા. ૧૫૬ પ્ર. સં. ૧૬૫૭ લીં.

૪. **ચરિત્ર મનોરથ માલા.**

૫. **શ્રાવક મનોરથ માલા.**

૬. **વસ્તુપાળ તેજપાળ રાસ** સ. ૧૫૯૭,

૭. **આત્મ શિક્ષા.**

આદિ—રે અભિમાની જીવડા, તુ કિમ પામિસિ પાર,
લઘુ છલ નિરખે પારકા, તું તિહનો ભડાર. ૧

× × × ×

અંતે—ઇમ આત્મશિક્ષા ભણિ, કીધા દોહા એહ,
પાસચંદિ જે નર ભણે, તસુ મનિ ધરમ સનેહ. ૨૩

(આની પ્રાચીન પ્રત આ. ક. ૨–૧૪ છે.)

૮. આગમ છત્રીશી.

આદિ—

સુહ ગુરૂચરણુ કમલ પ્રણમેસુ, પ્રવચન ગુણહ કેવિ કહેસુ,
શ્રુત બીજક જોઇ જાણિયે, નામ ગ્રંથ સંખ્યા આણિયે. ૧

* * * *

અંતે—

ઇણિપરિ સુવિસાલે પંચમ કાલે જે આગમ ગણિ ઉદ્ધરિય,
પુસ્તક લિખિ રાખ્યા જિણવરે ભાખ્યા ભવિયણ હિતકારણ કરિય,
તસુ નામ પભણું ગુણઈં પહાણું બીજક જોઇ સ્મૃતિ ભણિય,
ચિહુંવર છંદિઈં મન આણંદિઈં, પાસચંદ હરષિઈં ભણિય.

—લ. સં. ૧૯૩૧ મિગસર ૬ ધો.

૯. ઉત્તરાધ્યયન છત્રીશી.

૧૦. ગુરૂ છત્રીશી.

આદિ—રિસહ પમુહ જિણવર ચઉવીસ, વિહરમાણ તિત્થંકર વીસ,
વિહરે દુન્નિ કોડિ કેવલી, પ્રહ ઊઠી વંદો મન રલી. ૧

* * * *

એહવચન સાચા સદ્દહે, ભવિયણ આગલિ સાચા કહે,
તે સુહ ગુરૂનો સમરી નામ, પાસચંદ નિતુ કરે પ્રણામ. ૩૭

—સં. ૧૯૩૧ મિગસર ૬ ભોમ. ધો.

૧૧. મુહપત્તિ છત્રીશી.

૧૨. વિવેક શતક.

૧૩. દૂહા શતક.

આદિ—

જગન્નાથ જગત્રાત, કૃપાસ્પદ કૃપાકર
શરણ્ય ભક્ત સાધાર, શ્રુણુ વિજ્ઞપ્તિકાં મમ. ૧

* * * *

જગગુરૂ જિણવર વીનવું, વિનતડી અવિધારિ,
ત્રિભુવનનાયક એક તું, જુગતાજુગતિ વિચારિ, ૧

* * * *

અંતે—

જગદીશ્વર પયં સમરતાં, પાલંતા તુમ્હ આણ,
અવજસ જસ દુખસુખ સહી, જે હુઈ તે સુપ્રમાણ. ૯૭

* * * *

૧૪. એષણા શતક.
૧૫. સંઘરંગ પ્રબંધ.
૧૬. જિનપ્રતિમા સ્થાપના વિજ્ઞપ્તિ.
૧૭. અમરદ્વા સપ્તતિકા.
૧૮. નિયતાનિયત પ્રશ્નોત્તર પ્રદીપિકા.

આદિ—

શ્રી જિનશાસન જગિ આધાર, નિયતાનિયત પદારથ સાર,
તેહ છે માહોમાહે વિવાદ, તે ટાલો પ્રભુ કરો પ્રસાદ. ૧

× × × ×

અંતે— દુહા.

એ સદ્દહણા ગુરૂ વયણે, જાણિ જે પાલંતિ,
સમકિત પ્રવહણે તે ચડી, ભવ જલરાસિ તરંતિ. ૬૩

શ્લોક–નિયતા નિયતા પ્રશ્ન નિર્ણયાર્થપ્રદીપિકા
વિહિતા પાર્શ્વચંદ્રેણ, શ્રી ગુરૂણાં પ્રસાદતઃ ૬૪

૧૯. બ્રહ્મચર્ય દશ સમાધિસ્થાન કુલ.
૨૦. ચિત્રકૂટ ચૈત્ય પરિપાટી સ્ત૦
૨૧. સત્તરભેદી પૂજા વિધિગર્ભિત.
૨૨.+ ૧૧ બોલ સઝાય–સ્વ પ્રરૂપેલ. (ઐ. રા. સં. ૧) છેલ્લે જુઓ.
૨૩. કાઉસગ્ગના ૧૯ દોષ સ.

૨૪. વંદન દોષ ૩૨ કુલક.

આદિ—પ્રણમિ પરમાણુંદપય, પરમેશ્વર પહુ પાસ,
કરિ સુગુરૂ વંદણુતણો, પરમારથ સુપ્રકાશ. ૧

* * * *

અં. બત્રીશમો દોષ એ જાણિ, પરિહર સભલિ પ્રવચન વાણિ,
એ બત્રીશ દોષ ટાલિવા, આવશ્યક નિરતા પાલિવા. ૨૭
ઈમ ગુણ વદણુ જે નર કરે, ભવસાયર તે લિલે તરે,
પાસચદ હરષિઇ તે કહે, ભણુત ગુણુત પરમારથ લહે. ૨૮

૨૫. ઉપદેશ રહસ્ય ગીત.

૨૬. ૨૪ દડક ગર્ભિત પાર્શ્વનાથ સ્તવન—

આદિ—

પ્રણમું પાસનાહ પ્રહિ સમઈ, દરસણિ દહે દુરી ઉપસમઈ,
કરૂ વીનતી બે કર જોડિ, આગતિ ગતિ ભવથિકી વિછોડિ. ૧

* * * *

અંતે—

પન્નવણા ભગવતી મઝારિ, બોલ્યુ તિહાએ બહૂત વિચાર,
પાસચંદિ વીનવિઉ પાસ, મુઝ મન વંછિત પૂરૂ આસ. ૨૪
—ઇતિ સ્તવન. ટબાસહિત ૩. આ. ક. [ પ્ર. કા. ]

૨૭. આરાધના મોટી—( સં. ૧૫૯૨ માઘ શુદિ ૧૩ )

અંતે—

" પનરહ સય બાણૂ વરસિ વિક્રમકાલ વિચારિ,
માઘ શુકિલ તેરસિ દિવસિ પુષ્ય રિખ્ખિ ગુરૂવારિ. ૪૦૫
પાલઈ નિરતી જે જિનઆણ, તે પામઈ વછિત કલ્યાણ,
પભણઈ સાહુરયણુ ગુરૂસીસ, પાસચંદ સૂરિદ મનિ ધરી જગીસ ૨૧૩

૨૮. આરાધના નાની

અંતે—

વિહરમાણુ જગિ દીપતા, પાસચદ ઉવઝાય,
કીધી સિરિ આરાધના, સમરસિંઘ મનિ ભાય. ૪૦

૨૯. ખંધક ચરિત્ર સઝાય—સં. ૧૫૦૦ વૈ. શુ. ૮ શુક્ર.

અંતે—

વડતપ ગચ્છિ ગુણરયણ નિધાન. સાહુરયણ પંડિત સુપ્રધાન.
પાર્શ્વચંદ્ર નામે તસુ સીસ, તિણિ કીધો મનિ આણી જગીસ ૧૦૦
સૂત્ર થકી કાંઈ અધિકો ઊણુ, તેય ખમો જિનવાણી નૂણ,
ખખરસ (૧૫૦૦) ચંદ વરસે ઉજલી, વઈસાખી આઠમિ મનરલી ૧૦૧
શુક્રવારિ એ પૂરો કર્યો, મહાઋષીશ્વર ભવજલ તર્યો,
તે મુનિવરનો સમરી નમ, ત્રિકરણ શુદ્ધિઈં કરૂં પ્રણામ. ૧૦૨.

૩૦. આદીશ્વર સ્તવનં વિજ્ઞપ્તિકા.

તુમ્હિ પ્રસાદિ હુઓ પરમાણંદ, કરજોડી પ્રણમે શ્રી પાસચંદ

૩૧. વિધિશતક.

આદિ—વંદિય વીર જિણિંદા, નમિયં ગોય ગણધાર,
સમરિય સુહ ગુરૂપય પસાય, જે મુઝ આધાર,
જિન પ્રતિમા પૂજા વિશેષ, બોલિસ્યો વિચાર,
સુગુરૂ વચને સભલ્યો જિસો તે ચિત અવધાર. ૧

* * * *

અંતે—

લહી ઉસગ અવવાય, નરગુરૂ સંગતિ સંગતિ સરિસા ફલ લહે.
એ સુપ્રસન્ન જિણવર રાય કરૂણા ભગતિઇ, પાસચંદ મુની ઇમ કહે એ. ૯૯

ગાહા— × × ×

૩૨. વિધિ વિચાર—

આદિ—વીર જિણેસર પય પ્રણમેવિ, સમરવિ કવિજણણી સુયદેવી,
પભણિસ વિધિહિ તણો વિચાર, સભલિ ભવિયણ લહો ભવ પાર. ૧

× × × ×

અંતે—

ઇમ સખેપેહિં વિધિ હિ વિચાર, ગુરૂ મુખે જોઇ આગમ સાર,
બોલ્યુ અવિધિહિં થોડું બહુ, તે જિણવાણી ખમિજ્યો સહૂ. ૧૫૨

* * *

**૩૩. નિશ્ચયવ્યવહાર સ્ત૦—વીકાનેરમાં.**

**આદિ**—વિક્રમનગરે પુરવર પ્રાસાદિ, જન ગુણ ગાવે મધુરે સાદિ,
ચઉવીસ વટે જિણવર ચઉવીસ, વંદિસુ પૂરિ સુમનહ જગીસ. ૧

* * * *

**અંતે**—

ઇમ નિશ્ચે વ્યવહારે સુત અનુસારે એ દેખાડિ વાનગીય,
એ નિરતા કરીયે હિયડે ધરીયે ઇણિ વવહારે તાં લગીય,
જાં નાવે કેવલી થાય ન કેવલિ સમરથ પરમારથ લહિય.
જિન આણા પાલો દુર્મતિ ટાલો પાસચંદ હરષે કહિય. ૫૯

* * * *

**(૩૪) વીતરાગ સ્તવન—ઢાલ.**

**આદિ**—

ગાથા-વિહિ જિણ ભુવણંમિ સયા, વિહિ પડિમા વંદણેણ ભવ્વાણં,
વિહિ પુવ્વ પૂયણેણ, સમ્મત્ત સુદ્ધ સમુલ્લસઈ. ૧

* * * *

ભાષા-જે રાગ દ્વેસ સરસ વસિ વિચિત્ર, તે જાણે પ્રભુ સવિ મુઝ ચરિત્ર,
અં-ઇમ ત્રિજગનાયક સિદ્ધિદાયક તરણ તારણ જિણવરા,
ભવભીડ ભંજણ મોહગંજણ દુરિત તમભર દિણયરા,
ગુણ તુમ્હ પામી કેમ સામી પાસચંદે ગાઇએ,
ઇક આણ વહીયે પાર લહિયે, મનહ વંછિય પાઇયે. ૪૧

**૩૫ ગીતાર્થ પદાવબોધ કુલ.**

આ૦ વીર જિણેસર દુપ્પ સહંતર, નિરતો વરતે ધર્મ નિરંતર,
તેહ તણો વિછેદ પયપે, આગમ વયણ થકી નવિ કંપે. ૧

**અંતે**—

ઇમ આગમ વાણી ભવિયણ જાણી, સંવેગી ગીયત્થ પયં,
સૂત્રારથ સાચો સંભલિ રાચો; જિણ ધર્મિ જિમ લહો સુહં. ૩૧

૩૬ રાસ-શ્રતનો પક્ષ મમ મેલ્હજ્યો.

આ૦ સાર વચન જિન ભાખીઉ, એ જાં મિલી નહી બીજો કોઈ,
હિયે વિમાસી જોઇલ્યો, સોવન પીતલ સમ કિમ હોઈ કે
શ્રુતનો પક્ષ મ મેલ્હજ્યે

*　　　*　　　*　　　*

અંત—

પાસચંદ ઇમિ વીનવે, જિનપ્રતિમા જિંણવરની બુદ્ધિ,
એક મના થઇ ધ્યાવતાં લહિજો મનવછિત સિદ્ધિ. શ્રુ૦　　　૪૩

૩૭-૩૪ અતિશય સ્ત૦

આ૦ જિન ચઉત્રીસે અતિશય શ્રુતિ ભણ્યા,
ચઉથે અંગે ગુરૂમુખિ મે સુણ્યા,
તે હિવે કહિશું હરખ હિય ધરી, સ્વામિ પામી જય કેવલસિરિ.　૧

અંતે—

ઈમ ચ્યાર અતિશય જનમ સાથઈ જાવ જીવિય તે રહે,
ઇગ્યાર અતિશય કર્મક્ષયથી, હુંતી ગીતારથ કહે,
ઉગણીસ સુરકૃત તીસ ચ્યારે, એહ સાધારણ ભણ્યા.
સર્વ જિનને ભગતિ ભાવઈ પાસચંદિઈ સંથુણ્યા.　　　૫

૩૮. વીસ વિહરમાન જિનસ્તુતિ.

આ૦ સ્વામિ વંદુ વિહરમાન જિનવર સીમધર.

અંતે—

પાલી રાજ મહવ્વય ધરી, પામી કેવલ નાણ,
પાસચંદ નિતુ પ્રહ સમે, પ્રણમુ સુખનો ઠાણ.　　　૮

૩૯. શાંતિજિન સ્ત૦

આ૦ જિનેંદ શાંતિસ્વર પાય લાગું, તુંમ કને સૂધો તત્ત્વ માગું.

અંતે—　　　કલસ.

ઈતિ સ્તુતો જગ જીવરા જીવનભાસ્કર,
અનંત સુદ્ધા સ્વામી તિ જિનશ્રિયે,

૪૦ રૂપકમાલા સં. ૧૫૮૬ રાણકપુરમાં.

આ૦ આપિઈ આપ સંભાલિયે રે જીવડા વિચારિ,
આજ્ઞા જિનની પાલિયે, શિવ સુખની દાતારિ
આતમા સાર સીખ સુણો.

અંતે—

રાણિગપુર રલિયામણો, આદીશ્વર જિનરાઉ,
પાસચંદ ઈમિ વીનવે પ્રભુ કરિ એહ પસાઉ. ૨૮ આ૦
હોજ્યો નારિનિં રામમય, પરમાનંદ ઉલ્હાસ,
ભવિ ભવી મુઝ મન ભમરને તુમ્હ પય કમલિ નિવાસ ૨૯ આ.
સંવત પનર છયાસીયે, કીધી રૂપકમાલ,
ઉત્તમ તે કંઠિઈ ધરે, જસુ મને સીલ રસાલ. ૩૦ આ.

૪૧. સઝાય.—

આ૦ દેવ ગુરૂ સંઘ કારણ મુનિવર, ચક્રવર્ત્તિ દલ ચૂરે,

અંતે—

ભણે પાસચંદ તુમ્હે ચારિત્ર લેઈને, પરિગ્રહથી મન ટાલો
અરિહંત વચને સાચ પરૂપો, સુધો સંજમ પાલોરે.—મુનિવર
હિંસા ધર્મ કાંઈ ભાખો ૯.

૨૨ એકાદશવચન દ્વાત્રિંશિકા—ઉપર નં. ૨૨ જુઓ.

પ્ર૦ પ્રણમીય સ્વામી વીરજિણંદ, જસુ દંસણ હુઈ પરમાણંદ
કહું સંક્ષેપઈ બોલ ઈગ્યાર, વિગતિ સહિત લહિ ગુરૂ આધાર. ૧

× × × ×

અંતે—

કલશ.

સેવા કરિયઈ ભવજલ તરિયઈ ધરિયઈ હિયડઈ ગુરૂ વયણં.
પરમારથ ગ્રહિયઈ શિવસુખ લહીઈ રહિયઈ આદરિ જિનશરણં,
ઈગ્યાર પદારથ ભાખ્યા સમરથ સાંભલિ ભવિયણ સદ્દહિયે,
જે થાઈ ઈકચિત્ત પામઈ સમકિત શ્રી પાસચંદ ઈણિપરિ કહએ. ૩૨

—આ ઉપરના સર્વ એક પુસ્તકમાં છે. લિ. સં. ૧૯૩૧ પોસ સુદિ ૨ મંદવાસરે. લિ. બ્રાહ્મણ સરીમાલી, મારવાડી પા. ૬૪–૧૨ ઘો૦ (આ નાની નાની ટુંક કૃતિઓ છે. તેના રચનાર પરથી પાયચંદીય ગચ્છ નીકળ્યો છે. મૂળ તે નાગપુરીય તપગચ્છ કહેવરાવે છે.)

---

## ૧૦૯ વિજયદેવસૂરિ* (પાર્શ્વચંદ્ર સૂરિના પ્રગુરૂ પુણ્યરત્ન શિ૦)

### (૧૯૩) શીલ રાસ.

---

* જોધપુર પાસેના રૂણનગરમાં ઓશવાલ વંશીય ચાહડશાને ત્યાં તેની પત્ની ચાંપલદેથી બરદરાજ નામનો પુત્ર થયો. તેને ન્હાનપણમાં પાર્શ્વચદ્રે દીક્ષા આપી. બરદરાજને અને બ્રહ્મઋષિ (જુઓ તે નામના કવિ નં. ૧૧૧) ને અરસ્પરસ સ્નેહ થયો. બનેએ આગમોનો અભ્યાસ કર્યો ને પ્રમાણ આદિ તર્કશાસ્ત્રનો અભ્યાસ કરવા દક્ષિણ દેશમાં જવાની ઇચ્છા કરી કોઈ ન જાણે તેમ બનેએ દક્ષિણમાં વિહાર કર્યો. ત્યાં કોઇ શ્વેતામ્બરાચાર્ય પાસે અભ્યાસ ત્રણ વર્ષ કર્યો. પછી તે ગુરૂની રજા લઇ પાછા વળતાં દક્ષિણના વિજયનગરમાં આવી ત્યાંની રાજસભામાં દિગમ્બર પંડિતોને જીતી લીધા. ગુરૂઓ પાસેથી સૂરિમંત્ર લીધો હતો, તેથી રાજાએ ઉત્સવ સહિત વિજયદેવ સૂરિ એ નામ બરદરાજનું રાખી આચાર્ય પદવી આપી. પછી જોધપુરનાં આવી પાર્શ્વચંદ્ર ઉપાધ્યાયને વંદન કરી તેને સૂરિપદ આપ્યુ. ત્યાર પછી વિહાર કરતાં ખંભાતમાં આવ્યા ત્યાં રોગ થતાં વિજયદેવસૂરિએ આયુષ્ય પૂર્ણ કર્યું. સ્વર્ગવાસ થયાં પહેલાં બ્રહ્મ ઋષિને સૂરિમંત્ર આપી તેમનું 'વિનયદેવસૂરિ' એ નામ રાખ્યું. ત્યાર પછી વિનયદેવ સૂરિએ સં. ૧૬૦૨ માં 'સુધર્મ ગચ્છ' એ નામ રાખી જુદોગચ્છ કાઢયો. વધુ માટે જુઓ મનજીઋષિ કૃત વિનયદેવસૂરિ રાસ. ઐ. રા. સંગ્રહ ભાગ ૩.

આદિ—

પહિલઉ પ્રણામ કરઉ જિનરાય,લાગુજી ગોતમ ગણધર પાય,
સદ્ગુરૂ વાણી વલી સાંભલઉ, ભૂલઉજી અક્ષર આણિજ્યો હોઈ
રાસ ભણિસુ રલિયામણઉ, જે સુણ્યા સીલ હિયઈ થિર થાઈ
કોકિલા જિમ કલિરવિ કરઈ, માસ વસંત જિમ અંબ પસાઈ કિ.
કંઇ શીલ અખંડિત સેવજ્યો. ૧

* * * *

અંતે—

હિવઈ શ્રી પૂજ્ય પાસચંદ તણઉ સુપસાઉ, સીસ ધરઇ નિજ નિરમલ ભાઉ,
નયર જાલોરહ જાગતઉ હિવિ નેમિ નમઉ નિતુ બે કરજોડિ,
વીનતી એ હા જિન વીનવઉ સ્વામિ ઇકિ ખિણિ અમ્હ મનથી નવિ છોડિ.
સીલ સધાતઈ પ્રીતડી હિવઈ ઉત્તરાધ્યયન બાવીસમઉ જોઇ,
વલીય અનેરા ગ્રંથથી અરથ આજ્ઞા વિના જિ કહ્યઉ હોઈ,
વિફલ હોજ્યો મુઝ પાતક સોઈ જે જિનભાખ્યઉ તે સહી
સ્વામી દુરિત નઈ કષ્ટ હરઉ દૂરિ, વેગિ મનોરથ માહારા પૂરિ,
આણસ્યઉં સંજમ આપિયો હિવઈ ીનવઇ ઈમિ શ્રી વિજયદેવ સૂરિ કિ૦
૮૦ સીલ૦

—શ્લોક ૨૭૦ સાધ્વી હરખાં વાચનાર્થં. શ્રી. જૂની પ્રત પા. ૯–૧૧ ક. મુ.

—લ. સં. ૧૬૫૭ પા. ૧૨ માણેક.

—લ. સં. ૧૬૬૯. હિંદિસાહિત્યના સન ૧૯૦૦ ની ખોજનો રીપોર્ટ ન. ૯૧.).

—સં. ૧૭૩૫ જેઠવદિ ૪ લિ. ૧૫–૯ માં.

—લિ૦ ઋ. ડુંગરસી શિ. લાલચદ્રેણ. સાધ્વી જિઉજી પઠનાર્થં સં. ૧૭૬૬ લૂણકરણસર મધ્યે. (–૧૧ ધો.)

—લિ. ઋ. ઠાકુરજી તસ્ય શિષ્ય ઋ. આસકરણ સ્વપઠનાર્થં ૮–૧૪ લીં. ૧૦–૧૧ બાલ૦; ખં. ૧; વિ. ધ. (નાના ચોપડામાં).

( આ રાસને નેમિનાથ રાસ, શીલરક્ષા રાસ, શીલરક્ષા પ્રકાશક રાસ આદિ નામથી પણ ઓળખવામાં આવેલ છે. ]

ઉપદેશ ગીત—

આદિ— સુરતરની પરિ દોહિલઉરે, લાધઉ નરભવ સાર.

અંતે— ખિમાસહિત તુહ્મો તપ કરઉ, ઇમ બોલિઇરે વિજયદેવસૂરિ ૧૬

---

**૧૧૦ સમરચંદ્ર*. ( પાર્શ્વચંદ્રસૂરિ શિ.**

**(૧૯૪) શ્રેણિકરાસ અને બીજી નાની કૃતિઓ.**

**(૧) શ્રેણિકરાસ.** રત્ન.

**(૨) પાર્શ્વચંદ્રસૂરિ સ્તુતિ ને સઝાયો.**

**(૩–૮) મહાવીર સ્તવન**—સં. ૧૬૦૭ જેઠ સુદ ૮ ખંભાતમાં

સવત સોલસત્તુત્તરઇ થંભ તીરથિ જેઠ માસ,

સુકલપક્ષ અટ્ઠમિ દિણે, તવણ રચિઉ ઉલ્હાસિ.

**પ્રત્યાખ્યાન ચતુઃસપ્તતિકા.**

**પંચવિંશતિ ક્રિયા સ૦, આવશ્યક અક્ષર પ્રમાણ સ.**

**શત્રુંજય મંડન આદિનાથ** સ્ત૦ સં. ૧૬૦૮ મહા સુ. ૮

---

* સમરચંદ—પાર્શ્વચંદ્ર ગચ્છના સ્થાપક પાર્શ્વચંદ્રજીના શિષ્ય. સિદ્ધપુરપાટણના શ્રીમાલી ભીમાશાહના વાલાદે સ્ત્રીથી થયેલ પુત્ર. જન્મ સં. ૧૫૬૦ માગસર સુદિ ૧૧, દીક્ષા સં. ૧૫૭૫, ઉપાધ્યાયપદ સં. ૧૫૯૯, આચાર્યપદ સં. ૧૬૦૪, સ્વર્ગવાસ સં. ૧૬૨૬ ના જેઠ વદ ૧ ખંભાતમાં. એમના સમયમાં શ્રી આનંદમેરના શિષ્ય પદ્મમેરસૂરિ અને તેમના શિષ્ય પદ્મસુંદર ગણિ થયા કે જેમણે રાયમલ્લાભ્યુદય મહાકાવ્ય, પાર્શ્વનાથ મહાકાવ્ય, જંબૂસ્વામિ ચરિત્ર પ્રાકૃત, તથા પ્રમાણ-સુંદર નામનો ન્યાયગ્રંથ કર્યો–તે ઉપરાંત ભગવતીસૂત્રપર ઉત્તમ બાલાવબોધ (ટબો) ગૂજરાતી ભાષામાં કર્યો–તે પદ્મસુંદર અકબરનું ચિત્ત આકર્ષીત કરી તેમની રાજસભામાં રહેતા હતા.

શ્રી પાસચંદસૂરિંદ સીસઈ સમરસિંઘ સંવછરઇ,
માઘ માસિઈ શુક્લિ અઠમિ સોલસઇઠકુતરઈ. ૧૩

**શાંતિજિન સ્ત૦**

**ચતુર્વિંશતિ જિન નમસ્કાર.** સં. ૧૫૮૮.

વસુ વસુ બાન પરમ જુગ્યાન તપો અભિધાન વૃદ્ધિ દિન માસે,
**જિના ચોવીસ જગત્રય** ઇસ થુણ્યા સજગીસ સમર ગુલ્લાસે. ૨૫

(૯) **બ્રહ્મચારી**—તેમાં બ્રહ્મચર્યના ગુણનું વર્ણન છે. કડી ૯૪ અને શ્લો. ૧૧૫ છે. —હાલાભાઇ ભં. પાટણ.

આદિ—

ગોયમ ગણહર પાય પ્રણમી કરી,
બ્રહ્મવ્રત ધ્રુવસિઉ હરપ હીઈ ધરી,
સૂધુ પાલી ભવસાગર તરી,
પ્રીણી પાંમઇ પામિસિ શિવપુરી. ૧

* * * *

અંતે—

એકેક ઇંદ્રી વસિઈ આઠઇ કર્મ ગ્રથિ સુદૃઢ કરઇ,
અનાદિ અનઈ અનંત ચઉગઈ કાલ અનંતુ સંચરઇ,
શ્રી પાસચંદ સૂરીંદ સીસો સમરસિંઘ ઇમ ઉચ્ચરઇ,
ઇંદ્રી તણુઉ જે કરઇ સંવર હેલાં શિવરમણી વરઈ. ૯૪

—પ્ર. કા.

(૧૦) **ઉપદેશસાર રત્નકોશ-૧૧ બોલ સઝાય.**

આદિ—

તિર્થંકર ચઉવીસહઉં, વંદુ સુગુરૂ સુસાધુ
પ્રચચન જે સૂધો કહે, પટ જીવ વીરાબાધ. ૧

* * * *

અંતે—

ઈગ્યાર પદ એ સૂત્ર સાથિઈં, સુગુરૂ મુખી અવધારિયે,
આદેયપદ મન વચ કરીઇં આસ્ત્રી હેય વારીયે,
જ્ઞેય વસ્તુ સ્વરૂપ જાણી ધર્મ્મસ્યુ મન રાખિયે,
સૂરીંદ શ્રી પાસચંદ સીસિઈં સંમરસિંઘ ઇમ ભાષિયે. ૬૧

—ધો૦

## ૨૧૧ બ્રહ્મમુનિ+—વિનયદેવસૂરિ પાર્શ્વચંદ્ર સૂરિ ગચ્છીય

+ બ્રહ્મ—જન્મ સં. ૧૫૬૮ ના માગશર શુ ૧૫ ગુરૂને દિને માલવાના આજણોદ ગામમાં સોલંકી રાજા પદ્મરાય પિતા અને સીતાદેમાતાને ત્યાં; નામ બ્રહ્મકુવર. તે અને તેના મોટા ભાઈ ધનરાજ દ્વારકાજીની જાત્રાએ સ. ૧૫૭૬ માં ગયા ને ત્યાંથી ગિરનાર ગયા ત્યાં આંચલિક રંગમંડણ ઋષિએ બન્નેને દીક્ષા આપી દીધી. પાર્શ્વચંદ્રના ગુરૂ સાધુરત્નના ગુરૂ પુણ્યરત્ન પાસે બરદરાજે દીક્ષા લીધી. તે બરદરાજને બ્રહ્મઋષિનો ભેટો પાટણમાં થયો. પછી ધનઋષિ, બ્રહ્મઋષિ અને બરદરાજ ઋષિએ દક્ષિણમાં અભ્યાસ કર્યો. ત્યાંથી વિજયનગર ગયા. ત્યાં દિગંબરોને વાદમાં જીત્યા. ને તે વખતે રાજાએ બરદરાજને વિજયદેવસૂરિનું નામ તથા પદ આપ્યાં. વિજયદેવે પાર્શ્વચંદ્રને સૂરિપદ આપ્યું. વિજયદેવે બ્રહ્મઋષિને સૂરિપદ આપી વિનયદેવસૂરિ નામ આપ્યું. આ વિનયદેવ સૂરિએ સુધર્મગચ્છ એ નામથી જુદી સામાચારી સં. ૧૬૦૨ ના વૈ. શુ. ૩ ને દિને બુરહાનપુરમાં આદરી. ચૌદશની પાખી કરવાનું, ઉદયાત તિથિ ત્યાગવાનું અને પાખી તથા ચોમાસું જુદું કરવાનું સૂત્ર વિરૂદ્ધ જાહેર કર્યું. કડવા ગચ્છનાએ ટેકો આપ્યો. અમદાવાદ, ને ત્યાંથી ખંભાત, પાટણ. પછી અમદાવાદમાં વિજયગચ્છના ક્ષમાસાગર સૂરિ આ સામાચારીમાં ભળ્યા. સં. ૧૬૩૬. રાંનેર, બરહાનપુર, શ્રીપુર, અંતરીક્ષ પાર્શ્વનાથ, બરહાનપુર, બોરસદ, ખંભાત પાસે કંસારી, ખંભાત—એમ વિહાર કર્યો. બરહાનપુરમાં સ. ૧૬૪૬ સ્વર્ગવાસ. તેના શિષ્ય વિનયકીર્તિસૂરિ નામના હતા. સં. ૧૬૪૬ માંજ મનજીઋષિએ વિનયદેવસૂરિ રાસ રચ્યો તેમાંથી આ હકીકત લીધી છે. વધુ માટે જુઓ. ઐ. રા. સં. ભાગ ૩.

(૧૯૫) ચાર પ્રત્યેક બુદ્ધિ ચોપઈ. સં. ૧૫૯૭.

આદિ—જિણ ચઉવીસઈ પઈકમલ, મનિ ધરિ હર્ષ નમેસુ,
સુગુરૂ વચન સુભ મંત્ર જિં હીયડામાહિ ધરેસુ. ૧
મુનિવર જે જગ જાણીઈ, પ્રત્યગ દેખી બુદ્ધ,
મન આણંદઈ વંદિ કરિ, કહિસ્યઉં તાસ પ્રબંધ. ૨
જોઈ અસંખ ઇણે પરિ થયા, તઉ પુણ એ મુન ચ્યારિ,
ચવણ દીખ કેવલ મુગતિ, સાથિ લહઇ સુવિચાર. ૩

અંતે—

સાસણ દેવત આપઇ લગ, સંજમ પાલઇ રિષિ,
તે મુનિવર નઉ મનિ ધરિનાંમ હર્ષઈ બ્રહ્મ કરઈ પ્રણામ. ૬૯
( ગાથા × ) —કરકુંડુ ચરિત્ર.
—દુમુહ ચરિત્ર વગેરે

છેલ્લે

રતનાકર ગ્રહ સંખ વરીસ, સમતિ ચંદ સંવતઇ જગીશ.
પ્રત્યય બુદ્ધ તણઉ એ ચરી, ભાવિઉ મન આણંદઇ. ૭
સુધાસુધ જસ જગત્ર વિખ્યાત, વેલ તાત વિમલાદે માત,
શ્રી પાસચંદ ગુરૂ સુગુણ પ્રધાન, તસુ પય સેવ કરઉં તિ જમાન. ૮
ઉતરાધ્યયન સખેપઈ કહિઉં, વૃત્તિમાંથી વિસ્તર લહઉ,
તેહથી બોલ્યઉ એ ઉદ્ધાર, ભણતાં લાભઇ શુદ્ધ વિચાર. ૯
જિન ભાષિતથી કહિઉ વિરૂદ્ધ, પંડિત જન તે કરજ્યો સુદ્ધ,
અમમિલતઉ કરઉ પ્રમાણ, કરજોડી વીનવઇ સુજાણિ— ૧૦
મેરૂ મહીમંડલિ થિર રહઈ, સૂરિજ જાંસ ગઇણિઈં વહઈ
ચિહદિસિ રતનાકર જલે ભર્યા, બિહુ પાસઈ જગતી પરવર્યા. ૧૧
જાં જગિ જિણસાસણ થિર થાઈ, તા એ ભણતાં ચિત્ત સુહાઈ,
પ્રાંમીજીઈ સિવ સુખ સંપદા, પાસનાહ સુપસાઇ સદા. ૧૨

—૧૬—૩૪ ઘો. અશુદ્ધ પ્રત.

—ડે. કૉ. પુના નં. ૩૫ સન ૧૮૭૭-૭૮
( આમાં કર્ત્તાનુ નામ આણુંદ ઋષિ આપ્યું છે તે બરાબર નથી. )

(૧૯૬) +સુધર્મગચ્છ પરીક્ષા.

આદિ— ચોપાઈ.

વીર નમું કર અંજલિ કરી, સાધુતણા ગુણ મનિ સભરી,
સાચા ધર્મ પરીક્ષા ભણી, વિગતિ કહું કાંઈ ગચ્છ તણી;
વીરતણા ગણધર ઇગ્યાર, નવ ગચ્છ તેહ તણા ઇમ ધાર,
પાંચ ગણધરના ગચ્છ પંચ, પચ પંચસય મુણિવર સંચ. ૨

* * * *

અંતે—

ગચ્છાચારતણી ચૌપાઈ, ગાથા એકસો તિહુતેર થઈ,
એ સાંભલી સૌધર્મગચ્છ ભજો, આપ મતિની સંગતિ તજો. ૧૭૩
ઇમિ જોઇને જિનવર આણ, સૂત્ર અર્થ સવિકરો પ્રમાણ,
અભિનિવેશ મનનો પરિહરો, બ્રહ્મ કહે જિમ શિવસુખ વરો. ૧૪૪

—પ્ર૦ શ્રાવક રવજી દેસર, ગામ સાયેણ કચ્છ.
—પ્રત—ગ્રંથશ્લોક ૨૮૩ સં. ૧૯૩૧ ના માગસર વદ ૫ પા.
૧૧-૧૨ આ૦ ક૦ —ધોરાજી.

(૧૯૭) સુદર્શન શેઠ ચરિત્ર ચોપાઈ—

અંતે— (સોરઠા)

સહ્યા પરીસા અતિ ઘોર, સુદરશણ મહા મુની
કાયા કરમ કઠોર, શીલ પાલ શિવપુર ગયા. ૧
જેહનો એહ અધિકાર, કહ્યો ઋષિરાય બ્રહ્મને
સૂત્ર તણે અણુસાર, ભવિયણ હિત કરી સાંભલો ૨
સુણ્યા તણો હી સાર, શીલ પાલે જે નર સદા
તે પાવે ભવપાર ઈ વાતમેં સંકા કો નહિ. ૩

જે કોઈ નરનારિ શીલ પાલે લજ્યા કજ્જ
સો ઉપજે દેવ મઝાર ઉવાઇ સૂત્ર જેહની શાખ છે. ૪
એસો શીલ નિધાન, ભવિયણ હિત કરી આદરો
જ્યોં જાઓ નિર્વાણ દેવલોકમેં સાંસો નહી. ૫
એ ખટ દરસણમાહિ શીલ અધિકો વખાણીયે.
તપ સંજમ ખેરૂ થાય શીલ વિના એક પલકમાં. ૬
કહાં તાઈ કીજે વખાણ શીલકા ગુણ તણો
જોવોને સૂત્ર પુરાણ શીલ સારેહિ અધિકો કહ્યો. ૭
ઋષિરાય બ્રહ્મ ઉલ્લાસ શીલતણા ગુણ વરણવ્યા
કીયો ચરિત્ર પ્રકાશ સુદર્શનજી શેઠકો, ૮
અધિકો ઓછો કહ્યો હોય તેહનો મિછામિદુકડં
સૂત્ર પ્રાકૃત જોય જેહને અનુસારે ભાષીયો. ૯
એ શીલ તણો વખાણ પઢે સુણે નર જે સદા
પવિત્ર કરે જીભકાન, સુખ પાવે તે સાસતા. ૧૦

—સર્વગાથા ૮૩૯ લિ. સં. ૧૮૪૦ જેષ્ટ વદિ ૧૧ વાર ચંદ્રવારે. ૧૫-૨૭ આગ્રાભંડાર.

**(૧૯૮) અઢાર પાપસ્થાન પરિહાર ભાષા**

આદિ—

સુંદર રૂપ વિચાર ચતુરપણું ઉત્તમ કુલ અવતાર;
ભોગ સયોગ સંપતિ સવિ અતિ ભલી, પામીઇ અરથ ભંડાર.
વિવેકી જીવદયા ધર્મ્મસાર, પાલીઇ કરીય વિચાર—આંકણી.
અંગ નિરોગ નઇ જીવિત અતિ ઘણૂં, કીરતિ પ્રબલ સોભાગ,
જિનવર ગણધર અમરપતિ ચક્રધર, ઉત્તમ પદ લહિ લાગ. વિ.

* * * *

અંતે—

સમકિતધર છઈ થોડલા, નહી મિથ્યાતી પાર;
દેખી ઘણા ય રાચસઉ, પરખઉ સમકિત સાર. ૧૩. આ૦

દોષ અઢાર રહિત ભલા, પરખઉ અરિહંત દેવ;
સમકિત વ્રત તપ ગુણિ ભર્યા, સાધુ તણી કઉ સેવ. ૧૪. આ૦
ભાખિઉ સૂત્ર પ્રમાંણ, તે આરાધુ ધર્મ્મ;
તત્ત્વ ખરાં ત્રણિ એ અછઈ, સમકિત મૂલ એ મર્મ્મ ૧૫. આ૦
પાપ સતર હલૂયાં ગિણઉ, મોટઉ ભાર મિથ્યાત;
જીવ તણઇ પોતઇ અછઇ, કાલ અનાદિ વિખ્યાત. ૧૬. આ૦

રાગ આસાઉરી.

જીવવધ અસત્યવ્રત અનઈ ચોરી, નારિની સગતિ પાપની ઉરી
સંભલઉ પ્રાણીયા એહ વિચાર, મન સુધિ પરિહરિય પાપ અઢાર,
પરિગ્રહ ક્રોધ વલી માંન નિ માયા, લોભ છઈ સયલ દૂષણતણા પાયા સ૦
રાગ નઈ દ્વેષ ગિણિ કલહ નઈ આલ, પિશુનપણૂં રતિ અરતિ વિશાલ. સ.
પર પરિવાદ માયા મૃષા વાણી, વલીય મિથ્યાત શલ્ય પરિહરિ જાણી. સં.
એહ તણઈ વલિ જીવ અનાદિ, દુઃખ ઘણાં સહ્યા પડઇ પ્રમાદિ. સં.
એહનઉ જેમ કરઇ પરિહાર, મુગતિ તણાં સુખ તે લહઈ સાર સ.
શ્રીબ્રહ્મ કહઇ ઇમ આણંદ આણી, સાધુનઈ વંદયો ભવીયણ પ્રાણી. સં.

—સં. ૧૬૮૦ વર્ષે ચેઇત્રિ વદિ ૧૧ રવઉ દિને લખૂં છિં. લિખિતં ધોલકઈ વાસ્તવ્ય પોરવાડ જ્ઞાતી પારીખ દેવરાજ સુત વિંમલદાસ પઠનાર્થં સ્વયમેવ. —આમોદ; પ્ર૦ કા૦

* "આ કવિએ પોતાનાં નાનાં નાનાં કાવ્યોને 'ભાષ' એ નામ આપ્યું છે. બ્રહ્મકૃત આઠ દશ ભાષ મને મળ્યાં છે. કેટલાક ભાષના વિચાર પ્રૌઢ અને પદ્ય રચના ઉત્તમ પ્રકારની છે. સવત્ ૧૫૨૯ માં લખાયેલા એક ગુટકામાં આગલા શતકના બીજા કેટલાક રાસ ઉતાર્યા છે તે ભેગા 'બ્રહ્મ' ના 'ભાષ' પણ ઉતારેલા છે એ પરથી સમજાય છે કે આ કવિ સોળમા શતકની શરૂઆતમાં થયો છે."—રા. મણિલાલ બકોરભાઇ વ્યાસ આમ જણાવે છે. પણ ખરૂં જોતાં કવિ તે શતકની અંતમાં ને સત્તરમાના મધ્ય સુધીમાં થયેલ છે.

(૧૯૯) જિન નેમિનાથ ૪૪ ઢાલનું વીવાહલુ.
આદિ— રાગ ધન્યાસી.

સારદ સાર દયા કરિ દેવી, હીઅડા ભીતિરિ આણીજી,
નમિ નાથનૂં ધવલ રેચિ સુસં સરસ સુકોમલ વાણીજી
અંતે—

એ ધવલ રચ્યઉં મઈ આંણી મનિ આણંદ,
બ્રહ્મચારી નિરૂપમ ગાયઉ નેમિ જિણંદ,
કહઈ શ્રી બ્રહ્મ સદા જિન વંદઈ બે કરજોડી,
તે અલવઈ પાંમઇ સુખ સંપતિની કોડી. ૨૦૧
પદ અક્ષર માત્રાહીણુ કહિઉ હુઈ જેય,
પંડિત જન જોઈ નિરતઉં કરજયો તેય,
સૂત્ર વૃત્તિ ચરિત અનુસારઈં જાંણી સાર,
લવલેસઈ ભાષ્યઉ એહ સયલ અધિકાર ૨૦૨
—ગ્રંથાગ્ર ૪૭૬ પ્ર. કા.

(૨૦૦) ઉત્તરાધ્યયનના સર્વ (૩૬) અધ્યયન સ૦—
અંતે—

છત્રીસઈ ઉત્તરાઝયણઈં રે, જિણવર કહઇ,
અમૃત વયણ, સમત જગસૂં મનિ ધરીયઈ રે,
જેહથી ભવસાયર તરીઈ જિન૦
એ ભાસ સંખેપેઈ સારીરે છત્રીસઈ અધ્યયન વિચારી, ૨૦
બ્રહ્મઉ કહઈ જે જન ભણસ્યેરે;
મંગલ કમલા લહિસ્યઇ. ૨૧

—ઇતિ શ્રી જીવાજીવ વિભત્તી ગીત ॥ છ ॥ શુભં ભવતુ । કલ્યાણ મસ્તુ ॥ છ । ગ્રંથાગ્રં ૭૦૦ શ્લોક સંખ્યા જાણવી. શ્રી શ્રી સં. ૧૬૪૪ વર્ષે વૈસાખ વદિ ૭ સોમે શ્રીમાલી જ્ઞાતીય પ૦ તેજા સુતા પ૦ લાલજી પાનાર્થં ॥ છ ॥ છ ॥ (પ્ર. કા. પાસેના ચોપડો.)

જંબુદ્રીપ ભરતક્ષેત્ર મંડણ, નગર અચલપુર સોહઈજી,
ધન વિક્રમ ભૂપતિ તસુ રાણી, ધારણી જન મન મોહઈજી. ૧

(૨૦૧) જિનપ્રતિમા સ્થાપન પ્રબંધ—પાનાં ૪૫ અમ.

(૨૦૨) સુમતિ નાગિલ રાસ. ૧૫૧૨ રત્ન.

(૨૦૩) અજાપુત્રરાસ.

બીજીકૃતિઓ.

૧-૪ પાર્શ્વનાથ સ્ત૦—આસ મનવંછિત વાસજિન પૂરણ.
આદીશ્વર સ્ત૦—રિષભદેવ છઈ આણંદ જેહનઈ નમે.
પાર્શ્વનાથ ગીત.—કેવલ ન્યાન દિવાકર ભગવંત.
બંભણાધીશ પાર્શ્વસ્તવ.—સકલ સુરાસુર સેવતિ પાય, થંભણ પુર મંડણ જિનરાય.

૫. અંતકાલ આરાધના
૬-૭. અહંન્નક સાધુ ગીત અને મૃગાપુત્ર ચરિત્ર-પ્રબંધ
૮. અષ્ટકર્મ વિચાર.
૯. ચંદ્રપ્રભ સ્વામિ ધવલ
૧૦. સંભવનાથ સ્તવન (૭ કડી)
૧૧. ૨૪ જિન સ્ત૦
૧૨. સૈદ્ધાન્તિક વિચાર
૧૩. ચઉપર્વી વ્યાખ્યા

તદુપરાંત સ્તવનો, સઝાયો, કુલકો અને પ્રાસંગિક કાવ્યો.
સંસ્કૃતમાં જંબૂદ્રીપ પન્નતિસૂત્ર પર ટીકા, પાખી સૂત્રવૃત્તિ રચેલ છે.

## ૧૧૨ કવિયણ (સં. ૧૬૫૨ પહેલાંના—હીરવિજયસૂરિના વખતના)

### (૧) ચોવીશી (૨૪ જિનસ્ત૦)—ચંદ્રાઉલા છંદમાં

આદિ—

સાહિબા વાલેસર અરિહંત કે નિસુણો વિનતીરે લો.
સસનેહા ગુણવંત કે હીયડે જે હતી રે લો. સા.

× × × ×

અંતે—

ગિરૂઆરે ગુણ તુમતણા—એ દેશી.
તુઝ ગુણગાઉ કથારસે મે સમકિત ગુણ દિપાવ્યોરે,
કવિયણ જગમાં જીતના યણ ગુહિર નિસાણ વજાવ્યારે
—વીર જિનનેરે જાઉં ભાંમણડે. ૫

—ઇતિ સં. ૧૭૮૯ ભા. સુ. ૧૩ દિને સૂરત બંદરે. ૮–૧૬ આ. ક.

### (૨) પાંચ પાંડવ સઝાય

આદિ—

હસ્તનાપુર વર ભલુ, તિહાં રાજા પાંડૂ સારરે.

અંત—

શ્રી હીરવિજયસૂરિ ગછ ધણી, તપગછનો ઉદ્યોતકારરે,
કરજોડી કવિઅણ મુઝ આવાગમણ નિવારોરે;
મુઝ આવાગમણ નિવારો પડવ પંચ વંદતા મનમોહરે. ૧૯

—સુમતિરૂચિના લેખિ. સં. ૧૬૯૯ વ. શ્રા. સુ. ૫ દિને વિક્રમ પુરે નગરે૦ ગ. દેવકુશલ પઠનાર્થં. ૧–૧૭ માં.

(૨૦૪) તેતલીપુત્ર રાસ. ૧૫૯૫ (?)–પાનાં ૧૨, અમ.
(૨૦૫) અમરકુમારરાસ.

(૧૧૩) કલ્યાણ (ત૦ હેમવિમલસૂરિ-સૌભાગ્યહર્ષ સૂરિ શિ૦)

(૨૦૬) કૃત કર્મ-રાજાધિકાર રાસ. સં. ૧૫૯૪. ગંધારમાં.

અંતે—

ચંદ્રગચ્છિ શ્રી ગુરૂ દીપતા એ મા૦ સુવિહિત સૂરિ શૃંગાર
શીલિઈ જંબૂ અભિનવાએ મા૦ ગુરૂ ગણજલ ભૃંગાર. ૬૮
તપગચ્છિ શ્રી ગુરૂ નાયકૃએ મા૦ શ્રી હેમવિમલ સૂરીંદ
નામિઇં નિધિ પામીઈએ મા૦ દુકૃત જાઈ દૂરિ. ૬૯
તાસ સીસ સોહામણાએ મા૦ તપગચ્છનુ આધાર.
નામિ સોભાગિઈ આગલા એ મા૦ પાલઇ પંચાચાર. ૭૦
શ્રીસૌભાગ્યહર્ષ સૂરિ ચિરજયુ એ મા૦ સહૂકો દિ આસીસ,
વિબુધ પુરંદર ગુણનિલુ એ મા૦ ધર્મવંત નિસિદીસ. ૭૧
વિદ્યા ચૌદઈ અલંકરિઉ એ મા૦ તપ જપિ ક્ષિમાનિધાન
શ્રી કલ્યાણ જય જય કરૂએ મા૦ પંડિત સકલ પ્રધાન. ૭૨
જસ નાંમિં જસ પામીઇએ મા૦ કવિજન દિઇ સહૂ માંન
ચરણ કમલ તે ગુરૂ તણુંએ મા૦ શ્રી રાજહંસ સમાંન. ૭૩
તે ગુરૂ નઈ સુપસાઉલઈ એ મા૦ ગુગ નિધિ ઈષુ ભૂ વિચાર (૪ ૯ ૫ ૧)
વરસ મામ બાહુલ સુદિઈ એ મા૦ જયા તિથિ સુર ગુરૂવાર. ૭૪
રાસ રચિઉં રંગિઈં કરીએ મા૦ વંદન કરૂં કરજોડિ
વચન કથન જે બોલીઆં એ મા૦ અધિકી ઓછી વાત,
દેવગુરૂ શ્રી સંઘ સાખીઆ એ મા૦ મિચ્છા દુક્કડ સાત. ૭૬
નગર અનોપમ જાંણીએ એ મા૦ મંદિર શ્રી ગંધાર
ધર્મકાજિ કરી આગલુએ મા૦ દાંન દીઇ અનિવાર. ૭૭
જિહાં એહવા વિવહારીઆએ મા૦ પૂજઇ શ્રી વર્ધમાન,
વર્ધમાંન જિન પુજતાએ મા૦ સુખ પાંમઈ વૃદ્ધમાંન. ૭૮
જપતાં શ્રી વર્ધમાન જિન એ મા૦ સવિ સંપદ અનિવાર
દિનિ દિનિ પાંમઇ અતિઘણાંએ મા૦ માંગલીક જયજયકાર. ૭૯

( કલશ )

જાં પવર મંદિર સકલ સસિહર વિપુલ અંબર મડલં.
ઉદયગિરિ જાં ઉદય કરઉ દિવદિવ રત્ન મહીતલં.
તાં એહ શ્રી કૃતકર્મ્મ રાજા તણુ ચરિત્ર સોહામણું.
કલ્યાંણ જયકર ભવિક નરનંદ અચલ દિઉ વધામણું. ૮૦

( ઇડરની બાઇઓનો ભં. )

[ સૌભાગ્યહર્ષ સૂરિના પ્રતિમા લેખો સં. ૧૫૮૪ અને ૧૫૯૦ ની સાલના મળે છે-જુઓ ધા-સગ્રહ ભાગ ૧ લો લેખાંક ૧૮૬ અને ૭૧૯. આ પૈકી સં. ૧૫૯૦ ના લેખમાં સાથે આનંદવિમલસૂરિ પણ છે. આ બંને સૂરિઓ હેમવિમલસૂરિના શિષ્યો અને બન્નેની પાટ જુદી થઈ. આણંદવિમલ સૂરિએ સં. ૧૫૮૨ માં ક્રિયોદ્ધાર કર્યો તે વખતે તેમણે ગચ્છનો સમસ્ત ભાર સૌભાગ્યહર્ષને સોંપ્યો હતો. સૌભાગ્યહર્ષે લઘુશાલા નામે એક શાખા ચલાવીને પોતાની પાટે સોમવિમલસૂરિને સ્થાપન કર્યા હતા જ્યારે બીજી બાજુ આણંદવિમલ સૂરિએ પોતાની પાટે વિજયદાન સૂરિને સ્થાપન કર્યા હતા. ]

---

## ૧૧૪ ખીમો.

### (૨૦૭) +શત્રુંજય ચૈત્ય પ્રવાડી. (પરિપાટી).

આદિ— ચુપઇ.

આરાહં સામિણિ સારદા, જિમ મતિ તૂઠી દિઇ મતિ સદા,
શ્રી સેત્રજ તીરથ વદેવિ, ચૈત્ર પ્રવાડિ રચસિ સખેવિ. ૧
પાલીતાંણઇ પ્રણમૂં પાસ, જિમ મનિ વંછિત પૂરઇ આસ;
લલતાસુર વંદૂં જિન વીર, સોઇ સાયર જિમ ગુહિર ગંભીર. ૨

* * * *

અંતે—

એહ સ્વાંમીં તુમ્હ ગુણ જેતલા, મઈ કિમ બોલાઈ તેતલા,
તૂં ગુણ રયણાયર સમ હોઈ, એહ સંક્ષા નવિ જાણઈ કોઇ. ૩૬

જે તાહરા ગુણ ગાઈ સાર, તેહ ધરિ મગલ જયજયકાર,
હૂં તુમ્હ નાંમિઈં નિતુ ભાંમણઇ, બે કરજોડી ષીંમુ ભણઇ. ૩૨

—વા૦ સહજરત્ન ગણિ પુણ્યાર્થેન લક્ષતં ૧૬૧૯ માં (વિ. ધ. ચોપડો ૧૭૧-૧૭૩) પ્ર૦ પ્રા. તી૦ સં. પૃ. ૧૯૫-૧૯૭.

(આ સોલમા સૈકામાં પ્રસિદ્ધ કવિઓમાંનો એક હશે એમ તેના પછી થયેલ સુપ્રસિદ્ધ શ્રાવક કવિ ઋષભદાસે પોતાના સં. ૧૬૯૦ માં બનાવેલા કુમારપાળ રાસમાં બીજા કવિઓ સાથે આ ખીમાનું નામ પણ ઉલ્લેખી પોતાની લઘુતા દર્શાવી છે એ પરથી ભાસે છે:—

"આગિં જે મોટા કવિરાય, તાસ ચરણરજ ઋષભાય
લાવણ્ય લીંબો ખીમો ખરો, સકલ કવિની કીરતિ કરો. ૫૩

---

## ૧૧૫ લીંબો.

### (૨૦૮) પાર્શ્વનાથ નામ્ના સવેગરસ ચંદ્રાઉલા.

આદિ—

(રાગ મેવાડો)

સકલ સુરિંદ નમિ સદારે પાસ જિણેસર દેવો
માનવ ભવ પામી કરીરે અહનિસિ કીજિ સેવો.
અહનિસિ સેવા કરીજઇ જિનવર, તો નિશ્ચય પામીજઇ શિવપુર
તુમ્હ મુષ જોતાં હરષ ન માઈ, સકલ સુરિંદ સદા ગુણ ગાઈ.
જીરેજી પાસ જિણંદ દયાલ પાએ લાગસ્યુજી
તોરૂં રયણ અમૂલક નામ હીયડિ રાષસ્યું જી. આંચલી.

* * * *

અંતે—

ચઉ ગઇ જલનિધિ જીવડોરે, તહિં પરિભ્રમણ કરંતિ
જનમ જરા મરણઇ કરીરે, દુખ અનંત સહંતિ
દુખ અનંત સહંતિ દયાપર, મેટિ તુમ્હારી પાખઇ જિનવર
દયા કરી ભવદુઃખ નિવારો, ચઉગઈ જલનિધિ પાર ઉતારોજી. ૪૮

લીંબો કહિ તુમ્હે સાંભલોરે, અભય તણા દાતાર
શરણ તુમ્હારિ આવીઉરે સ્વામી જગદાધાર
સ્વામી ધ્યાઉ શ્રી જિનચંદ, ધ્યાન ધરંતાં પરમાનંદ
જે છઇ સાસ્વત સુખ અનંત, લીંબાનઇ આપો ભગવંત. ૪૯ ત્રી.

—ઇતિશ્રી પાર્શ્વનાથ નામ્ના સંવેગરસ ચદ્રાઉલા સપૂર્ણા લિખિતં પં૦ રવિવર્દ્ધન ગણિના ધનવર્દ્ધન વાચનાય શ્રીપાટણ મહાનગરે. ૪-૧૫

( વિ. ધ. )

[ સત્તરમા સૈકામાં થયેલ પ્રસિદ્ધ શ્રાવક કવિ ઋષભદાસે લીંબા નામના પોતાનાથી પૂર્વ કવિઓ પૈકી એક તરીકે સંભાર્યો છે તે આજ લીંબો હોવો જોઇએ, તેથી તેને સોળમા સૈકાના અંતે મૂકવામાં આવેલ છે.

---

## ૧૧૬ વિજયગણિ.

**(૨૦૯) આરાધના રાસ. સં. ૧૫૯૨ માઘ શુ. ૧૩.—આમોદભં.**

---

## ૧૧૭ લાવણ્યદેવ ( ત૦ ધનરત્નસૂરિ અને સૌભાગ્યસાગર સૂરિ-ઉદયધર્મ-જયદેવ શિ૦ )

**(૨૧૦) કર્મ વિવરણનો રાસ.**

આદિ— ધુરિ—વસ્તુ.

સકલ જિણવર સકલ જિણવર ભગતિ પ્રણમેવિ,
સરસતિ સામિણિ ધરીય મનિય ગોયમ ગણધર સામિય
તાસ પસાઇં હું તવુંય ચૌદ ગુણઠાણીય,
ગુરૂ વયણે સુપસાઉલે બોલિસું વચન વિશાલ.
જે સુણતાં સુખ સંપજે ટલિઇ તિ ભવભયપાસ. ૧

* * * *

અંતે—

તપાગછિ નાયક જગહ પ્રધાન, જઇવંતા જે કરે વષાણ.
શ્રી ધનરત્ન સૂરિ ગુણધાર, પટભાપા એ સ્યાસ્ત્ર ભંડાર. ૬૯
સૌભાગી દીસિ જયવંત, શ્રી સૌભાગ્યસાગર સૂરિ ગુણવંત,
પચ સમિતિ ત્રણ ગુપ્તિ જાણિ, આગમ શાસ્ત્ર કરિ વષાણ. ૭૦
ઉવઝાયા શ્રી ઉદયજ ધર્મ, સકલ વિદ્યાનો જાણે મર્મ.
તાસ શીશ પંડિત શ્રી જયદેવ, તસ સેવક બોલું ગુણ હેવ. ૭૧
પાપ નિકાચિત ઇણે જાય, પણિ થાએ ત્રિભુવનરાય,
એ ધ્યાન ધરૂં નિસિદીસ, જિમ અજરામર હુઇ જગીસ. ૭૨
શાસ્ત્ર સિદ્ધાંત વિચાર ભંડાર, તેહતણું નવિ જાણું વિચાર,
ગુરૂ ઉપદેસે ઇમ ઇ લહ્યાં, સંષેપે મે ગુણઠાણાં કહિયા. ૭૩
દાન શીલ પ્રભાવે કરી, નિર્મલ વિત્ત હૈયા આદરી
લાવણ્યદેવઈ ઇણિ પરિ કહી, ભવિક લોકને કારણ સહી. ૭૪
એ ભણતાં મંગલ ઘરિ હોય, ભણતાં સંપતિ ઘરિ સોય,
એ ભણતાં હુઈ નવિય નિધાન, એ ભણતાં પામે કલ્યાણ. ૭૫

—૨૮—૧૩ લીં.

[ આમાંના ધનરત્ન સૂરિ વડતપગચ્છ—વૃદ્ધ પોશાલિકના છે ને તે સં. ૧૫૭૦ માં થયેલ લબ્ધિસાગર સૂરિના શિષ્ય અને પટ્ટધર થાય. (જુઓ, નયસુંદર સબંધી મારો લેખ. આનંદ કાવ્ય મહોદધિ મૌ૦ ૬ ઠું) તેમના સં. ૧૫૭૨, ૧૫૮૭, ૧૫૮૮, ૧૫૯૧ ના પ્રતિમા લેખો મળ્યા છે. ધા. સં. ભાગ ૧. લેખાંક ૧૪૩૯, ૬૯૨, ૬૧૬, ૧૨૬૪. વળી સૌભાગ્યસાગરસૂરિના ધાતુપ્રતિમાના સં. ૧૫૭૯ સં. ૧૫૮૪ ને ૧૫૮૯ ના પ્રતિષ્ઠા ઉલ્લેખ છે. જુઓ ધાતુપ્રતિમા લેખ સંગ્રહ ભા. ૧ લેખાંક ૧૮૧, ૧૧૦૮, ૬૯૪. તેમજ બીજો ભાગ. સં. ૧૫૭૯ અને ૧૫૮૪ ના લેખોમાં જણાવેલું છે કે લબ્ધિસાગરસૂરિ પટ્ટે ધનરત્નસૂરિ શ્રી સૌભાગ્યસાગરસૂરિભિઃ; આપરથી બને સૂરિ લબ્ધિસાગરસૂરિના પટ્ટ-

ધર શિષ્યો હતા; આ બંનેના સમયપરથી આ કવિ સોળમા સૈકાના અંતમાં ગણી શકાય તેમ છે.

---

## ૧૧૮ કુશલહર્ષ. ( ત. વિજયદાનસૂરિ–હર્ષસંયમ શિ૦ )

**(૨૧૧) નાગપુરમંડન શાંતિજિન સ્તવન.** પટ્ભાવ ગર્ભિત.

અંતે—

ઇમ તવિઉ નિરમલ સકલ કેવલ કુશલ મંગલદાયગો,
બહુ ભાવ ભેદી તત્ત્વવેદી સુખ પ્રવેદી નાયગો,
ગુરૂ જિનવર નમઇ અસુર શ્રી વિજયદાન સૂરીસરો,
શ્રી હર્ષસંયમ ચરણ સેવક કુશલહર્ષ કૃપા કરો. ૩૯

(પત્ર ૪ પ્ર. કા.)

(વિજયદાનસૂરિ–આચાર્યપદ સં–૧૫૮૭ સીરોહી, સ્વ. ૧૬૨૨)

---

## ૧૧૯ ધર્મસિંહ ગણિ (ત૦ આનન્દવિમલસૂરિ શિ.)

**(૨૧૨) દીવાળી રાસ**—પા. ૬ અમ,

**(૨૧૩) વિક્રમરાસ**— –જેસ.

(આનન્દવિમલ સૂરિ–આચાર્યપદ સં. ૧૫૭૦, ક્રિયોદ્ધાર સં. ૧૫૮૨, સ્વ. ૧૫૯૬),

---

## ૧૨૦ દોલતવિજય (ત૦ સુમતિસાધુ વંશે પદ્મવિજય–જયવિજય–શાંતિવિજય શિ૦)

**(૨૧૪) ખુમાણરાસ.**

આદિ— ગાહા.

ॐ ऐं મંત્ર અપારં, સારદ પ્રણમામિ માય સુપ્રસન્નં, ૧
સિદ્ધ ઋદ્ધિ બુદ્ધિ સિરં પૂરં વરવેદ પડિપુન્નં.
વરવેદ પુત્થહત્થા વીણા સુરવદ કમલ કરવિમલા,
હરણુમી હંસરૂઢા, વિજ્જા વૈજનિયા માલા. ૨

દૂહા–કમલવદન કમલાસના, કવીઉર મુખકે વાસ,
વસે સદા વાગેશ્વરી, વિધવિધ કરે વિલાસ;
વિદ્યા બુદ્ધિ વિવેકવર, વાયક દાયક વિત્ત,
અર્ચે જે આઇ તુને, ચરણ લગાવે ચિત્ત. ૪
સેવકસું સાંનિધ કરો, મહેર કરો મહામાય,
ત્રિપુરા છોરૂ તાહરો, સાંનિધ કરો સહાય. ૫
આઈ દ્યો અક્ષર અચલ, અધિકી બુધ ઉકત્તિ,
દલપતિસું કીજે દયા, સેવક જાણી સકત્તિ. ૬
કવિત્ત–આવભવ અંબાવર, ભગતિ કીજે ભારતિ,
જાગ જાગ જગદંબ, સંત સાંનિધ સકત્તિ;
સુપ્રસન્ન હોય સુરરાય, વયણ વાચા વર દીજે
બાલક બેલે બાંહ, પ્રીતભર પ્યાલો પીજે
મહારાજ રાજ રાજેશ્વરી, દલપતસું કીજે દયા,
ધન મોજ મહિર માતંગિની, માય કરો મોસું મયા. ૭
દૂહા–શિવ સુત સુંઢાલો સબલ, સેવે સકલ સુરેશ,
વિઘનવિડારણ વરદીયણ, ગવરીપુત્ર ગણેશ. ૮
કવિત્ત–ભ્રૂકુટિચંદ ભલહલે, ગંગ ખલહલે સમુજ્જલ
એકદંત ઉજ્જલો, સુંડલ લવલે રૂંડગલ,
પુહપ ધૂએ પ્રમાલે, સેસ સલવલે જીહલલ.
ધુમ્ર નેત્ર પ્રજલે અંગ અકલે અતુલ બલ,
યમ બલેં વિઘન દાલિ દઅલ ચમર ઢલેં ઉજ્જલ કમલ,
સુંઢાલ દેવ રિદ્ધ સિદ્ધ દીઅણ, સમરી દલ્લપતિ ભવલ. ૯
દૂહા–વૃષભદેવ વનિતાધિપતિ, નાભિનંદ સુખકંદ,
ઉર અંબુજ ભામર પ્રભુ, ચિત્ત ચકોર જિનચંદ, ૧૦
અલિ હુવે અલિ ઇલિકા, સગત સાગતિ સુદેત,
પારસ સુગુરૂ પરમેશ્વર, લોહ હેમ કર લેત. ૧૧

જ્ઞાન જ્યોતિસુ પ્રકાસ ગુરૂ, કર ધરી સાસત્ર કત્થ,
ત્રિભુવનમેં તારણ તરણ, સૌ વાતો સમરત્થ. ૧૨

* * * *

વચમાં. બીજા ખંડને અંતે.

એટલે ખંડ એ પૂરો થયો, અલપ બુદ્ધિ મેં ઉધમ કીયો,
સુકવિ સુધારે વાંચો સહી, કૂડ સાચ કવિયણ જે કહી,
ત્રિપુરાસકત તણે સુપસાય, રચ્યો ખંડ દૂજો કવિરાય,
તપગચ્છ ગિરૂઆ ગણધાર, સુમતિ સાધુ વંશે સુખકાર.
પંડિત પદ્મવિજય ગુરૂરાય, પટોદયગિરિ રવિ કહેવાય,
જય બુધ શાંતિવિજયનો શિષ્ય, જંપે દોલત મનહ જગીશ.

—ઇતિ શ્રી ચિત્રકોટાધિપતિ શ્રી રઘુવશે બાપા ખુમાણ ચરિત્રે રતિસુંદરી અભિગ્રહકરણ ચિત્રકારિકા ચરિત્ર રમણ, રાજકુમારી પાણી-ગ્રહણ, પંચસહેલી ચિત્રગઢમિલણ દોલતવિજયવિરચિતે દ્વિતીય ખંડ સંપૂર્ણ:—

ત્રીજા ખંડને અંતે.

જયવિજય એ નામ આપેલ છે. ને તેના શિષ્ય શાંતિવિજય ને તેના શિષ્ય દોલતવિજય.

(આ રાસ રાજસ્થાની–મારવાડી ભાષાના શબ્દોથી ભરપૂર છે. તેમાં ચિતોડના રાણા ખુમાણ તેના વશજો વગેરેનો ચારણશાહી ઇતિ-હાસ મૂકેલો છે, આની પ્રત. ડે. કો. લાયબ્રેરીમાં છે. તેનો નં. ૨૫૮ સને ૧૮૮૨–૮૩ આનાં પાનાં ૧૩૯ છે અને અપૂર્ણ છે, જૈનસાધુઓ રાજદરબારમાં રહી તેનાં જૂદાં જૂદાં વર્ણનથી ચિત્ત રજન કરતા એ આ પરથી જણાય છે ને તે માટે ગણેશને વંદન પણ કરેલ છે. આની પ્રત ડેક્કન કૉલેજની લાયબ્રેરી હાલ ભાંડારકર ઇન્સ્ટીટ્યૂટ–પુના માં છે.)

## ૧૨૧ વાસણ (ત૦ વિજયદાનસૂરિ શિ૦)

(૨૧૫) +આનંદવિમલસૂરિ રાસ સં. ૧૫૯૭ આસો.

આદિ—

સકલ પદારથ પામીઈ. જપતાં શ્રી જિનનામ,
પ્રથમ તિથેસર ધ્યાઈઈ, ઋષભજી કરૂં પ્રણામ.

*    *    *    *

અંત—

શ્રી આણુંદવિમલસૂરિસર તસ પટોધર પવિત્ત,
તે શ્રી વિજયદાનસૂરિ ગુણિ નિલુ, વાસણ પ્રણમિ
એ આણી નરમલ ચિત્ત. ૧૫૩

—આણુંદવિમલસૂરિ સં. ૧૫૯૭ ના ચૈત્ર શુ. ૭ ને દિને સ્વર્ગસ્થ થયા–તે અરસામાં આ કૃતિ રચાઈ છે. વધુ માટે જુઓ ઐ. રા. સં. ૩.

—(આ રાસની માંગરોલ ભંડારમાં પ્રત છે તેમાં છેલ્લે નીચે પ્રમાણે છે.–અને તે રાસનું નામ સાધુગુણરત્નમાલ રાસ આપેલું છે.)

સંવત પનર સતાણુંઈ, આસો આક્ષૂર આલો માસ
સાધ નામ ગુણરત્નમાલ એ રાસ.
રચતા એ મનનંઈ, અતિ ઉલાસ ઉલ્લાસ. ૧૮૮
સુંદર રવિ શશિ સોઇ સાસ્વતા, મેરૂ મહીધર જહા,
વજૂ વધિ સંઘ પરવાર સૂચિર, પ્રતપો એ અવિચલ તિહાં. ૧૮૯
જઇવંતા અજમાન વરૂ શ્રી વિજઇદાનસૂરીંદ,
ભટારક રાજવિજયસૂરિ, કહે વાસણ પ્રણુ આણુંદ. ૧૯૦

—સુંદર દરસણ સાધના. ૯–૧૧ માં.

---

## ૧૨૨ વિનયસમુદ્ર (ઉપકેશગચ્છ સિદ્ધસૂરિ–હર્ષસમુદ્ર શિ૦)

(૨૧૬) ચંદનબાળા રાસ.

(૨૧૭) અંબડ ચઉપઈ સં. ૧૫૯૯ માહ શુદ ૨ રવિ તિમરામાં.

અંતે—

અંબડ મોટઉ હૂયો વિસાલ, તાસુ ચરિત્ર સુણી રસાલ,
શ્રી મુનિરત્નસૂરિનો કહ્યો, તેહથકી ભાવારથ લહ્યો. ૯૧
ચઉપઈ વિધિ કીયો મઈ એમ, ભણતાં ગુણતાં ધરિ હુયઇ ષેમ,
ઉવએસ ગછિ સંપઈ સિધિસૂરિ, તાસુ પસાયઇ આણંદપૂરિ. ૯૨
હરપસમુદ્ર વાચક તસુ સીસ, તિમરા મંડણ શ્રી જગદીસ,
પાસ જિણંદ તણઇ સુપસાઇ, વિનયસમુદ્ર કહ્યો મનિ ભાઈ. ૯૩
પનર નિવાણૂ પ્રવર પ્રસિદ્ધ, એ પ્રબંધ મઈ સુલલિત કિદ્ધ,
મહા સુકિલ દ્વિતીયા રવિવાર, રચ્યો તિમરા નયરિ મઝારિ. ૯૪
અધિકો મઈ ઉછો છદમસ્ત, કહતા મઇ બોલ્યો પરમત્થ,
જે ગીતારથ વરતઈ વલી, પમજ્યો કહજ્યો મુઝ ગુણ મિલી. ૯૫

—ઇતિ અંબડ ચઉપઇ સમાપ્ત. ૨૦—૧૫ આ. ક.

(મુનિરત્ન તે પૂણિમા ગચ્છના સ્થાપક ચંદ્રપ્રભસૂરિના પટ્ટે ધર્મ-ઘોષસૂરિ અને તેમની પાટે સમુદ્રઘોષસૂરિ કે જેમના ત્રણ શિષ્ય નામે સૂરપ્રભ, મુનિરત્ન અને તિલકચદ પૈકીના બીજા શિષ્ય થયા કે જેમણે અંબડ ચરિત્ર સંસ્કૃતમાં ૧૨૬૦ શ્લોકનું રચ્યું હતું. તે ચરિત્રમાંથી ભાવાર્થ લઇ આ રાસ પોતે રચ્યો એમ કવિ જણાવે છે. આજ મુનિ-રત્નસૂરિએ ભાવી તીર્થંકર અમલસ્વામિનું ચરિત્ર સં. ૧૨૫૨ માં અને મુનિસુવ્રતચરિત્ર સંસ્કૃતમાં રચેલાં છે.

**(૨૨૮) પદ્મચરિત્ર ૧૬૦૪** (આમાં રામચદ્ર અને સીતાજીનાં ચરિત્ર છે)

અંતે—

શ્રી ઉવએસ ગચ્છ ગુણ ભૂરિ, ગણહર ગુરૂ રયણપ્પહસૂરિ,
તસુ અનુક્રમિ સિદ્ધસૂરિ વસિટ્ઠું, બઈઠા થાપ્યા ગુણ ગરિટ્ઠું. ૫૮
કક્કસૂરિ જયવંત ગણેસ, તેહ તણઉ પામી ઉપદેશ,
વાચક હર્ષસમુદ્ર તસુ સીસ, વિનયસમુદ્રઈ વાણુરીસ ॥ ૬૦
વીકાનયરિઇ વીર જિણચંદ, તાસુ પસાઈ પરમાણંદિ,
ચઉવિહ સઘ તણઇ સુપ્રસાદિ, સોલ ચિડોત્તર ફાગુણ આદિ ૬૧

કીધી કથા એ સીતા તણી, સીલતણી મહિમા જસુ ઘણી,
ભાખઇ ભણિજયો બહુ ગુણ થુણી, પૂરઇ આસ સદા મન તણી ૬૨

—સં. ૧૬૫૯ વર્ષે આષાઢ માસે શુક્લપક્ષે ૧૪ તિથૌ લિખત-મિદં । શ્રી વિક્રમપુર મધ્યે. ગોડીજીનો ભંડાર, ઉદયપુર.

(ઉપકેશ ગચ્છના આ સમયના સિદ્ધસૂરિના લેખ સં. ૧૫૭૯ લેખાંક ૧૦૮ ધા. સં. ભાગ ૧ લો, અને સં. ૧૫૬૮ ના લેખાંક ૫૩૪ ભાગ ૨ જો-મળી આવે છે.)

---

## ૧૨૩ જિનમાણિક્ય.

### (૨૧૯) કૂર્માપુત્ર રાસ.

(જુઓ કનક કવિ નં. ૧૨૪ નીચે આનો ટૂંક પરિચય)

---

## ૧૨૪ કનક કવિ (જિનમાણિક્ય શિ૦)

### (૨૨૦) મેઘકુમાર ગા. ૫૦ નો ટુંકો રાસ. (સં. ૧૫૮૨ ને ૧૬૧૨ ની મધ્યે)

આદિ—

દેશ મગધિમાંહિ જાણીએ રાજગૃહ નગર નવેસૂએ,
રાજ કરે રલીઆમણઉ શ્રેણી સબલ નરેસૂ. ૧

* * * *

અંતે—

તે મુનિવર મેઘકુમાર જીણે ચારિત્ર પાલિઉ સાર,
ગુરૂ શ્રી જિનમાણિક સીસ, કવિ કનક ભણઈ નિસદીસ. ૫૦

—૩-૧૩ લીં-, પા. ૩, રત્ન.

જિનમાણિક્યસૂરિ—(નં. ૧૨૩) ખરતર ૬૦ મા પટ્ટધર. જન્મ સં. ૧૫૪૯ દીક્ષા ૧૫૬૦, પદસ્થાપના ૧૫૮૨, મરણ ૧૬૧૨. આથી ૧૫૮૨ ને ૧૬૧૨ ની વચમાં.

---

## ૧૨૫ ગજરાજ પંડિત.

(૨૨૧) હીરવિજયસૂરિના બારમાસ. સં. ૧૫૯૬ કા. ૨.

આદિ— રાગ સામેરી

સરસતી ભગવતી વરસતી, વાણી દીઓ રસાલ,
વીણા હસ્તક ધારિણી, કવિજન દીઓ આધાર.
કરજોડી ગજરાજ પંડિત ભણે, વારજા સુભવેલ,
તાસ તણે ઉસાઉલે, આજ કરૂં રંગરોલ.

* * * *

અંતે— ચાલ

કારતક માસે આવીઓ, ભાવીઆ સરવે પરિવારરે,
અનુમતિ દીધી બેનડી, લેવા તે સંજમભારરે.
શ્રી વિજયદાન સૂરિને હાથે, તે પાટણ નયર મઝારરે,
સંવત ૧૫ છનૂએ, કરતગ બીજે માસરે,
કરજોડી ગજરાજ પંડિત ભણે, વરતો તે જયજયકારરે.
વિમલાદી બેની એમ વીનવે.

—ઉનાના મોરારજી વકીલનો ચોપડો ૧૬૯—૧૭૩.

---

## ૧૨૬ ગુણમાણિક્ય શિષ્ય (બ્રહ્માણગચ્છ–બુદ્ધિસાગરસૂરિ –વિમલ–ગુણમાણિક્ય )

(૨૨૨) હરિશ્ચંદ્ર રાસ.

આદિ—

સરસતિ સામણિ વીનવૂ, ત્રિભુવન જણણી માય,
રચૂં ચરિત્ર હરિચંદ તણૂ, વલી પસાય. ૧
કૃપા કર મઝ સ્વામિની, વછિતદાયક દેવ,
એક મનુ નતુ ઉલગુ, સદા કરૂ તહ્ય સેવ.
સીલ સંયમ તપ નિર્મલુ, બુદ્ધિસાગર ગુરૂ જાણિ,
ગચ્છ બ્રહ્માણ ગુણનિલુ, શ્રી વિમલેદ્ર વષાણિ. ૩

તાસ તણુઉ શિષ અતિચતુર, ગુણમાણિક્ય ગુણ જોય,
તેહ તણઈ સુપસાઉલઇ, કવિત કરૂ તે સોય. ૪

* * * *

(ફક્ત મને પ્રથમનું પાનું મળ્યું છે. તેથી કવિનું નામ તેમજ તેમની કૃતિની રચનાનો સમય નિર્ણીત થઈ શકે તેમ નથી.) પત્ર ૯-પ્ર. કા.

(બ્રહ્માણુ ગચ્છમાં અનેક બુદ્ધિસાગરસૂરિ અને વિમલસૂરિ થયા લાગે છે, કારણ કે બુદ્ધિસાગરસૂરિ નામના પ્રતિમા લેખો સં. ૧૩૮૦, ૧૩૮૬, ૧૪૨૯, ૧૪૩૯, ૧૪૯૩, ૧૫૦૬, ૧૫૨૮, ૧૫૩૨, ૧૫૪૩ ૧૫૪૯, ૧૫૫૪ ના મળી આવ્યા છે અને વિમલસૂરિ નામના લેખો સં. ૧૨૬૩, ૧૩૬૯, ૧૩૭૧, ૧૪૪૫, ૧૫૦૩, ૧૫૦૮, ૧૫૧૧, ૧૫૧૩, ૧૫૧૫, ૧૫૧૬, ૧૫૧૭, ૧૫૨૦, ૧૫૨૩, ૧૫૨૪, ૧૫૩૨, ૧૫૪૩, ૧૫૬૧, ૧૫૮૯ ના મળી આવ્યા છે. જુઓ ધા. લે. સ. ભાગ બને તથા નાહરકૃત જૈન લે. સં. ભાગ પહેલો. આ પૈકી બુદ્ધિસાગરસૂરિ તેમના સં. ૧૫૨૮, ૧૫૩૨, ૧૫૪૩, ૧૫૪૯ અને ૧૫૫૪ માં વિમલસૂરિ પટ્ટે થયેલા જણાવ્યા છે, અને વિમલસૂરિ તેમના સં. ૧૫૦૩, ૧૫૧૫, ૧૫૧૬, ૧૫૧૭, ૧૫૧૯ માં પોતે બુદ્ધિસાગરસૂરિ પટ્ટે થયેલા જણાવ્યા છે. સં. ૧૫૮૦ માં થયેલ વિમલસૂરિ કે જે બુદ્ધિસાગરસૂરિ પટ્ટે થયેલા તે આ કવિના ગુરૂ સમજીએ, તો સોળમા સૈકાના અંતે આ કવિને મૂકી શકાય.)

---

## ૧૨૭ નયસિંહ ગણિ (વડતપગચ્છ-ધનરત્નસૂરિ-મુનિસિંહ શિ.)

### (૨૨૩) ચતુર્વિંશતિ જિનસ્તુતિ. પાવાપુર

—ચંદ્રગચ્છિ ગુરૂરાજ શ્રી રત્નસિંઘસૂરિ, તત્પટ્ટે શ્રી ઉદયવલ્લભસૂરિ, તત્પટ્ટે શ્રી જ્ઞાનસાગરસૂરિ, તદનુક્રમે શ્રી ઉદયસાગરસૂરિ-તત્પટ્ટે શ્રી લબ્ધિસાગરસૂરિ-તત્પટ્ટે શ્રી ધનરત્નસૂરિંદ, ઉવઝાય શ્રી મુનિસિંઘગણિ શિષ્ય પં. નયસિંઘ ગણિના પાવાપુરે કૃતા શ્રી ચતુર્વિંશતિ જિનાનાં સ્તુતયઃ

(ગુર્જર ભાષામાં—સા૦ ભં. પાટણ.)

(આ પૈકી લબ્ધિસાગરસૂરિએ ૧૫૫૭ માં શ્રીપાલકથા રચેલ છે. તેના શિષ્ય ધનરત્નના પાટે અમરરત્નસૂરિ અને તેજરત્નસૂરિ થયા ને તેના દેવરત્નસૂરિ થયા કે જેના સમકાલીન નયસુંદર ૧૬૨૮-૧૬૬૯ થયા. ઉક્ત ધનરત્નસૂરિના પ્રતિમા લેખો સ. ૧૫૭૨, ૧૫૭૬, ૧૫૫૯ ૧૫૮૭, ૧૫૯૧ ના મળી આવે છે. જુઓ. [ધા. પ્ર. લે. સં. ના બંને ભાગ. આથી આ કવિને સોળમી સદીના અંતમાં મૂકી શકાય.]

---

## ૧૨૮ જ્ઞાનાચાર્ય.

**(૨૨૪) બિલ્હણ પંચાશિકા.** સં. ૧૬૨૬ પહેલાં ૧૬ મા શતકમાં.

આદિ—

ચુપઈ.

મકરધ્વજ મહિપતિ વર્ણવૂ, જેહનૂં રૂપ અવનિ અભિનવૂં;
કુસુમ બાણ કરિ કુંજરિ ચડઇ, જાસ પ્રયાણિ ધરા ધડહડઈ. ૧
કોદંડ કામિની તણુ ટંકાર, આગલિ અલિ ઝંઝા ઝંકારિ;
પાખલિ કોઇલિ કલ રવ કરઈ. નિમલ છત્ર શ્વેત શિર ધરઇ ૨
ત્રિભુવન માંહિ પડાવઇ સાદ, છઈ કો સુર નર મંડઇ વાદ ?
અબલા સૈનિ સબલ પરવરિઉ, હીંડઇ મનમથ મચ્છરિ ભરિઉ. ૩
માધવ માસ સોહઇ સામંત જાસ તણઈ જલનિધિસુત મિંત,
દૂતપણૂં મલયાનિલ કરઈ, સુર નર પન્નગ આણ આચરઈ. ૪
તાસ તણા પય હૂ અણુસરી, સરસતિ સામિણી હઇડઇ ધરી,
પહિલૂં કંદર્પ કરી પ્રણામ, ગરૂઉ ગ્રંથ રચિસિ અભિરામ. ૫

* * * *

અંતે—

આપિ વારૂ એક અવાસ, મણિ માણિક ધન સૂંપૂં તાસ
પૂરવ પ્રેમ બિહિ જણ ઘણઉ, પાર ન પામિ કવિ તે તણઉ. ૧૫૧
કામિ કાજિ કીધ ચૂપઈ, ખંતિ કરી નિરખઉ થિર થઈ;

ભણિસઇ બિહ્લણ વાણી તેહ, જ્ઞાન ભણઇ રસિ રાતા જેહ. ૧૫૨

—इति कवि चक्रचूडामणि बेहूलण पंचासिका समाप्तः। संवत १६२६ वर्षे चै वदि ३ दिने लिषि ॥ इति वेल्ह्ण-पंचाशिकारास समाप्तः ॥ श्रीः ॥ ॥ श्री ॥ ॥

મૂળ ચોપડાનાં પત્ર ૪૩ થી ૫૮ (નિરંક). વૃત્ત ૨૦૫, તેમાં ૧૫૨ ચોપાઈ ગૂજરાતી, બાકી ભ્રષ્ટ સંસ્કૃત (આશરે ૫૧ વૃત્ત).

**(૨૨૫) શશિકલા પંચાશિકા.**

આદિ— ચૂપઈ.

એક દિન બઇઠી સહિઇર સાથિ હસિ હરખિ તાલી દેઈ હાથિ,
સહી કહિ સાંભલિ શશિકલા પૂછું વાત એક નિર્મલા. ૧
જિમ બિહ્લણિ પરકાસ્યૂં સર્વ, તિમ તૂં કહિ મૂકી મન ગર્વ,
કહિ કુમરી સુણિજ્યો સહૂ તહ્મે, નેહની વાત પ્રકાસૂં અમ્હે. ૨

* * * *

અંતે—

થયુ વિછૂહ છાંડી આગલી, ક્રીડા સુરત કીધ તણિ વલી,
વાર વાર સંભારૂં તેહ, પ્રાણ પાહિ વાહલુ વર એહ. ૪૦

—ઇતિ शशिकला पंचाशिकाः मंगलपुरइ। श्रो ज्ञानाचार्य कृतः

—મૂળ ચોપડાનાં પત્ર ૩૯ થી ૪૩, વૃત્ત ૧+૫૯=૬૦, તેમાં ૪૦ ચોપાઈ ગૂજરાતી, બાકી ભ્રષ્ટ–અતિ ભ્રષ્ટ ગૂજરાતી મિશ્રિત સંસ્કૃત.

---

ટૂંકી નોંધઃ—શારદા દેશનો પંડિત કવિ બિલ્હણ વતન છોડીને નીકળ્યો, ત્યારે કેટલોક વખત પંજાબના હાકેમ ક્ષિતિપતિ કિંવા ક્ષિતિપાલને ત્યાં રહ્યો હતો. તે દરમિયાન તેને ક્ષિતિપાલની પુત્રી સાથે સ્નેહ બંધાયો. તે વાત પાછળથી છતી થઈ; અને કાશ્મીરી કવિને દેશત્યાગ કરવો પડયો એ સ્નેહને સંભારી મોહબદ્ધ બિલ્હણે સંસ્કૃતમાં विल्हण पंचाशिका રચી, જે અદ્યાપિ એક લોકપ્રિય કાવ્ય મનાય છે. એ કાવ્યમાં

આ બિલ્હણ પંચાશિકા ચૌપઈ ઉપર સ્વ૦ સાક્ષર શ્રી ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલ એમ. એ. એ લખેલો લેખ ગુજરાતીના સંવત્ ૧૯૭૨ ના દીવાળીના ખાસ અંકમાં પૃ. ૧૯૨૬ પર છપાયો છે તે ઘણી જાણવા જોગ હકીકત પૂરી પાડે છે. બિલ્હણ નામના કાશ્મીરી પંડિતે ગૂજરાતમાં આવી અણહિલવાડમાં કેટલોક સમય નિવાસ કર્યો હતો ત્યારે કર્ણદેવ રાજ્ય કરતો હતો. ત્યાં તેણે કર્ણસુંદરી નામની નાટિકા કે જે અણહિલવાડમાં શાન્ત્યુત્સવ દેવગૃહમાં મહામાત્ય સંપત્કરે પ્રવર્તાવેલા

---

રાજકુમારી સાથે ભોગવેલા ભોગનૂં બિલ્હિણના મૂખનૂં ઉન્માદક ચિત્ર છે.

પ્રસ્તુત પંચાશિકા કોઇ અણઘડ જોડનારને હાથે કાલાંતરે કથીરમાં જડાઈ અને बिल्हण काव्य નામ પામી. પૂર્વે બિલ્હણ ગૂજરાતમા આવ્યો હતો ને ત્યાંથી અત્યંત અપ્રસન્ન ચિત્તે ચાલ્યો ગયો હતો, એ વાત એ અરસામાં તાજી હતી. અને પંજાબના ક્ષિતિપાલની હકીકત વીસારે પડી હતી. એને લીધે ઐતિહાસિક ક્ષિતિપાલ તથા તેની પુત્રીને ઠેકાણે बिल्हण काव्य મા ગૂજરાતનો વીરસિંહ તથા રાજકુમારી શશિકલા એ બે કલ્પિત વ્યક્તિઓ સ્થાપિત થયેલી જોવામાં આવે છે. જૈન સાધુ જ્ઞાનાચાર્યે જૂની ગૂજરાતીમાં બિલ્હણ કાવ્ય રચ્યૂં છે, તેમાં શશિકલાના પિતાનું નામ પૃથવીચંદ્ર આપ્યુ છે ને તેને પાટણનો રાજા કહ્યો છે,

બિલ્હણ કાવ્યમાં ગાઠી લીધેલી बिल्हण पञ्चाशिकाએ જ્ઞાનાચાર્યને શશિકલાના પ્રલાપના કાવ્યની રચના સૂઝાડી જણાય છે. તે સાધુ કવિએ ભાગ્યા તૂટયા સંસ્કૃત સાથે ગૂજરાતીમાં શશિકલા કાવ્ય રચ્યું છે, તેમાં વીસ સંસ્કૃત શ્લોક અને ચાલીસ ગૂજરાતી ચોપાઇ છે, બિલ્હણ કાવ્ય અને શશિકલા કાવ્યની ભાષાની વિશિષ્ટતા ઉપરથી જ્ઞાનાચાર્ય ઈસવીસન પંદરમી સદીમાં થયેલ લાગે છે. પ્રસ્તુત કાવ્યોની જૈન મરોડના દેવનાગર અક્ષરની હાથપ્રત ( મુંબઇની દેવચદ લાલભાઈ લાયબ્રેરીની ) જે મને મળી હતી તે વિ. સ. ૧૬૨૬ ની છે.

જ્ઞાનાચાર્યની ભાષા મધ્યકાળની ગૂજરાતી છે. એ કવિનું શશિકલા કાવ્ય ટૂકૂં છે ને કંઇક ફીકૂં પણ છે. —કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

ભગવાન્ ઋષભનાથના યાત્રામહોત્સવ પ્રસંગે પ્રથમ ભજવવામાં આવી હતી. કર્ણદેવની વિદ્યાધર કન્યા કર્ણસુંદરી સાથે સ્નેહ તથા પરિણય એ તેની વસ્તુ છે. ગૂજરાતમાં સોમનાથની યાત્રા કરી પછી રામેશ્વર સુધી ગયો. છેવટે દક્ષિણની ચાલુક્ય રાજધાની કલ્યાણમાં આવ્યો. ત્યાં વિક્રમાદિત્ય ત્રિભુવનમલ્લ રાજાએ તેને પોતાનો વિદ્યાપતિ બનાવ્યો. તેનું વિક્રમાંક કાવ્ય એ ઉક્ત રાજાની પ્રશસ્તિ રૂપ છે. ત્રિભુવનમલ્લના પૌત્ર સોમેશ્વરદેવ ભૂલોકમલ્લે પણ તેવુંજ એક વિક્રમાંકાભ્યુદય નામનું ચંપૂકાવ્ય રચેલું છે. તેની એકજ ત્રુટક પ્રત પાટણના સંઘવીના પાટણના તાડપત્રના ભંડારમાં છે. બિલ્હણનો સમય ઈ. સ. ૧૦૬૫ થી ૧૦૮૫ નિર્ણીત કરવામાં આવ્યો છે.

'અદ્યાપિ તાં' એ પદોથી શરૂ થતું ૫૦ વસંતતિલકામાં રચાયેલું ખંડકાવ્ય સંસ્કૃત સાહિત્યમાં પ્રસિદ્ધ છે. કેટલાક તેનો કર્ત્તા ચૌર કવિ માને છે, બીજો વર્ગ બિલ્હણકૃત માને છે. આ ૫૦ શ્લોકના પૂર્વ ભાગ તરીકે પૂર્વચતુસ્સપ્તતિકા—નામનું ૭૪ શ્લોકનું નવીન કાવ્ય કોઇએ રચ્યુ છે તેમાં પંચાશિકાનો પ્રસંગ એવો વર્ણવેલો છે કે.—

અણહિલપુર પત્તનના રાજા વૈરિસિંહ (ઇ. સ. ૯૨૦)ને અવંતપુરના રાજાની પુત્રી સુતારાની કુક્ષિથી શશિકલા નામની પુત્રી થઈ. પુત્રી મોટી થતાં રાજાને અભ્યાસ માટે ચિંતા થઈ. એવામાં કાશ્મીરી પંડિત બિલ્હણ રાજસભામાં આવ્યો. વિદ્વાન્ જણાયાથી રાજાએ શશિકલાને ભણાવવા વાસ્તે તેને રાખ્યો. વ્યાકરણ, કાવ્ય, સંગીત વગેરે શાસ્ત્રનુ અધ્યાપન કરાવ્યા બાદ કામશાસ્ત્ર શરૂ કર્યું. આ અરસામાં તે બને વચ્ચે સ્નેહ વધ્યો અને ગાંધર્વ વિધિથી લગ્ન થયાં. ઉભય કામશાસ્ત્રોક્ત રતિ વિલાસ સુખ ભોગવવા લાગ્યાં. રક્ષકોએ શશિકલાનુ વિકૃત રૂપ જોઇને રાજાને આ વાત નિવેદન કરી. રાજાએ બિલ્હણને શૂળી ઉપર ચઢાવવાનો હુકમ કર્યો.

આ પછીની વાર્ત્તા આપણી કૃતિ—ગૂજરાતી ભાષાન્તરની વાર્તાનાદ સરખીજ છે. તે ચોપઇનો સાર પણ આ લેખમાં આપ્યો છે. આમાં

ઉપર જે મંગલાચરણ આપ્યું છે તે આપી પછી જણાવે છે કે ઉત્તરદેશમાં શ્રી પુરપાટણમાં પૃથ્વીચંદ રાજા રાજ્ય કરે છે. તેની પટરાણીનું નામ પ્રેમાવતી છે. નગરની બાલાઓનાં નયનો જોનારને વીધીને પાડી નાંખે એવાં મોહક છે. પ્રેમાવતીની કુક્ષિથી શશિકલા નામની પુત્રીનો જન્મ થયો. તે શશિકલા ક્રમે કરીને યૌવનદશા પામી. કવિ તેણીના રૂપ તથા વિદ્યાભ્યાસનું વર્ણન કરે છે......કાવ્યશાસ્ત્રમાં નૈષધ શરૂ થયું, પણ પાંચ સર્ગ ભણ્યા પછી પંડિત પંચત્વ પામ્યો. બીજા પંડિતની શોધ કરતા કલિંગ દેશથી બિલ્હણ પંડિતની પ્રાપ્તિ થઈ. રાજાએ તેને કુમારીના શિક્ષક તરીકે નીમ્યો. પરંતુ રાજાએ બંને યુવાન્ હોવાથી તેઓ વચ્ચે કંઇ કુત્સિત કર્મ ન થાય, તે માટે બ્રાહ્મણને કહ્યું કે કુમારી આંધળી છે અને કુમારીને કહ્યુ કે બ્રાહ્મણ કુષ્ટરોગી છે; અને તે વાસ્તે બંને વચ્ચે પડદો મૂકાવ્યો અને કુંવરીને પર્યંકે બેસાડી. અભ્યાસ કરાવતાં એક વિકટ શ્લોક આવ્યો. શશિકલાએ તેના ઉપર રહેલી વૃત્તિ જોઇ નહી, તેથી બ્રાહ્મણે કહ્યુ કે, તું આંધળી છે તેથી જોઇ શકતી નથી; કુમારીએ કહ્યું હું પોથીમાં લખ્યું છે તે બોલુ છું. બ્રાહ્મણે જાણ્યું કે આ આંધળી નથી, માટે પરીક્ષા કરવાને બે દુહા કાગળમાં લખીને તેણીના ઉપર નાખ્યા. આ દુહા તે **निरर्थकं जन्मगतं नलिन्यां यदा न दृष्टं तुहिनांशुर्बिंबं.**

દુહા—જેણિ અણુજિ અંબરચિટ્ઠું, નિર્મલ ચંદ્ર ન દિટ્ઠ
તે કમલિનિ કલિમા રહી, જવારૂ ધણ ધટ્ઠ. ૩૭
જેણિ મયકિ મહિયલિ થિટ્ઠી, વિકસતિ નવિણી ન જોઇ,
અવનિમાં હિઇ તે અવતરી, નિશ્ચઇ નિષ્ફલ હોઇ. ૩૮

કુમારીએ તેનો અર્થ વિચાર્યો અને હૃદયમાં રણઝણી રહી. પડદો કાઢી નાંખ્યો ને બ્રાહ્મણને મદન જેવો જોયો. નયણે નયણ મળ્યાં ને દૃષ્ટિ સ્થિર થઈ. લજ્જા ટલી ગઇ.

કરિ કટાક્ષ લંખઇ શર સમિ, ભચુહ ભાવિ કુલાલઈ મમિં,
ડસણે સરસી અહરા ડસઈ, વલી કુચકી કરસ્યું કસઇ. ૪૩

કુચ કાઢી કંડુરઇ કાન, મીંચી મીંટિ કરઇ તે સાન,
આળસ મોડઈ આવઈ જંભ, નિરતઇ નાભિ દેખાડઈ રંભ. ૪૪
વાર મેઇ લઇ નીસાસ, અગલા કરઈ અધ્યારૂ આસ,
માંહોમાંહઈ મૂંકઇ લાજ, પ્રીતિ પ્રગટ થઈ કીધું કાજ. ૪૫
કરઈ કતૂહલ ક્રીડા હોઇ, ભોગ ભોગવઇ સુરનાં સોઈ,
અંગિ જિ અનંગ તણઉ અભ્યાસ, વિલસઇ પંડિત વિવિધ વિલાસ. ૪૬
ઈમ સુખ સેવઈ કુમરિ એકંતિ, જોસી યુવતિ ભલ્યાં ઇક ચિંતિ,
મનિ ગમતું માણુઈ માનિની, જાણઇ નહી વાસર યામિની. ૪૭
સરખિ વેસિ સરુપ સુજાણ, પંડિત રાતુ પુત્રી રાણ,
ઇમ લીલા આવાસ મઝારિ, નવ નવ રંગ કરઇ નરનારી. ૪૮

આવી રીતે પંડિત તથા શશિકલા વચ્ચેનો પડદો ત્રુટી ગયો અને અરસપરસ સ્નેહ જામતાં બંને કંદર્પક્રીડા કરવા લાગ્યાં. રાજાએ એક વખત કુંવરીને જોઈ અને તેણીના રૂપમાં ફેરફાર નિહાળતાં રાજા કોપ્યો અને બ્રાહ્મણને બોલાવીને બાંધ્યો અને તેને શૂળી ઉપર આરોપવાનો હુકમ કર્યો, શૂળી ઉપર ચઢાવતાં પહેલાં પંડિતને પોતાના ઇષ્ટદેવને સ્મરવા કહ્યું. પંડિતે કહ્યું કે મારી ઇષ્ટ દેવતા શશિકલા છે; તેનું હું સ્મરણ કરૂં છું તે સકલ સભા સાંભળજો. પછી તેનું સ્મરણ કરતાં તેની સાથેની રતિક્રીડાનું સ્મરણ શરૂ થાય છે. કોટવાલે ગઢ આગળ આણતાં શશિકલાની દૃષ્ટિએ તે પડયો. શશિકલાએ કહ્યું કે, એને મારશો તો હું મરીશ પ્રધાને રાજાને સમજાવ્યો અને બ્રાહ્મણની સાથે શશિકલાને પરણાવી.

પ્રસ્તુત ચોપાઇની સંવત ૧૭૩૩ મા લખાયેલી બ્રાહ્મણની પ્રતમાં ૨૦૯ શ્લોક સંખ્યા છે, જ્યારે પાટણની સંવત્ ૧૬૫૫ માં લખાયેલી પ્રતમાં ૨૦૫ છે. પાટણની પ્રત (પત્ર ૭ પંક્તિ ૧૫) નો અંત નીચે પ્રમાણે છેઃ—ઇતિ કવિચક્ર ચૂડામણિ શ્રી બિલ્હણ પંડિત વિરચિતા બિલ્હણ પંચાશિકા કાવ્ય ચોપઈ સંપૂર્ણ સં. ૧૬૫૫ વર્ષે માર્ગશીર વદિ

૮ સોમે લિખિતં મંત્રિ શ્રી પક્ષ પઠનાર્થા. બ્રાહ્મણની પ્રતના કુલ ૨૪ પત્ર છે. આમાં બિલ્હણ પંચાશિકા ઉપરાંત શશિકલાના વિરહ પ્રલાપના ૧૨૩ દુહા ચોપઈ વધારે છે. પંચાશિકાનાં અંતની ટુંક ઉપર જણાવી છે તે છે.

'ભણે બિલ્હણ મમ વાણી એહ, જ્ઞાનતણે રસિ રાતો નેહ.'

શશિકલાને વિપ્રના બંધનની વાત દાસીએ સંભળાવી કે, તેણીની આંખમાંથી સમુદ્રની પેઠે આસુ સરવા લાગ્યાં. સખીએ સમજાવીને છાની રાખી. શશિકલા વિપ્રની સાથેની પોતાની રતિક્રીડાને સ્મરીને વિલાપ કરવા લાગી. આ વિલાપ પંચાશિકાથી જાય તેવો નથી. આ પછી તેમાંથી ૧૦ મી કડીથી ૨૧ કડી આપી છે ને પછી પ્રલાપનો અંતભાગ ૧૨૦ થી ૧૨૨ કડીનો આપ્યો છે.

આ કાવ્યના કર્ત્તા સબંધી ચર્ચા કરતા દલાલ જણાવે છે કે બિલ્હણ વૈરિસિંહના વખતમાં નહિ, પણ કર્ણદેવના સમયમાં થયો જણાય છે. વળી "ગૂજરાતી ભાષાન્તર કર્ત્તાનું નામ મારી પાસેની પ્રતો ઉપરથી બિલ્હણ હોય એવું જણાય છે, પણ ગુજરાતીઓમાં આવાં નામ હોવાનો સંભવ નથી. જૈનશ્વેતામ્બર કૉન્ફરન્સ તરફથી છપાયેલી જૈન રાસમાળા નામની રાસોની યાદીમાં બિલ્હણ પંચાશિકાના કર્ત્તા તરીકે સારંગનું માન આપેલુ છે, તે નામ ખરૂં હોય, પરતુ તે પ્રત જોયા વિના નિશ્ચયથી કહી શકાય નહીં. આ ચોપાઇ સંવત ૧૬૫૫ ના પૂર્વે મારા ધારવા પ્રમાણે વિક્રમના ૧૬ મા શતકના અંતમાં રચાયેલી હશે. પંચાશિકાનો અંગ્રેજી કવિતામાં અનુવાદ સર એડવીન આર્નોલ્ડે કર્યો છે."

—વધુ માટે જુઓ ગૂજરાતીનો ઉક્ત અંક ૭-૧૧-૧૯૧૫

આમાં વિશેષ ઉમેરવાનું એક આમાં ટાંકેલી લેખકની પ્રશસ્તિમાં જે સં. ૧૬૨૬ ની છે તેમાં બીજી કૃતિ નામે શશિકલા પંચાશિકામાં શ્રી ન્યાનાચાર્ય કૃતઃ એવું લખેલું છે. તે ન્યાનાચાર્ય કર્ત્તા હોય એવુ બિલ્હણ પચાશિકાના અતની ટુકમાં 'જ્ઞાન તણઇ રસિ રાતા જેહ' એવું છે

તેમાં 'જ્ઞાન' એ પરથી સંભવિત છે. અને તે 'આચાર્ય જૈન હોવાનું સાક્ષર શ્રી કેશવલાલ ધ્રુવ જણાવે છે તે વાસ્તવિક ભાસે છે. સારંગના નામપર રત્નવિજયના ભંડારની ટીપમાં આ ચોપાઇ નામે બિલ્હણ પચાશિકા નોંધાઇ છે; તે પ્રત હું જોઇ શક્યો નથી; આ સગ્રહમાં સારંગ નામનો કવિ નોંધાયો છે કે જે મડાહડ ગચ્છના જ્ઞાનસાગર સૂરિના શિષ્ય પદ્મસુંદર અને તેના ગુરૂભાઈ ગોવિંદનો શિષ્ય છે અને જેણે ભોજ-પ્રબંધ ચોપાઇ સં. ૧૬૫૧ શ્રા. વ. ૯ જાલોરમાં રચ્યા છે તેના નામ-નીચે આ પંચાશિકાને પણ મેં મૂકી છે; પણ તે સંબંધી વિશેષ હકી-કત તે પ્રત જોયા પછી મળી શકે.



[ આ **સોળમા સૈકામાં ગદ્યગ્રંથો** ભાષામાં નીચે પ્રમાણેના રચાયેલા જાણવામાં આવ્યા છે:—

૧. સં. ૧૫૦૧ દીપોત્સવદિને તપાગચ્છે સોમસુંદરસૂરિથી મુનિસુંદરસૂરિ શ્રી જયચન્દ્રસૂરિ શિ૦ હેમહંસ ગણિએ ષડાવશ્યકપર બાલાવબોધ રચી પૂર્ણ કર્યો. (હા. ભં.)

૨. સં. ૧૫૦૧ કારતક શુદ ૧૩ બુધે વૃદ્ધતપાગચ્છના ભટ્ટારક રત્નસિંહ સૂરિના શિષ્ય પંડિત માણિક્સુંદર ગણિએ મલધારી શ્રી હેમચંદ્રસૂરિ રચિત ભવભાવના સૂત્રપર બાલાવબોધ દેવકુલપાટકમા કર્યો. (હા. ભં.)

૩. તપામુનિસુંદર સૂરિ શિષ્ય વિશાલરાજે ગૌતમપૃચ્છાનો બાલાવબોધ કર્યો. સ. ૧૫૦૫ આસપાસ. (હા..ભ.)

૪. સં. ૧૫૨૯ માં વૃદ્ધતપાગચ્છના ભટ્ટારક જયતિલક સૂરિના શિષ્ય પંડિત દયાસિંહ ગણિએ ક્ષેત્રસમાસનાપર બાલાવબોધ રચ્યો. (હા.ભં.).



# વિક્રમ સત્તરમી સદી.

---

## ૧૨૯ સુમતિ મુનિ ( ત૦ હર્ષદત્ત શિ૦ )

(૨૨૬) અગડદત્તરાસ સં. ૧૬૦૧ કાત્તિક શુ. ૧૧ રવિ.

આદિ—

આદિ જિણેસર પ્રણમી પ્રાય, સમરૂં સરસતિ સામિણિ માય
કરજોડી જઈ માગું માન, સેવકનઇ દેજે વરદાન. ૧
તુઝ નામઈં હુઈ નિરમલ જ્ઞાન, તુઝ નામઈં વાધઇ સવિ વાન,
તુઝ મુખ સોહઈ પૂનિમ ચંદ, જાણે જીહ અમીનઉ કંદ. ૨
મૃગલોચના કહીઈ સવિશાલ, અધર રંગ જિસ્યા પરિવાલ,
વેણી જાણે જિસિઉ ભુયંગ, કઠિન પયઉહર અતિહિ ઉત્તગ. ૩
નલવટિ ટીલી રયણે જડી, મસ્તકિ મનમોહઇ રાખડી.
કાને કુંડલ કરિ બહિરખા, હીઈ હાર સોહઈ નવલખા. ૪
તુઝ તનુ સોહઈ સવિ સણગાર, પાએ ઘૂઘરનઉ ધમકાર,
હંસગમનિ ચાલઈ ચમકતી, તું બ્રહ્માણી તું ભારતી. ૫
તુમ્હ ગુણ કહઇતાં ન લહું પાર, સેવકનઈ દેજે આધાર;
સારદ નામિઇ રચઉ પ્રબંધ, સુણિજ્યો અગડદત્ત સબંધ. ૬

× × × ×

અંતે—

સારદ નામ હીયડઈ ધરી, ચઉપઇબદ્ધ રાસ જે કરી
અધિકું ઉછઉ કહિઉ હુઈ જેહ, ભવીયણ જણ સાંસઇજો તેહ. ૧૩૪
શ્રી ચંદગચ્છ સૂરીસર રાય, શ્રી સોમવિમલ સૂરિ પ્રણમું પાય,
એ ગુરૂ મહિમા મેરૂસમાન, તાં ચિર નંદઉ ગયણે ભાણ. ૧૩૫
સંવત સોલ એક કાતી માસી, સુમતિ ભણઈ મઈ કરિઉ ઉલ્હાસિ,
સુકલ ઇગ્યારસિ આદિત્યવારિ, એ ભણતાં હુઈ હરખ અપાર. ૧૩૬

અગડદત્ત મુનિ તણઉં ચરિત્ર, ભણતાં ગણતાં હુઈ પવિત્ર;
પંડિત **હર્ષદત્ત** સીસ ઇમ કહઈ, ભણઈ ગણઈ તે સવિ સુખ લહઈ. ૧૨૭

—ઇતિ અગડદત્ત રાસ. ૪-૧૫ લીં૦,

—સં. ૧૬૩૭ વર્ષે આસો શુદિ ૧૨ ભોમે છકડી પાટક મધ્યે લખ્યતં ઋ૦ સોમા લખ્યાપિત પ્ર૦ શ્રી સત્યલક્ષ્મી ગણિના વાચનાર્થં

—૧૦-૧૪ લીં.

---

## ૧૩૦ દર્શન કવિ

**(૨૨૭) ચંદાયણો રાસ.** ૧૬૦૧ આસો સુદ ૧૦.

## ૧૩૧ જગાઋષિ (ગુણવિમલ) (ત૦ વિજયદાનસૂરિ—શ્રીપતિઋષિ શિ૦)

**(૨૨૭) વિચારમંજરી** સં. ૧૬૦૩

અંત—

'ચંદ્રગછિ ઉધોતકર **વિરી** શાપા મનોહર,
મનોહર શ્રી **આણંદવિમલ** સૂરીસ્વરએ, શ્રીવિજેદાન સૂરીંદએ
દીઠિ હુઇ આણંદ એ
આણંદ સાથિ ચરણકમલ તસુએ **શ્રીપતિ**રૂપી પંડિતમૂંનિ,
કુસમ કાલિ તૂ ધિનુ ધિનુ રત્નત્રઇસૂં સોભતાએ.
પંડિત **જગુ**રૂપી ઊચરિ. ૧૨૬
સંવત સોલ ત્રીડોતરિ ત્રીડોતરિ **વિચારમંજરી** એ રચીએ
એહ ભણી નિજ સદહિ રે,
રત્નત્રય જુ તે લહિ તે લહિ અવિચલ પદવી સિધનીએ.

—સં. ૧૬૦૫ વર્ષે ચૈત્ર શુદ ૧ અહિમદાવાદ મધ્યે લેખિતં

—વિવેકવિજય ભં. ઉદયપુર.

કોઈ કર્ત્તાનું નામ **ગુણવિમલ** આપે છે. એક બીજી પ્રતમાં નીચે પ્રમાણે છે.

ચંદ્રગચ્છિ ઉધોતકર વડરી સાખા મનોહરરે,
મનોહર શ્રી **આણંદવિમલ** સૂરીસ્વરએ.

શ્રી વિજયદાન સૂરીંદએ, દીઠઈ હુઇ આણુંદએ,
આણુંદ એ સાથઈ ચરણકમલ નમુંએ.
શ્રીપતિ રિષિ પંડિત નમું હું, સમકાલઈ ધનધનૂએ,
ધન ધન રત્નત્રય સિરૂં સોભતા એ.
એહ ભણીનઈ જે સર્વહઇરે, રત્નત્રય હુ તે લહઈ,
તે લહુઇ અવિચલ પદવી સિધનીએ. ૧૨૭

—ગ્રંથાગ્ર ૨૦૪ પા. ૮ પ્ર. કા.

---

## ૧૩૨ સોમવિમલસૂરિ* (ત૦ હેમવિમલસૂરિ–સૌભાગ્ય હર્ષસૂરિ શિ૦)

(૨૨૮) શ્રેણિકરાસ (સમ્યકત્વસાર રાસ) સં. ૧૬૦૩ ભાદ્રપદ સુદિ ૧ કુમારગિરિમાં

---

* હેમવિમલસૂરિ તપગચ્છના પટ્ટધર–તેમની પાટે સૌભાગ્યહર્ષસૂરિ થયા, અને તેમની પાટે સોમવિમલસૂરિ નં. ૫૮ મા થયા. તેમનો જન્મ ખંભાતમાં સમધર મંત્રી વશજ રૂપવંતને ત્યાં તેની સ્ત્રી અમરાદેથી થયો. જન્મનામ જસવંત. હેમવિમલસૂરિ પાસે સં. ૧૫૭૪ માં વૈશાખ શુદ ૩ ને દિને દીક્ષા લીધી. દીક્ષા નામ સોમવિમલ. પછી તે સૂરિએ સં.૧૫૮૩ માં સૌભાગ્યહર્ષને સૂરિપદ આપ્યું ને સૌભાગ્યહર્ષસૂરિએ પંડિતપદ સોમવિમલને શીરોહીમાં આપ્યું. અને વીજાપુરમાં અમદાવાદના સંઘે આવી ઉપાધ્યાયપદ અપાવ્યુ. સં. ૧૫૯૭ માં આસો સુદ ૫ ને ગુરૂવારે અમદાવાદમાં સોમવિમલને આચાર્યપદ આપ્યું. અને બીજા લઘુ-આચાર્ય સકલહર્ષસૂરિ સ્થાપ્યા. પછી ખંભાતમાં ગચ્છનાયકપદ સોમ-વિમલસૂરિને આપવામાં આવ્યું–સં. ૧૬૦૫ મહા સુદ પાંચમને દિને. આ તેમના શિષ્ય આણુંદસોમે સં. ૧૬૧૯ માં કરેલા સોમવિમલસૂરિ રાસ (પ્ર૦ જૈન ઐ. ગૂ. કા. સંચય–શ્રીજિનવિજયજી સંપાદિત) માંથી લીધેલું છે. સોમવિમલસૂરિ સ. ૧૬૩૭ માર્ગશીર્ષમાં સ્વર્ગભાક્ થયા.

(પ્રકાશક—શા. છોટાલાલ મગનલાલ—અમદાવાદ.)

આદિ—

દુહા.

સકલ સિદ્ધિ મંગલકરણ, જિન ચઉવીસ નમેવિ.
બ્રહ્માપુત્રી સરસ્વતી, માય–પાય પ્રણમેવિ. ૧
ગોયમ ગણધરને નમું, વિધુ ન વિણ શૃંગાર
સોહમ સ્વામી નમું સદા, જસ શાખા વિસ્તાર. ૨
સાર સદા ફલ ગુણ તણા, હું અવિચલ પટ્ટ
અનુક્રમે પચાવનમે, જસુ નામે ગહગટ્ટ. ૩
હેમવિમલ તણા દીપતા, શ્રી સોમવિમલ સુરિંદ
તેહ તણા ચરણ નમી, હયડે ધરી આનંદ. ૪
ચંદ પરે ચડતી કલા, લાજે જેહને નામ,
શિષ્ય સૌભાગ્યહર્ષ સુરિંદવર, હરખિઓ તાસ પ્રમાણ ૫
મુખ્ય અક્ષર જે કહ્યા, તે સવિ ગુરૂ પસાય,
વણ માવિત્ર જેણે શીખવ્યું, તેહના પ્રણમું પાય. ૬

વસ્તુ.

સકલ જિનવર સકલ જિનવર ચરણ વંદેવિ,
દેવી શ્રી સરસતી તણા પાયકમલ બહુ ભક્તિ જુક્તિઓ,
પ્રણમી ગોયમ સ્વામિવર, સુગુરૂપાય કમલ સ્તઓ,
શ્રેણિક રાજા ગુણ નિલુઓ, નિર્મલ બુદ્ધિ વિશાલ;
રચિસુ રાસ હું તહતણો, સુણીઓ અતિહિ રસાલ. ૭

× × × ×

અંતે—

તપગછનાયક ગણધરૂ એ માહાલંતડે, સોમસુંદર સુરિરાય,
તસ પાટ ગચ્છ તે વંદસ્યિએ મા૦, મુનિસુંદરિ સૂરિપાય.
તસ શાખા સોહંકર એ મા૦ રત્નશેખર સુરિંદ,
તસ પાટે ગયણ દીપતો એ મા૦, લક્ષ્મીસાગર સુરચંદ.
સુમતિસાધુ સુરીસરૂ એ, મા૦ અજુઆલી ગુરૂપાટ,

સોભાગી સોહામણું એ, મા૦ તસ નામે ગહગાટ.
હેમપરે જગવલ્લહુએ, મા૦ શ્રી હેમવિમલસૂરિ,
સૌભાગ્યહર્ષસૂરિ પાટધરા મા૦, નામિઇ સંપદ ભૂરિ. ૯૮
સોમવિમલસૂરિ તાસ પાટે, મા૦ પામી સુગુરૂ પસાય,
શ્રી વીરજીણેશ્વર મહિમા ધરીએ, મા૦ ગાયો શ્રેણિકરાય.
ભુવન (૩) આકાશ (૦) હેમકર (૧૬) કલાએ, મા૦ સંવત હિ નાણે,
ભાદ્રવા સુદ સોહામણી એ, મા૦ પડવે ચડયો પ્રમાણ.
કુમારપાળરાય થાપીઓ મા૦ કુમરગિરિ પુરસાર,
શાંતિ જિણુદ પસાઉલે, મા૦ રચીઓ રાસ ઉદાર.
દુહા ચોપાઈ વસ્તુ ગીત મા૦, સર્વં મળી કીધો માન,
છસે એકાશી આગલે એ મા૦ જાણે સહુએ જાણ.
અધકું ઓછું મે ભણ્યું એ મા૦, જે હોય રાસ મોઝાર,
તે પંડિત સર્વે શોધજ્યો એ, મા૦ આગમને અનુસાર.
સુણી જે નરનારી ગાયસે એ, મા૦ સુણસે આણિ રંગ,
તે સુખ સંપદા પામસે એ, મા૦ ભોગ ભલીપરે ચંગ.
જ્યાં લગે મેરૂ મહીધર એ, મા૦ જ્યાં લગે શશધર તાર,
ત્યાં લગે રાસ ચિરજયુ એ મા૦ નિત્ય મંગલ જયકાર.

ગાથા ૬૮૧ લીં. પા. ૩-૪, ડે.

લિ૦ શ્રી કુમરગિરિનગરે શ્રી સોમવિમલસૂરિણા શ્રી રસ્તુ-પાં-શ્રી સંયમધીરગણિ ગુરૂભ્યો નમઃ શષ્ય ચેલા જયવંત લષિતં-શ્રી ॥ છ ॥

—ચેનસાગર ભં. ઉદયપુર.

—સં. ૧૬૧૯ શ્રાવણ સુદ ૧૧. ૨૧-૧૬ લીં, રત્ન.

**(૨૨૯) ધમ્મિલરાસ** સં. ૧૬૧૫ (૧૫૯૧ ?) પોષ સુદ ૧ રવિવાર ખંભાતમાં

**અંતે—**

શ્રી તપગણ શિણગાર, શ્રી રતનશેખર સૂરિસાર,
સિરિ લખિમિસાગરસૂરિ, જસ નામઈ પાતક દૂરિ. ધન. ૮૬

શ્રી સુમતિસાધુ સૂરિંદ, તસુ પટ્ટઈં અભિનવચંદ,
શ્રી હેમવિમલ સૂરિરાય, જસ પ્રણમઈં ભૂપતિ પાય. ધન. ૮૭
તસુ પટ્ટઇ ધુરંધર ધીર, પય પ્રણમઇ ભૂપતિવીર,
શ્રી સોભાગહરિષ સુરીસ, કહઇ સોમવિમલ તસ સીસ. ધન. ૮૮
સંવત ચંદ નિધાનવલી તિથિ સિઉં કરીઅ પ્રધાન,
પોસ માસ શુદિ સાર, વલી પડવે આદિત્યવાર, ધન. ૮૯
શ્રી ખંભનયર સુવિશાલ, તિહાં રચિઉ રાસ રસાલ,
જે ભણઇ ચરીઅ પ્રધાન, તે પામઇ નવહ નિધાન. ધન. ૯૦

—ઇતિ શ્રી આદિનાથ પ્રસાદાત સં. ૧૬૬૭ વર્ષે લિખિતં પત્તનનગરે (પત્ર ૯. પ્ર. કા.) ડે.

**(૨૩૦) ચંપકશ્રેષ્ઠી રાસ** સં. ૧૬૨૨ શ્રાવણ શુદ ૭ શુક્રવાર. વિરાટનગરમાં

**(૨૩૧) ક્ષુલ્લકકુમાર રાસ** ૧૬૩૩ ભાદ્રપદ વદ ૮ અમદાવાદના રાજપુરમાં.

આદિ—વસ્તુ

સકલ મંગલ સકલ મંગલ કરણ શ્રીવીર,
ધીરપણઈં જિણિ તપ તપી પપી જિણિ સિદ્ધ લિધિ,
એક ચિત્તિ ચિંતીતા હુઈ સયલ વંછિત સિદ્ધિઅ,
શ્રી હેમવિમલ સૂરિંદના ચરણ કમલ વંદેવિ,
ગાઇસુ હું ક્ષુલ્લકકુમર સેવી સરસતિ દેવિ. ૧

* * * *

અંતે—

શ્રી ક્ષુલ્લકકુમર ચરિત્ર સુણઇ ગાઇં તેહ પવિત્ર,
સોમસુદર ગછિ ગુણધાર, શ્રી સોમસુદરસૂરિસર. ૩૦૨
મુનિસુંદર જસુ પરિવાર, મુનિસુંદરસૂરિ ગણધાર,
જિમ રતન શિપરિ ચડયુ સોહઈ, સૂરિ રતનશેષર મનિમોહઇ. ૩૦૩
જિમ લષિમી સાગર આપઈ, તિમ લષિમીસાગરસૂરિ થાપઈ,

ગુરૂ સુમતિ સાધુજનિ રોપઈ શ્રી સુમતિસાધુસૂરિ ઉપઇ. ૪
જિમ હેમવિમલ ગુણ ગેહ તિમ હેમવિમલસૂરિ દેહ,
સંઘ નઈં દિઈ સોભાગહરિષ, સૂરિ સોભાગહરિષ. ૫
હેમ સીસ તાસ પટ્ટધાર, સૂરિ સોમવિમલ ગણધાર,
તિણિ તવીઉ ક્ષુલ્લકકુમાર, શ્રી સંઘનઈં જયજયકાર. ૬
શ્રી ગૂજરદેશ પવિત્ર, તિહાં નગર અછઇ સુપવિત્ર,
નામિ શ્રી અહમ્મદવાદ, સુરપુરસ્યું જે લિઈં વાદ. ૭
તિહાં પુર છઈં પવિત્ર અનેક, સિરિ રાજપુર સુવિવેક,
તિહાં રચીઉ રાસ રસાલ, જે ગાતાં સુખ વિશાલ. ૮
વસ્તુ દૂહા ચોપઈ પરમાણ, સત ત્રિણિ ત્રિડોત્તર જાણ,
શત ચ્યારિ પચવીસ શ્લોક, ભણતાં હુઈ પુણ્યસિલોક. ૯
સંવત્સર સોલતેત્રીસ ૧૬૩૩ ભાદ્રવા વદિ આઠમિ દીસ,
શ્રી નેમિ જિણેસર સાંમી, તસુ નામિ નવનિધિ પાંમી. ૧૦

—ઇતિ શ્રી ક્ષુલ્લકકુમાર રિષિ રાસ સંપૂર્ણઃ-ઇલદૂર્ગ નગરે પુજ્યપંડિત શ્રી લક્ષ્મીકુલગણિ શિષ્ય મુ૦ રાજકુલ. ૮-૧૯ લીં.

**૧ કુમરગિરિમંડણ શ્રી શાંતિનાથ સ્તવન.**

**આદિ—**

સરસ વચન દિઉ સરસતી, સંતિ જિણેસર રાય,
ભગતિઈં ભાખું વીનતી, પામી શ્રી ગુરૂ પાય. ૧

* * *

**અંતે—**

સા(ડ)ત્રીસે દૂહે કરી, વીનવિઉ અંતિ જિણંદ;
શ્રી સોમવિમલ સૂરિ ઈમ ભણઈ, કુમરગિરિઈં આણંદ. ૩૮

૨ સઝાય-આદિ—કપૂર હોવે અતિ ઉજલું. (મારી પાસે છે)
૩ સઝાય—આદિ—નગર રતનપુર જાંણીયઈ, સુરવર સમવડિ જાણીયઈ. (મારી પાસે છે.)

૪ પટ્ટાવલિ સઝાય— સં. ૧૬૦૨—વિદ્યા૦
૫ દશ દૃષ્ટાંત ગીતા.

આ ઉપરાંત ગદ્યમા કલ્પસૂત્ર બાળાવબોધ રચ્યો છે.

---

## ૧૩૩ પુણ્યસાગર ( ખ. જિનહંસ સૂરિ શિ૦ )

(૨૩૨) સુબાહુ સંધિ. સં. ૧૬૦૪ જેસલમેરમાં.

અંતે—

ઇમ જંબૂનઇ સોહમ સામિઇં, એહ અજ્ઝયણ ભણ્યઉં સિવ કામિઇં;
તિમ સંબંધ એહ ગુણિ ભરિઉ, ઇગ્યારમ અંગહ ઉધરિયઉ.
સવત સોલ ચઉતર વરસઇ. જેસલમેરૂ નયર સુભ દિવસઇ.
શ્રી જિનહંસ સૂરિ ગુરૂ સીસઇ, પુણ્યસાગર ઉવઝાય જગીસઇ. ૮૮
શ્રી જિનમાણિક સૂરિ આદેસઇ, સુબાહુ ચરિત ભણિયઉ લવલેસઇ,
પાસ પસાયઇ એ રિષિ થુણતાં, રિદ્ધિ સિદ્ધિ થાયઉ જિતુ ભણતાં ૮૯

લિખિતા વા૦ શ્રી દયાકીર્ત્તિગણિ શિષ્ય પંડિત ગોડીદાસેન સં. ૧૬૯૬ વર્ષે શ્રી સંગ્રામપુરે

—ઉદયપુર ભં. પ્ર૦ કા.

[ ખ. જિનહંસસૂરિના પ્રતિમા લેખો સં. ૧૫૫૭ અને ૧૫૬૧ ના મળે છે અને તેમના પટ્ટધર જિનમાણિક્યસૂરિના સં. ૧૫૮૩,૧૫૮૪, ૧૫૯૩ અને ૧૫૯૮ ના મળે છે. ધા. સં. ભાગ ૧ અને ૨. ]

---

## ૧૩૪ વિમલચરિત્ર (ત૦ હેમવિમલસૂરિ—સૌભાગ્યહર્ષસૂરિ —સોમવિમલસૂરિ—સંઘચારિત્ર શિ૦)

(૨૩૩) રાજસિંહ રાસ—નવકાર ચઉપઇ સં. ૧૬૦૫ શ્રાવણ શુ. ૧ ગુરૂ નટપદ્ર (નડિયાદ)માં.

અંતે—

તપગચ્છ કેરૂ રાજીઉરે, માહાલંતડિ જગિ જણ પણમઇ પાય,
મુણિ સુંદરે જગ૦
શ્રી હેમવિમલ સૂરીસરૂરે, મા૦ તસુ પાટિ સોહઇ રાય. ૬૮

સૌભાગ્યહરિષ સૂરિ ગુણિસરૂરે, મા૦ મહિમા કેરૂ કંદ, સુ૦
તસુ પટિ સુવિહિત સુંદરૂરે મા૦ સોમવિમલસૂરિંદ. સુ૦ ૬૯
પંડિતતારે ચંદલુરે મા૦ બુદ્ધિઈં અભયકુમાર, સુ૦
સાધુશિરોમણિ દીપતારે મા૦ ચારિત્ર પાલઈ સાર સુ૦ ૭૦
સંઘચારિત્ર નામઈ ભલારે મા૦ મૂરતિ મોહણવેલિ સુ૦
પીહરતે પીડયા તણારે મા૦ સાધુ ગુણ કેરઈ વેલી સુ૦ ૭૧
તાસ તણઇ સુપસાઉલઈ રે, મા૦ નટ્ટપદ્ર રહી ચુમાસી સુ૦
રાસ રચીઓ નુકારનોરે મા૦ સીધિઇ હિયયા ઉલ્લાસી. સુ૦ ૭૨

ચુપઈ.

સંવત્ સોલ પંચોતેર સાર, સુદિ પડવઈ સોહઇ ગુરૂવાર
સરવડિ વરસઇ શ્રાવણમાસ, જગ સઘલાની પુહુચઇ આસ.
રાજસિંહ રાસઉ જે ભણઇ, રત્નવતી કથાસું ગણઈ
નવનિધિ મંગલમાલા મિલઈ, વિમલ ચારિત્રઇ વાંછિત ફલઈ

—૧૦—૧૬ પૂજ્યારાધ્ય શ્રી આચાર્ય રા શ્રી વિમલચારિત્ર સૂરિ (પદ) કમલ સેવક શિષ્ય હેમચારિત્ર ગણિ લિખિત. ( આ પ્રશસ્તિ સ્વ૦ ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલ એમ. એ. એ લખી મોકલી હતી. આ પ્રત વડોદરાની સેંટ્રલ લાયબ્રેરીમાં હોય તેમ જણાય છે.) હેમવિમલસૂરિ જુઓ નં. ૯૫ અને સોમવિમલસૂરિ જુઓ ન. ૧૩૦.

---

**૧૩૫ રાજપાળ ( પીપ્પલક ગ૦ સ્થાપક શાંતિસૂરિ તેના સંતાન ને પટ્ટપરંપરામાં પૂર્ણચંદ્ર શાખામાં ૧૫ મી પાટે પદ્મતિલકસૂરિ–ધર્મસાગરસૂરિ–વિમલપ્રભસૂરિ–શિષ્ય.)**

**(૨૩૪) જંબુકુમાર રાસ સં. ૧૬૦૬ (?) માહ વદ ૭ રવિ.**

આદિ—

સકલ જિનવર સકલ જિનવર સકલ સુખકાર,
સકલકલા સોભિત વિમલ મુખ મયંક સમ અમલ સોહે,

સકલ કર્મ સંખેપે કરિ મુગતિ નારિસ્યું રંગે મોહે,
તસુ પદપંકજ નિત નમું આંણી મનિ ઉલ્હાસ,
ગૌતમ ગણધર પ્રણમતાં આવે બુદ્ધિ પ્રકાશ. ૨

* * *

અંતે—

કણિકા ઉપદેશમાલથી ગુરૂ મુખે હીયે વિચારરે,
તેહ અરથ જાણી કરી મેં રચિઓ એ રાસસારરે.
વિક્રમરાયે થાપીઓ સંવત ઋતુઇંદ્ર જાણોરે,
દોઈ યુગવર સવિચારયો માસ મને મધુ આણોરે. ૨૧
કૃષ્ણપક્ષ મુનિ તિથિ ભલી તિણિ દિનિ વારજ સવિતારે.
ગુરૂ શારદ સુપસાઉલે, ચરિય રચ્યું કહે કવિતારે.
ચંદ્ર તણી શાખે હૂઆ શાંતિસૂરિ ગુરૂરાયરે,
પીંપલ ગચ્છ તેણે થાપીઓ આઠ શાપ તિહાં થાયરે. ૨૨
શાસન દેવે ચક્કેસરી ગુરૂને સાંનિધિ આવેરે,
મહિમા અતિહિંવ ધારતી શાસન જિનનું શોભાવેરે,
કહી એ શાખા એ પાંચમી પૂર્ણચંદ્ર ગુરૂ નાંમરે,
હૂઆ પાટે પનરમે પદ્મતિલકસૂરિ નાંમરે. ૨૩
શ્રી ધર્મસાગરસૂરિવર તસુ પાટે ગુણ ગાજેરે,
શ્રી વિમલપ્રભ સૂરીવર સોહે જયવતા એ રાજેરે.
તે ગુરૂના પય પ્રણમી ગાયો જંબુકુમારરે,
મુનિ રાજપાલ ભણે ઇમ કીજે સફલ અવતારરે. ૨૪

કલશ

ઇયિ જંબુ મુણસ્યે × × ×

—પર૭ શ્લોક ૯૫૫ ગ્રથાગ્ર. ૨૫–૧૫ લી. રત્ન. ઉ.

આ પિંપલગચ્છમાં જે બીજા ધર્મસાગરસૂરિ થયેલા અને જેના લેખ ધાતુપ્રતિમા પરના સં. ૧૫૧૨, ૧૫૧૫, ૧૫૩૦, ૧૫૩૧ અને ૧૫૩૫ ના મળી આવે છે, તે આ ગચ્છની ત્રિભવિયા શાખામાં થયેલા

ધર્મસુંદરસૂરિના પટ્ટધર છે, જ્યારે ઉપર પ્રશસ્તિમાં જણાવેલા ધર્મસાગરસૂરિ તે પૂર્ણચંદ્ર શાખામાં થયેલા પદ્મતિલકસૂરિના પટ્ટધર છે. આ રાસનો સંવત બરાબર નક્કી થઇ શકયો નથી.

---

## ૧૩૫ ક હર્ષવિમલ(ત૦ વિજયદાનસૂરિ–આણંદવિમલ શિ૦)

**બારવ્રત સઝાય (૧૬૧૦ પહેલાં)**

અંતે—

> તપગચ્છ મંડણ જાણીઇએ, મા૦ આણંદવિમલ સૂરીંદ,
> તસુ પાટઇ ગોયમ સમાએ મા૦ વિજયદાન મુણિંદ. ૬૪
> શ્રી આણંદવિમલ તણુએ મા૦ હર્ષવિમલ ગણીશ,
> સીસ કહઇ ભણતાં હુઇએ મા૦ નવનિધિ તસુ નિશિદીસ. ૬૫
> (પ્ર૦ કા૦ ચોપડામાં લિ. ૧૬૧૦)

---

## ૧૩૫ ખ. પ્રમોદશીલ શિ૦

**૧ શ્રી સીમંધર જિનસ્તોત્ર**–વિચાર સયુક્ત. સં. ૧૬૧૩ ફાગણ શુદ ૧૦

આદિ—

> સરસતિ સામિણિ બે કરજોડી, ગુણ ગાયસુ આલસ સવિ છોડી,
> સીમધરજિન રાયતુ, જયુજયુ સીમ૦
> પુષ્કલાવતી વિજયનૂં નામ, પુંડરીકિણી નયરી અભિરામ,
> આસ મિ કરીયસુ શોભતુ–જયુજયુ સીમં૦ ૧

અંતે—

> અનઇ સોલતેરોત્તરઈ સાર, શુદિ ફાગુણ દસમી ઉદાર.
> ઇમ ગાયુ ઉલટ આંણી, તુમ્હે વદઉ ભવિઅણ પ્રાણી. ૮૬
> કલસ
> ઇય સીમધર જિનવર નમિઈ, અસુરાસુર ભાસુરસમ જિનરાય હુઉ,

દુખ દુર્ગતિ ભંજણ જણમણ રંજણ, ભવિયણ પૂરિઈ તુહ સુહ,
**તપગછિ** સુહાકર ગુણમણિ આગર, **પ્રમોદશીલ** પંડિતપવર,
તસુ શીસ બોલઇ અમીય તોલઈ, સીમંધર જયકાર કર. ૩૭

**૨ શ્રી ૨૦ વિહરમાન બોલ ૫ સંયુક્ત ૧૭૦ જિનનામસ્તવન.**

**અંતે—** સં. ૧૬૧૩ ફા. શુ. ૧૦.

સંવત **સોલ તેરોત્તરઈ** એ, ફાગુણ શુદિ દસમી જાણિઉ,
સત્તરિસુ જિન સથુણ્યા એ, ઉલટ હીઅડઈ આણિતુ. ૨૪
સત્તિરિસુ જિનવરતણુંએ, સ્તવન ભણિંઈ નરનારિ તું,
તે નર સુખ સંપત્તિ લહિઈ એ નિશ્ચિંઈ તરઈ સંસાર તુ. ૨૫

કલશ.

ઇય સકલ જિણંદહ દુઃખ નિકંદહ, વંદઉ ભવિઅણ ભાવસિઉએ,
દુખ દુર્ગતિ ભંજણ જણમણરંજણ, જિણ ગુણ ગાઉ હરષસિઉએ,
તપગછહમંડણ દુરીયવિહડણ, **સોમવિમલ** સૂરિ જયવિરૂએ,
**પ્રમોદશીલહ સીસ** જંપઈ સંઘ ચઉવિહ સુહકરૂએ ૨૬

**૩ વીરસેન સઝાય.** ( વિષય—ઉપશમ ).

**આદિ—**

સરસતિ સામિણિ પહિલું પ્રણમીઇ, અવિરલ વાંણી જેહ નામિ પાંમીઇ,
પામીઇ વાંણી જેહ નાંમિઈ તેહના પય પ્રણમી કરી.
ક્ષમા સંબંધ હુંઅ બોલૂ સાભલજ્યો ઊલટ ધરી.
નયરીઅ ચંપા અતિહિં રૂઅડી, તિહાં જિતશત્રુ રાજીઉ.
પુર ગામ દેસહ કરી મોટઉ સજસ મહીઅલિ ગાજીઉ. ૧

× × × ×

**અંતે—**

ઇણિપરિ જે નરં ઉપસમ આદરિઇ તપ જપ સયમ ભાવિઈ અણસરિઈ
અણસરી ઉપસમ ધર્મ કરસિઈ, સંસારસાગર તે તરિઈ.
ધર્મધ્યાન સૂધાં જેહ કરિસિઈ, મુગતિરમણીસુ તે વરિઈ,
ક્ષમા અનઇ જિનધર્મ કરસિઈ, સુખ લહીસે તે નરા,
**પ્રમોદશીલહ સીસ** જંપઈ, ક્ષમાધર તુમ્હે નરવરા. ૨૫

૪ ખંધકસૂરિ સઝાય.

આદિ—

પહિલૂં પ્રણમુ સરસતિ સામિણી, ગજગતિ ચાલઈ હંસાગામિણી,
ગજગતિ ચાલઇ હંસાગામિણી.
હંસગામિણિ નમી પહિલૂં પછઇ સહિગુરૂ મનિ ધરૂં,
તે પ્રભાવિઈં ક્ષમાસંબંધ શાસ્ત્ર જોઇ હું કરૂ,
સાવત્થિ નયરી ભલી નયરી રાજા શ્રી જિતશત્રુ એ;
પુર ગામ દેસે કરી મોટઉ ખંધક નામિઈં પુત્ર એ. ૧

અંતે—

ખંધક સૂરિનિઈં ઘાણઇ ઘાલી પીલએ,
અગનિકુમાર પદવી પાવએ,
પાવ એ પદવી ક્રોધ કારણિ દેસ તિહાં બાલિઉ ઘણુઉ,
દડકારણ્ય નામ હૂઉં ક્રોધ ફલ એહવાં સુણુ,
તેહ તણે શિષ્યે પાંચસિઈં તિહાં મુગતિ હેલાંમાહિ વરી,
પ્રમોદશીલહ શીસ જંપઇ ધર્મકર ક્ષમા મનિ ધરી. ૮

---

## ૧૩૬ જયવંત સૂરિ* (અપરનામ ગુણસૌભાગ્ય. વડતપાગચ્છ વિનયમંડન ઉપાધ્યાય શિ૦)

(૨૩૬) શૃંગારમંજરી સ. ૧૬૧૪. (આમાં શીલવતીનું ચરિત્ર છે.)

* વડતપાગચ્છના સ્થાપક વિજયચંદ્રસૂરિ થયા કે જેણે પહેલાં તપગચ્છીય (નવીન કર્મ ગ્રંથાદિના કર્ત્તા) દેવેન્દ્રસૂરિ પાસે દીક્ષા લીધી હતી ને ત્યાર પછી સૂરિપદ લઇ તેમનાજ સમયમાં જૂદી પ્રરૂપણા કરી અને પોતે ખંભાતમાં વડી પોશાળમાં રહ્યા, તેથી તેમનો ગચ્છ વૃદ્ધ પૌશાલિક તપગચ્છ અને ટુંકમાં વડો તપગચ્છ ઓલખાયો. (આ સં. ૧૩૦૦ ની પછીના ૨૫ વર્ષમાં બન્યું) ત્યાર પછી આ વડતપગચ્છમાં રત્નાકર સૂરિ થયા કે જે પ્રસિદ્ધ રત્નાકર પચીશીના કર્ત્તા ગણાય છે, તેમણે સં. ૧૩૭૧ માં શત્રુંજયપર સમરાશાહે કરાવેલી ઋષભદેવની

(૨૩૬) ઋષિદત્તા રાસ સં. ૧૬૪૩ માગશર શુદ ૧૪ રવિ.
આદિ— દુહા

પ્રથમ નાથ દાતા પ્રથમ. જગગુરૂ પ્રથમ યુગાદિ,
પ્રથમ જિણંદ પ્રથમજ નમૂ, જેણિ કરી પ્રથમ પુણ્યાદિ. ૧

* * * *

---

પ્રતિમાની પ્રતિષ્ટા કરી. આ સૂરિનો ગચ્છ રત્નાકર ગચ્છ કહેવાયો. આ ગચ્છની ભૃગુકચ્છીય (ભરૂચી) શાખામાં અનેક આચાર્ય થયા તેમાં વિજયરત્ન સૂરિ નામના એક પ્રતિષ્ઠિન આચાર્ય થયા કે જેના પ્રતિમા લેખો સં. ૧૫૩૭ ના ધા. પ્ર. સં. ભાગ પહેલાના લેખાંક ૩૪, ૫૮, ૫૨૭ માં, અને ભાગ બીજામાં સ. ૧૫૧૩,-૧૫૨૯, અને ૧૫૩૭ ના અને નાહરકૃત સંગ્રહમાં સં. ૧૫૩૦ ના મળી આવે છે. તે પૈકી એક પરથી જણાય છે કે તેઓ વિજયધર્મસૂરિના પટ્ટધર હતા (વિજય-ધર્મસૂરિ તે વિજયતિલક સૂરિના પટ્ટધર હતા) આ વિજયરત્નસૂરિના ધર્મરત્નસૂરિ નામના શિષ્ય થયા કે જેના પ્રતિમા લેખો સં. ૧૫૪૪,-૫૩-૬૧-૬૫-૬૬ ના ઉક્ત ભાગ બીજામાં મળી આવે છે. આ ધર્મ-રત્નસૂરિએ સંઘપતિ ધનરાજના સંઘમાં આબુ વગેરે તીર્થોની જાત્રા કરી તે સંઘ સાથે મેદપાટ (મેવાડ) માં જઈ ચિત્રકૂટ (ચિતોડ) પર્વત ગયા ત્યાં તે વખતના મહાન્ સંગ (સગ્રામસિંહ) રાણા (રાજ્ય સ. ૧૫૬૫ થી ૧૫૮૬) એ મહા ઉત્સવથી પુરપ્રવેશ કરાવ્યો તે નગરમાં પ્રખ્યાત કર્માશાના બાપ તોલાશાહ તે સૂરિની ભક્તિ કરવા લાગ્યા. રાજસભામાં તે સૂરિએ પુરૂષોત્તમ નામના બ્રાહ્મણને વાદમાં પરાજીત કર્યો, તોલાશાહે શત્રુંજયપર પહેલાં વસ્તુપાલે (સં. ૧૨૯૮) કરાવેલી પ્રતિમા અને ત્યાર પછી સંગ્રામસિંહ સોનીએ સ. ૧૩૭૧ માં ઉપરોક્ત રત્નાકર સૂરિજી પાસે પ્રતિષ્ઠિત કરાવેલી પ્રતિમા પર મુસલમાનોએ આક્રમણ કરેલ હોવાથી તેનો ઉદ્ધાર કરવાની ઇચ્છા કરતાં ધર્મરત્નસૂરિએ જણાવ્યું હતું કે તે મનોરથ તેના પાંચ પુત્રોમાંથી સૌથી નાનો કર્માશા પૂર્ણ કરશે અને તેની પ્રતિષ્ઠા પોતાનો શિષ્ય કરશે. પોતે ત્યાં સ્વશિષ્ય નામે વિનયમંડન

બીજી પ્રતમાં નીચે પ્રમાણે આદિમાં છે.

દુહા—ઉદય અધિક દિન દિન હવઇ, જેહનઈ લીધઇ નામ,
તે પાંચે પરમેષ્ઠિને, હું નિત કરૂં પ્રણામ. ૧
શાસન સોહકરી સદા, શ્રી વિદ્યા શુભરૂપ,
તે મન સમરૂં જેહને, સેવે સુરનરભૂપ. ૨

પાઠક રાખી સંઘ સાથે ચાલી નીકળ્યા. તે પાઠક પાસે કર્માશાએ ધાર્મિક અભ્યાસ કર્યો, આ ધર્મરત્નસૂરિના બે પ્રધાન શિષ્યો હતા—૧ વિદ્યામંડન ( કે જેને સૂરિએ આચાર્ય સ્થાપ્યા ) અને ૨જા ઉપરોક્ત વિનયમંડન.

ગૂજરાતના બાદશાહ બહાદુરશાહને જ્યારે પોતાનો મોટો ભાઇ શીકંદર ગાદીપર હતો ત્યારે રીસાઇ ચિતોડ ગયો તે વખતે કર્માશાએ એક લાખ રૂપિયાની મદદ કરી હતી, પછી જ્યારે બહાદુરશાહ બાદશાહ થયો, ત્યારે કર્માશાને બોલાવી તેણે બહુ માન આપ્યુ. કર્માશાએ બાદશાહનું ફરમાન લઇ શત્રુંજય પર ઋષભનાથ તથા પુંડરીકની મૂર્ત્તિની સં. ૧૫૮૭ વૈશાખ વદિ ૬ રવિવારને દિને પ્રતિષ્ઠા કરી અને તે આ વિદ્યામંડન સૂરિના હસ્તેજ કરવામાં આવી. આ વિદ્યામંડન સૂરિના પ્રતિમાલેખ સ. ૧૫૮૭ નો ભાગ બીજામાં અને સં. ૧૫૯૭ નો ભાગ પહેલો લેખાંક ૧૧૦૭ મળે છે. આ સૂરિના શિષ્યો નામે જયમંડન, વિવેકમંડન, રત્નસાગર, સૌભાગ્યરત્ન ( પછીથી થયેલા સૂરિ કે જેનો પ્રતિમા લેખ ભાગ બીજામા સ ૧૬૩૪ નો મળે છે. ) અને સૌભાગ્યમંડન હતા, કે જે બધા શત્રુંજયપર ઉક્ત ઉત્સવ પ્રસંગે હાજર હતા. આ પૈકી વિવેકમંડને ચિતોડમાં પાર્શ્વનાથ અને સુપાર્શ્વનાથનાં ઉક્ત કર્માશાએ મંદિરો બંધાવેલાં તેમાં પ્રતિષ્ઠા કરી હતી.

વિનયમંડન પાઠક ઉપાધ્યાયે પણ ઉપરોક્ત શત્રુંજયના ઉત્સવમાં સારો ભાગ લીધો હતો. તેમના શિષ્ય વિવેકધીર ગણિ અને આપણા કવિ જયવંત સૂરિ. વિવેકધીરે ઉક્ત ઉત્સવની પ્રશસ્તિ સંસ્કૃતમાં રચી—તે ઉપરાંત તેજ સમયમાં લાવણ્યસમયે ( જુઓ નં. ૬૬ ) આ કર્માશાના ઉદ્ધારની નાની પ્રશસ્તિ સંસ્કૃતમાં પોતાના હસ્તથી લખી છે. (સં. ૧૫૮૭) કે જે પ્રશસ્તિ હાલ શત્રુંજયપર કોતરેલી વિદ્યમાન છે. વિવેક-

મિઠાઈ મુઝ વાણીએ, તેં દીધી છે ચંગ,
વલી વિશેષે વીનવું. દિએ રસ રંગ અભંગ. ૩
ઋષિદત્તા નિર્મલ થઇ, તે નિજ સત્ય પ્રમાણ,
તસ આખ્યાન વષાણવા, દિઇ મુઝ નિર્મલ વાણિ. ૪
કવિતા મહિમા વિસ્તરે, ફલીઇ વકતા આસ,
શ્રોતા અતિ રંજે જિણેં, સો દિઇ વચન વિલાસ. ૫
વિવિધપરે કેલવણુ, નિજ રમતિ અનુસાર,
તુઝ પયકમલ પ્રસાદથી, જગિ વાણી વિસ્તાર. ૬
પૂર્વે છે સુકવે કર્યાં, એહનાં ચરિત પ્રસિદ્ધ,
તોહુઇ રસિક જનાગ્રહે, એ મેં ઉદ્યમ કીધ. ૭
કેવલ લહી મુકતેં ગઈ, કીધ કલંકહ છેક,
તે ઋષિદત્તા સુચરિતં, સુણજ્યો સહુ સવિવેક. ૮

* * * *

અંતે—

વડ તપગચ્છ સોહાકરૂહો, શ્રી વિનયમંડન ગુરૂરાજિ,
રત્નત્રય આરાધકા હો જે જગિ ધર્મસહાય.

---

ધીર ગણિ શિલ્પશાસ્ત્રમાં અપ્રતિમ નિપુણ હતા ને તેમણે ઉક્ત તીર્થોદ્ધારના કાર્યમાં સૂક્ષ્મ નિરીક્ષણ શક્તિ વાપરી છે ને શિલ્પીઓના નિર્માણપર પૂરી દેખરેખ રાખી છે કે જેનું સુફલ હાલ જૈન પ્રજા ભોગવે છે; આ ગણિના ગુરૂભાઇ જયવત પડિતે સ. ૧૬૧૪ માં ગૂજરાતી કવિતામાં 'શૃગાર મજરી' નામનો એક ગ્રથ બનાવ્યો છે કે જેની રચના ઘણી સરસ અને સુંદર છે. આમાં શીલવતીનુ ચરિત્ર વર્ણવેલુ છે. આ હકીકત સાક્ષર મુનિમહારાજશ્રી જિનવિજયજીના શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધની પ્રસ્તાવના પરથી લીધી છે. વિશેષમાં ત્યાંથી જોઇ લેવુ. આપણા કવિએ પછી સૂરિની પદવી પ્રાપ્ત કરેલી જણાય છે. સં. ૧૫૮૭ માં શત્રુંજયોદ્ધાર વખતે ૨૦ વર્ષની ઉમર ઓછામાં ઓછી ગણીએ, અને ૧૬૪૩ ની તેમની કૃતિ મળી આવે છે તે પરથી તે ઓછામાં ઓછું ૭૬ વર્ષ જીવ્યા જણાય છે.

ત્રo

જે જગિ ધર્મસહાય ગુણાકર સુવિહિતનઇ ધુરિ, કિધ
તસ સીસ ગુણસોભાગ સુનામઈ, જયવંતસૂરિ પ્રસિદ્ધ,
તેણઈં રસીકજન આગ્રહ જાણી વિરચઉં સતીસુચરિત્ર,
ઉત્તમ જન ગુણ સુણતાં ભણતાં, હુઈ જન્મ પવિત્ર ૫૨૮
સંવત સોલ સોહામણો હો, સુહાટરૂઉહો ત્રિત્તાલઉ ઉદાર (સ. ૧૬૪૩)
માગસિર સુદિ ચઉદસિ દિનઈં હો દીપંતુ રવિવાર. ૫૬૧

ત્રo

દીપતું રવિવાર સુરોહિણિ સસિ, વરતઇ વૃષરાશિ.
એ ઋષિદત્તા ચરિત્ર વખાણિઉ. જયવંતસૂરિ ઉહલાસિ,
ન્યૂન અધિક જે કઈ આગમથી મિછા દુક્કડ તાસ,
કવિતા વક્તા શ્રોતાજનની, ફલયો દિનિ દિનિ આસ. ૫૬૨

(પૃ. ૨૨ પં. ૧૫ ગુ. વિ.) ડે૦ ખં ૧,

—ઇતિ ઋષિદત્તા રાસ સંપૂર્ણ. ગ્રંથાગ્ર. ૯૦૦ શુભં ભવતુ. પા. ૪૯ પં ૯ આ. ક.,૨૩-૧૩ માં.; ૩૫-૧૨ વી. પા.; ૧૯-૧૭ લીં.

—સં. ૧૭૦૬ વર્ષે ભાદ્રવા વદિ ત્રયોદસી વાર સોમે ગ્રંથાગ્ર ૯૦૦. ૨૮-૧૪ બાલવિજયજી; ૧૯-૧૫ લીં.

### (૨૩૭) નેમિરાજુલ બાર માસ વેલ પ્રબંધ.

આદિ— રાગ મલ્હાર-ધૂરિ દૂહા—

વિમલ વિહંગમવાહિની, માતા ધઉ વરદાન,
દ્વાદશ માસ સોહામણા, ગાઉં જિન ગુણ ગાન. ૧
વેધક જન મન રીઝવઈ, માનનિ મોહણ વેલિ,
ગુણસોભાગ સોહામણી, વાણી ધઉ રંગરેલિ. ૨
મુગતિ માનિની મનિ ધરી, રાજુલિ છંડિ નેમિ,
પિઉ વિછુરત ભોજકુંયરિકું, વિરહ દહઈ જિઉ નેમિ. ૩

× × × ×

અંતે—ચાર માસ ગુણુ જિણતણુડો ગાતાં મકરો પ્રમાદ,
ઋદ્ધિ અનંતી આગમહીં હો, સુણતાં હુઈ આલ્હાદ,
ત્રૂટક-સુણતાં હુઇ આલ્હાદ સદાઈ, જિણગુણ અતિહિં રસાલ,
મન નઇ ભાવિ તેહજ ભણતાં દિન દિન મંગલમાલ,
શ્રી વિનયમંડન ઉવઝાય અનોપમ, તપગછ ગયણે ચંદ,
તસુ સીસ જયવંત સૂરિવર વાણી, સુણતાં હુઈ આણંદ. ૭૭
—ગણિ ઋદ્ધિસુંદર લિખિત શ્રીમહ્લા નગરે સંવત ૧૭૦૯ ૩-૨૧. (વિ. ધ.—ગ્રંથાગ્ર શ્લોક ૧૭૫. ૪-૧૭ લી;—ઢાલબદ્ધ પાનાં ૧૦ અમ૦

૩ સીમંધર સ્તવન.

આદિ— રાગ સામેરી.

સ્વસ્તિશ્રી પુંડરગિણી, મોરા સુગુણ સીમંધર સ્વામિ
મુહ બોલતાં અમૃત ઝરે, મનોહર મોહન નામ
ગુણ-કમલ તોરે વેધીઓ, મન-ભમર મુઝરસ પૂરિ.
તુઝ ભેટવા અલજો ઘણો, કિમ કરૂં થાનિક દૂરિ રે
વાહલા તૂં પરદેસેં જઇ રહિઉરે.
દૂરિં નયન મેલાવડોરે, વાહલા તૂં૦ ૧.

* * * *

અંતે—

સાધુ શિરોમણિ જાણીએ તો, શ્રી વિનયમંડણ ઉવઝાયરે;
તાસ સીસ ગુણ આગલો તો, બહુલા પંડિત રાયરે. એહવારે ૩૬.
આસો શુદિ પૂનિમ દિને તો, શુક્રવાર એકાંતરે.
કાગલ જયવંત પડિતે તો, લિખીઓ માઝિમ રાતિ રે—
એહવારે ગુણ તુમતણા. ૩૭
—૩—૧૩ માં; પ્ર૦ કા૦

[ આ કવિને માટે જુઓ મારો લેખ આત્માનંદ પ્રકાશના વીરાત્ ૨૪૫૦ ના ૧૦ મા અંકમાં પ્રકટ થયેલ છે. ]

## ૧૩૬ ક. સહજરત્ન ( આં. ધર્મ્મમૂર્તિ શિ૦ )

**૧ વૈરાગ્યવિનતિ.** સં. ૧૬૦૫ કાર્તિક શુ. ૧૩ રવિ. નિંધરારી ગામમાં
આદિ—

આજ સફલ મનોરથ મનતણા, ભગતિઈં ગુણ ગાઉ જિનતણા,
શ્રીય કુંથનાથ દેવ અતિહિં ચગ, **નીં**ધરારિ નયર છઈ બહુઅ રંગ. ૧

* * * *

અંતે—

તૂં સ્વામીય દુખભયભજણુ, તૂં અ સ્વામી શિવપુરમંડણુ,
સવત્સર સોલ પચોત્તરઈ કાર્તિક શુદિ તેરસિ રવિ દિનઈ. ૧૩
વિધિ પષિ ગછિ ગિરૂઅડિ ગુણભંડાર, શ્રીય ધર્મ્મમૂરતિ સૂરી સુવિચાર;
આગમ જે સુત્ર વિચારસાર, પડિબોહઈ ભવીયણ તે ઉદાર. ૧૪
ચાલિ—ઇથિ મંગલકારણ દુરીનિવારણ તરણતારણ જગગરો,
**નીં**ધરાર ગામિઈં સુકૃત ઠાંમિઈ શ્રી શ્રીમાલી જયકરો.
જેહ ભાવ ભગતિઈં એક ચિત્તઈ કુંથનાથ તીર્થંકરૂં,
વણારીસ સહજરત્ન બોલઈ, એહ જિનવર સુરતરૂ. ૧૫

—સં. ૧૬૧૮ વર્ષે માહવદિ ૧૩ શનૌ. લક્ષતં.
( વિ. ધ. ચોપડો પાના ૧૭૦-૧૭૧ )

**૨ ૨૦ વિહરમાન સ્ત૦** સં. ૧૬૧૪ આંસો શુદ ૧૦ કાવિઠામાં.
આદિ—

સરસતિ દેવીય નમીય પાય, ઊલટ અગિ આંણીય;
મહીયલિ મહાવિદેહ ખેત્ર સાર, જિનવર ગુણ જાંણીય.
વિહરમાંન વીસહ જિણદ, થુણિશું જિન વગતિઈં,
શ્રી સીમધરિ પ્રથમ દેવ ગુણ ગાઉં ભગતિઈં. ૧

* * * *

અંતે—

સંવત સોલ ચૌદોત્તરઈ એ, આસો માસિ ઉદાર,
શુદિ દશમીં વિજયા દિનિહિ શ્રી ધર્મ્મમૂરતિ ગણધાર. ૮

ચાલિ—ઇય આદિ જિણેસર, સયલ તિથેસર, વિહરમાંન વીસઈ તય્યાએ,
હૂં કહૂં મન રંગિઈ ઉત્સવ ચગિઈં કાવિટ્ઠનયર સુણીય,
તેહ શિવસુખકારણ દુરીયનિવારણ તારણ શ્રીમધિર જિનહ,
વંછીય સુહ આપઈ મહિમા વ્યાપઈ કહઈ સહજરત્ન વાચક પ્રવર. ૯

[ અંચલગચ્છના ધર્મ્મમૂર્ત્તિ સૂરિના પ્રતિમા લેખો સં. ૧૬૨૯, ૧૬૪૪, ૧૬૫૪ ના મળે છે. જુઓ ધા. સં. ભાગ ૧ અને ૨. તેમનો જન્મ સં. ૧૫૮૨ માં ત્રંબાવતી-ખભાતના હંસરાજ વણિકની હાંસલદે નામની સ્ત્રીથી થયો. જન્મનામ ધર્મદાસ. દીક્ષા ૧૧૯૯ માં, આચાર્યપદ અમદાવાદમાં સં. ૧૬૦૨ મા, અને તેજ વર્ષમાં ગચ્છનાયકપદ મળ્યું. સં. ૧૬૭૦ માં પાટણમાં સ્વર્ગસ્થ થયા. જુઓ પટ્ટાવલિ ).

---

## ૧૩૬ ખ. કમલસાગર ( ત૦ હર્ષસાગર ઉ. શિ. )

**૨૪ અતિશય સ્ત૦** કડી ૩૬ સં. ૧૬૦૬.

ઈંદુરસ બિંદુ લેસ્યા (૧૬૦૬) વર્ષે વિજયરત્નસૂરિ રાજ્યે હર્ષસાગર ઉપાધ્યાયશિષ્ય કમલસાગરે ચઉતીસ અતિશય સ્તવન કડી ૩૬ નું રચ્યું.—મુનિશ્રી જિનવિજયજીની નોટ. હાલાભાઇ ભંડાર પાટણ. દા. ૮૨ માં ત્રણ પાનાની પ્રતિ છે.)

---

## ૧૩૬ દેવગુપ્તસૂરિ શિષ્ય ( બિવંદણીક ગચ્છ )

**(૨૩૮) અમરદત્ત મિત્રાનંદ રાસ** સં. ૧૬૦૬ ( શક. ૧૪૭૨ ) વૈ. વ. ૪ રવિ. ઉંઝામાં

આદિ—

વસ્તુ—

સકલ ગુણનિધિ સકલ ગુણનિધિ સકલ જિનરાય,
પયપંકજ પ્રણમી કરી, ભલે ભાવે ભારતી નમેવીય,
સહિગુરૂ ચરણે શિરનમિ એક ચિત્તં કવિરાય સેવીય

કર્મફલા ફલ જાણવા મિત્રાનંદ ચરિત્ર
બોલિસિ બહુ બુદ્ધિ કરી સુણયો સહુ ઇકચિત્ત.

* * * *

અંતે—

બેવંદણીક ગચ્છે સહિગુરૂ સાર, સકલ કલા કેરો ભંડાર,
શ્રી દેવગુપ્ત વંદૂ સૂરીસ, કરજોડી કહે તેહનો સીસ. ૧૬
સંઘ કથન થયાં ઉલટ ઘણો, રચ્યો રાસ મિત્રાનંદ તણો;
કુંથુ જિણેસર તણે પસાય, રચી ચોપઇ ઉંઝામાંહિ, ૧૭
કુંણ સંવત્સર કેહે માસ, રચ્યો રાસ તે કહું વિમાસ.
સંવત સોલ છિડોત્તરા જાણ, શાકે ચૌદ બહુત્તરિ વખાણ. ૧૮
વદિ વૈશાખ ચોથિ તિથિસાર, મૂલ નક્ષત્ર નિર્મલ રવિવાર
તેણે દિને નિપાયો રાસ, સાંભલતા સવિ પુહચે આસ ૧૯
સર્વ ગ્રંથની સખ્યા સુણો, દુહા ચોપઈ એકઠા ગુણો
ગાહા વસ્તુ તેહમાંહે ભલી, શતકપંચ બાવીસાં મિલી. ૨૦
વસ્તુ એક ચોપઇ સો ચાર, વલી એકતાલીસ અધિક વિચાર;
પ્રાકૃત ગાથા જાણો પંચ, દુહા પંચોત્તરનો સંચ. ૨૧
અધિકો ઓછો કહિયો જેહ, સહિ ગુરૂ સાખેં ખમાવું તેહ
કૃપા કરી કવિ ઉપર બહુ, ખરો કરીને ભણજ્યો સહુ, ૨૨
ભણે ભણાવે ભાવે જેહ, સંકટ નાસેં દૂરે તેહ
એક મનાં સંભલિસે જેહ, મુગતિ સવિ લહસે તેહ. પ૨૩

—રાજકોટ યતિના અપાસરાનો ભંડાર.

(દિવંદનીકગચ્છ ઉપકેશગચ્છની શાખા જણાય છે, તેમાં થયેલ દેવગુપ્ત સૂરિના પ્રતિમા લેખો સં. ૧૫૬૭, ૧૫૯૦, ૧૫૭૩, ૧૫૯૩ અને ૧૫૯૮-ધા. સં. બંને ભાગ તથા નાહરકૃત સંગ્રહમાં મળે છે, તેમાં તે સિદ્ધાચાર્ય સંતાનીય ઓળખાયેલ છે.

## ૧૩૮ હેમરાજ.

(૨૩૯) ધન્નારાસ. ૧૬૦૯—લીં.

એક હેમરાજ નામના વાચકે કાલિકાચાર્ય કથા ગ્રંથ લખ્યો છે (પાટણના ભંડારમાંની પ્રતિ) પ્રશસ્તિ લેખક તરીકે એમ આપી છે કે:- સં. ૧૬૦૯ વર્ષે શ્રી ખરતર ગચ્છે શ્રી જિનમાણિક્ય સૂરિ વિજયરાજ્યે શ્રી વિક્રમનગરે વા૦ શ્રી વિજયકીર્ત્તિ શિષ્ય. વા. હેમરાજ! તો આ અને તે બંને એક હોવા સંભવે છે.

---

## ૧૩૮ ક. દેવીદાસદ્વિજ.

+ કપડારક મહાવીર સ્તોત્ર. સં. ૧૬૧૧ આસો શુદિ પૂર્ણિમા શુક્ર.

આદિ—

સકલ જિણુંદ પાએ નમી, પાંમી પરમાણુંદ,
દોઇ કર જોડિ વીનવું, ચોવીસમો જિણચંદ. ૧

* * * *

અંતે—

ઉલાલાની ઢાલ.

ઇમિ હરષ ધરીનઈં સ્તવીઉ વીર જિણુંદ,
રાડધરપુર મંડણુ પાય પ્રણમઈં સુરિંદ.
મઇ પુન્ય પસાઈં પામ્યા જિનવરરાય, ૬૧
મુઝ પાપપડલ સવિ દુઃકૃત દૂરિ જાઈં.
શ્રી તપગચ્છ નાયક શ્રી વિજયદાન સૂરિંદ, ૬૨
તસ પાય પ્રણમીનઈં સેવઈ સુરનરવંદ.
તસ નામિ સુઝનઈં ટલીઉ ભરમ મિથ્યાત્ત, ૬૩
સેવતાં પામ્યુ જિનધર્મ જગહ વિખ્યાત,
સંવત સોલ ઇગ્યારોત્તરા વરસહ કેરૂં માન, ૬૪
આસો સુદિ પુનિમિ વાર સુક્ર સુભ થાન. ૬૫

કલશ.

ઇમ થુણિઉ જિનવર વીર સુખકર રાડધરપુર મંડણુ,

તસ પાય પણમી સીસ નામી, દુરિઅદુરગતિખંડણુ,
સેવઈ સુરાસુર, થુણઇ ભાસુર, ગરભવાસવિભંજણો.
દ્વિજ ભણઈ દેવીદાસ સેવક, સકલ સઘ મંગલકરો. ૬૬
—જીર્ણપ્રત. સા. ભં. પાટણ; પત્ર ૪ અને પત્ર ૩. પ્ર. કા.; વિ. ધ.
—ચૈત્ય૦ આદિ સંગ્રહ ભા. ૩

**૧૩૯ પ્રીતિવિજય (ત. વિજયદાનસૂરિ–આનંદવિજય શિ.)**
**(૨૪૦) બારવ્રત રાસ.** ૧૬૧૨, માગ શુ. ૧૩ ગુરૂ. સુહાલીમાં.
**આદી—**

પ્રણમી સાંતિ જિણેસર સ્વામ, સંપતિ લહીઇ જેહને નામ,
શાંતિ જિણંદતણો ઉપદેશ, સુણજ્યો ભવિકા કહું લવલેશ. ૧
પંચ પ્રમાદ રહિત જિનધર્મ, કીજે જિમ ટાલીજે કર્મ,
જતી શ્રાવક ભેદે દોય, ધર્મ કરે તે સુખીઓ હોય. ૨
પ્રથમ ધરમ જતીનો કહું, શાંતિનાથ ચરિત્રથી લહું,
ક્ષિતિપ્રતિષ્ટિત નગર મઝાર, ધનો સાર્થવાહ તિહાં સાર. ૩

* * * *

**અંતે—**

સવત સોલ બહોતરે માન, માગસિર સુદિ તેરસિ જાણ,
સુહાલા નગરે ગુરૂવાર, રચ્યો બારવ્રત રાસ ઉદાર. ૧૮
તપગણગગનવિભાસન ભાણ, શ્રી વિજયદાન સૂરિ ગુણમણિ ખાણ,
તાસ સીસ પંડિત પરધાન, આનંદવિજય ગણિ ગુણહનિધાન. ૧૯
તસ પદપંકજ ભ્રમર સમાન, જસ નામે સઘલેં જસ માન,
પ્રીતિવિજય કહે ભણતાં એહ, વછિત સંપદ આવે ગેહ. ૨૦
જિહાં લગેં અવિચલ મેરૂ ભૂધર, ગગને દીપે શશિ દિનકર,
તિહાં લગે પ્રતિપો એહ ચરિત્ર, ભણતાં સુણતાં ચિત્ત પવિત્ર. ૨૧
—ગાથા ૪૬૧. ૧૬–૧૪ લી.

## ૧૪૦ હર્ષરાજ (પૌ. વિદ્યાચંદ્રસૂરિ-લબ્ધિરાજ શિ.)

**(૨૪૧) સુરસેન રાસ.** સં. ૧૬૧૩ જેઠ શુ. ૨ શનિ. અમદાવાદમાં.

અંતે—

સંવત સોલ તેરોતરઇએ (૧૬૧૩), જ્યેષ્ટ માસ સુવિશાલ,
સુદિ પક્ષિ દિન બીજનું, શનિવાર રચ્યું રસાલ. ૨૯
શ્રી પાર્શ્વનાથ પસાઉલઈ, શ્રી ગુરનઈ ઉપગારિ,
સાધુ પુનિમા પક્ષિમંડણએ, ઉદયાચલ જિમ દિનકાર. ૩૦
સવેગ રંગિ મલપતા એ, શ્રી ઉદયચંદ સૂરીંદ,
તાસ પાટિ સોહાકરૂએ, તારકમાંહિ જિમ ચંદ. ૩૧
શ્રી મુનિચંદ્ર સૂરીશ્વરૂએ, તાસુ પાટિ પ્રગટ પ્રભાવિ,
વિદ્યમાન વિદ્યાનિલુ એ, ક્રિયાપાલ સુભ ભાવિ. ૩૨

*  *  *  *

નૃપમાંહિ ચક્રીસરૂએ, ભૂજાબલિ જિમ ગોવિંદ,
સંપ્રતિ શ્રી ગુરૂ દીપતાએ, શ્રી વિદ્યાચંદ સૂરીંદ. ૩૬
તાસ સીસ સોહામણાએ, પંડિત શ્રી લબ્ધિરાજ,
રાસ રચિઉ નિય મતિ કરીએ, પંડિત શ્રી હર્ષરાજ. ૩૭
ગુણિ મુનિ સુંદર ગુણનિલોએ, ભાનરાજ ઋષિરાજ,
દેવરાજ મુનીસરૂએ, ચેલા શવસી સાર. ૩૮
અહિમદાવાદ નગરમાંહિંએ, વિજય મુહુરત અભિરામ,
હર્ષરાજ પંડિત ભણઇએ, સીઝઈ વંછિત કામ. ૩૯

—૨૩ પત્ર દાબડો ૮૨-હાલા. ભં-પાટણ; ખં ૧.

( સાધુ પૂર્ણિમાગચ્છમાં વિદ્યાચંદ્રસૂરિ-મુનિચંદ્રસૂરિના પટ્ટે થયેલાનો લેખ સં. ૧૫૮૬ નો મળી આવે છે. લેખાંક ૧૧૧૮ ધા. સં. પહેલો ભાગ. )

## ૧૪૧ સિદ્ધિસૂરિ (બિવંદણીકગચ્છ દેવગુપ્તસૂરિ–જયસાગર શિ.)

**(૨૪૨) સિંહાસન બત્રીશી.** સં. ૧૬૧૬ વૈશાખ વદ ૩ રવિ, બારેજા (અમદાવાદ પાસે)માં.

આદિ— વસ્તુ છંદ.

વિશ્વજનની ૨ પાય પણમેવિ,
સયલ વિશ્વસુખકારણી, મુગ્ધજન બુદ્ધિદાતા,
કવિયણ મન આનંદની જગત્રમાંહિં તૂંહિ વિખ્યાતા,
કરજોડી તુમ્હ, વીનવું, દીઓ મુઝ નિરમલ મત્તિ,
કહું કથા વિક્રમતણી, તે સુણજો એક ચિત્તિ. ૧

ચોપઇ.

સરસતિ શુભમતિ દીઓ મુઝ સદા, જિમ વિક્રમ ગુણ ગાઉં મુદા,
પર ઉપગારી રાજ જિય, તાસુકથા બોલીસ બહુભિય. ૨
ત્રિભુવનમાહિ વિક્રમરાય, સત્વવંત ધુરિ સાહી કહવાય,
ભૂમડલ ભડવાઈ કરી, જસ કીરતિ ત્રિભુવન વિસ્તરી. ૩
તાસ કથા બત્રીસે જેહ, ભોજ ભૂપ આગલિ કહી તેહ,
સવિ સંબધ અછે પ્રત્યેક, તે સુણજો સહુ ધરી વિવેક. ૪
સિંહાસન બત્રીસી તેહ, લોકમાહિ સુપ્રસિદ્ધિ જેહ,
નાસ કથા હુ બોલીસ ભલી, સાંભલતાં પૂગી મન રલી. ૫
પહિલુ સિંહાસન ઉત્પત્તિ, સાંભલયો તે સહુ એક ચિત્ત,
જોયણ લાખતણે વિસ્તાર, જબુદ્વીપ છે વૃત્તાકાર. ૬

* * * *

અંતે—

જે છે સંસ્કૃતકથા પ્રબધ, તે કહ્યો ભોજ તણો સબધ,
પ્રાસ રસ અધિકો જાણીઈ, તેહ કારણિ એહ વખાણીઇ. ૬૯
કહી કથા આગૈ જેહવી, કેતી કથા કહી કેલવી,
કવિ કહે તેહમા મદયો ખોડિ, ખમાવીઈ સવિહુ કરજોડિ. ૭૦

'કિણુ કારણ એ કહ્યો પ્રબધ, હર્ષ ધરી સુલ્તાનીત (?) પ્રબંધ
ચતુર પુરૂષનેં કારણિ કરી, કહી કથા વિવહરી. ૭૧
ગૂજ્જર દેશ દેશમાંહિ સાર, શ્રી **અહમ્મદ** પુરવર સુવિચાર,
તાસ-પાસ **બારેજુ** ભલુ, તેહ વખાણુ કરૂં કેતલું. ૭૨
તિહાં શ્રી સંઘતણે ઉપદેશ, રચી ચોપૈ ધરમ વિશેપ,
કવિ કરજોડી કહેં એણીપરેં, કહું દિવસ તેવટિ ન વિસ્તરે. ૭૩
કુણ સંવચ્છરે કેહે માસે, રચ્યો પ્રબંધ જે કહું વિમાસી,
સવત **સોલ સોલોતર** જાંણિ, શાક ચૌદ બ્યાસીઓ વખાંણિ. ૭૪
શુદિ વૈશાષ ત્રીજ તિથિસાર, મૂલ નક્ષત્ર નિર્મલ રવિવાર,
શ્રી ગુરૂચરણ પસાયેં કરી, એહ પ્રબધ કવિઓ વિસ્તરી. ૭૫
**બિવંદણીક** ગછે સહિ ગુરૂસાર, શ્રી **દેવગુપ્તસૂરિ** વંદુ ગણહાર,
તાસ સીસ પડિત ગુણનિલો, શ્રી **જયસાગર** નામેં ભલો. ૭૬
તાસ સીસ કરજોડી કરી, **સિદ્ધસૂરિ** પભણે એહ ચરી,
આણી ઉલટ આણંદપૂરિ, એહ સુણતાં દુખ જાયે દૂરિ. ૭૭
ભણે ભણાવે જે મન ભાવે, સપતિ સુણતાં એણે પ્રસ્તાવે,
જા પ્રથવી અવિચલ થિર હોઇ, તાઈ કથા સુણો સહુ કોઇ. ૭૮
જા ધ્રૂ મંડલ શશિ દિનકાર, શેપ ધરે જિહાં મહીનો સાર,
તિહાં એ રાસ સદા જયકાર, જયો જયો કવિ જયજયકાર. ૭૯
**સિંહાસનબત્રીસી** તણો, રચ્યો રાસ ઉલટે થયો ઘણો,
ભણતાં સુણતાં નવનિધિ મિલી, સવિહુ જનની આસ ફલી. ૮૦
આણી અતિ ઘણા ઉલટિ આંગે, કહી કથા તે મનને રંગે,
પભણે હરસ ધરી **સિદ્ધસૂરિ**, એહ કથા સુણતાં દુખ દૂરિ. ૮૧

ઇતિ સિંહાસન દ્વાત્રિંશિકાયાં પદમિન્યોક્તા ભોજસિહાસન સ્થાપન વિધિ પૂર્વોક્ત ચરિત્ર–પ્રકટીકરણ દ્વાત્રિંશત્તમા કથા સંપૂર્ણા. સં. ૧૭૫૦ વર્ષે વૈશાપ શુદિ ૧૫ દિને અર્કવાસરે પડિત. રામવિજય ગણિ તત્ શિષ્ય ગણિ પ્રેમવિજય લિપિકૃતા શ્રી મંગલપુરે. ૪૮–૧૫ માં, ખં. ૧.

[ જુઓ દેવગુપ્તસૂરિ માટે અગાઉના કવિ–દેવગુપ્તસૂરિશિષ્ય (નં. ૧૩૬) ની નીચે ટિપ્પણ. ]

**(૨૪૩) કુલધ્વજ કુમાર રાસ.** સં. ૧૬૧૮ શ્રા. વ. ૮ રવિ.
અંતે— ઢાલ–માલંતડનુ.
બિવિંદણીક ગચ્છ ગુણનિલું પામી; શ્રી દેવગુપ્તિ સૂરિરાય, સુ.
ગચ્છપતિ ગણુનિધિ ગુણુનિલુએ, મા૦ સરોમણિ સીસ કહિવાય, સુ.
પંડિત શ્રી જયસાગરૂએ, મા૦ જ્ઞાનતણુ ભંડાર. સુ.
તસ પઇકમલજ સેવતુએ, મા૦ સિદ્ધિસૂરિ ગણુહાર, સુ. ૬૧
કરજોડી તિ ઈમ કહિ એ મા૦ સીલ તણું સુવિચાર. સુ.
કુમર કુલધજ ગાઇઆએ, મા૦ જે જગિ ગુણુહ ભંડાર, ૬૨
સંવત ૧૬૧૮ રોતરૂઇએ, મા૦ શ્રાવણુ માસ રસાલ.
વદિ આઠસ તિવિ જાણીઇએ, મા૦ રવિવાસર સુવિશાલ.
તિણુઈ દિનિએ રચિઉ રાસએ, મા૦ હરષ ધરી મનરંગિ સુ. ૬૨
જે ભણુઇ સુણુઈ નરનારિએ, મા૦ સવિ સુખ તેહનઇ અંગિ.
તે લહિ વંછિત સંપદાએ, મા૦ નેહ ધરિ હુંઈ ઋદ્ધિ વૃદ્ધિ, ૬૩
પુત્ર કલત્ર પરિવાર સિઉએ, મા૦ વછિત પામીઇ રિદ્ધિ.
ઇતિ શ્રી કુલધજ કુમાર રાસ સંપૂર્ણ:–યતિ શ્રી ન્યાનવિજય તત્ ૬૪
શિષ્ય ગ. વિનયવિજયેનાલેખી ( ગુ. વિ.

**(૨૪૪) શિવદત્ત રાસ.** શકે ૧૪૮૮ (સં. ૧૬૨૩) વર્ષે કૃતઃ–છાપ્યા
પ્રતિ. સં. ૧૬૬૭ પત્ર ૮ નં૦ ૮૨ હા. ભં. પાટણ.

---

## ૧૪૨ હેમરત્નસૂરિ ( પૌ૦ દેવતિલકસૂરિ–જ્ઞાનતિલકસૂરિ–રાજગણિ શિ. )

**(૨૪૪) શીલવતી કથા.** ૧૬૦૩ (૧૬૭૩?) પાલીમાં.
અંતે—
પૂનિમ ગચ્છપતિ ગુણુનિલો શ્રી ન્યાનતિલક સુરીસ,
જસ પયપંકય સેવતાં પૂજ્યે સયલ જગીસ. ૬૯
તસ પટા પંકજ સૂર સમ શ્રી હેમરતન સૂરીંદ,
સીલ કથા તિણિએ કહી પ્રતપો જા રવિચંદ. ૭૦

સંવત સોલત્રિશેતરે પાલી નયર મઝારિ,
સીલકથા સાચી રચી પ્રવચન વચન વિચાર. ૭૧
—લિખિતં ગણિ કેશરવિમલ ગણિ શ્રી હાજીવાસ મધ્યે-વિ. ધ. ભંડાર.

**(૨૪૫) લીલાવતી.** ૧૬૦૩—વિ. ધ.

**(૨૪૬) મહિપાલ ચોપઈ-ગાથા ૬૮૬ સં. ૧૬૩૬.**

**(૨૪૭) ગોરાવાદલ કથા-પદમણી ચોપઈ.** સં. ૧૬૪૭, (૫) ચૈ. વ. ૧૪ ગુરુ. સાદડીમાં
(ટીપમાં ૧૬૪૫-સોલઇસિઇ પણયાલ-સબળપુરમાં.)

આદિ—

દુહા.

સકલ સુખદાયક સદા સિદ્ધિ બુદ્ધિ સહિત ગુણેશ,
વિઘનવિડારણ રિધકરણ, પહિલી તુઝ પ્રણમેશ. ૧
બ્રહ્મ વિષ્ન શિવસૈ મુખૈ, નિતુ સમરૈં જસ નામ,
તિણ દેવી સરસતિ તણૈં, પદજુગ કરૂં પ્રણામ. ૨
પદમરાજ વાચક પ્રભૃતિ, પ્રણમું સદગુરૂ પાઇ,
કેલવંત સાચી કથા, તથા ન લાગૈં કાઇ. ૩
નવરસ દાખૈં નવનવા, સયણ સભા સિણગાર,
કવીયણ મુઝ કીજ્યૈ કૃપા, વદતા વયણ વિચાર. ૪
વીરા રસ સૃંગાર રસ, હાસ રસ હિત હેજ,
સાંમિ ધ્રમ વિધિ સાંભલૌ, જ્યું વાધૈ તનતેજ. ૫
સીલ સાચ જગિ ભાખીઇ, જસુ પ્રસાદિ શુખ હોઇ,
પદમણિ જિણ પરિ પાલીયૌ, સાંભલિયૌ સહુ કોઈ. ૬
ગોરૈં વાદલ રિણ ગહિલ, જિન્હૈ સુહડ બલિવંત,
બોલિસ વાત હૂઈ યથા, સુણજો સગલા સંત. ૭
રતનસેન રાજા તણૈ, છલિ રાખી કુલટેક,
ગૌરો વાદલ સૂરિમા, સતધારી સુવિવેક. ૮
સાંમિ ધ્રમ જ્યાં સાચવ્યૌ, વીરા રસ સવિસેષ,
સુહડા મૈં સોભા લહી, રાખી ખત્રવટ રેખ. ૯

યુદ્ધ જીતૌ, જસ પટીયૌ, વસુ પુડિ હુઆ વિખ્યાંત,
ચિત્રકોટ ચાવૌ કિયૌ, સુણુયો તે અવદાત. ૧૦
નર નર પતિ પંડિત સભા, સાંભલયૌ સહુ કોય,
પરચા દાંભન ધન દીઇં, ધ્રમ સંત ધારી કોઇ. ૧૧

અંતે— × × ×

ગોરા વાદલની એ કથા, કહી સુંણી પરંપર યથા,
સાભલતાં મનવંછિત ફલૈ, રોગ સોગ દૂખ દોહગ ટલૈ. ૯૦૧
સાંમ ધરમ સાપુરસા હોઇ, સીલ દ્રિઢ કુલવંતી જોઈ,
હીંદૂ ધ્રમ સત પરમાંણુ, વાગા સુજસ તણા નિસાંણુ. ૯૦૨
ધનિ નારી પદમણિનો સીલ, સંકટ માહિ પાલ્યો સીલ,
સીલ પ્રતાપૈ છૂટૈ રાઈ, ગઢ રાખ્યો જસ હૂયો સવાઈ. ૯૦૩
ધનિ ષગધારિ નર રજપૂત, સગલી વાતે રાષૈ ભૂત,
ઉતમ પુરસ ચરિત્ર સુષકંદ, સુણતાં લહીયે પરમાણંદ. ૯૦૪
પૂનિમ પક્ષ ગિરૂઆ ગણધાર, દેવતિલકસૂરિ સુપકાર,
ગ્યાંનતિલક સૂરીશ્વર તાસ, પ્રતપે પાટૈ બુદ્ધિ નિવાસ. ૯૦૫
પદમરાજ વાચક પરધાંન, પુહવી પ્રગટ સકલ ગુણવાંન,
તાસ સીસ મનરંગૈ ઘણૈ, હેમરતન વાચક ઇમ ભણૈ. ૯૦૬
વાત રચી એ વાદલ તણી, સાંમ ધરમ અતિ સોહાંમણી
વીરા રસ સિંગાર વિસેષ, સીલ સધર પદમણિ સુવિવેક. ૯૦૭
સુણતાં સુષ ચતુરાઇ વધૈ, નીતરીત સૂરાતન સધૈ,
ઊજમ તેજ હુઇ અતિ ઘણો, વિવિધ કરી જાણૈ મંત્રણો. ૯૦૮

બીજી પ્રતમાં નીચે મુજબ છે.

"**સંવત સોલહસૈ સૈતાલ,** શ્રાવણ સૂદિ પાંચિમ સૂવિસાલ.
પોહવી પીઠ ઘણુ પરગડી, સઅલપૂરી સોહૈ સાદડી.
પ્રથવી પ્રગટ રાંણ પ્રેતાપ, દિન દિન ચડતે તેજ વિખ્યાત,
તસ મંત્રીસર બુધિનિધાન, કાવેઢયા કુલતિલક સમાંન.
સાંમ ધરમ ધૂર ભાંમોસાહ, વૈરી વંસ વિધુસણ રાહ,

તસ લઘૂ ભાઇ તારાચંદ, અવની જાંણી અવતરીયો ઈંદ.
ધૂજિમ અવિચલ પાલૈ ધરા, સત્રૂ સોહ કીધા પાધરા,
તસ આદેસ લહી સદભાય, વાદલવાત રચી સદભાય.
સૂણ્યૌ તિસૌ ભાખ્યૌ પરબંધ, સાંમ ધરમ વીરારસ સંબંધ,
ઉજમ અગ હુવૈ અતિ ઘણૌ, મોહ કમ કર જાણૈ મંત્રણૌ."
સાંમ ધરમ પાલંતા સદા, પામૈ નવનિધિ ઘર સંપદા;
[ સુર નર સહૂ પ્રસંસા કરે, વરમાલા લે લિછમી વરૈ ]
ષટ સિત ગાથા પોડ સંબંધ, સૂંણતાં પાંમૈ આણંદ કંદ. ૯

કલસ કવિત્ત.

હેમરતનકી બુદ્ધિ છંદ ચોપઈ પ્રથમ કીય,
અમ કહુ વયણ વિશેષ સુકવિ રાજસ ગુણ થપીય,
સુદ્રિઢ બંધ સંગ્રામ, સૂર ચિતવેધક વાઇક,
કવિત દૂહા ચોપઈ, ધરે નૌતન જહાં લાઇક,
મહિલા ગ્રથ ઉજ્જલ કલી ત્રીયસરૂપ ભૂપણ સજે,
રંગ રેપ ભરે સિત્રામ, સિર ગુલ ક્યારી દરષત ઉપવન મઝે. ૯૧૦

દૂહા

કહૂં દોહા કહુ ચોપઈ કહુ કહુ કવિત સુચંગ,
વયણ નીરજ્યું મિલિ રહૈ, મન હુ ત્રિવેણી સંગ. ૯૧૧
અમરરાણ જેસીંઘ સુત, તપે ભાણ હીંદૂવાંણ,
પ્રિથીનાથ પૂમાણ પહ મોજલહિર મહિરાંણ. ૯૧૨
પાટ ભગત દિલ્લી પુરા સામ ધરમ પરધાન;
સીંઘ સકજ રૂપા સુતન, નિરમલ બુધિ નિધાંન. ૯૧૩
સૂરાતન વેધક ચતુર, ભેદા લગ ભૂપાલ,
અલ છલ અણકલ સાંમ ધ્રમ, વાદલ જ્યું વિરદાલ. ૯૧૪
ગુણગ્રાહક ગ્યાયક સુગણ, દત મોજાં દરિયાવ,
સીંધ સાહ રાપૈ સદા, ભાગવિજયસું ભાવ. ૯૧૫

તાસ પિયારી ચોપઇ મનમાંની અતિમોજ,
તેં દાતા ચિત રીઝવણ બંધે કવિત્ત સચોજ. ૯૧૬
વદિ ચૈતહ સાઠૈ વરસ તિથિ ચોદસિ ગુરૂવાર,
બંધે કવિત્ત સુવિત્ત પરિ, કુંભલમેર મઝાર. ૯૧૭

—ઇતિ શ્રી ગોરાવાદલરિ એ કોતિક વિષયે પદમણી ચોપઇ સંપૂર્ણમ્. સંવત ૧૭૬૭ વર્ષે પોપ વદિ ૧૦ દિને લિપિચક્રે અહ્‌મદપુરવરે. શુભં ભૂયાત્ દીર્ઘાયુષાં શ્રીરસ્તુ. ( પ્ર૦ કા૦ )

—વિવેકવિજયને। ઉદયપુર ભં.— ( દે. લા. પુ. ફં૩ )

---

## ૧૪૩ કુશલલાભ ( ખ૦ અભયધર્મ શિષ્ય. )

**(૨૪૭)+ માધવાનળ કથા—પ્રબંધ-ચરિત** ( અથવા માધવાનલ કામકુંદલા ચોપાઈ રાસ ) સં. ૧૬૧૬ ફાગણ શુ. ૧૩ રવિવાર જેસલમીરમાં.

આદિ—

વસ્તુ.

દેવિ સરસતિ ૨ સુમતિ દાતાર,
કાસમીર મુખમંડણી બ્રહ્મપુત્ર કર વિણ સોહેં
મોહન તરવર મજરી મુખમયંક ત્રિભોવન મોહેં
પયપંકજ પ્રણમી કરી આણી મન આણુંદ.
સરિસ ચરિત્ર શૃંગાર રસ પભણીસ પરમાણુંદ
માધવાનલ ૨ રૂપ નકરંદ. ૧
ચવદહ વિદ્યાધર ચતુર વિદુર જાણિ સુરગુર વિચક્ષણ,
નારદ તું વરનાદ ગુણ લહું અવે બત્રીસ લક્ષણ.
કલા બહુત્તર અતિકુશલ અભિનવ ઇંદ્ર કુમાર;
સુગુરૂ મુખેં જિમ સાંભલ્યુ વિરચિત તેહ વિચાર. ૨

* * * *

અંતે—

સંવત સોલ સોલોતરઈ, જેસલમેર મઝારિ;
ફાગણ સુદિ તેરમિ દિવસે, વિરચી આદિતિવારિ. ૫૪૫
ગાહા દૂહા નેં ચુપઇ, કવિત કથા સંબંધ;
કામકંદલા કામિની, માધવાનલ પ્રબંધ. ૫૪૬

કુશલલાભ વાચક કહઈ, સરસ ચરિત સુપ્રસિદ્ધ;
જે વાચઈ જે સંભલઈ, તીઆં મિલઈ નવ નિધિ. ૫૪૭

ગાથા ( ગ્રંથસંખ્યા પૂરાં છસેં ) સાડા પાંચસઈ, એ ચુપઇ પ્રમાણ;
તાહ (તેહ) સુણતાં સુખ દીઈ, જિમ જિમ (જે નર) ચતુરસુજાણ. ૫૪૮
રાજાલ (રાઉલ) માલ સુપાદ ધર (માન પટોધર) કુંયર શ્રી હરિરાજ,
વિરચ્યા એહ સિણગાર રસ્સ, તાસ કુતૂહલ કાજ. ૫૪૯

સારદ સુપસાઈ કરી, શીલ તણઇ અધિકારિ,
ભણઈ સભલઈ તેહ નર, સુખ પામઇ સંસારિ. ૫૫૫

—ઈતિશ્રી માધવાનલ કામકંદલા ચુપઈ રાસ સમાપ્ત.
—ઇતિશ્રી માધવાનલ ચઉપઇ સંપૂર્ણ—ગણિ કનકસાગર લિખિતં.
સંવત ૧૭૪૯ વર્ષે ફાગુણ સુદિ તિજ ભોમવારે લિખિતં કોડારીયા મધ્યે
( આ પ્રત મુનિમહારાજશ્રી સિદ્ધિ મુનિજી પાસે છે.
—લિપતં ગણિ સુમતિવિજય ૧૭-૧૫ આ૦ ક૦
—સ. ૧૮૪૮ જ્યેષ્ઠ શુદિ ૫ શુદિ ૫ શનૌ લં. મુ. ધર્મવિજય
૧૯-૧૮ માં.
+ સાહિત્ય માસિકમાં(સને ૧૯૧૫) ના છુટક છુટક પ્રસિદ્ધ થયેલ છે

(૨૪૮) મારૂઢોલાની ચોપઈ.× સં. ૧૬૧૭ વૈશાખ શુદ ૩ ગુરૂવાર.
જેસલમેરમાં.

આદી—

સકલ સુરાસુર સામિની, સુણિ માતા સરસત્તિ,
વિનય કરીને વીનવું, મુઝ ઘો અવિરલ મત્તિ. ૧

જોતાં નવરસ પણ જગિ, સવિહું ધુરિ સિણગાર,
રાગે સુર નર રંજીયે, અબલા તસુ આધાર. ૨
વચન વિલાસ વિનોદ રસ, હાવ ભાવ રતિ હાસ,
પ્રેમ પ્રીતિ સંયોગ સુખ, એ સિણગાર આવાસ. ૩
ગાહા ગૂઢા ગીત ગુણ, ઉક્તિ કથા કલ્લોલ;
ચતુર તણા ચિતરીઝવણ, કહિયે કવિ કલ્લોલ. ૪

ગાહાઃ—

મણહર નવરસ મજ્ઝે સુંદરનારીણ સરસ સંબધ,
નિરવમ કબહિ નિબદ્ધા ગુણ નુ સયણાજણા સુગુણા.
નલવર નયર નરિંદો નલરાય સુય ઉય સલ્દ કુમરવરો.
પિંગલરાય તસુ ધૂઆ વનિતા મારવણિ વરણ વસ્તુ.

* * * *

અંતે—

ગાથા સાતસઈ એહ પ્રમાણ, દૂહા નઈ ચઉપઈ વષાણ;
યાદવ રાઉલ શ્રી હરિ(મેઘ)રાજ, જોડી તારા કુતૂહલ કાજિ. ૭૦૦
જેણી પરિ કવિ સુણિ સંભલી, તિણિ પરિ મઈ જોડી મનરલી;
દૂહા કેઇ પુરાતન અછઇ, ચઉપઇ બંધ કીઉ મઈ પછઇ. ૧
[ અધિકો જે જોડયો છે બહૂ, 'કવિયણ તે સાંસહજ્યો સહૂ,
પાડેયો જિહાં વલી પાંતરો, તેહ વિચારી કરજ્યો ખરો.]
સંવત સોલસય સત્તરોતરઈ, આષાત્રીજિ વાર સુરગુરૂઈ
જોડી જેસલમેર મઝારિ, સુણતાં સુખ પામઈ સસારિ. ૨
ખરતર ગચ્છ સુગુરૂ ગહગહઇ, વાચક કુસલલાભ ઇમિ કહઈ,
મારવણીની એ ચઉપઈ, એ સુણીજ્યો એકમના થઈ. ૩
[ સાંભલતાં પામે સંપદા, રિદ્ધિ વૃદ્ધિ સુખ તિતિ સદા. ]

[ મારવાડમાં ઢોલામારૂની લોકવાર્તા ઘણીજ પ્રસિદ્ધ છે. તેના સંબંધમાં જેસલમેરના રાઉલની પચ્છાથી કવિએ આ કૃતિ બનાવી છે. કૃતિ રસભરેલી અને કૌતુકી છે.] પાનાં ૧૭ ડા. ૮૨ હા. ભ. પાટણ.

—ઇતિ ઢોલા મારૂવણી ચઉપઈ સંપૂર્ણ સં. ૧૬૭૬ વર્ષે વૈશાષ માસે શુક્લપક્ષે ૧૫ દિવસે ગુણરત્નેન લિખિત મિદં જેસ., ચ., લી.; માણેક; પાનાં ૨૪—પ્રે. ૨.; ૨૨—૧૯ માં.

x બારોટ કવિ ગોવિંદ ગિલ્લાભાઈ વાઙ્‌સૌહર્યના ૧૯૭૩ ના માર્ગશીર્ષના અંકમાં પૃ. ૧૭૭ જણાવે છે કે પોતાનીપાસે સં. ૧૬૧૫ ના વૈ. શુ. ૩ ગુરૂવારે જેસલમેરના મહારાજ હરરાજજીની આજ્ઞાથી આ કવિએ બનાવેલી શુદ્ધ અને સંપૂર્ણ પ્રત છે. આ પરથી તેણે 'મારૂ ઢોલાની વાર્તા' ના મથાળે વર્તા લખી તેમાં પ્રકટ કરાવી છે.

(૨૬૯) તેજસાર રાસ—સં. ૧૬૨૪ વીરમગામમાં

આદિ—

દૂહા.

શ્રી સિદ્ધારથ કુલતિલુ ચરમ જિણેશર વીર
પાજુગિ પ્રણમી તસતણા સોવિન્નાવન્નસિરીર. ૧
જિનવર શ્રી મુખિં ઊપદિસઉં ભવિક લોક સુખ કાજિ
જિન પ્રતિમા જિન સારષી ભાખિ શ્રી જિનરાજિ ૨
પ્રતિમા જિનની જિનપરિં આરાહિ એકંતિ
અહિ ભવિ પરભવિ સુષ લહઈ ઇમિ ભાષઈ અરિહંત. ૩
જિણહર જિનવર આગલિઈ પૂરઈ જિકો પઈવિ
તેજસાર નૃપ તણીપરિં સુષ ભાગઈ સદૈવ. ૪
ચ્યાર રાજ તિણિઈ પામીયા પૂજા તણઈ પ્રમાણિ
સર્વારથ સિધિ અછઈ લહિસિ શિવ નિર્વાણ. પા

* * * *

અંતે—

શ્રી ષરતર ગચ્છિ સહિ ગુરૂરાય, ગુરૂ શ્રી અભયધર્મ ઉવઝાય
સોલહસઇં ચઉવીસિ સાર, શ્રી વીરમપુર નયર મઝાર. ૧૫
અધિકારઈ જિનપૂજા તણઉ, વાચક કુશલલાભ ઇમિ ભણઉ,
જે વાંચઈ નઈ જે સાંભલઇ, તેહના સહૂ મનોરથ ફલઇ. ૧૬

—ઇતિ તેજસાર દીપપૂજા વિષયે રાસ સમાપ્ત. સં. ૧૬૪૪ વર્ષે પોસ સુ. ૧૪ રાજપુર નગરે. તપાગચ્છાધિરાજ શ્રીશ્રી. પરમગુરૂ ભટ્ટારક શ્રી હેમવિમલ સૂરિ, તત્ શિષ્ય મુખ્ય પંડિત શ્રી સુમતિમંડણ ગણિ. તત્ શિષ્ય (ચેલા) સહજવિમલેન લિખિતો અયં રાસ,

(પૃ. ૧૩ પં. ૧૫ ગુ. વિ.) રત્ન. ડે.; વીર. પા.

—સંવત્ પાડેશ નવનવતિ સંવત્સરે માર્ગશીર્ષ માસે કૃષ્ણપક્ષે ચતુર્થી દિવસે તિથૌ બુધવાસરે વિધિપક્ષ ગચ્છેશ ભટ્ટારક મુગટામણિ: શ્રીશ્રી ૫ ગજસાગર સૂરીંદ્ર તત્ શિષ્ય પંડિતપ્રવર શ્રીશ્રી ૪ લલિતસાગર તત્સિષ્ય ઋષિ મનિસાગર દ્વિતીય ભ્રાતૃ ઋષિ જયસાગર પાર્શ્વે સતિ શ્રી તેજસાર નૃપરાસોઽઙ લિપિતોઽસ્તિ. (ઈડર બાઇઓનો ભં.)

—૧૬-૧૫ સંવત્ ૧૭૪૨ વર્ષે શ્રાવણ વદિ ૧૨ દિને આદિત્યવારે. સકલગણિગજેંદ્રગણિ શ્રી શ્રી ૧૦૮ સૌભાગ્યવિજય ગણિ તત્શિષ્ય પ્રેમવિજય લિ૦ કંઠારીયા મધ્યે (પાલણપુર ભ.)

**(૨૫૦) અગડદત્તરાસ. (પ્રત સં. ૧૬૫૩)**

**૧ સ્તંભન પાર્શ્વનાથ સ્ત૦** ખભાતમાં.

આદિ—

પ્રભુ પ્રણમુરે પાસજિણેસર થંભણો.
ગુણ ગાવારે મુઝ મન ઉલટ અતિ ઘણો.
ગ્યાંની વિણુરે એહની આદ ન કો લહે.
તોહેં પણિરે ગીતારથ ગૂરૂ ઇમિ કહૈ—'

* * * *

અંતે—

ઈમિ સ્તવ્યો સ્થંભણ પાસ સ્વાંમી નયર શ્રી ષંભાયતે,
જમ સહા ગુરૂ શ્રીસુખ સુણિઅ વાંણિ સાસ્ત્ર આગલ સમ્મતે,
એ આદ મૂરતિ સકલસુરતિ સેવતા સુખ પામીએ,
મનભાવ આણિ લાભ જાંણિ, કુસલલાભ પજંપએ.

૫—૯ આ. કે.

૨ ગોડીપાર્શ્વનાથ સ્ત૦

આદિ—

સરસતિ સામની આપ સુરાણી, વચન વિલાસ વિમલ બ્રહ્માણી,
સકલ જોતિ સંસાર સમાણી, પાદ પરણમુ જોડિ યુગ પાણિ. ૧

× × × ×

કલસ.

અંતે—નેણિ ધરા જસ તુઝ ઉદધિ તિહાં દ્વિપ અસંખિત,
વ્યોમ ધરણિ પાયાલ આણ સુર વહે અખંડિત,
અસુર ઇંદ્ર નર અમર વિવિધ વ્યંતર વિદ્યાધર,
સેવે તુઝ પાય સય ન માઝ સુજપે નિરતર,
જગનાથ પાસ જિનવર જયો મનકામિન ચિંતામણી,
કવિ કુશલલાભ સપતિ કરણ ધવલધીંગ ગોડીધણી. ૨૩

પ્ર. કા.; ૧૪વિ. ધ. ૨-૧૪

૩ +નવકાર છંદ—

આદિ—વંછિત પુરે વિવિધ પરે, શ્રી જિનશાસન સાર,

અંતે—કલશ.

નિત્ય જપીઇ નવકાર સંસાર સંપતિ સુખદાયક;
સિદ્ધમંત્ર શાશ્વતો ઇમ જંપે શ્રી જગનાયક,
શ્રી અરિહંત સુસિદ્ધ શુદ્ધ આચાર્ય ભણિજે
શ્રી ઉવઝાય સુસાધુ પંચ પરમેષ્ટી થુણિજે;
નવકાર સાર સંસાર છે કુશલલાભ વાચક કહે,
એક ચિત્તે આરાધીઇ વિવિધ ઋદ્ધિ વંછિત લહે ૧૭ (ગુ. વિ. ભ.)

## ૧૪૪ લાવણ્યકીર્ત્તિ ( ખ૦ ખેમશાખા ગુણરંગ-જ્ઞાનવિલાસ શિ૦ )

(૨૫૧) રામકૃષ્ણ ચોપાઈ. સં. ૧૬૧૭ વૈ. શુ. ૫ વિક્રમપુર (વીકાનેર)માં

અંતે— ઢાલ નવમી (આઇસઉરે આઇમિત્તઉ મુનિવર ગાઇયઇ)

ભાવ ધરીનઈ ગુણ ગરૂઆ તણા, ગાઇજઇ સસનેહ,
ઉત્તમ સંગઈ ઉત્તમ ફલ હુવઈ, વાત કહઈ સવિ એહ. ૫૩
તિણિ કારણિ તપ સમકિતનઈ વિષઈ, રામ અનઈ ગોવિંદ,
ચરિતઇ યારત મૂલ જનમ થકી, થુણિયઈ સોહગકંદ. ૫૪
રાજઇ સૂરનસિંહ નરિંદનઈ વિક્રમપુરિ ગહગાહ;
સંવત સોલહ સય સતાહત્તરઈ, સુદિ પંચમિ વઇસાહ. ૫૫
ખેમ સાખિ જાણીતા જગત્રમઇ, વાચક શ્રી ગુણરંગ.
તાસુ સીસ વાચક ગુરૂ ચિરજયઉ જ્ઞાનવિલાસ અભંગ, ૫૬
તાસુ સીસ લવલેસઈ ઉપદિસઇ, લાવણ્યકીરતિ એમ
ભણતા ગુણતાં સાંભલતાં છતાં, થાયઇ અવિચલ ખેમ. ૫૭
કુસલસુગુરૂ સુપસાયઈ નવમી, ઢાલ ધન્યાસી રાગિ,
લાવણ્યકીરતિ પભણઈ વાચતાં અધિક વધઇ સોભાગ. ૫૮
ચતુર ચિત્તરંજન એ દાખીયઇ ઇમ લઇ છઠઈ ષંડ;
ભુવનકીરતિ બંધવ સંગમ, સદા, દિન દિન સુજસ અખંડ. ૫૯

—ઇતિશ્રી રામકૃષ્ણ ચરિત્ર ષષ્ટમષંડ સમાપ્ત. સં. ૧૭૧૩ વર્ષે માગસિર વદિ ૪ દિને શ્રી બ્રહાનપુર મધ્યે લિષિતા ચતુષ્પદિકા ગ્રંથાગ્રંથ ૧૭૦૦ શ્લોક સંખ્યા. ગાથા ૧૨૦૦ સર્વ સંખ્યા.—પા. ૪૨-૧૫ આ. ક.

(૨૫૨) ગજસુકુમાલ રાસ.

અંતે—

બંદીવાન છુડાવીયારે, સગલા નગર મઝારો,
મુહમાંગ્યા દીધા ઘણારે, ભણ માંણક ભંડારો.
મહમાંણ કઅહુ દીધા દેષી, મનરી અછા કોઇ ન રાષી,
લાવણકીરતી ઢાલ જ ભાષી. ચોથી પાંચમાંએ તહુ સાષી,
જી માતાજી જી હો. ૬

દુહો.

હાથીનો હુ ત્રૈતાલવો, દેવકીસુત સુકમાલ,
બાલક જનમ્યો તેહવો, નામે ગજસુકુમાલ. ૧

—ઇતિશ્રી ગજસુખમાલજીકી ૯ ઢાલ સપૂર્ણ. લિખિતં. જૈપર મધ્યે. શ્રી. સમત ૧૮૬૭ શ્રાવણ સુદિ ૧૧ લિપિકૃત્વા. (પૃ. ૩. પં. ૧૭ ગુ. વિ.)

---

## ૨૪૫ વિનયસાગર (ખ૦ જિનહર્ષસૂરિ સંતાનીય માનકીર્તિ-દેવકલશ-સુમતિકલશ શિ૦)

(૨૫૩) સોમચંદ રાજાની ચોપાઇ. સં. ૧૬૧૭ શ્રાવણ શુદિ ૧૫ બુધ જૌનપુરમાં.

અંતે—

સંવત સોલહ સત્તરઇરે, સંવચ્છર સુવિચાર,
સાવણ માસ સુહાવનઉરે, પૂનિમ તિથિ બુધવાર,
નગર જૌણપુર જાણીયરે, નદી ગોમતી તીર,
સકલ સંઘકઇ આગ્રહઇરે, રચી કથા સુગંભીર. ૧૫

* * * * ૧૬

શ્રી જિણમદિર સોભતોરે, અજિત જિણેસર નામ. ૧૭
વડ ખરતર ગચ્છ ભલઉરે, શ્રી જિનહર્ષ સંતાન,
શ્રીમાનકીત્તિ પાઠક ભલારે, વિદ્યારયણ નિધાન. ૧૮
તાસ શિષ્ય સોહઇ ભલારે, દેવકલસ મુનિરાય,
શ્રી સુમતિકલસ મુનિ જાણીયઇરે, નરવર વંદઇ પાય. ૧૯
તાસ શિષ્ય મુનિ રંગસુરે, વિનયસાગર મુનિ નામ,
સોમચદ ભૂપાલકીરે, કરી કથા અભિરામ. ૨૦

—૩૨૧ પદ્યો. સાગર ભં. પાટણ.

(૨૫૪) ચિત્રસેન પદ્માવતી રાસ.—દે.

---

## ૧૪૬ માન (ખ૦ શિવનિધાન શિ.) જિનસિંહસૂરિ રાજ્યે.

**(૨૫૫) કીર્તિધર સુકોસલ પ્રબંધ** સં. ૧૬૧૭ દિવાલી. પુષ્કરણમાં.

અંતે—

શ્રી ખરતરગછ છાજઈ, શ્રી જિનસિંહ સૂરિ રાજઈ,
સંવત **સોલહ સત્તરે,** દીવાલી દિનિ ગુણભરિ. ૫૦
ગુણિજન સુણિ ઘણું રીઝઈ, મૂરખ કિસુંય કહીજઈ,
હિયઈ હરષ બહુ આણી, મતિ દેઈ સાંભળઉ પ્રાણી. ૫૧
એ સંબંધ રસાલ, સુણતાં લીલવિલાસ,
શ્રી શિવનિધાન ગુરૂ સીસ, કહઈ મુનિ માન જગીસ. ૫૨
શ્રી પુષ્કરણ ચઉમાસઇ, રહતાં ચિત્ત ઉલ્હાસઈ
ભણતાં સમ સુપદાઈ, સુણતા લીલ વધાઇ. ૫૩

—(ઇડર બાઇઓનો ભં.)

---

## ૧૪૭ સાધુકીર્તિ (ખ૦ મતિવર્ધન-મેરૂતિલક-દયાકલશ-અમરમાણિક્ય શિ૦)

**(૨૫૬) સત્તરભેદી પૂજા.** સં. ૧૬૧૮ શ્રા૦ શુ. ૫ અણહિલપુરમાં

આદિ— રાગ પરપદો દૂહા.

જ્યોતિ સકલ જગિ જાગતી હૈ, સરસતિ સમરસુ ભંદ,
સત્તર સુવિધિ પૂજાતણી, પભણિસુ પરમાનદ.

ગાહા

નવણ વિલેવણ વથ જુગ, ગંધારોહણ ચ પુષ્ફરોહણયં,
માલારૂહણ વન્નયં ૨, ચુન્ન પડાગાય આભરણે,

અંતે—

અણહલપુર શાંતિ શાંતિ સબ સુખદાઈ, સો પ્રભુ નવનિધિ સિદ્ધિ
વાજૈ. ૨ ભ.

શ્રી જિનચંદ સૂરિ ગુરૂ ષરતરિપતિ ધરિ મનવચન તસુ રાજે,
સંવત સોલ અઠાર શ્રાવણ સુદિ પંચમિ દિવસ સમાજે.
દયાકલસ ગુરૂ અમરિમાણિક (ગુરૂ) તાસ પસાઈ સુવિધિઇ હું ગાજે.
કહે સાધુકીરતિ કરત જિનસંસ્તવ, સવિ લીલા સવિ સુખ સાજે. ૩ ભ.
—સં. ૧૮૨૫ મિતિ જ્યેષ્ટ શુદિ ૧ શ્રી વિક્રમપુરમધ્યે. ૪ ભ.
—શ્રી વીકાનેર મધ્યે સંવત ૧૮૧૯ વર્ષે મિતિ જ્યેષ્ટ માસે કૃષ્ણપક્ષે (પત્ર. ૪ પ્ર. કા.)
દુતીયા દિને સોમવારે પા ૮–૯ ક. મુ. (મારી પાસે છે.)

(૨૫૭) આષાઢભૂતિ પ્રબંધ. સં. ૧૬૨૪ વિજયાદશમી ગોગિ-ણીપુરમાં.

અંતે—

ખરતર ગચ્છ વાચક થયઉ, મતિવર્ધન નામ
મેરૂતિલક તસુ સીસ જે ગુણ ગણ અભિરામ. ૧૮૨
તાસુ વિનય ગુણી અછઇ, દયાકલશ મુણીશ
તાસુ સીસ રંગય કહઇ, સાધુકીરતિ જગીસ. ૧૮૩
ધમ્મ સોલહ ચઉવીસઇ સમઇ ગોગુણિપુર ઠાણિ,
કિયઉ વિજઈદશમી દિણઇ, યહુ ચરિત્ત વિનાણ. ૧૮૪
એ પ્રસ્તાવ મનોહર, નવ રસ સંબંધ,
સાધુકીરતિ મુણિવર રચ્યઉ, આષાઢ પ્રબંધ. ૧૮૫
પાપડ ગોત્રઈ પરવડઉ, શ્રીવંશ શ્રીમાલ
સાહ તેજપાલ કરાવિયઉ, સંબંધ રસાલ. ૧૮૬
લહિસ્યઈ સુષ જે ગાવિષ્યઈ નરનારી વૃંદ,
કુસલમંગલ અવચલ ધરઇ, સુણતા આણંદ. ૧૮૭

૬–શત્રુંજય (ચૈત્રી) સ્ત. ૧૬ કડીનું:—

આદિ—

પય પ્રણમી રે જિણવરના શુભ ભાવ લઇ,
પુંડરગિરિ રે, ગાઇસ્યું ગુરૂ સુપસાઉલઇ,
* * *

અંતે—

કલશ.

ઇમ કરીય પૂજાય થાજો ગહિ સંઘ પૂજા આદરઇ,
સાહમ્મિવચ્છલ કરઇ ભવિયાં, ભવસમુદ્ર લીલા તરઇ,
સપદા સોહગ તેહ માનવ, રિદ્ધિ વૃદ્ધિ બહુ લહઇ,
અમરમાણિક સીસ સુપરઇ, સાધુકીરતિ સુખ લહઇ.

૨-પ્રભાતી ૪ કડી. —૧—૧૫ (મારી પાસે છે.) ૧૬

આદિ—

રાગ દેશાખ.

આજ ઋષભ ઘરિ આવે, દેખો માઇ૦

અંતે—

ઉત્તમ દાન અમૃતરસ ઊપમ, સાધુકીર્ત્તિ ગુણ ગાવે૦ ૪ આજ૦

---

**૧૪૮ દેવશીલ** (સૌભાગ્યહર્ષસૂરિ–સોમવિમલસૂરિ–લક્ષ્મી ભદ્ર–ઉદયશીલ–ચારિત્રશીલ–પ્રમોદશીલશિ.) (મારી પાસે છે.)

(૨૫૮) *વેતાલ પંચવીસી રાસ—સં. ૧૬૧૯ બીજો શ્રાવણ વદ ૯ રવિ વડવા ગામમાં.

---

* "આ રાસ સં. ૧૬૧૯ માં રચાયેલો હોઇ એની ભાષા ૧૬ મા ૧૭ મા સૈકાની છે, અને વિમલપ્રબંધ તથા કાન્હડદે પ્રબંધની ભાષા સાથે તે ઘણી રીતે મળતી આવે છે; અને આથી તે તે સૈકાની ભાષાનું સ્વરૂપ સમજવાને ઉપયોગી થઇ પડશે. કવિ શામળભટ્ટની મડાપચીસીની વાતો મૂળરૂપે જૂની ભાષામાં આમાં છે. વૈતાલપચીશીનું મૂળ કથાસરિત્સાગર અને બૃહત્મજરી વગેરે સંસ્કૃત ગ્રંથોમા છે; અને તેમાંથી હિંદી, મરાઠી, બંગાલી વગેરે અનેક ભાષાઓમા તેમાં કંઈ કંઈ ફેરફાર અને વધારા સાથે ગદ્યમાં કે પદ્યમાં ભાષાન્તરો થયાં છે. બંગાળાના પંડીત જીવાનંદ બી. એ. પ્રકાશિત શ્રી જંભલદત્ત પ્રોક્ત પણ સંસ્કૃતમાં એક વૈતાલ પંચવિંશી છે. એ બધામાં વાર્ત્તાઓની ઘટનામાં કંઈ કંઇ ફેરફાર છે અને કોઈ કોઈમાં એક બીજાથી જુદી જુદી વાર્ત્તાઓ છે.

—રા. જગજીવન દ. મોદી.

આદિ—

સરસતી સામિણિ પય નમી, માગુ ઉચિત પસાય,
કાસમીર મુખમંડણી, વાંણી દિઉ મુઝ માય. ૧
બ્રહ્માપુત્રીનિં નમું, કમલ કમંડલ સાથ;
એક કરિ વીણા ધરી, પુસ્તક જમણિં હાથિ. ૨
હંસવાહનિ હરખિં રમિં. કરિં જગલીલ વિલાસ;
જે જગ મૂરખ માંનવી, તેહની પૂરે આસ. ૩
હીઈ સુખ દુખીઆ નરા, સુખીઆ સપતિ કોડિ;
મૂરખનિ વિદ્યા દિઈ, જું સમરે પરહોડિ. ૪

× × × ×

અંતે—

તપગછ નાયક ભુવન દિણેહ, શ્રી શ્રી સોભાગ્યહર્ષ સુરિંહ,
તસપટિ સોહિં ગુંણગેહ, જયવંતા વહિંરી જગમેહ. ૮૧૩
ગુરૂ શ્રી સોમવિમલ સૂરિરાય, પ્રણમુ અહનિસિ તેહના પાય,
તસ પડિત વર પ્રધાન, લક્ષ્મીભદ્ર નામિ સુવિહાંણ. ૮૧૪
સીસ સીરોમણિ પડિતરાય, ઉદયશીલ ગણી પ્રણમું પાય,
ચારિત્રશીલ પડિત તસ સીસ, સપરિવાર વદુ નીસદીસ. ૮૧૫
પ્રમોદશીલ પંડિત ગુરૂરાય, તેસહિ ગુરૂના પ્રણમી પાય;
કરી ચોપાઈ નાંમ વેતાલ, પચવીસે એ કથા રસાલ. ૮૧૬
સંવત સોલ ઉગણીસા વર્ષ, બીજે શ્રાવણ શાંમલ પખ્ખ;
નુંમ તણો દિન રવિવાર, નક્ષત્ર પુનર્વસુ આવ્યું સાર. ૮૧૭
વડવે ગાંમિ રહ્યા ચોમાસ, રચિઉ વાસુપુજ્યનિ પાસ,
ચોપૈકથા સંબંધ વિનોદ, સાંભલતાં ઉપજે પ્રમોદ. ૮૧૮
દૂહા ગાહા બંધ ચોપાઈ, આઠસિં નિ ત્રેવિસ જે હુઈ;
સાંભલતાં સંકટ સવિ ટલેં, ભણતાં સવિ સુખ આવિ મિલે. ૮૧૯
નવિ ચાલે તસ ભૂત વેતાલ, સાહાસ તણી એ વાત રસાલ;
વિનોદરસ રચિ દેવસીલ, ભણતાં ગુણતાં લહીઈ લીલ. ૮૨૦

हूं सविमांहि मूरख धरी, हईडे मत नहिं तेहनी खरी;
अक्षर आघुं पाछुं कह्युं, हीन अधिक पायुं नवि लह्रं. ८२१
करजोडी प्रणमु कविराय, सोधी अक्षर ठवज्यो होय;
जिहां लगे तारा रविचंद, कथा रहिज्यो जिहां तपें जिणंद. ८२२

—ઇતિ શ્રી વેતાલપચવીસી રાસ સંપૂર્ણ. ૧૮૨૯ વર્ષે ચૈત્ર શુદિ ૨ બુદ્ધે સિદ્ધિયોગે પં. શ્રી ૫ શ્રી રાજવિજયગણિ શિષ્ય પં. કૃષ્ણવિજય ગણિ લિપિકૃતં સાંતલપુરે શાંતિનાથપ્રસાદાત્ઃ શ્રે. —પ્ર. કા.

—ઇતિ શ્રી વિક્રમ મહારાજેંદ્ર ગુણોત્કીર્ત્તન વેતાલપંચવીસી કથાયાં વિવિધવિનોદવાર્ત્તાયાં પંચવિંશતિ કથા સંપૂર્ણાઃ સવત્ ૧૬૯૧ વર્ષે ફાગુણ શુદ્ધિ બીજ રવૌ શ્રી ૬ પુજ્યજી વરસિંઘજી લગ્ઘુ તસ્ય સીક્ષ્ય પંડિત સરોમણિ ઋ. શ્રી ૫ વર્ધમાનજી તસ્ય શિષ્ય ઋ શ્રી ૫ તુલસીદાસ તસ્ય સીસ્ય મુનિ કલ્યાણ લિષિતં શુભં ભવતુઃ

—(ચેનસાગરજી ભં. ઉદયપુર)

(સોમવિમલ સૂરિ માટે જુઓ નં. ૧૩૦)

+ સંશોધન કરી છપાવી પ્રસિદ્ધ કર્ત્તા રા. જગજીવનદાસ દયાળજી મોદી, સબ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ખાંભા મહાલ, વડોદરા રાજ્ય. સં. ૧૯૭૨ કિંમત દોઢ રૂપીઓ.

---

## ૧૪૯ આણંદસોમ (ત૦ સોમવિમલસૂરિ શિ૦)

(૨૫૯) + શ્રી સોમવિમલસૂરિ રાસ. સં. ૧૬૧૯ માહ ૧૦, નંદુરબારમાં.

આદિ—

सकल सदाफल सेवीइ, श्री गौतम गणधार;
मणुह मनोरथ पूरणु, लबधि तणु भंडार. १
सरसति सामिणी तुझ नमुं, मागुं अविरल बुद्धि;
जास पसाइ संपजइ, वचन तणी वर सिद्धि. २

સોભગચ્છ ગયણિ ગણિ, સોભવિમલ ગુણધાર;
શ્રી સોભવિમલ સૂરિ તણુ, રચિસુ રાસ વિસ્તાર. ૩
સાર સુગુરૂ ગુણ ગાયતાં, દુઃકૃત દૂરિં જાઈ;
રિદ્ધિ વૃદ્ધિ સુખ સંપદા, નિશ્ચઈ નિય ઘરિ થાઈ. ૪
સુરતરૂ સમ સહિગુરૂ સુગુણ, સદાચાર વિચાર;
ભાવિ ભલઇ ભેટઉ ભવિક, જિમ પામું જયકાર. ૫

× × × ×

અંતે—

લોટી ગણુડે પાએ લાગું, ગુરૂ સેવા અહનિસિ માગું;
આણંદસોભ પ્રણમઇ પાય, કરિ મઝ ગુરૂ સુપસાય. ૧૫૦

રાગ—મલ્હાર. મોરી આખડી ફરૂકઇરે. એ ઢાલ.

યુગ પ્રધાન જાણુઈ સહુ, જિનશાસન સુરતાનરે.
ગુરૂ ગુણ ગાનાં સંપદા, સહી વાધઇરે અધિકું વાન. ૧૫૧
મોરા સહિ ગુરૂ વધાવુરે, સોહાવુંરે તપગછરાય,
નિત પ્રણમુ રે શ્રીગુરૂપાય, જિમ કીજઇરે નિરમલ કાય,
જિમ હુઇરે બહુલું આય, મોરા સહિ ગુરૂ વધાવુરે.
ધિન અમરાદે કૂખડી, રૂપરાજ કુલ ધિન્ન રે
ધિન્ન સુગુરૂ જીણુઈ દીખીઆ. રૂડા ચુવિહરે સઘ સુપ્રસન્ન મો૦ ૫૨
સોભાગહરિષ સૂરિ પટિ જયુ, શ્રી હેમવિમલસૂરિ સીસરે.
ચઉવિહ સઘ ઇણિ પરિ ભણઈ, જયુ ગછપતિરે કોડિ વરીસ મો૦ ૫૩
જા ધ્રૂ સાયર ચદલુ, જાં તપઈ તેજિ દિણિંદરે;
તાં સોભવિમલસૂરિ ચિર જયુ, સુખ સંપદરે દિઉ આણંદ મો૦ ૫૪
આણંદ સોભકલા મિલી, સંવત ઓગણીસઈ માઘ માસિરે,
દસમી ગુરૂવારિ રચિઉ નંદરબારિ રે રાસ ઉલ્હાસિ. મો૦ ૫૫
મનરગિ જે ભણઇ ગુણઈ, સાંભલઇ રાસ રસાલરે,
નવ નિધિ તસુ ઘરિ અંગણઇ, સખિ ફલીફરે અમર રસાલરે. મો૦ ૧૫૬

પ્ર૦ જૈ. ઐ ગૂર્જર કાવ્ય સચય.

( આનો સાર સોભવિમલ સૂરિ નં. ૧૩૦ની નીચે આપ્યો છે. )

(૨૬૦) સ્થૂલભદ્ર સ્વાધ્યાય. સ. ૧૬૨૨ શ્રાવણ શુદિ ૧૦ વૈરાટમાં.

અંતે—

તપગચ્છિ નિર્મલચંદ્ર, શ્રી સોમવિમલ સૂરિંદ,
તસ સીસ રચિઉ સઝાય, સાંભલતાં (મન) નિર્મલ થાય.
પૃથિવી રસ સવત એહ, કુચ કર્ણ પ્રમાણિ જેહ,
શ્રાવણ શુદી દશમી દિવસિં, વયરાટિ થુણિઉ મન હરસિ,
જાં તારા ગયણિ દિણંદ, જા સાયર મેરૂ ગિરિંદ,
તાં પ્રતપું જાવલી સોમ, ઇમ ભણઇ આણંદસોમ.

—વૈરાટ (બૈરાટ) જયપુર રાજ્યમાં આવેલુ છે. (૫૩ કડી પ્ર. કા૦)

---

## ૧૫૦ વેલામુનિ અથવા મનસત્ય [ત૦ વિજયદાન સૂરિ શિ૦ )

(૨૬૧) નવતત્વ જોડિ. ( ચોપઇ ) સં. ૧૬૨૨ પહેલાં.

આદિ— મગલ કમલાકંદુ એ ઢાલ.

આદિ જિણંદ નમેવિએ, નવતત્ત્વ કહઉ સખેવિએ,
જીવતણા દસ પ્રાણ એ, પચઇંદ્રી પચ પ્રાણ એ. ૧

* * *

અંત—

ઇય નવતત્ત્વ વિચારતાં, અધિકી ઉછી ભાખિરે;
વોલી હુઇ અજાણવઇ, તે પામઉ સઘ સાખિરે.
તપગચ્છનાયક સિર ગુરૂ. વિજયદાન ગણધારરે.
વેલઉ મુનિ તસુ આણધરી કહઇ સ્વપર ઉપગારરે. ૬૪ ૬૫

૮—૧૧ ( વિ. ધ. )

બીજી પ્રતમાં નીચે પ્રમાણે છે તે પરથી રચનાર કવિનું નામ મનસત્ય જણાય છે.

અંતે—

ઇય નવ તત્ત્વ વિચારતાં અધિકૂં ઉછૂ ભાખ્યૂંરે,
બોલ્યૂં હુઈ અણજાંણવઇ તે ષાંમૂં સંઘ સાખિરે,
તપગચ્છનાયક શ્રી ગુરૂતો શ્રી વિજયદાન ગુણધારરે.
ચેલૂ મનસત આણધરઇ તુ કહસૂં પરઉપગારરે.
—સંવત્ ૧૬૫૮ વરસે આષાઢ વદિ ૨ સોમે. લેખક પાઠક શુભં
ભવતુ—પત્ર ૮ પ્ર૦ કા.

બંને નામના કવિઓ એકજ લાગે છે—(વિજયદાન સૂરિનું સૂરિપદ ૧૫૮૭, સ્વર્ગવાસ સં. ૧૬૨૨. તેથી આ કૃતિ સ. ૧૬૨૨ પહેલાંની છે.

---

## ૧૫૧ ભીમ ભાવસાર.

**(૨૬૨) શ્રેણિક રાસ.** સં. ૧૬૨૧ ભા૦ શુ૦ વટપદ્ર (વડોદરા) મા

આદિ— રાગ કેદારો.

ગોતિમનઇ સિર નામીય, મનવંછિત ફલ પામીય;
સ્વામીય સેવકની દયા કરોએ. ૧
સારદાનઈ ચરણે લાગુ, સુદ્ધિ બુદ્ધિ માતા હૂં માગુ,
ઘો મુઝનઇ વાણી અનોપમ રૂઅડી એ. ૨

ઉલાલઉ.

રૂડી તે વાણી આપો મુઝ માતા, સિદ્ધાત સૂત્ર વિસ્તાર
લાખ જોયણનૂ જંબુદીપ, ભરતખંડમાંહિ સાર. ૩

* * * +

અંતે—

વટપદ્ર નયર સંવત સોલ એકવીસઇ, ભાદ્રપદ સુદિ શુભ (ત)
વારે પ્રારભ દીસઇ.

કલસ.

કાંઇ એક કવિમતિ, કાંઇ એક સાસ્ત્રગતિ સાધસંગતિ પામીઈ,
શ્રેણિક રાસ કીઉ અતિ ઉલ્હાસઇ, જિનવાણી સિર નાંમીઇ. ૧

ગઉતમ પાએ, સારદમાએ, ચિત રાખું ચરણે સમુ,
ભાવસાર ભીમ કરજોડી બોલિ, સાધ સહુને ચરણે નમૂ.
—સંવત ૧૫૦૩ વર્ષે માઘ વદિ ૧૪ ભૌમે લિષિતં [ ગુ. વિ. ] ૩.
—સંવત ૧૬૭૨ વર્ષે ફાગુણ વદિ ૮ શુક્રે લિ૦ જોસી સવજી શ્રી સ્તંભતીર્થ સ્થાને લ૦ સુરત ભં. ગોરજી રવિહંસજી દીપહંસજી—છાપરીયા શેરી–સુરત પાસેની પ્રતિ.
મ૦ બ૦

---

## ૧૫૨ સુમતિકીર્ત્તિસૂરિ (દિ૦ સરસ્વતિગચ્છ જ્ઞાનભૂષણસૂરિશિ.)

**(૨૬૩) ધર્મપરીક્ષા** સં. ૧૬૨૫ માગશર શુદ ૨ હાસોટ નગરમાં.

આદિ—

ઢાલ રાસની.

ચંદ્રપ્રભ સ્વામી નમીઈ, ભારતી ભુરનાધાર તુ;
મૂલ સંઘ મહીયલિ મહીત, બલાત્કાર ગણ સાર તુ. ૧
વિદ્યાનંદિ સ્વામી વિબુધ, મલ્લિભૂષણ મુનિરાય તુ;
લક્ષ્મીચંદ ગુરૂ ગુણનિલોએ, પ્રણમીય તેહના પાય તુ. ૨
વીરચંદ ચર્ચિત ચતુર, ભટ્ટારક ભુવિ ભાણતુ;
જ્ઞાનભૂષણ જ્ઞાનિ ભલોએ, વિદ્યાનું દીઈ દાન તુ. ૩
પંચગુરૂના પાય નમીય, રચ્યું રાસ મન રંગિ તુ.
ધરમ તણી પરીક્ષાતણુ એ, શાસ્ત્ર જોઈ નિચંત તુ, ૪
ભવીયણ ભલી પરિ સાભલોએ, ધરમાધરમ વિચાર તુ;
દોષ મ લેસ્યો કેહતણાંએ, કહિતાં ન લહું પાર તુ. ૫

* * * *

અંતે—

દૂહા.

મૂલ સંઘ મુનિવર ઘણા હવા, સરસતિ ગછિ શૃંગાર,
કુંદકુંદાચારિજ કુલિ, પદ્મનંદ ભવતાર. ૧૧
દેવેંદ્રકીરતિ દયા આગલો, તેહ પટોધર ચંગ;
વિદ્યાનંદિ સ્વામી જયો, મલ્લિભૂષણ ઉત્તુંગ. ૧૨

લક્ષ્મીચંદ શ્રી ગુરૂ નમૂં, દીક્ષાદાયક એહ;
વીરચંદ વાંદૂ સદા, સીષાંદાયક તેહ. ૧૩

તેહ પાટિ પટ્ટોધર, જ્ઞાનભૂષણ ગુરૂરાય;
આચારિજ પદ આપીયૂં, તેહનાં પ્રણમૂં પાય. ૧૪

તેહ કુલકમલદિવસપતિ ,પ્રભાચંદ્ર યતિરાય;
ગુરૂ ગછપતિ પ્રતપો ઘણું, મેરૂ મહીધરૂ જાવ. ૧૫

**સુમતિકીરતિ** સૂરી રચ્યો, ધર્મ્મપરીક્ષા રાસ;
શાસ્ત્ર ઘણો જોઈ કરી, કીધુ બહુ પ્રકાશ. ૧૬

રયણભૂષણ રાય રંજણો, ભંજણો મિથ્યા માગ;
જિનભવનાદિક ઉધરઈ, કરઈ બહુવિધ ત્યાગ. ૧૭

મહ્આ કુગી શ્રાવક ભલા, ધેના આદિ ઉપદેસ;
બહૂ પ્રેરે પ્રારંભીયો, રચીયો તિહાં લવલેશ. ૧૮

પંડિત હે પ્રેર્યા ઘણું, વણાયગ નિં વારદાસ;
હાંસોટ નયરિ પૂરો કર્યો, ધર્મ્મપરીક્ષા રાસ. ૧૯

સંવત **સોલ પંચવીસ** નિં, માર્ગસિર શુદિ બીજવાર;
રાસ રૂડો રુલીયામણો, પૂર્ણ હવો છિ સાર. ૨૦

ભવીયણ ભાવિ ભાવિજ્યો, કીધો એહ પ્રતિબોધ;
શંકા હોઈ તે ટાલિજ્યો, જિહાં હોઈ શાસ્ત્રવિરોધ. ૨૩ (?)

પઢઈ ગુણિ જે સાંભલિ, લખઈ લખાવઈ જેહ;
(સુગતિ મુગતિ ને વર લહઈ, સુર નર સેવઈ તેહ.
રૂડો ને રલીયામણો, રાસ રચ્યો છિ એહ.
છઠો અધિકાર પૂરો હવો, ધર્મ્મપરીક્ષા ગેહ. ૧૩ (?)

—ઈતિશ્રી ધર્મ્મપરીક્ષા પષ્ઠોઽધિકાર સંપૂર્ણ સમાપ્ત:

પ્ર. ૮૩ પ. ૧૬ આ. ક; ખ. ૧ પા. ૩

## ૧૫૩ જિનચંદ્રસૂરિ + ( ખ. જિનમાણિક્ય સૂરિ શિ૦ ને પટ્ટધર )

(૨૬૪) દ્રૌપદી. જેસ૦

(૨૬૫) બાર ભાવના અધિકાર. જેસ૦

(૨૬૬) શિયલવતી. જેસ૦

+ જિનબિંબ સ્થાપન સ્ત૦ ૨૪૪. સ. મા. ભી.

(૨૬૭) શાંબ પ્રદ્યુમ્ન ચોપઈ. સં. ૧૬૨૦ આસપાસ.

(૨૬૮) બારવ્રતનો રાસ. સં. ૧૬૩૩ ફા. વ. ૫.

આદિ— ( નિગ્રંથી સાધુની ઢાલ )

પાસ જિણેસર પય નમીજી, નામઉં સહગુરૂ સીસ;
દેસવિરતિ હુ આદરૂંજી, મનમાહિ ધરિય જગીસ. ૧

---

+ વડલી ગામવાસી રીહડ ગોત્રીય શાહ શ્રીમંત પિતા અને સિરિયાદેવી માતાથી સં. ૧૫૯૪ માં જન્મ થયો. દીક્ષા. સં. ૧૬૦૪ માં લીધી. સં. ૧૬૧૨ ના ભાદ્રવા શુદિ ૯ ને દિને જેસલમેરમાં ત્યાંના રાજા માલદેવે કરેલા ઉત્સવ પૂર્વક આચાર્યપદ મળ્યું, ત્યાર પછી કર્મચંદ્ર મંત્રીના આગ્રહથી વીકાનેરમાં જઈ ક્રિયોદ્ધાર કર્યો ને ત્યાંથી અમદાવાદ શત્રુંજય જઈ ઉક્ત કર્મચંદ્રના આમંત્રણથી દીલ્હીમાં અકબર બાદશાહને પ્રતિબોધી તેમની પાસેથી આષાઢ શુદિ ૯ થી આષાઢ શુદિ ૧૫ સુધીના સાત દિવસો અમારી—જીવવધનિષેધનો હુકમ બહાર પડાવી ફરમાન લીધું હતું અને તે ફરમાન બાદશાહે પોતાના અગિયાર પ્રાંતોમાં મોકલી આપ્યું હતું. ( આ ફરમાન પત્ર હિંદી સરસ્વતી માસિકના ઈ. સ. ૧૯૧૨ ના જૂનના અંકમાં પ્રસિદ્ધ થયું છે. ) વળી બાદશાહે તેમને 'યુગપ્રધાન' એ બિરૂદ આપ્યું હતુ. આ મહાપ્રભાવક આચાર્ય થયા છે અને જૈનોન્નતિ માટે અથાગ પરિશ્રમ સેવી અનેક મહાન્ કાર્યો કર્યા છે. સં. ૧૬૭૦ ના આસો વદિ ૨ ને દિને બેનાતટમાં સ્વર્ગસ્થ થયા.

સુવિનાણી પ્રાણી શ્રાવક વ્રતિ ચિત લાય,
મુનિમારગ અતિ દોહિલઉછઈ, એ સુખિ સિદ્ધિ ઉપાય.
—સુવિ૦—એ આંકણી.
તિહ પહિલઉ સમકિત ખરઉછઈ, જિમ મંદિર થિર થંભ,
સમકિત સુરસુખ પામિયઇછઈ, સમકિત સિદ્ધિ સુલંભ સુવિ૦

* * * *

અંતે—

સવત સોલહ સય તેતીસઈ, ફાગુણ વદિ પંચમિ ઉલ્હાસઇ,
ખરતર ગછિ ગરૂયઉ ગુણ રાજઈ, શ્રી જિણચંદસૂરિ ગુરૂપાસિ. ૯૨
શ્રાવિકા ગેલીએ વ્રત લીધા, કીધા નરભવ સફલા આજ;
પાસ પસાયઇ એ વિધિ કરતાં, પામિસિ સિવનગરીના રાજ. ૯૩
બારહવ્રત સૂધા પાલેવા. એમ કરઇ પરિગહ પરિમાણ;
લીલ વિનાસ સદા સુખ પામઇ, વાધઇ દિન દિન કલા વિનાણ. ૯૪
—ઇતિ શ્રી ઇચ્છાપરિણામટિપ્પનકે સવત્ ૧૬૨૩ વર્ષે ફાગુણ વદિ પંચમી દિને શ્રીમચ્છ્રી ખરતરગચ્છાધિરાજ શ્રી જિનમાણિક્યસૂરિ પટ્ટાલંકાર શ્રી જિનચંદ્રસૂરિ રાજાનાં સ્વહસ્તેન ગેલી સુશ્રાવિકયા ગૃહીતં.
(કુલ ૯૩ ટૂંક છે. આમોદના યતિ ચંદ્રવિજય પાસે પ્રત છે.)

---

## ૧૫૪ રત્નસુંદર. (પૌ૦ ગુણમેરૂ સૂરિ શિ૦)

### (૨૬૯) પંચોપાખ્યાન ચતુષ્પદિ. ૧૬૨૨ સાણંદમાં.

* * * *

આદિ—

સુગુરૂચરણનું લહી પસાય, પૂનિમપક્ષપ્રવર ગુરૂરાય;
ગિરૂઆ શ્રી ગુણમેરૂ સૂરીશ, વચનસાર તસ બોલે શીસ. ૧૫

દૂહા.

વચનસાર અતિ સરસ, દિઓ જનરંજન દેવ;
વિઘનરહિત વિદ્યા વિભવ, આપિ સદા મુઝ એવ. ૧૬

સિદ્ધ વેદ આગમ નિગમ, વ્યાકરણુ સ્મૃતિ પુરાણુ,
તર્ક છંદ લક્ષણુ ભરહ, જ્યોતિષ વૈદ્ય કુરાણુ. ૧૭
કામ કોકે રતિ રહસ્ય વિધિ, સ્વપ્ન શકુન લખ કોડિ;
નીતિ બુદ્ધિ શ્રુત બલ વિના, નવિ કોઇ જાણે ખોડી. ૧૮
શ્રુતસાયરતટ પામવા. નીતિ બુદ્ધિ દોઇ નાવ,
ધર્મ કર્મનુ પામીએ, જો હોઇ બુદ્ધિ પ્રભાવ. ૧૯
**વિષ્ણુશર્મા વાડવ ભલો**, **શ્રીગોડ** નાતિ સુજાણુ:
સરસ કથા રસ વીનવે, નામે **પંચાખ્યાન**. ૨૦
નહિ વિદ્યા બુદ્ધિ તેટલી, તો કવિસ્યું શ્યો વાદ;
કાંઇ જે અક્ષર લહું, તે ગુરૂચરણુપ્રસાદ. ૨૧

ચોપઇ.

**પંચતંત્ર** અછે જેહમાંહિ, નામે **પંચાખ્યાન** કહેવાઇ;
જાણુ અજાણુ જિમ પ્રીછે બાલ, **બોલિશ ચોપઇમાંહિ** રસાલ ૨૧

આમાં પહેલો અધિકાર પૂરો થાય છે તે અને તે અધિકારમાં કર્તાનુ નામ નથી મળતુ કારણ કે આના જેવુ લખ્યું હોય છે કે:—

પંચાખ્યાન પ્રથમ અધિકાર, મિત્ર ભેદ બોલ્યો વિસ્તાર,
પક્ષ પુનિમ શ્રી **ગુણમેરૂસૂરિ, સુગુરૂ સીસ બોલે રસપૂરિ.** ૫૨
કુમર રહ્યા મનમાં રણઝણી, વચન વિષ્ણુશર્માના સુણી;
પ્રથમ કહ્યો મિત્રભેદ વિચાર, ભણી સુણી લહીએ જયકાર.

—ઇતિ શ્રી પચાખ્યાન રાજનીતિબુદ્ધિશાસ્ત્રે મિત્રભેદ પ્રથમો—
ધિકારઃ સંપૂર્ણમ્.

પરંતુ બીજામાં કહ્યું છે કે

મિત્રપ્રાપ્તિ બીજો અધિકાર, વિષ્ણુશર્મા કહે સુણો કુમાર,
પુનિમ ગચ્છ શ્રી **ગુણમેરૂ** સૂરિ, **રત્નસુંદર** બોલે રસપૂરિ.

—ઇતિ શ્રી પંચાખ્યાને રાજનીતિ બુદ્ધિશાસ્ત્રે મિત્રપ્રાપ્તિ દ્વિતીયો-
ધિકારઃ—

૩ જા અધિકારની અંતે પણ ૧ લા પ્રમાણે છે.

૪ થામાં.

પક્ષ પૂનિમ શ્રી ગુણમેરૂસૂરિ, સુંદર સીસ બોલે રસપૂરિ,

૫ મો અધૂરો આમાં છે.

પૃ. ૬૨ (ખંડિત પ્રશસ્તિ નથી મો. સે. લા.)

પૃ. ૭૮ અમ૦; દિ. ધ.

( ડા. હર્ટલે પચતત્ર સંબંધી ઘણી જબરી શોધખોળ કરી છે; તે પરનાં સર્વ પુસ્તકો દરેક ભાષામાંના જોઇ જઇ સિદ્ધ કર્યું છે કે પંચતંત્રના મૂળ ઉત્પાદક જૈન છે. આ ચોપઈ પણ તેમણે જોઈ છે. )

**(૨૭૦) શુકબહોતરી.** ૧૬૩૮ આશો શુદ ૫ સોમ. ખંભાતમાં.

**આદિ—**

ગાથા.

સયલ સુરાસુર માયા, મંગલ કલ્યાણ સુજસ જય નિલય,
વરવિજ્જાધણદાયા, સા શારદ પઢમ પણમામિ. ૧

છપ્પય.

આદિ રિસહજિણનાહ, અજિય સંભવ અભિનંદણ,
સુમઇ પઉમ પ્પહદેવ, સુપાસ ચંદપ્પહ વંદણ.

* * * *

**અંતે—**

( સરસ્વતી સ્તુતિ મોટી છે. પછી ગુરૂ સ્તુતિ. )

વસ્તુ— સયલ મંગલ સયલ મંગલ, કરણ જિનરાય,
ચઉવીસે પણમી કરી, ધરિય ચિત્ત સરસત્તિ સામિણિ.
ગુરૂ ગોયમ ગણહર નમી, રિદ્ધિ બુદ્ધિ સુવિશુદ્ધ કરણિ,
સરસ ઝમક પદબધસ્યું, કથસું કથા રસાલ
બહુત્તરિ બુધ્યેં આગલી, સુણયો બાલગોપાલ. ૩૩

દૂહા— આગે કવિ કહેતાં રહે અધિચિચિ કાંઇ ઉંણ,
ધરિ છેહડે ઓછું અધિક, તે કરસ્યું પરિપુન્ન. ૩૪

ચોપઇ— સોલસેં અઠત્રીસો સાર, આસો સુદિ પંચમિ શશિવાર,
પૂનિમપક્ષ ગચ્છપતિ ગણધાર, શ્રી ગુણમેરૂસૂરિ ગુરૂસાર. ૩૫

તાસ સીસ પ્રણમી ગુરૂ પાય, કથા પંડિત દેખી સન્નિ થાય,
કથા તણો કીજે ઉદ્ધાર, દોષ મ દેસો કોઇ લિગાર. ૩૬

કરૂં કવિત પૂરૂ મનકોડિ, યુગતિ સગતિસ્યૂં બાંધી જોડિ,
સરસ વચન સકાનાં સાર, કવિ મુખ કહતહુ જયો જયકાર.

* * * *

અંતે—

સારદ ગુરૂ પસાઈ કરી, ગુરૂ ગચ્છપતિ પાએ અણુસરી,
શ્રી ગુણમેરૂ સૂરિવર સીસ, રત્નસુંદર સૂરિ કહે જગીસ. ૧૬
ગુજ્જરદેશ ત્રંબાવતિ ઠામ, થંભણપાસ તીરથ અભિરામ,
સાનિધિ શ્રી જિન શાસણિ કરી, એ કહી કથા શુકબહોતરી. ૧૭
છપ્પય ગાહા દૂહા ચોપઈ, વસ્તુ અડયલ પદ બંધે થઇ,
સંખ્યા સર્વ સુણેજ્યો સહી, શત ચોવીસ ઉપરિ એકહી. ૧૮
(પંચત્રીસ માજનાઈ)

પ્રસિદ્ધ નામ એ શુકબહુત્તરી, બીજે નામ એ રસમંજરી,
મુજ શિરિ બુદ્ધિમતી નહી તેઇસી, રચું કવીશ્વરની પરિ જિસી. ૧૯
જા ધ્રુ તારી શશિહર સૂર, જ્યાં મહિમેરૂ જલનિધિ પૂર,
ભણો ભણાવો નિર્મલબુદ્ધિ, જિમ લહો મન વચ કાયજ સુદ્ધિ. ૨૦
મંગલ પહિલો જિન ચોવીસ બીજે મંગલ ગોયમસીસ,
ત્રીજે મંગલ ગુરૂ અભિધાન, ચોથો જિનશાસન પરધાન. ૨૧

—ઇતિ શ્રી રસમંજરી કથા શુકબહુત્તરી ચોપઇબદ્ધ—લિ. સં. ૧૮૪૦ માર્ગ૦ શુ. ૭ રવિ. શ્રી દ્રાફા મધ્યે. રાજકોટ. યતિ. અ. ડે.

—પાનાં ૧૧૦ સં. ૧૭૫૦ વર્ષે વૈશાખ માસે શુકલ પક્ષે ચતુર્દસ્યાં તિથૌ શનિવાસરે શ્રી જસનગર મધ્યે લિખિતં ગણિ ગિનાંનવિજય ॥ ઉદેપુર યતિ ચેતનસાગરજીનો ભંડાર.

( પૂર્ણિમાગચ્છના ગુણમેરૂ સૂરિ તે સૌભાગ્યરત્નસૂરિના પટ્ટધર હતા. તેમના પ્રતિમાલેખ સં. ૧૫૮૮ અને ૧૫૯૧ ના મળે છે—જુઓ લેખાંક ૧૦૭૦ ભાગ પહેલો અને ૨૯૨ ભાગ બીજો ધા. સં. )

---

## ૧૫૫ હીરકલશ (ખ૦ દેવતિલક ઉ.—હર્ષપ્રભ શિ.)

**(૨૭૧) સમ્યકત્વ કૌમુદીરાસ.** ૧૬૨૪ માહ શુ. ૧૫ બુધ. સવાલખ દેશમાં.

* * * *

અંતે—

( ઢાલ ધન્નારી ચઉપઇરી છેહિલી. )

શાસન નાયક વીરજિણેસર, પૂજો જઇ નિતુ ચંદણુ કેસરિ,
તસ પટિ સોહમ વંસિ,
ગુણ વરણું બઢ કઈ ન જાણું, શાષા વયર કુમરની જાણ,
ખરતર ગછિ પ્રશસિ. ૮૭
શ્રી જિણમાણિકસૂરિ ગુરપાટ, નામ જપતાં હુઇ ગહગાટ,
શ્રી જિણચંદ સૂરિંદ,
જસુનામિઈ સવિ વાદી ભાજઇ, કેસરિની પરિ ગુહિરૂ ગાજઇ,
રાજઇ મુણિવરવૃંદ. ૮૮
શ્રી સાગરચંદ્ર સૂરિ આચારિજ, જીએ કીયા મોટા જગિ કારિજ,
જિણિ ઉથાપિ કુશીલ,
થાપિઉં શીલવંત ગછનાયક, એ છઇ મહીમતિ મોટાં વાયક,
પાઇ નમઇ જસુ લીલ. ૮૯
મહિમરાજ વાચક તસુ સીસ, પાટિ તાસુ વલિ વાણારીસ,
દયાસાગર તસુ નામ,
તાસુ સીસ પદવી વાણારી, જ્ઞાનમંદિર ગુરૂ મહાવિચારી,
પુહવી સારી મામ. ૯૦

મહીયલિ તામ પાટિ વિખાય, ગુરૂ શ્રી દેવતિલક ઉવઝાય,
તાસુ સીસ સુપદાય,
હર્ષપ્રભુ નામઈં મુનિરાય, હીરકલસ તસ સીસ કહાય,
પામી સુગુરૂ પસાય. ૯૧
**સંવત સોલહસઈં ચઉવીસ**, માહી પૂનિમ બુધ સરીસ,
પુષ્પ નક્ષત્રઈં લેહ,
દેશ સવાલખ નયરી જેહ, ધર્મ્મ તણઉ જિહાં વાધ્યુ નેહ,
તિહાં કીધ ચઉપઇ એહ. ૯૨
ઇતિ શ્રી સમકિતકૌમદિ ચરીય, મઈં સષેપઈં એ ઉદ્ધરિય,
વિસ્તરિ ગુરૂમુખિ વાણિ,
ભણઈં ગુણઇ જે સુણઈં અહોનિશિ, ઘરિ બઇઠાં તસુ થાઇ સવિ વસિ,
રિદ્ધિ વૃદ્ધિ કલ્યાંણ. ૬૯૩

—સં. ૧૬૫૨ વર્ષે ભાદ્રવા વદિ ૪ ભોમવારે લિ. વનાસુત પરીખ વીરદાસ સ્વપઠનાર્થ લષાપિતં ગ્રથાગ્રં ૧૦૫૦ શ્લોકઈં ૩૧-૧૬
( વિ. ધ. )

**(૨૭૨) સિંહાસન બત્રીશી.** સં. ૧૬૩૬ આસો વદ ૨. સવાલખ દેશમાં મેડતામાં.

આદિ—

આરાહિ શ્રી રિષભપ્રભૂ, યુગલા ધર્મ નિવાર,
કથા કહિસ્યુ વિક્રમતણી, જસુ સાકઉ વિસ્તાર. ૧
સાકઉ વરતિઉ દાંનથી, દાન વડો સંસાર,
વલિ વિસેષે જિણ સાસણે, બોલ્યા પચ પ્રકાર. ૨
અભવ્ય સુપાત્ર દાંન બિહુ, પ્રાણી મોક્ષ સયોગ,
અણુકંપા ઉચિય કીરતિ ઉચિત, એ ત્રિહુ દાંને ભોગ. ૩.

યતઃ ગાથા—

અભયં સુપત્તદાંણં અણુકંપા, ઉચિય કીત્તિદાંણેય,
દુન્નિ વિમુખો ભણિઉં, તિન્નિ વિભોગા ઇયં હોઇ. ૫

ભેદ અનંત જિનાગમેં, શ્રાવક કરણિમાંહિ,
તે સવિ વિક્રમ સાચવ્યા, પ્રગટયા પૂન્ય પસાય. ૪
પૂરવે શ્રી સિદ્ધસેન ગુરૂ, વિક્રમ ગુણ સંબંધ,
કીધી સિંઘાસણકથા, બત્રીસે પરબંધ. ૬
સિંઘાસણરી પૂતલી, વિક્રમનૃપ ગુણચૂર
ધારાધિપ આગલ્ર કહ્યા, બેઠી સભા પડૂર. ૭
હીરકલસ મુનિ તસુ ચરિય, લે આગમ અનુસાર,
સરસતિ ગુરૂ સુપસાઉલે, કીય ચઉપઇ ઉદાર. ૮
પુરૂપારથ ચઉ પરગડા, માલવદેશ મુઝાર,
ધાર નયરી શ્રી ભોજનૃપ, પ્રજાલોક સુપકાર. ૯
ન્યાતિ ચઉરાસી તિહાં વસેં, ધન પરચે નિરકંત,
એસે મહાજન તિહા મલિ, સાઢી બારહ પંતિ. ૧૦

શ્રીપુર[૧] ઉસ્યાં[૨] મેડતો[૩] પાલી[૪] પોકરવાલ્ર,
જાઇતિ[૬] પાંટ[૭] હરસિઉર[૮] ટીંડૂ[૯] ડીંડૂવલ.[૧૦] ૧૧
વાનવધેર[૧૧] નરાણિયા[૧૨] પંડેલે પડેલ[૧૩];
સાઢી બારહ ન્યાતિ મલિ જિમે ગોડો મેલ. ૧૨
શ્રીમાલે એસ નાંમ નગરે પલ્લીપુરે મેડતે,
વગો રતહહિંડવાંણુ નગરે પટ્ટાણકે પુષ્કરે,
રાજનહર્ષ પુરે નરાંણુ નગરે ડિડૂડકે જાયલે;
પંડે પંડલિકે સ્થીતા દશમિતા સાર્ધ્વ દ્રયા પંક્તય: ૧૩

* * * *

અંતે—

ઢાલ્ર ઇકત્રીસાની.

શ્રી ખરતરે ગણહર ગુરૂ ગોયમ સમઉ, નિતિ ઉદીરે જિનચંદ
સૂરિ પયનમો;
તસુ ગચ્છધરે સંપ્રતિ પાઠક ગુણતિલઉ, વડવાદીરે શ્રી વિજય-
રાજ વસુધાતિલઉ. ૧૪

છંદ.

વસુધાતિલઉ તસ સીસ બોલઈ સંઘનઈ આગ્રહ કરી,
દિસઈ સવાલિષ મે(ડે)હ નયરા સદા જય આણંદ ભરી
સવત સોલેસે છત્રીસઈ બીજ આસો વદિ કથા,
તિહ કહિય સિંહાસણ બત્રીસી હીરકલસ સુણી યથા. ૧૫
ઇણી ચરિત્તેરે દૂહા ગાહા ચઉપઇ, સહુ અ કેરે બાવીસસઈ;
( એક પ્રત પનરસઇ ૧૫૨૪ ) બાવીસ ( બાવન ). થઈ.
કંઈ અધિકઉ ઉછઉ જે ભાસિઉ અલી, તે સદ્ગુરૂ પાએ
નમિ ષાંમઉ વલી. ૧૬

છંદ.

ષાંમઉ વલી હૂં સંઘ સઇ મુખિ માન છોડિય આપણુઉ,
જે શાસ્ત્ર સાથઈ હવઇમિલતાઓ, તેહ નિરતઉ થાપણુઉ.
એ ચરિત સાંભલિ જેય માંનવ દાંન આપઈ નિજ કરઈ,
તે પુન્ય પસાયઈ સુપી થાયઇ રિદ્ધિ પાંમઈ બહુ પરઈ. ૧૭

—ઇતિ શ્રી કલિયુગપ્રધાન દાનાધિકાર શ્રી વિક્રમરાઇ શ્રી ભોજ-નરેંદ્ર સિહાસણ બત્રીસી ચઉપઈ સંપૂર્ણ સંવત્ ૧૭૧૬ વર્ષે ભાદ્રપદ માસે સિતેતર પક્ષે દિગ્દિશિ તિથૌ પૃથ્વી...વારે લિખિતં મુનિશ્રી વૈરાગ્ય સમુદ્રેણ. શ્રી આગરા નગરે મુનિશ્રી ક્રિયાસાગરગણિ વાચનાય લિખિત ગ્રંથાગ્ર ૩૩૫૧ માજને. ( ગુ. વિ., વિદ્યા. )

—સ. ૧૯૦૧ માહ વ. ૮ લિ. માંડવી મધ્યે જાંની વાસદેવ મુરારજી લિખાવિતં ચિરંજીવી પઠનાર્થ તેનેદં પૂસ્તકં જ્ઞાનવૃદ્ધિકર. શુભં ભૂયાત ૧૧૨-૧૨ ધો.

—ઇતિ દાનાધિકારે શ્રી વિક્રમરાઇ સિહાસણ બત્રીશી પ્રબધ ચઉપઇ સંપૂર્ણું સંવત ૧૬૯૭ વર્ષે કાતીસુદિ ૧૩ ભુમિ. ( મ. બ. )

—ઇતિશ્રી કલિયુગ પ્રધાનાધિકારે શ્રી વિક્રમરાય સિહાસણ બત્રીશી ચરિત્ર ચોપઇ સંપૂર્ણ છગ સંવત ૧૬૭૬ વર્ષે માસે ચૈત્રે વદિ ૧૨ દિને શ્રી અંચલગચ્છે વાચિક પ્રવર વાચિક શિરોમણિ વાચનાચાર્યે વા०

શ્રીપ રાજકીર્ત્તિ ગણિનાં બાંધવ પંડિત પ્રવર પંડિત શિરોમણિ પંડિત સિરિચક્ર ચૂડામણિ પંડિતોત્તમઃ ॥ ૫ શ્રી શ્રી ગુણવર્દ્ધન ગણિ શિષ્ય મુનિશ્રી શ્રુત સાગર ગણિ મુનિ દયાકીર્ત્તિ ગણિ મુઃ વિજયકીર્ત્તિ સહિતૈ લખિતં પાલિગ્રામ સુભસ્થાન મધ્યે. (મ. બ.)

—અધૂરી પ્રત ૧૨-૨૦ માં (બત્રીસપુતલીની વાર્ત્તા એ નામ છે.)

—ઇતિ શ્રી કળિજુગ પ્રધાંન દાંનાંધિકારિ શ્રી વિક્રમરાઈ શ્રી ભોજ નરિંદ્ર સીગાસણ બત્રીસી ચરીત્ર ચઉપાઇ સંપૂર્ણં...સ. ૧૭૧૦ વર્ષે શ્રાવણ સુદિ ૪ ચોથિ દિનિ સોમિ ઉત્તરા નક્ષત્રિ યાદૃસા શ્રી સાહા જોહારજિ શ્રી સમારથ ગછિઃ ભણસાલી લાધાદાસ ભણસાલી લદૂઆ સુત લિપતં. હીર કીઉ વિક્રમ ચરીત, સહિતિ ત્રીસસતર સિલોક, ભણિ ગુણિ ઈહિરતે પરતિ, તિયા નરવછિત થોક. ૧ સમસ્ત શ્લોકા ૩૩૭૦ (મારી પાસે એકજ ને તે છેલ્લુ પાનું છે તે પરથી.)

## (૨૭૩) કુમતિવિધ્વંસ ચોપઈ સં. ૧૬૭૭

[આમાં અ-મૂર્ત્તિપૂજક લુંકાને કુમતિ ગણી તેનો નિરાસ કરવા પ્રયત્ન થયો છે.]

* * *

અંતે—

જિન સાસન જિન પ્રતિમા નમૈ, સિવસાસન હરિ મદિર રમૈ,
મુસલમાન માનૈં મહિરાબ, પૂછો લુંકા તુમ્હ કુણ જાબ. ૮૩
નવિ જિન નવિ સિવ નવિ તૌરકી, મત માંડયો સહુએ મનથકી,
ન ગમૈ આગમ વેદ પુરાણ, ઉતર આપે ગલ પુરાણ. ૮૪
જિનપ્રતિમા પૂજી દ્રૂપદી, તિહાં લુંકાનૈ ઉત્તર સદ,
તિણ તો પૂજી પરણુણ ભણી, સુરયાભસુર કરણી ઘણી. ૮૫
જંઘાચારણ જે અણગાર, તિહાં કહૈ લબધ તણો ભંડાર,
ઇમ જે ભાખીજે સૂત્ર ઇહાં, તિહાં તિહાં પાપી કહૈ અછત્ર. ૮૬

ખડયો શક્ર સ્તવન યકાર, ખંડયો પડકમણો આચાર
ખંડયા આગમ અંગ ઉપાંગ, તે નરનો નવિ કીજૈ સંગ. ૮૭
સુખ બોલૈ એ સૂત્ર ઉદાર, અક્ષર કાના માત મઝારિ,
ઉછઈ ભણતાં હોઈ અતિચાર, તે પડિકમિયૈ સુણો વિચાર. ૮૮

..................................................

લુકે એ ઊખાણો ગ્રહ્યો, અક્ષર કાન્હાઈ પણ લહ્યો,
માહા આના વા દોષ ન કોઈ, પાખડિયા ઇમિ પ્રગટયા જોઈ. ૯૦
ઇણ મતરી સંભલજ્યો વાત, ગુજ્જરદેસ અહમદાવાદ,
લુંકો લેહો તિહાંકિણ વસૈ, મુનિવર પરત લિખૈ અહ નિસૈ. ૯૧
પુસ્તક લિખી લિયૈ મુહમદી, સુખઇ સમાધઇ વસઈ તિહાં સદી,
એક દિવસ નિસુણો તસુ વાત, લિખતાં પાના છોડયા સાત. ૯૨
મુનિવર પારતિખ દેખી ચુક, લુંકા હાથિ પેઠકી ભુખ,
રીસાણો લેહો મનમાંહિ, લુંકા મત માંડયા તિણ ઠાઇ. ૯૩
સંવત પનરહસઈ અઠોતરઈ, જિનપ્રતિમા પુજા પરહરૈ,
આગમ અરથ અવર પરિહરઇ, ઇણિ પરિ મથ્યિામતિ સંગ્રહૈ. ૯૪
લખમસીહ તસ મળિયો સીસ, વક્રમતી નૈ બહુલી રીસ,
બિઉ મિલી નિષેધઇ દાન, વિનય વિવેક આણૈ ધ્યાન. ૯૫
પનાહર ચોત્રીસૈં સમૈ, ગુરૂવિણુ વેસ ધરી અનુક્રમઈ,
સઘ માહિ તિણ કારણ નહીં, વીતરાગ ઇમ બોલે સહી. ૯૬
પરંપરા નવિ જાણૈ નાથ, જો કિમ લહૈ જિન સાસણ કામ,
વિણ પરંપરા ન લાભઇ ધરમ, કહિ અનુજોગ સૂત્રના મર્મ. ૯૭

* * * *

માહોમાહિ મિથ્યાતી કહૈ, જિન વેલા સમકિત કિમ રહઇ,
મોટા ખરતર તપમત વૈર, માહો માહિ ન લ્યાજૈ વૈર. ૪
બેટા લુંકા બહુ મનમતી. બેટી કહૈ મ્હારૈ પાંશ્વદ જતી.
એક એક સહિસો નવિ મિલૈ, તિણ ઘર સમકિત કિણ પર પલૈ. ૫

* * * *

**સોલહસૈ સત્તોતર** વાસ, કર્ણપુરી નયરી ઉલ્હાસ,
જેઠિ પુનિમ નૈ બુધવારે, શ્રી સંવેગિ જોગ અવતાર. ૧૦
ખરતર ગચ્છ સુવિહત સિણગાર, શ્રી **જિનચંદ્ર** સૂરિ ગણધાર,
વાદીગંજન સિંધ અપાર, જેહનિ કોઇ તસ્યો થૈકાર. ૧૧
ગુરૂશ્રી દેવતિલક ઉવઝાય, **હરખ** પ્રભુ તસુ સીસ કહવાઈ,
તિણ સહગુરનો આયસ લહી, **હીરકલસ** એ ચોપઈ કહી. ૧૨

—ઇતિ શ્રી કુમતિવિધ્વંસન ચોપઈ સમાપ્ત સં. ૧૯૫૮ વર્ષે ભાદ્રવા વદિ ૧ દિને પંડિત શ્રી ૫ વૃદ્ધિવિજય ગણિ શિષ્ય મુનિ ઉત્તમવિજય લિખિત આસોપ નગર મધ્યે, (મ. બ.)—વિદ્યા.

---

## ૧૫૬ હરખજી ૧૬૩૯ પહેલાં.

(૨૭૪) પુણ્ય પાપ રાસ (પ્રત. ૧૬૩૯)

---

## ૧૫૭ લાઇઆ ઋષિ શિ. સં. ૧૬૪૦ પહેલાં

**(૨૭૫) મહાબળ રાસ.** (પ્રત સં ૧૬૪૦)-વિદ્યા.

(હીરવિજય સૂરિના સમયમા કર્ણઋષિના ચેલા જગમલના ચેલા જગમાલ ઋષિના ચેલા લહુઆ ઋષિ હતા કે જેનો ઉલ્લેખ 'સૂરીશ્વર અને સમ્રાટ' મા પૃ. ૨૯ મે કરવામાં આવ્યો છે તે અને આ લાઇઆ ઋષિ એક હોવાનો સંપૂર્ણ સભવ છે. ઉપરોક્ત જગમાલ ઋષિએ સ. ૧૬૩૦ માં પોતાના ગુરૂ પોથી નથી આપતા એવી હીર-વિજયસૂરિને બોરસદમાં ફર્યાદ કરી પણ એવી ફર્યાદ યોગ્ય નથી એમ જણાવ્યા છતાં તે ન સમજ્યો ત્યારે તેને ગચ્છ બહાર કર્યો તેથી જગ-માલ પોતાનાં શિષ્ય લહુઆ ઋષિને લઈ પેટલાદ થઈ ત્યાંના હાકેમને ફર્યાદ કરતાં હીરવિજયસૂરિને પકડવા સીપાઇઓ મોકલાયા વગેરે. આ ૧૬૩૦ નો સમય ને કૃતિનો લખ્યા સં. ૧૬૪૦ બંને લગભગ મળે છે.)

---

અજ્ઞાતકવિ—

અંતે—ધન્ના શાલિભદ્ર રાસ. સં. ૧૬૨૪ આસો સુ. ૭ રવિ

સંવત સોલચઉવીસા સાર, આસો સુદ ૭ આદિતવાર
રંગવી સંઘવીનો સુતજ બોલિં, એહ સરલોક મેરૂનિ તોલિ. ૪૬

—ઉદયપુર ભં.

આ કદાચ ઋષભદાસની કૃતિ હોય.)

---

## ૧૫૮ હીરવિજયસૂરિ

(૨૭૬) શાંતિનાથ રાસ (૧૬૩૦ આસ.)

(૨૭૭) દ્વાદશ જલ્પ વિચાર પૃ. ૧૧ ગા. ૨૫૦ અમ.

મૃગાવતી—ડે.

પ્રભાતીઉ અજબ જ્યોતિ મેરે જિન કી. ૩૦૦ જૈ. પ્ર,

અંતરીક્ષ પાર્શ્વનાથસ્તવ.

આ મહાપ્રભાવક અકબર બાદશાહ પ્રતિબોધક જૈનાચાર્યનું સવિસ્તર વર્ણન માટે જૂઓ સૂરીશ્વર અને સમ્રાટ્, તેમણે જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ પર ટીકા સંસ્કૃતમાં રચી છે. તેમનો જન્મ સ. ૧૫૮૩ માગશર શુદિ ૯ વૃદ્ધશાખીય ઓસવાલ શા કુંરા (કુંવરજી) ને ત્યાં ભાર્યા નાથીથી થયો હતો. જન્મ નામ હીરજી, દીક્ષા પાટણમા વિજયદાનસૂરિ પાસે સ. ૧૫૯૬ કાર્તિક વદિ ૨ સોમે લીધી. સ. ૧૬૦૭ માં નારદપુરી-નાડલાઇમા પંડિતપદ અને ત્યાંજ સ. ૧૬૦૮ માઘ શુદિ ૫ ને દિને વાચક પદ અને સ. ૧૬૧૦ પોષ શુદિ ૫ ને દિને શીરોહીમાં સૂરિપદ મળ્યુ હતું. અકબર બાદશાહને ત્રણ વખત મળ્યા હતા, પહેલી મુલાકાત સ. ૧૬૩૯ જેઠ વદિ ૧૩ ને દિને ફતેહપુર સીકરીમાં લીધી ને બાદશાહે પ્રસન્ન થઈ પુસ્તકોનો ભંડાર ભેટ ધર્યો કે જે આગ્રામાં રાખવામાં આવ્યો. પછીની મુલાકાતથી શ્રાવણ વદિ ૧૦ થી ભાદરવા સુદિ ૬

એમ બાર દિવસ જીવહિંસા બંધ રહે તે માટે બાદશાહે ફરમાનપત્રો કાઢયાં હતાં પછી ધીમે ધીમે બાદશાહને જીવદયા પ્રત્યે વાળી લીધા હતા અને બાદશાહે પોતાના રાજ્યમાં એક વર્ષમાં છ માસ સુધી જીવદયા પાળવાના હુકમો બહાર પાડયા હતા. ઘોડા, ગાય, બળદ, ભેંશ અને પાડા વગેરે જીવોનો વધ બિલકુલ બંધ કરાવ્યો હતો. ઘણાં પક્ષીઓને પાંજરાઓમાંથી છુટાં કર્યા હતાં, ઘણા કેદીઓને મુક્ત કર્યા હતા અને આચાર્યના ઉપદેશના પ્રભાવે જીજ્યા વેરો બંધ કર્યો હતો અને શત્રુંજયાદિ તીર્થો કરમુક્ત કર્યાં હતાં. ને આચાર્યને 'જગદ્ગુરૂ' નું બિરૂદ પણ આપ્યું હતું. તેમના સંબંધમાં હીરસૌભાગ્ય મહાકાવ્ય સંસ્કૃતમાં દેવવિમળ ગણીએ રચ્યું તેમાંથી તેમજ કૃપા રસકોશ, જગદ્ગુરૂ કાવ્ય વગેરે પરથી અનેક ઉપયોગી હકીકત મળી આવે છે. તેમણે છેવટે ઉનામાં સં. ૧૬૫૨ ના ભાદરવા સુદિ ૧૧ ના દિવસે સ્વર્ગવાસ કર્યો અને ત્યાં તેમના સ્તૂપ માટે અકબર બાદશાહે વીસ વીઘાં જમીન આપી હતી અને ત્યાં લાડકીબાઇએ સ્તૂપ બનાવી પદ સ્થાપના કરી હતી. હાલ તે મોજૂદ છે.

---

## ૧૫૯ ચારિત્રસિંહ (મતિભદ્ર શિ.)

(૨૯૮) મુનિમાલિકા—સં. ૧૬૩૬ વિમલનાથ દીક્ષા કલ્યાણક દિને રાણપુરમાં પ્ર૦ રત્નસમુચ્ચય તથા રામવિલાસ પૃ, ૨૯૧–૨૯૫.

આદિ—

રિષભ પ્રમુખ જિન પાયજુગ, પ્રણમુ શિવસુખદાય કિ મન ઉલ્હાસ,
પુંડરીક શ્રી ગોતમ આદિક, ગણધર ગુરૂ મનકમલવિકાસ. ૧
પ્રહ સમઇ સૂધા સાધુ નમુ નિત, ભાવઈ શ્રમણ સુગુણ ભગવંત,
નામ ગ્રહણ કરિ પાપિ પખાલું. પરમાણંદ સુમતિ વિકસંત. ૨

× × × ×

અંતે—

સંવત સોલ છત્રીસ એ, શ્રીં વિમલનાથ સુરસાલ,
દિક્ષા કલ્યાણક દિનઈં, ગ્રથ શ્રી મુનિમાલ. મ૦ ૩૧
રાણપુરઇ રલીઆંમણઉ, શ્રી શીતલ જિનચંદ,
સૂરવિજય રાજ્યે સદા, સઘ અધિક આણંદ. મ૦ ૩૨
શ્રી મતિભદ્ર સુગુરૂ તણઈં, સુપસાયઇ સુપકાર,
ચારિત્રસંઘ વખાણીયઇ, શબ્દ શબ્દ જયકાર. મ૦ ૩૩
મનોહર શ્રી મુનિમાલિકા, ગુણ ગણ પરમાત્મ પુર,
કંઠ ઠવઈ ઉત્તમ જિકો, પામઈ સુપ ભરપુર. મ૦ ૩૪
મહા મુનિસર ગાવતાં, સુરતરૂ સફલ સંમણ,
અષ્ટ મહાસિદ્ધિ ઘર ફલઇ સદા કલ્યાણ.

—મહામુનિ નિત નમુંજી. મ૦ ૩૫

—૩-૧૦ (મારી પાસે છે) જેસલ. પ્ર૦ રત્નસમુચ્ચય

(જેસલમેરની ટીપમાં કવિના ગુરૂનું નામ જિનચંદસૂરિ ખોટું આપ્યું છે.)



## ૧૬૦ પુણ્યરત્ન (આં૦ સુમતિસાગરસૂરિ–ગજસાગરસૂરિ.)

### (૨૯૯) નેમિરાસ-યાદવરાસ

આદિ—

સારદ પાય પ્રણમી કરી, નેમિતણા ગુણ હીયઈ ધરેવિ,
રાસ ભણુ રલીયામણો, ગુણ ગાઇસ ગિરૂઆ સપેવિ. ૧
હું બલિહારી યાદવા.
એક રસઉ રથ પાછો વાલિ, અપરાધ ન મઈ કઉ કીઉ
કાંઇ છોડઇ નવ જોવન બાલ, રાજલ પ્રીઉ પ્રતિ ઇમ કહઈ. ૨
હું બલિહારી યાદવા.

× × × ×

અંતે—

સમુદ્રવિજય તનુ ગુણનિલઉ, સેવ કરઈ જસુ સુરનરવૃંદ,
પુનરતન મુની વિનવઇ, શ્રીસંઘ સપ્રસન શ્રી નેમિજિણુંદ. ૬૫
હું બલિહારી યાદવા.

—ઇતિ શ્રી નેમિનાથ રાસ સમાપ્ત સંવત્ ૧૬૩૯ વર્ષે કાતી વદિ ૭ દિને લિખિતં. પત્ર ૪ (ગુ. વિ.)

—મુ૦ શ્રી ફીકા લખિતં. સં. ૧૬૯૭ વર્ષે ચૈત્ર શુદિ ૯ શ્રી. સ્તંભતીર્થે. ૪-૧૧ (વિ. ધ.)

—સં. ૧૭૩૬ વર્ષે શુકલપક્ષે લિખિતં શ્રી સર મધ્યે. ૨-૨૦ (મારી પાસે છે.)

**(૨૮૦) સનતકુમાર રાસ** ( ગા. ૨૮૧ ) સ. ૧૬૩૭ વૈ. વ. ૫

અંતે—

વિધિપક્ષ ગચ્છનઉ રાજા, શ્રી આર્યરક્ષત સૂરિંદરે,
ગુણ અરાણિ તપ ગુણ નિલઉ સોલ કળા જસ્યો વદરે. જયુ૦ ૬૮
તસ પાટિ જયસિંહસૂરિ ધર્મઘોષ સૂરિ તાસ,
મહિંદસીંહ વલી ગુણભર્યઉ, જેણઇ જનના પહુચાડા આસ જયુ૦ ૬૯
તિણઈ અનુક્રમિ અવતર્યા શ્રી સુમતિસાગર સૂરિસારરે,
શ્રી ગજસાગર સૂરિ તસ તણઈ, પાટિ જાણઉ ઉદારરે. જયુ૦ ૭૦
તારા સીસ એ જાણજ્યો, પુન્યરત્ન સૂરિ કહિ રાસરે,
ભણઈ ગણઈ જે સાંભલઈ, તેહની પુહતુવઇ આસરે. જયુ૦ ૭૧
સવન સોલ તે જાણજ્યો સાડત્રીસઉ તે સારરે
વૈશાખ વદિ ભલા પચમી, રાસ રચ્યઉ રવિવારરે. જયુ૦ ૬૩
રાસ રહજિયો એ જ્યાંના લગઈ જ્યાહાં ચંદ અનઇ વલી સૂર,
આસ તે જનના પૂરજ્યો વિઘન તે જાજ્યઉ દૂરરે. જયુ૦ ૭૩
એ સુણી વાણી પુણ્ય જાણી ભાવ આણી ભાવશિ
તવ નિદ્ધિ સિદ્ધિ સુબુદ્ધિ સારી રિદ્ધિ વૃદ્ધિ તે પામશિ. જયુ૦ ૭૪

પાસ જિનવર અમર સુખકર તરણતારણ તતપરા,
તસ્ય આસ પૂરઇ વિઘન ચૂરઇ સઘાસિરવર જિનવરા. જયુ૦ ૭૫
—ઇતિ સનતકુમાર ચક્રવર્ત્તીનો રાસ સંપૂર્ણ. ૧૪-૧૩ આ. ક. રાં.

---

## ૧૬૧ ભાવરત્ન.

(૨૮૧) કનક શ્રેષ્ઠીનો રાસ સં. ૧૬૩૨ આસો વદ ૭ રવિ.

રસને ચંદ્ર યુગ્મ ત્રીસે મેલી બાહુ સંવત્સરિરે,
આસો વદિ ત્રીજ ચંદ્ર સાતમિરે, શુભયોગિ રવિવાસરિરે.
(પ્ર૦ ૧૬૬૫ ચૈત્ર વદી ૭ લી; રત્ન.; ડે.)

---

## ૧૬૨ કનકસોમ (ખ૦ અમરમાણિક્યશિ૦) જુઓ સાધુકીર્ત્તિ નં. ૧૪૭.

(૨૮૨) આષાઢભૂતિ સ૦ સં. ૧૬૩૮ વિજયાદશમી ખંભાત (?)

આદિ—

શ્રી જિનવદનનિવાસિની, સમરી સારદ માયારે
આષાઢભૂતિ ગુણ ગાવતાં, સામણિ કરઉ પસાયારે. ૧
ચતુર સનેહી મોહનાં૦
ચતુર સનેહી મોહનાં, સબગુણજાંણ સયાણારે;
આષાઢભૂતિ મહા મુણી, દેખત ચિત્ત લુભાણારે. ચતુર૦ ૨
× × × ×

અંતે—

ઇણિ પરિ ભાવન ભાવીજઇ, તપ કરી દાન વલિ દીજઇ,
જિન શાસનનઉ સિણગાર, એ મુનિવર થયા ઉદાર. ૫૯
સંવત સોલઇ અઠતીસઇ, દિન વિજય દસમિ સુજગીસઇ,
કહિ કનકસોમ સુવિચાર, સબશ્રી સંઘસુ સુપકાર. ૬૦

—ચાર ઢાળ=ચોઢાલીઉ. પા. ૩-૧૪ ક. મુ. (મારી પાસે છે.)

—વૃદ્ધ તપાગચ્છે ભટ્ટારક શ્રી ભુવનકીર્ત્તિ સૂરિ તત્પટ્ટે ભટ્ટારક શ્રી રત્નકીર્ત્તિસૂરિ શિષ્ય સુમતિવિજયેન સં. ૧૭૨૨ વર્ષે શાકે ૧૫૮૭ દ્વિ૦ શ્રાવણ કૃષ્ણપક્ષે સપ્તમી દિને રાજનગરે લિખિતં. પા. ૬-૧૧ ગુ. વિ. ભં ૧, અમ૦

(૨૮૩) આર્દ્રકુમાર ચૌ. સં. ૧૬૪૪ શ્રાવણ પહેલો અમરરસમાં.

આદિ—

સકલ જૈનગુરૂ પ્રણમુ પાયા, વાગદેવ મુઝ કરહુ પસાયા,
ગાઇસુ આર્દ્રકુમર રિષિ રાયા, જિણિ મુનિ પાલી પ્રવચન માયા. ૧
સકલ સુહાવા હોઇ વધાવા, આર્દ્રકુમર મુનિકે ગુણગાવા,
મગધદેશ ત્રિભુવન વિખ્યાતા, પુરવ સત સેઠ રચ્યઉ વિધાતા
વસઇ સામાઇક નામ કુટુંબી, સરલ ચિત્ત માયા ન વિટંબી. ૨

* * * *

સત્રઇ સૂયગડંગઇ એ ભણ્યઉ, સબ સંબંધ રસાલ,
તિણિ અણુસારઇ પરિસિ ગાઇયઉ, જીવદયાપ્રતિપાલ. ધન૦ ૪૭
સંવત સોલ ચમાલા શ્રાવણ સુરઇ, નયરિ અમરસરિ સાર;
કનકસોમ આણંદ ભગતિભરઇ, ભણતા સબ સુખકાર. ધન૦ ૪૮

—૩-૧૫ મારી પાસે છે. જૂની પ્રત.

(૨૮૪) મંગલકલશ ચઉપઈ સં. ૧૬૪૯ માગશર શુ. મુલતાણમાં.

આદિ— ફાગ ઢાળ.

સાસણદેવીય સામિણીએ, મુઝ સાનિધિ કીજઇ,
પુણ્યતણા ફલ ગાઇયએ, સુણતાં મન રીઝઈ,
મંગલકલસ તણો પ્રબંધ. કરેવા મુઝરાગ,
શાંતિનાથ જિનચરિતથી, ઉધરિસ્યું ફાગ.

* * * *

અંતે—

સંવત સોલહઇ ઉપરિ ગુણ પચાસ, એ કીધો મંગલકલશ
ચરિત્રવિલાસ૦ ૧૩૯

(દૂહા).

અધિકઉ ઉણઇ જે કહ્યઉ, મિચ્છા દુક્કડ તાસ,
સુલતાણ માહિ એ રચ્યઉ, મગસિર શુદિ ઉલ્હાસ. ૧૪૦
શ્રી જિનચંદ સૂરીદ ગુરૂ વર્ત્તમાન ગણધાર,
સુવિહિત મુનિચૂડામણિ યુગપ્રધાન અવતાર. ૧૪૧
ખરતરગચ્છ સુહાગકર અમરમાણિક ગુરૂ સીસ,
કનકસોમ વાચક કહઇ મંગલચરિત્ત જગીસ. ૧૪૨
—પંડિત સમયકીર્ત્તિ ગણિનાઽલેખિ, શ્રી મેદિની તટે,
ચેનસાગર યતિભં. ઉદયપુર.
—લિખિતં વીકાનેર નયરે પા. ૭-૧૩ ક. મુ. (મારી પાસે.)



## ૧૬૩ મંગલમાણેક (આગમ-બિડાલંબગચ્છ મુનિરત્ન-સૂરિ-આણંદરત્ન-જ્ઞાનરત્ન-ઉદયસાગર-ભાનુભટ્ટ શિ૦)

(મુનિરત્નસૂરિના પટ્ટધર આણંદરત્નના પ્રતિમા લેખ સં. ૧૫૭૫, લેખાંક ૪૨૧ ભાગ પહેલો અને સ. ૧૫૭૬ લેખાંક ૧૯૫ ભાગ બીજો ધા. સં. માં મળી આવે છે.)

### (૨૮૫) વિક્રમરાજ અને ખાપરં ચોરનો રાસ—સ. ૧૬૩૮ મહા સુદ ૭ રવિ. ઉજ્જયિનીમાં

અંતે—

વિક્રમ સિંહાસન છઇ બત્રીસ, કથા વૈતાલીણી પંચવીસ,
પંચદંડ છત્રની કથા, વિક્રમચરિત્ર લીલાવઇ કથા. ૨૯
પ્રવેસપરકાયની વાત, સીલમતી ખાપરની ખ્યાતિ,
વિક્રમપ્રબંધ અછઈ જે ઘણા, કહઇતા પાર નહી ગુણા. ૩૦

ઈત્તિ ઊમાહુ અગિસું ધરી, ગુરૂ કવિ સંત ચરણ અણુસરી,
ગદ્યકથા રાસ ઉદ્ધાર, રચિઉ પ્રબંદ્ધ વીરરસ સાર. ૩૧
વિડાલવગછ આગમ્મ. આણંદરત્ન સૂરિ અનુપમ્મ,
તાસ સીષ્ય મંગલમાણિક્ય, વાચકઈ કરિઉ કથા આધિક્ય. ૩૨
સવત સોલ આઠની ત્રીસ માઘ શુદિ સાતમિ રવિ દીસ,
અશ્લેષા શુભયોગિ રહી, ઊજેણીઈ કથા એ કહી. ૩૩

........................

—સં. ૧૭૧ () વર્ષે માહા વદિ ૧૩ દિને વાર શુક્રે મહોપાધ્યાય શ્રી ૫ શ્રી વિજયરાજ ગણિ શિષ્ય ગ. શ્રી અમરવિજય લષિતં દમાણિ ગ્રામે. (મ બ.)

**(૨૮૬) અંબડ કથાનક ચોપાઈ** શરૂ કર્યો—૧૬૩૮ જેઠ શુ.૫ ગુરૂ—
પૂર્ણ કર્યો ૧૬૩૯ કા. શુ. ૧૩ ઉજેણિમાં—નિઝામના રાજ્યમાં

આદિ—

વસ્તુ.

સદા સંપદ સદા સપદ રૂપ ઓંકાર,
પરમેષ્ઠી પંચઈ સહિત, દેવત્રણિ સારદા સેવિત;
માહાજ્ઞાન આંનંદમય બ્રહ્મ બીજ યોગીંદ વંદિત,
ભુયણ ત્રણિ ગુણ ત્રણિમય, વિદ્યા ચૌદ નિવાસ;
હું પ્રણમૂં પરમાતમા, સર્વ સિધિ સુપવાસ. ૧

દુહા.

પરમ ધ્યોતિ પરમેશ જે, શ્રી ગુરૂ સારદ માય,
આદિ કવીશ્વર સતજન, નિત વંદૂં તસ પાય. ૨

* * * *

અજ્ઞાનિઇં ભવિ ભૂલા જેહ, કથી શાસ્ત્ર પથિ આણ્યા તેહ,
તે કવિ સાધુ તણા ઉપદેશ, સહી કથા કરૂં લવલેશ. ૧૨
મિત્ર લાડજી દરીયાગુણી, કરી પ્રાર્થના તેણઈ ઘણી,
મુનિ લાડણના આદર વતી, અંબડ કથા કરૂં રસવતી. ૧૩

વામન પરઇં મંદ હૂં મૂઢ, ઉચા ફૂલ લેવા અનુકૂલ,
વીરકથા કહિવા રસ થાય, તે ગુરૂ **ભાનુભટ્ટ** મહિમાય. ૧૪
**વિડાલંબીયા આગમ** પક્ષ, શ્રી **સુનિરત્નસૂરીશ્વર** દક્ષ,
અષ્ટવિદ્યાની બિરૂદ જેહનુ, અંબડ ચરિત રચિઉં તેહનું. ૧૫
ગદ્ય પદ્ય બંધી તે કથા, તાસ સીસ સહ્ સમઝઇં યથા,
મંગલરૂપ રસિક પાવની, કહઇ વિશેષિઇં જનરંજની. ૧૬
અંબડવાત જેણિ નવિ સુણી, તે કિમ નાન ધરાવઇ ગુણી,
નવરસરૂપ સુણઇં જવ એહ, અન્ય કથા આદરઇં ન તેહ. ૧૭
સંવત **સોલ અઠતીસઇં** સાર, જેઠ શુદિ પંચમિ ગુરૂવાર,
માંડિઉ રાસ મૂલ સિવિયોગિ, રચી ઊજેણિ પુરી સયોગિ. ૧૮
અંબડ વિદ્યાધરની કથા, સરસ વિનોદ બુધિમય યથા,
આદર કરી ભણઇં જે નિત્ત, સુણના માહસીક હુઇં ચિત્ત. ૧૯
ધર્મ્મઇં લખિમી દીરઘ આય, ધર્મિઇં વિદ્યા નિર્મ્મલ કાય,
ધર્મઇ યશ પરમારથ સિધિ, ધર્મ્મઇ અખંડ પામિઉ રિધિ. ૧૦
તે ક્ષિત્રી કુણ થાનકિ હૂઉ, કિહા ગયુ સુખી કિમ થયું,
કરિઉ કિસ્યુ કાજ કિહાં રહી, મૂલ કથા જોઇઇં તે કહી. ૨૧

વસ્તુ

વીરઅંબડ વીરઅંબડ હૂઉ વિખ્યાત,
વારઇં શ્રી જિન વીરનઇં, પ્રથમ વઇ તે હૂઉં નિર્દ્ધન.
ધનકારણિ તે સેવિવા, ગયુ પાસિ ગોરખ યોગિનિ,
માતપરઇં તસ હિતકરી, દીધ સત્ત આદેશ,
સાહમ બલિ તેણઇં કીયા, થિઉ બલવંત નરેસ. ૨

× × × ×

અંત—

ભટીપાંન નિઝાંમ પમાય, વિદ્યા ભણી **ભાનુભટ** પાય,
મિત્ર **લાડજી** સુણિવા કાજિ, વાંચી કથા **વિડાલબી** રાજિ,

કહઈ વાચક મંગલમાણિક્ય, અંબડ કથા રસઈ આધિક્ય,
તે ગુરૂ કૃપાતણો આદેશ, સાતમાહિ છઠો આદેશ.

* * * *

શ્રી જિનવીર કથા એ કહી, ઉવવાઈ સૂત્રઈ તે ગ્રહી,
એ પરૂપણા સવિ ગણધરે, કરી સર્દહી શ્રાવકિ પરે. ૧૩
ને અંબડ અનશન ઉચ્ચરી, અંતકાલિ શુભ લેશ્યા ધરી,
પંચમ દેવલોકિ ઇમ ગયુ, દેવાંગના સુપભોગી હુઉ. ૧૪

* * * *

તે માટઈ આહાં આવ્યુ આજ, તૂ છઈ ભાગ્યધણી મહારાજ,
મઇં જાણિઉ દીઠઉ ભંડાર, કરૂ વિચારી જે હુઇં સાર. ૨૮
વિક્રમસિંહ સુણી એ વાત, તુરંગક સહિત લેઈ સહુ સાથ,
ધનગિરિ ગયા યોગિની ઠાહિ, કોપ દેખાડિઉ ધન જે માહિ. ૨૯
ઊપરિ ધ્યાન કુંડિકા ધરી, જેતલઈ તે લેઇ પાછી કરી,
તવ અનાહત શબ્દ નીસરિઉ, તુમ્હ હો જાૂ પ્રયાસ કાં કરિઉ. ૩૦
ઊજેણીઈ વિક્રમ નૃપ હસઈ, એ ભંડાર તેહ વિલસસઈ,
એહવો ભાગ્યધણી નહી કોય, બીજો જે ધન વિલસઇ લોઇ. ૩૧
એ સવિ વાત જાણવી સાચ, એહવી હુઈ દેવતા વાચ,
સુણી વાંણિ પાછો નૃપ જાય, વિક્રમસિંહ આવિઉ નિજ ઠાય. ૩૨
જીવનવૃત્તિ કુરૂ બકનઈ કરી, કીઉ સુખી પ્રેમ મનિ ધરી,
કુંબલ તૂ બલ રાજા જાણિ, એહવી અછઈ શાસ્ત્રની વાણિ. ૩૩
જે વિજયી ઉજેણીઠાય, હૂઉ સાહસી વિક્રમરાય,
તૂઠો જાસ અગ્નિવેતાલ, સોવનપુરસો દીધ વિશાલ. ૩૪
મણિમય સિંહાસન પૂતલી, બત્રીસઈ જટિત તે વલી,
આપિઉ પાટિ બઇસિવા કાજિ, કરી ભેટિ વેતાલઇ રાજિ. ૩૫
ઊપરિ વિક્રમાદિત્ય તે રાય બઇઠો મસ્તકિ છત્ર ધરાય,
પંચદંડ છત્રનં નામ, રિધિ સિદ્ધિદાયક જય ઠામ. ૩૬
તેણઇં પૃથિવી ઊરણ કરી, આજ લગઇ રહિઉ તે ચરી,
સંવત્સર આંક તેહનણો, ચાલિઉ સયલ દેશિ છઈ ઘણો. ૩૭

વિક્રમ પછી ભૂમિગત કરિઉં, તે પીઠ ભોજ વારઈ નીસરિઉં,
સિંહાસન બઇસણિ સજ હૂઈ, પૂતલી એ વારિઉ તો રહિઉં. ૩૮
પુતલી એ વિક્રમરાયના, સુગુણ તણી કીધી વર્ણના,
તથા બત્રીસઈ પૂરી હુઇ, પછઇં પીઠ અદશ થિઉ જઈ. ૩૯
એ બત્રીસ પૂતલી ચરિત્ર, જે સિંહાસનિ હતી વિચિત્ર.
આદિ થિકી જાણિવી કથા, વિદ્ધે કહી પ્રથમ સર્વથા. ૪૦
ઈમ શ્રી ગોરખ યોગિની તણી, પામી કૃપા અબડિઇ ઘણી,
હૂઇ સિદ્ધિ ક્ષિત્રી તેણઇ સાત, કર્યા આદેશ વિશ્વ વિખ્યાત. ૪૧

વસ્તુ.

એહ અંબડ એહ અબડ, સાત આદેશ,
ફલ શત શર્કર વૃક્ષનં, અધારી યોગી વખાણો,
વિમલ રત્નહાર જસુગુણ, વલી નવલખી માંકડી જાણો,
રવિ ચંદ્ર દીપક સરવ, અરજજ શંકર દંડ,
મુકુટમાંહિ પછે વડઉ, એ સવિ કીયા અખંડ. ૪૨

ચોપઇ.

એ ચિત્ર રૂપ આગઈ નવિ હૂઆ, હોસઈ નહી તે કીયા જૂજૂઆ,
સીધા જેજે વિકટ ઉપાય, તે સવિ સત્ત્વ તણો મહિમાય. ૪૩
સુવિહિત ગચ્છ આગમીયા નાંમ, વિડાલબી પાટનઉં ઠાંમ,
તે અણહિલપુર પાટણિપાસિ, ગુજર્જર દેશિ મધ્યનઈ વાસિ. ૪૪
શ્રી મુનિરત્નસૂરિ ગચ્છ ધણી, આનંદરત્નસૂરિ પટિ ગુણી,
જ્ઞાનરત્ન ગુરૂગણશૃંગાર, ઉદયસાગર વાચક પરિવારિ. ૪૫
તાસ પટિ મંગલમાણિક્ય, વાચક વિદ્યા રસિ ચાણિક્ય,
પંડિત આગલિ તે મતિમંદ, ભાનુભટ્ટ ગુરૂ વિદ્યાવૃંદ. ૪૬
રચી ચઉપઈ તાસ પ્રસાદ, અંબડકથા તણો અનુવાદ,
લાડજીય સુત દરીયાતણો, કીધો સાંભલિવા ખપ ઘણો. ૪૭
શિષ્ય સાધુ વાંચિવા કાજિ, ભણિવા સજ્જનતણી સમાજિ,
ઉમાહો અંગઈ અતિ ધરી, ગુરૂ કવિ સંત ચરણ અણુસરી. ૪૮

ગદ્યબંધ ચઉપઇનઈ બંધિ, કીધો મિલી નવે સંબંધિ,
ઉછઉ અધિક કહિઉ મઈ જેહ, શુદ્ધ કરો સંત ગુરૂ તેહ. ૪૯
સાત આદેશે અંબડ પર્વ, દૂહા ચોપઈ વસ્તુ થઈ સર્વ,
શ્લોક સહિત સવાકઈ સહી, બાવીસ સઈ સવાતે દૂઇ. ૫૦
બિસઈ ચઉરાસી પ્રથમાદેશ, બીજઈ બિસઈ અડસઠિ અસેસ,
બિસઈ નવ્યાસી ત્રીજઈ જાંણિ, ચૌથઈ ત્રણિસઈ છક્ક વષાંણિ. ૫૧
ત્રણિ પાંત્રીસ પચમઈ જોઈ, છઠઈ બિસઈ છિયાસી હોય,
ચૌસઈ સતાવન સાતમઈ, ચૌપઈ સાત આદેશે સવઈ. ૫૨
સંવત **સોલ ઉગણચ્યાલીસ**, કાર્ત્તિક સિત તેરશિ શશિદીસ,
સિદ્ધિયોગ ઋક્ષ અશ્વિની, **અંબડરાસ** ચઉપઇ નીપની. ૫૩
ભણતાં બુદ્ધિ શરીરઇં લોય, બુદ્ધિથિ કઈ સિદ્ધિ સવિ હોય,
સિદ્ધઈ દેવ ધર્મ્મ ગુરૂભક્તિ, ગુરૂભક્તિથી પામીઈ મુક્તિ. ૫૪
નવરસમય **અંબડરાય**ની, શ્રોતા વક્તા જનપાવની,
વીરકથા ભાવઈ જે કહઈ, ચ્યારિ પદારથ સહિજઈ લહઇ. ૫૫
જાં રહઈ અંબર અવની ચંદ, જાં વિટૂતારા ગિરિ ઇંદ,
સાગર શેષ દ્વીપનો વાસ, તાં લગિ રહો એ કથા પ્રકાસ. ૫૬
ઊજેણીઇ રહી ચોમાસિ, કથા રચી એ શાસ્ત્ર વિમાસિ,
વિનોદ બુધિ વીર રસ વાત, પંડિત રસિકમાંહિ વિખ્યાત. ૫૭
**ભટ્ટી ષાંન** નદજામ પસાય, વિદ્યા ભણી **ભાનુભટ** પાય,
મિત્ર **લાડછ** સુણિવા કાજિ, વાચી કથા **વિડાલંબી** રાજિ. ૫૮
કહઇ વાચક્ય મંગલમાણિક્ય, અંબડ કથા રસઇં અધિકય,
તે ગુરૂ કૃપા તણો આદેશ, પૂરા સાત હૂઆ આદેશ. ૫૯

—ઇતિ શ્રી મુનિરત્નસૂરિ વિરચિતે શ્રી ગોરષ યોગિની દત્ત સમાદેશ અંબડ કથાનક ચતુષ્પદિકા સંપૂર્ણ.

—ઇતિ શ્રી મુનિરત્નસૂરીસ, ગોરષયોગિની દીધા સીસ, અંબડ કથાનકઇં આદેશ, કીધા સાતઇં કહિયા વિશેષ. સંવત ૧૭૫૪ વર્ષે વૈશાષ શુદિ દ્વિતીયા દિને વાર બુધે, શ્રી સૂરત બંદિર મધ્યે લિપાપિતા.

પા. ૧૭૬ પં. ૯ આ. ક.

## ૧૬૪ હીરકુશલ (ત૦ વિમલકુશલ શિ.)

(૨૮૭) કુમારપાલ રાસ. સં. ૧૬૪૦ અક્રમપુરિમાં.

આદિ—　　　　દૂહા.

પયપંકજ જસ પ્રણમતાં, પામીજિ સુરરિદ્ધિ,
ત્રિશલાનંદન દુખ હરઈ, નામ મંત્રિ બહુ સિદ્ધિ.　　૧
ગજગતિ સરસતિ સમરતાં, લહીઈ વચન રસાલ,
કવિ કોટિ સેવા કરિ, નિમીલયાત મરાલ,　　૨
નિજ ગુરૂના હૃદયે ધરી, વિમલકુશલ સુપવિત્ર,
હીર કુશલ કહે કવિ જિ સુણીઉ, કુમારપાલ ચરિત્ર.　　૩
ત્રિહું ભુવનિ જિશ તેહનુ, શા કીધાં તેણિ કામ,
કહિતાં કવિજન સાંભલઉ. નામ ઠામ તસુ ગામ.　　૪

*　　*　　*　　*

અંતે—

શ્રી સોમસુંદર સૂરિ સીસ વાચકવરૂ, તેણિ કરિઉ કુમરનૃપનઉ ચરિત્ર,
તેહ ઊપરિ રચિઉ સંવત સોલોત્તરઈ વર્ષ ચ્યાલીસ અક્રમપુરિ
પવિત્ર. ૧૬ આ.
પ્રવર તપગછપતિ હીરવિજય ગુરૂ, જયવિજય તતૂ વિજયસેન સૂરી,
જણે સોહમ્મ જંબુ સ્વામિગણધરા સેવતાં સંપત્તિ સકલ પૂરી.　૧૭
. સુરવધૂ નૃપનઈ કરિ ભામણા.
તસ ગચ્છમાહિ તેજે કરી દીપતુ, જીપતુ કામરિપુ શીલ શુદ્ધિ,
વિમલ યશ કુમર જસ લીધો બિધો વિબુધપદ મંડલી
માંહિ પ્રસિધ્ધો. ૧૮
અકલ સીદ્ધ કમલિ રમઈ ભમર પરિ, વીણિ મકરંદ પીઇ મનહ રંગિ,
હીરકુશલ કહિ કુમર નૃપ કરઝઉં રાસ ભણતાં હુઈ આણંદ અંગિ—
૧૯ સુરવધૂ કુમર.

—સં. ૧૭૦૨ કારતગ સદ ૨ દન સન ઝઝુંવાડા મધે દાદારી અમયા લખ ન. ૪૦–૧૩ (ચા)

## ૧૬૫ *નયસુંદર (વડતપગચ્છ ધનરત્નસૂરિ-ભાનુમેરૂ ગણિ શિ.)

(૨૮૮) +રૂપચંદ કુંવર રાસ. સં. ૧૬૩૭ માગશર શુદિ ૫ રવિ. વીજાપુરમાં.

આદિ— શ્લોક.

અર્હતસિદ્ધગણેંદ્રોપાધ્યાય સાધૂંશ્ચ શારદાં ।
ગુરૂં પ્રણમ્ય સદ્રૂપચંદ્રરાસ તનોમ્યહં ॥ ૧

શૃંગાર હાસ્ય કરૂણાદ્ભુત વીર ભયાનકા ।
રૌદ્રબિભત્સ શાંતાશ્ચે દિમૈ નવરસૈર્યુતં ॥ ૨

વસ્તુ છંદ.

આદિ જિણવર આદિ જિણવર અજિત અરિહંત,
સંભવ અભિનંદન સુમતિ પદ્મપ્રભ સુપાસ સસિપહ (ચંદ્રપ્રભ),
સુવિધિ શીતળ શ્રેયાંસજિન વાસુપૂજ્ય જગગુરૂ વિમલતહ,
અનંત ધરમ શાંતિ કુંથુ અર મલ્લિ મુનિસુવ્રત સ્વામિ,
નમિ નેમિ પાસ વીરજિણ, વંદુ વાંછિત કામિ. ૧

પછી ૨૦ વિહરમાનજિન, પંચપરમેષ્ઠી, ગણધરો, ચક્રેશ્વરી આદિ દેવીઓનું, ચાર કડીમાં સ્મરણ કરી પછી સરસ્વતીની તથા સુગુરૂની સ્તુતિ ૩૫ કડીમાં કરી નીચે પ્રમાણે જણાવે છે—

આગે કવિજન હુઆ અપાંર, તે સર્વેને કરી જુહાર,
વિબુધ સંત જાણી ઉપકાર, કૂડું હોય ત્યાં કરજો સાર. ૩૬

---

* આ કવિવરનું ચરિત્ર મેં સવિસ્તર લખ્યું છે તે માટે જુઓ આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૬ ઠું, કે જેની અંદર આ કવિનાજ રાસાઓ (આ રૂપચંદ કુંવર રાસ, નળદમયંતી રાસ અને શત્રુંજય ઉદ્ધાર રાસ પ્રકટ થયા છે.) પ્રસ્તાવનામાં કવિચરિત્ર ઉપરાંત મેં આ રૂપચંદ કુમાર રાસનો સાર પણ આપ્યો છે.

કવિત કવિત કરી સહુકો કહે, કવિત ભાવ તો વિરાગ લહે,
સોઈ કવિત જેણે દુશ્મન દહે, પંડિતજન પરખી ગહગહે. ૩૭
શારદ માત વસિ મુજ અંગિ, કરશું કવિતા રૂડે રંગિ,
સુણતાં સરસ સુવેધક બોલ, હર્ષ તણા વધશે કલ્લોલ. ૩૮
ઈષ્ટદેવ પ્રણમી ગુરૂપાય, ગાઈશું રૂપચંદ-ઋષિરાય,
શ્રવણસુધારસ રાસ પવિત્ર, સાંભળજો રૂપચંદ ચરિત્ર. ૩૯
શ્રોતા કવિ વાણિ મત ધરો, રખે કોઈ વિચ વિકથા કરો,
અપ્રતિબદ્ધ સભામાંહિ જોય, કવિ ચતુરાઈ નિષ્ફળ હોય. ૪૦
જિમ નારી સોજે શૃંગાર, આગળ વિકળ અંધ ભર્તાર,
તે ભણી તુમે ચતુર છો સહુ, જાણ પ્રતે શું કહિયે બહુ. ૪૧
નિદ્રા વિકથા છાંડિ દૂર, ઈક ચિત્તે સહુ આણંદપૂર,
રૂપચંદ સુકથા-કલ્લોલ, સાંભળજો સહુ કરી નિટોલ. ૪૨

* * * *

અંતે—

ઈમ જે રૂપચદ મુનિ પરે, ભોગાદિક વિલસી પરિહરે,
સાધે સોઇ કાજ આપણું, ઈહિ ભવે પરભવે સુખ લહે ઘણું. ૧
રૂપચદનો ઈણીપરે રાસ, રચ્યો અગે આણી ઉલ્લાસ,
કવણ શિષ્ય તે કવિતા હોય, કુણ સંવત્સર કીધો સોય. ૨
શ્રી જિનવર શાસન સુવિવેક, હૂવા અભિનવ ગચ્છ અનેક,
ચંદ્રગચ્છ મળગો ઉદાર, સકળ ગચ્છમાં સોહે સાર. ૩
તે શ્રી ચંદ્રગચ્છ શિણગાર, શ્રી ધનેશ્વર સૂરિ ઉદાર,
ચિત્રપુરિ દેશન વિખ્યાત, પ્રતિબોધ્યા દિગપટ સયસાત. ૪
થાપ્યો ચૈત્રગચ્છ ઇતિ નામ, તિહાં ગુરૂ ભુવનચંદ્ર અભિરામ,
સૂરીશ્વર ગિરૂવા ગછપતિ, તાસ શિષ્ય મહા મુનિવર યતિ. ૫
દેવભદ્ર ગુરૂ ગણિ અવતસ, વીરવચનમાનસસર હસ,
સવત બાર પંચાસીએ ચગ, શુદ્ધ ક્રિયા તપ કર્યો અભંગ. ૬

શ્રી ગુરૂ દેવભદ્રગણિરાય, જાવ જીવ આંબિલ નિર્માય,
વિદ્યાપુરિ તપ કરી એકમના, તપાગચ્છ કીધી થાપના. ૭
તાસ શિષ્ય શ્રી ગચ્છાધીશ, પૂજ્ય વિજયચંદ્ર સૂરીશ,
જેહથી વૃદ્ધ તપાગચ્છ નામ, પ્રગટ્યો પુણ્ય પ્રબળ અભિરામ. ૮
તાસપાટે ગિરૂઆ ગચ્છપતિ, શ્રી ક્ષેમકીર્ત્તિ સૂરીશ્વર યતિ,
બૃહત્કલ્પ ટીકા અસમાન, કીધી સહસ બેતાલીસ માન. ૯
પરવાદીગજભેદનસિંહ, ગછનાયક ગુરૂ અકળ અબીહ,
તસ અનુક્રમે રત્નાકરસૂરિ, જસ નામે હોય પાતિક દૂરિ. ૧૦
રત્નાકર ગછ એહનુ નામ, એ ગુરૂથી પ્રગટ્યો ઉદ્દામ,
તસ અનુક્રમેં જયતિલક સુરેંદ, તસ પરતખ હુઓ ધરણિંદ. ૧૧
તાસ પટે જિમ ગોતમ સ્વામિ, શ્રી રત્નસિંહ સૂરિ સુખધામ.
જિણે નિજ વચને વડો પાતશાહ, પય પ્રણમાવ્યો અહમદશાહ. ૧૨
તાસ પાટે ઉદયાચળ ભાણુ, શ્રી ઉદયવલ્લભ સૂરીશ્વર જાણુ,
તસ પટ્ટાલંકરણ મુણિંદ, જ્ઞાનસાગરસૂરિ જ્ઞાનદિણંદ. ૧૩
પટ્ટ પ્રભાવિક આણંદ પૂરે, વંદુ શ્રી ઉદયસાગરસૂરિ,
તાસ પાટદીપક દિનરાજ, ગુરૂશ્રી લબ્ધિસાગર ગુરૂરાજ. ૧૪
તાસ પાટોદ્યોતક દિનકાર. ગચ્છપતિ ગૌતમ અવતાર,
શ્રી ધનરત્નસૂરિ ગણધાર, જસ નામે નિત નિત જયકાર. ૧૫
તાસ શિષ્ય તસ પાટપ્રધાન, અમરરત્નસૂરિ સુગુણનિધાન,
સતીર્થ શ્રી તેજરત્ન સૂરીશ, સકળસૂરિ વંદુ નિશિદીસ. ૧૬
ગચ્છપતિ શ્રી અમરરત્ન સૂરીંદ, તાસ પાટે ગુરૂ તેજમુણિંદ,
દેવરત્ન સૂરીશ્વરરાય, વિજયમાન વંદુ નિત પાય ૧૭
શ્રી ધનરત્ન સૂરીશ્વર શિષ્ય, અંગે ગુણ સોહે નિશિદિશ,
વિજયવંત વંછિત સુખકાર, શાસન સોહ ચડાવણહાર. ૧૮
મુખ્ય વિખ્યાત સદ્દગુરૂતણા, માણિક્યરત્ન વિશુધ ગુણ ઘણા,
ગુરૂશ્રી ભાનુમેરૂ બુધરાય, તસ પદપંકજ મધુકર પ્રાય. ૧૯

લઘુ વિનયી નયસુંદર વાણિ, છઠ્ઠો ખંડ ચડયો પરિમાણિ,
મુનિ શંકરલોચન રસમાન, ભેળે ઇંદુ (૧૬૩૭) જો સાવધાન.૨૦
એ સંવત્સર સંખ્યા કહી, માર્ગશીર્ષ મસવાડો સહી. ૨૧
શુદિ પંચમી નિર્મળ રવિવાર, નક્ષત્ર ઉત્તરાષાઢ ઉદાર.
વિજય મુહૂર્ત વૃદ્ધિ યોગ કહ્યો, તવ આ રાસ સંપૂરણ થયો. ૨૨
વીજાપુર નર નયર મઝાર, રચ્યો રાસ શારદ આધાર,
હું મૂરખ માનવી અજાણ, જે બોલ્યો તે માત્ર પ્રમાણ. ૨૩
જે જગ વિબુધ સંત કવિપતિ, કરજોડી તસ કહું વીનતિ,
અસદ્દવચન જે જાણો અહીં, તે તમે સૂધો કરજો સહી. ૨૪
કેતો ચરિત્ર માહેલો ચરી, કેતો કહ્યો સ્વબુધ્ધેં કરી,
કેતી વાત સુણી તે કહી, અધિકુ ઓછું ખામું સહી. ૨૫
વીતરાગના વચન વિરુદ્ધ, જે મેં કાંઈ કહ્યું અશુદ્ધ.
જિનવર સંઘ સાખેં જાણજો, તે મુજ મિથ્યા દુષ્કૃત હજો. ૨૬
પ્રથમ (શૃંગાર) રસ થાપિયો, છેડો શાંતરસે વ્યાપિયો,
બોલ્યા ચાર પદારથ કામ, 'શ્રવણસુધારસ' રાસ સુનામ. ૨૭
એ ભણતાં ગણતાં સુખસિદ્ધિ, એ સુણતાં વાધે વરબુદ્ધિ,
એ સુણતાં જાએ મતિમંદ, એ સુણતાં ઉપજે આણંદ. ૨૮
એ સુણતાં સવિ આરતિ ટળે, એ સુણતાં મનવછિત મિળે.
આવે હર્ષતણા કલ્લોલ, એ સુણતાં મંગળ રંગરોળ. ૨૯
એકમના આણી ઉલ્હાસ, નયસુંદર જાણી એ રાસ,
જે નરનારી ભણે સાંભળે, તે ઘર નિશ્ચે અફળાં ફળે. ૩૦

**(૨૮૯) શત્રુંજય (સિધ્ધાચલ) ઉધ્ધાર રાસ.** સં. ૧૬૩૮ આશો શુદિ ૧૩, અમદાવાદમાં.

**આદિ—**

વસ્તુ છંદ.

વિમલગિરિવર વિમલગિરિવર, મડણો જિનરાય,
શ્રી રિસહેસર પાય નમિ, ધરિય ધ્યાન શારદા દેવિય;
શ્રી સિદ્ધાચલ ગાયશુએ, હીયે ભાવ નિર્મલ ધરેવિય,

શ્રી શત્રુંજગિરિ તીરથ વડો, સિદ્ધ અનંતી કોડી,
જિહાં મુનિશ્વર મુકતેં ગયા, તે વંદૂ બે કરજોડી.

* * *

અંતે—

સોલ અઠ્ઠત્રીશે આશો માસે, શુદિ તેરસ કુજવાર,
અહમ્મદાવાદ નયરમાંહે, મેં ગાયોરે શત્રુંજય ઉદ્ધારકે—ભેટયો. ૧૨૧
વૃડ તપ ગચ્છ, ગુરૂ ગચ્છપતિ, શ્રી ધનરત્ન સુરિંદ,
તસ શિષ્ય તસ પટ જયકર, ગુરૂ ગછપતિરે અમરરત્ન સુરિંદકે—ભેટયો. ૧૨૨
વિજયમાન તસ પટધરૂરે, શ્રી દેવરત્ન સુરીશ,
શ્રી ધનરત્ન સુરીશ તણારે, શિષ્ય પંડિતરે ભાનુમેરૂ ગણીશકે—ભેટયો. ૧૨૩
તસ પદ કમલ ભ્રમર ભણે, નયસુંદર (દે) આશીષ,
ત્રિભુવનનાયક સેવનાં, હવે પુગીરે શ્રી સંઘ જગીશકે— ભેટયો. ૧૨૪

કલશ.

ઇમ ત્રીજગનાયક મુગતિદાયક, વિમલગીરીમંડણ ધણી,
ઉધાર શેત્રુંજે સાર ગાયો, સુણો જિન મુગતી ધણી,
ભાનુમેરૂ પંડીત સીસ, દોઇ કરજોડી કહે,
નયસુંદર પ્રભુ પાય સેવા, દેહી દરીશણ જયકરૂં. ૧૨૫

—લિ. લખમિચંદ સિધપૂર નગરે-સં. ૧૮૫૫ વઇશાખ વદ ૮ મંગલવાસરે. ૪-૧૭, પ્ર૦ શા. ભીમશીમાણેક તેમજ આ. કા. મહો. મૈ. ૬ હું.

(૨૮૦) પ્રભાવતી રાસ. સં. ૧૬૪૦ આશો સુદ ૫ બુધ વિદ્યાપુરી (વીજાપુર)માં.

આદિ— પ્રથમ ઢાલ. વેલિનો-આસાઉરી દૂહા.

પ્રથમ નાથ દાતા પ્રથમ, જગગુરૂ પ્રથમ જુગાદિ,
પ્રથમ જિણંદ પ્રથમ નમુ, જેણે કરી પુણ્યાદિ.

* * * *

અંતે—

પટ્ સિત્તિરી વિદ્યાપુરીત્રે, મઇ રહીયા ચુંમાશિ,
શ્રી સંઘને આગ્રહે ઉલ્લહી, જિન વીર વંદી ઉલ્લાસી. ૩૨૫
સોલ ઇગ્યાલિશિ વરષિ હરષે આસો પંચમી ઉજ્જલી,
બુધવાર અનુરાધા નક્ષત્રે પ્રીતિયોગે મનિરૂલી. ૨૬
લઘુવૃત્તિ ઉત્તરાધ્યયનની વર ચૌદ સહસ્રીમાંહિ,
અધ્યયન જોઈ અઢારમું આખ્યાન રચ્યું ઉચ્છાંહિ. ૨૭
આખ્યાન એહ પ્રભાવતીનું નૃપ ઉદાયી ચરિત્ર,
પદમાદ પરહો પરિહરી, સાંભલો પુણ્ય પવિત્ર. ૨૮
શ્રી વીરશાસન વર વિભાસન ચંદ્રગચ્છ વિશાલ,
ગુરૂ ભવનચંદ્ર વિનેય ગણીવર દેવભદ્ર દયાલ. ૨૯
સંયમ ક્રિયા શુદ્ધ ઉદ્ધરી જેણે કરિઓ તપ ઉદ્દામ,
સંવત બાર પંચાશીઈ થાપ્યું તપાગછ નામ. ૩૦
જુગપ્રવર એ ત્રણિઇ સીસ તેહનાં સૂરિ શ્રી જગચંદ્ર,
દેવેન્દ્રસૂરિ સુદક્ષ ગણધર વિજયચંદ્ર સૂરીંદ. ૩૧
બૃહત્ કલ્પ સુવૃત્તિને, અવસાંને એ અધિકાર,
શ્રી વિજયચંદ્ર સૂરીંદથી વૃદ્ધ તપાગચ્છ ઉદાર. ૩૨
મહા પભાવક ગણધર જસ નામે પરમાનંદ,
પાટ્ટાનુપટ્ટ અનુક્રમે શ્રી રત્નસિંહ સૂરીંદ. ૩૩.
ગુરૂ વલ્લભ જ્ઞાનસાગર ઉદયસાગર સૂરિ,
શ્રી લબ્ધિસાગર ગચ્છપતી પ્રણમતાં પાતિક દૂરિ. ૩૪
તસુ પાટિ મહિમાવંત ગણધર શ્રી ધનરત્ન સુજાંણ,
શીષ્ય અમરરત્ન સૂરીસરૂ, વ્યાકરણ લીહ પ્રમાણ. ૩૫
તેજરત્ન સૂરીવર ગુરૂ, સહોદર તાસ કેરા દોઇ,
શ્રી દેવરત્ન સૂરીસરૂ સહિ ગુરૂ પટ્ટોધર જોઈ. ૩૬
ચારિત્રરયણભંડાર બુધ શ્રી ભાનુમેરૂ ગણીંદ,
ધનરત્ન ગછપતિ તણાં સેવક જયુ જાં રવિચંદ. ૩૭

તસ શિષ્યમાંહિ દક્ષ પડિત મુખ્ય માણિકરત્ન,
લઘુ ભ્રાત કહેં નયસુંદરો, કરૂં ભવિકધર્મ યત્ન. ૩૮
દોહિલું માણુસ જન્મ પામી, કરો આલસ દૂરિ,
પૂજા કરો જિનરાજની, પ્રહિ ઉદય હુંતિ સૂરિ. ૩૯
અષ્ટ પ્રકારી સતર ભેદી સારિઈ જિનની સેવી,
પાપ સઘલો પરિહરી આરાધિ દેવાધિદેવ. ૪૦
લક્ષ્મી લહી કર વાવરો, મમ થાઓ કૃપણ અજાંણ,
પામીરે ધન મદ માણગ્યો, મ કરગ્યો આપ વખાણ. ૪૧
સત્યવાણી સાર જાણી, વદું મીઠડી ભાષડી,
તપ ભાવ ભગતેં કરો સગતેં, આરાધો વ્રત આખડી. ૪૨
પરનારિ દેષી ગુણ ઉવેષી, ચપલ મ કરો આંખડી,
અંગી અંગિ સુકૃતિ કારણિ જ્ઞાન દરશન પાંપડી. ૪૩
ક્રોધ તાપ શમવાને આરોગુ સરસ સમતા સેલડી,
જિન આણ સાધી કરો વરધી સિદ્ધિવધૂશિઉં ગેલડી. ૪૪
પરમાંગ ચ્યારે લહી દુર્લભ પુણ્ય પાવડીએ ચડી,
પરમાદ પાપી વશિ પડિનેં રખે જાઓ લડથડી. ૪૫
નહિ વાર લાગે કાંમ જાગે હુંતા ઋદ્ધિ પીઆરડી,
વરપુણ્ય કેરા કાજ કરિવા કો વિલંબ કરો ઘડી. ૪૬
સંઘપૂજા સાહમી ભગતિ પહિલી ચલાવુ ધર્મ્મવારડી,
ઓઢો સુશ્રાવીઅલવિ અંગે દયા દક્ષણ ઘાટડી. ૪૭
ગુણ સુણી સાધૂ ઉદાયી કેરાં જાસો કર્મહ કાંથડી,
આખ્યાન સુણી પ્રભાવતીનું સુકૃત સચો ગાંઠડી. ૪૮
ગુણવંત ઋષિગુણ ગાયતાં જે પુણ્ય સંતતિ કરે ચડી,
તેણે વિબુધ નયસુંદર કહે શ્રી સઘ લહો સંપદ વડી. ૪૯

—ઇતિ સુશ્રાવિકા શ્રી પ્રભાવતી રાજ્ઞી આખ્યાનં ચરમ રાજઋષિ ઉદાઇ સાધૂ ચરિત સંપૂર્ણ. ચેલા લાલસોમવાંચનાર્થં સ. ૧૬૫૩ વર્ષે

પોસ માસે શુદિ પક્ષે ચતુર્દશી ગુરૌ લષિતં-૧૮-૧૧ લીં (કવિના સમય-માંજ લખાયેલું છે.)

**(૨૯૧) સુરસુંદરી રાસ.** સં. ૧૬૪૬ જેઠ શુ. ૧૩:

આદિ— ( રાગ કેદારો-એકતાલી. )

આદિ ધરમને કરવા એ, ભીમ ભવોદધિ તરવા એ
ભરવા એ સુકૃતભંડાર ભલી પરેં એ,
ભવિયણ ભગત ઉદ્ધરવા એ, કર્મ કઠિન નિરજરવા એ,
વરવા એ શિવસુંદરી સ્વયંવરેં એ. ૧

ત્રૂટક—સ્વયંવરે શિવરામા વરિવા કરવા ઉત્તમ કાજ,
મરૂદેવી માતાની કૂખેં અવતરિયા જિનરાજ,
આષાઢી વદિ ચોથ તણે દિન અજૂઆળું જિણે કીધૂં,
ગરભ અવતરિ સુપન દેખાડી મહોત માયને દીધૂં. ૨

પછી ઋષભનાથની સ્તુતિ છે.

* * * *

શ્રી નવકાર મંત્રનો મહિમા આગમેં કહિયો જિણંદે,
કોડિ વરસસું કોડિ જિભ્હાએ નાવે પાર સુરિંદે,
આગે જિણે એક ચિત્ત ધ્યાયો સો પરમાનંદ પાયો,
સુરસુંદરી સતીએ સમર્યો તવ તસ કષ્ટ ગમાયો. ૭

કવણ સતી સા હુઈ સુરસુંદરી કિમ રાખ્યું તિણે શીલ,
શ્રી નવકાર મંત્ર મહિમાયે કિમ સા પામી લીલ,
ચરિત તાસ પવિત્ર પભણેસું વંદી જિણ ચઉવીસ,
શ્રી શ્રુતદેવી કેરે સાનિધિ પૂરો મનહ જગીસ. ૮

સુણજો સુઅણ સરસ શુભ વાણી આણી પ્રેમ અપાર,
કહે કવિજન વિશેષે વારૂ તે સરસતિ આધાર,

* * * *

અંતે—

(ઢાલ ૨૦ મી. રાગ દેશાખ, અથવા ધન્યાશ્રી,
ભાણેજનઇ રાજ દેઈ એ ઢાલની દેશી.)

* * *

શ્રી વૃદ્ધ તપગછે રાજિયા, ધનરત્નસૂરિ સુચંદ,
તસુ પાટ દીપક દિનકરૂ, શ્રી અમરરત્ન સૂરિંદ, ૬
ગુરૂ સહોદર તસુ તણાએ શ્રી તેજરત્ન ગુણવંત,
ગછપતિ પટોધર પ્રગટશ્રી, દેવરત્નસૂરિ જયવંત. ૭
તસ ગણુ વિભૂષણુ ગણુપતી, ભાનુમેરૂ પંડિત ભાણ,
સૂરીશ શ્રી ધનરત્નકેરા, શિષ્ય સકળ સુજાણુ. ૮
તસુ શિષ્ય નયસુંદર કહે, સાંભળો સાજણુ સાથ,
અરિહંત દેવ આરાધિયેં, ત્રિહું ભુવન કેરા નાથ. ૯

* * * *

સોળ છિયાળે વરસ વારૂ, જેઠ શુદિ ત્રયોદશી,
તેણે દિવસે ઉત્તમ ઉડુ વિશાખા, સિદ્ધિ યોગે મન હસી. ૨૦
એ ચરિત કીધું સાર લીધુ પુણ્યનું પણુ જેહ,
સુરસુંદરી ગુણુ સાંભળી અનુમોદજો સહુ તેહ. ૨૧
એ સાંભળે સુખ ઊપજે સવિ જાય પાતક દૂરિ,
કરજોડી કવિ નયસુંદરો, એમ ભણે આનંદપૂરિ. ૨૨

—સ. ૧૬૬૩ વર્ષે વૈશાખ વદિ ૧૦ રવૌ લિખિતં શ્રી આગમ ગછે શ્રી સૌભાગ્યસુંદર શિષ્ય શ્રી ધર્મરત્ન સૂરિ શિષ્ય ચેલા સોભરાજ-પઠનાર્થં દેકાવાડા મધ્યે. ૨૬-૧૪ લીં., ૨૦-૧૪ અને ૧૧-૧૭ લીં.

—સં. ૧૮૭૦ આસો શુ. ૪ ભોમ લિ. શેઠ જેચંદ ધર્મસી વાંકાનેર વસે છે. ૨૧-૧૪ ઘો૦

—૨૭-૧૩ ભાવ.; પ્ર. કા.; પ્રકાશિત આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૩.

(૨૯૨) નલદમયંતી ચરિત્ર. સં. ૧૬૬૫ પોશ શુદ ૮ મંગલવાર.

આદિ—

આતમબુદ્ધિ ધરી મન સાથિં, વિશ્વ સંભાલ્યુ ત્રિભૂવનનાથિં,

પૂરવજનમિ પારેવુ રાખ્યુજી, સો સ્વામી દયાધર્મ ભાખ્યુજી.
ભાખ્યુ દયાધર્મ દુખવિમોચક, સકલજનસુખકાર
સો સોલમ તિત્થેસર, હું નમુ વારોવારિ.

ઢાલ ત્રૂટક,

અચિરા ઉયરિં અવતરી, જેણિ કરિઉ હિત એકાંતિ,
જગમાહિ અહિત શમાવીઉં, તેણઈ નામ પામ્યું શાંતિ. ૩

* * * *

ભારતીલબ્ધપ્રસાદ બુદ્ધ, શ્રી હરષ સરિષા જેહ,
કવિતા રે કીરતિ જેહની, નવિ ત્રપતિ પામિ તેહ. ૧૩
માણિક્યસૂરિ મહાયતી, તિણિ કરિઉ નલાયણ ગ્રંથ,
નવરસ પયોધિ વિરોલિવા, કરિ થયુ જો સુરમંથ. ૧૪
સ્વસમય નિ પરસમયનું, એકત્ર જિહાં અધિકાર,
શતસર્ગ જેહના વાંચતાં, ઉલ્લાસ થાઇ અપાર. ૧૫
અનુસરી તેહનિ સુખિં કરી, અહે જોડિસ્યું સંબંધ,
મનરંગ એહવું ઊપનું, બોલસ્યું પુણ્ય પ્રબંધ. ૧૬
કિહાં સતી પુણ્યસિલોક કીરતિ, કિહાં માહરી મતિ;
ઉત્તકીર્ણ મુક્તાફલ વિધિ, ગુંણતણી પરિ હું ગતિ. ૧૭
કહુ મંદ કિમ કવિયશ લહઇ, કિમ ચઢઈ પર્વત પંગુ,
તુલણાઈ કહુ કિમ તોલીઇ, વરસાલિ સરિસુ કંગુ. ૧૮
નિજ બુદ્ધિ સાર બોલતા, હસતા રખે કવિ સોઇ;
પંષીઆ નિજ ભાષા વદઈ, તસ કરઇ વારણુ કોઇ. ૧૯
અનુક્રમિ નલાયન અનુકરી, ભાષસ્યું નલ અધિકાર,
તિહાં સગુર નઇ શ્રુતદેવતા, કવિતણી કરયો સાર. ૨૦

* * * *

અંતે—

સતી શિરોમણિના ગુણ કહિયા, જેહવા ગુરૂપ્રસાદિં મિં લહિયા,
કહિઉં ધનદસુર પૂર્વચરિત્ર, ગાયુ પુણ્યશ્લોક પવિત્ર. ૮૪

એ મિં અભિનવ મંગલકાર, ગ્રંથ નલાયન પેષી સાર,
તેમાંહિં જેણી પરિ છિ અધિકાર, ચરિઉ રાસ સો લેઇ અનુસાર. ૮૫
નેમિચરિત્રાદિકમાહઈ વલી, કાંઈ એક ભિન્ન કથા સંભલી,
માહર દોષ રષે કો લહી, પ્રબંધ શત મુખ પંડિત કહિ. ૮૬
પ્રથમ બહુશ્રુત પૂછી કરી, સરસ કથા મન સાથઈ ધરી,
ગ્રંથ નલાયનનિં અનુસરી, લિષીઉં પુણ્યશ્લોકનું ચરી,
વીતરાગનાં વચન વિરૂદ્ધ, જિ મતી કલ્પી હુઈ અશુદ્ધ,
તે મિછાદુકડ વલી વલી, ષામૂ સાષિ સઇ કેવલી. ૮૮
ચતુર ચમતકરિવા ચિતમાહિં, એ મઈ ગ્રંથ રચિઉ ઉછાહિ,
ગુણીઅણ ગુણ જાણી પરષયો, વાચ્યા વિશુદ્ધ જના હરષયો. ૮૯
સજ્જન દુર્જન છિ જગમાહિં, પરગુણ દોષ ગ્રહિ સો પ્રાહિ,
સ્વોચિત કર્મ કરેસ્યઇ દ્રોહ, નહીં મત્સર તસ ઊપરિ કોહ. ૯૦
જે બહૂશ્રુત ગત મત્સરી, તેહનિં કહુંરુઉં પ્રણમી કરી,
અશુદ્ધ હુઈ તિહો કરયો શુદ્ધ, સો મીઠઉં યમ સાકરદૂદ્ધ. ૯૧
સંવત **સોલ પાંસઠઉ જાંણી**, પોષ શુદિ અષ્ટમી વષાંણિ,
તિણિ દિન મંગલ મંગલવાર, ઉડુ ઉત્તમ અશ્વની ઉદાર. ૯૨
કુંજે જયા તિથિવાર સુયોગ, ભૌમાશ્વની અમૃતસિદ્ધિ યોગ,
એકવીસમુ અમૃત ઉપયોગ, સુંદર સાધ્ય દિનઈ ઉયોગ. ૯૩
તેણિ દિનિ ગ્રથ સંપૂરણ થયુ, કવણ ગછ કુણ ગુરૂ કવિ કહિઉ,
ઋષભાદિક જિનવર ચઉવીસ, પહિલૂં તેહનિ નાંમૂ સીસ. ૯૪
મહાવીર સાસન જયવંત, પ્રથમ શીષ્ય ગૌતમ ગુણવંત,
સ્વામિ સુધર્મા-પચમ સીસ, જંબૂસ્વામિ નમૂં નસિદીસ, ૯૫
પ્રભવ શિજ્જંભવ શ્રુતકેવલી, યશોભદ્ર વંદું મનિ રૂલી,
શ્રી સંભૂતિવિજય ભદ્રબાહુ, થૂલિભદ્ર શ્રુતકેવલી સાહુ. ૯૬
આર્ય મહાગિરિ આર્ય સુહસ્તિ, વઇરસ્વામિની પ્રબલ પ્રશસ્તિ,
વઇરસેન તેહના સીસ ચ્યારિ, ચદ્ર નાગેંદ્ર નિવૃત્તિ વિચારિ. ૯૭
ચઉથી શાષા વિદ્યાધરી, એમાંહિ ચંદ્ર સબલ વિસ્તરી,

એણી શાષાઈં ધનેશ્વરસૂરિ, ચૈત્રગછ થાપિઉ ગુણભૂરિ. ૯૮
ભવનચંદ્ર ગુરૂ કરૂં વષાણુ, દેવભદ્ર ગુરૂ આગમ જાંણુ,
ઠાંમ પ્રમાદ સકલ પરિહરી, જિણિ જગિ શુદ્ધ ક્રિયા ઉદ્ધરી. ૯૯
પ્રથમ સૂરિવર શ્રી જગચંદ્ર, સૂરીશ્વર બીજા દેવેંદ્ર,
વિજયચંદ્ર ગુરૂ ત્રીજા કહૂ, એક એક અધિકા ગુણ લહૂં. ૧૦૦
વિજયચંદ્ર સૂરીશ્વર તણી, વૃધ તપાગછ શાષા ભણી,
ક્ષમાકીર્ત્તિ સદગુરૂ તસ પાટિં, પ્રજ્ઞા વયરસ્વામિનિ ઘાટિ. ૧
બૃહત્કલ્પ ટીકા જેણિ કરી, સહિસ બિતાલીસ જગિ વિસ્તરી,
હેમકલસ રત્નાકરસૂરિ, પ્રજ્ઞાઈં જીતુ સૂરસૂરિ. ૨
મુનિશેખર ધર્મદેવ મુણંદ, અભયસિંહ તપસી સૂરિંદ,
જેહના તપનુ ન લહું પાર, શ્રી જયતિલકસૂરિ ગણધાર. ૩
રત્નસિંહ શ્રી સદ્‌ગુરૂતણા, અહમદસાહ ગુણ બોલિં ઘણા,
પાતસાહ પ્રતિબોધક સૂરિ, સપ્રભાવ વંદું મદપૂરિ. ૪
ઉદયવલ્લભ જ્ઞાનસાગર નામ, ઉદયસાગર ગુરૂ કરૂં પ્રણામ,
લબધિસાગર ગુરૂ લબ્ધિ નિધાંન, શ્રી ધનરત્ન સૂરીસ પ્રધાન. ૫
શ્રી અમરરત્ન સૂરી પ્રણમું પાય, શ્રી તેજરત્ન સૂરીશ્વરરાય,
જિમ જિમ તે સદગુરૂ સંભરિ, તિમ તિમ હર્ષ હીયડિ વિસ્તરી. ૬
ગછપતિ દેવરત્ન સૂરિતણા, ગુણ સંભારઉ હીયડિ ઘણા,
શ્રી દેવસુંદર સૂરિ આણંદપૂરિ, વિજયમાંન વિજયસુંદરસૂરિ. ૭
શ્રી ધનરત્ન સૂરીશ્વરતણા, સીસ સકલ ગુણ સોહામણા,
શ્રી ભાનુમેરૂ વિશુદ્ધગણિરાજ, વંદિ સીઝઇ વંછિત કાજ. ૮
તસ જામેય સીસ દોભાય, માણીક્યરત્ન જ્યેષ્ટ ઉવઝાય,
મહાતપીશ્વર મુનિવરરાય, પરમભાવિ વંદુ તસપાય. ૯
નયસુંદર લઘુ બંધવ તાસ, વાણી થાપિત વચનવિલાસ,
પુણ્યસિલોક સતી અધિકાર, ગાયુ ધનદ પૂર્વ અવતાર. ૧૦
સો સમકિતધર નિજ ગુણ સુણી, મનસ્યુ પ્રેમધરી આપણી,
સંઘ વિઘ્ન અપહરયો ગુણી, મનિ કામિત દેયો નિધિ ઘણી. ૧૧

રાજઋદ્ધિ રામા ભંડાર, જસ મહિમા જગમાંહિં અપાર,
બાહરિ એહની કીરતિ ભણિ, એ સવિ લહીઇ પુણ્યઇ ધણિ. ૧૨

રાગ ધન્યાસી.

ધણિ પુણ્યઈ લહી નરભવ, વીરવચન આરાધીઈ,
જિ(ન)રાજ કેરૂં લહી દર્શન, ભવ એહ ફલ સાધીઈ. ૧૩
જિનરાજ વાણી ચિત્ત આણી, અશુભ કર્મ ન બાંધીઇ,
મહાસતી પુણ્યશલોક ગાઈ પુણ્ય રિદ્ધિ બાંધઈ. ૧૪
ઉવઝાય નયસુંદરવાણી.....( પછીનું એક પાનું નથી.

( મોહનલાલજી જ્ઞાનભંડાર સુરત. પૃ. ૮૫ પં. ૧૫)

બીજી પ્રતમાંથી...

ઉવઝાય નયસુંદર સુવાણી, ભવિક પ્રાણિ સંભલઉ,
ઉપગાર મતિ મનિ પરી રાખુ, દોષથી દૂરિ ટલુ,
શ્રી શાંતિ જિનવર સદા સુષકર પૂજતાં સંપદ મલુ,
એ ચરિત્ર ભાવેં સુણે ગાવેં, તાસ ઘરિ સુરતરૂ ફલુ. ૨૬

ચુપઇ.

ગ્રથ સખ્યા હવઈ બોલુ સુદ્ધ, દૂહા શ્લોક કાવ્ય ગાહા કિદ્ધ,
ભાખ્યા છંદ બોડ.....દે, સહસ્ત્ર તીનસઈ અઠાવ.
સતપાંત્રીસ શ્લોક અનમાંન, હર્ષધરી સહૂ કરયો ગાંન, ૨૭
એ સંભલતાં શિવસુખ હોઈ, જ્ઞાનવંત વિચા (રી) જોઈ. ૨૮
ગ્રથ નલાયનનુ ઉદ્ધાર, નલચરીત્ર નવરસ ભંડાર,
વાચક નયસુંદર સુંદર સુભભાવ, એતલિ એ ષોડસ પ્રસ્તાવ. ૨૯

—ઇતિશ્રી નલાયન ચરીત્ર સંપૂર્ણ-સંવત ૧૬૮૨ વર્ષે ફાગુ વદિ બીજ રવૌ. ઇડર મધ્યે લષિતં શ્રી પાર્શ્વનાથ પ્રસાદાત્ ઇતિશ્રી નલાયનો-દ્ધારે નલચરીત્રે રાજ્યલાભ વૈરાગ્ય સંયમ ગ્રહણ સ્વર્ગગમન પ્રશસ્તિ વર્ણનો નામ ષોડસ પ્રસ્તાવ સમાપ્ત. ગ્રંથાગ્રં ૪૫૩૬ પ્ર. કા.; ( પ્રસિદ્ધ આનંદકાવ્ય મહોદધિ મૌ. ૬ માં. )

**(૨૯૩) શીલશિક્ષા રાસ સં. ૧૬૬૯** ભાદ્રપદ (વિજય વિજયા શેઠની કથાગર્ભિત.)

અંતે—

વડતપા ગછ **ધનરત્ન** સૂરીસ કિ, પંડિત શ્રી **ભાનુમેરૂ** ગણિ સીસકિ,
તસ વિનયી **નયસુંદરે** દોઇ કરજોડી કહઇ ઉવઝાઇકિ
સીલવંતહતણા નિત નમું પાયકિ–૧૫ સીલ.
**દેવસુંદરસૂરિ** પાટિ પ્રધાન કિ, સૂરિવરિ વિજયસુંદર વિજયમાનકિ,
તાસ આદેસ લહી કરી,
હૃદય થિર રાખિવા રચ્યુ એ રાસકિ, **સોલ** ઉગણોતિરૂઇ ભાદ્રપદ માસકિ–૧૬ સીલ.

કલસ.

ઇમી સીલ રખ્યા ગુણ પરિખ્યા સકલ શિખ્યા સંગ્રહી
સિદ્ધાંત વાંણી સાર જાણ્યા આપ પર હિતનઇ કહી,
બુધ **ભાનુમેરૂ** વિનેય વાચક વદઇ **નયસુંદર** સદા
મુઝ સુમતિ શુભ ફલ બોધિ નિર્મલ હજ્યો શિવસુખ સંપદા. ૧૭

— જૈ. પ્ર. કા.; ખં. ૧.

---

## ૧૬૬ ધર્મરત્ન (ખ૦ જિનમાણિક્યસૂરિ–માણિક્યમંદિર–કલ્યાણધીર શિ.)

**(૨૯૪)** જયવિજય **ચોપાઈ** સં. ૧૬૪૧ વિજયાદશમી શુક્રવાર. આગરામાં

અંતે—

ખરતર ગચ્છિ ઉદાર, ચોપડા સાખિ શૃંગાર
પાટ ત્રેવીસમઇ રાજઇ, શ્રી **જિનમાણિકસૂરિ** ગાજઇ. ૪૦
સીસ તેહનઉ સુંદર ગુણ ગણિ **માણિકમંદિર.** ૪૧
શ્રી કલ્યાણધીર વાચક, નામઇ નાસઇ પાતક

સીસ તાસ વર ભાવઈ ધરમરતન ગૂણ ગાવઈ. ૪૨
શ્રી જિનચંદ્ર સૂરિ ગજઈ કથા કહી સુષ કાજઈ
સંવત સસિકલા માનઈ ઈગિતાલઈ સુય પ્રધાનઈ ૪૩
આસૂમાસ ઊદારઈ વિજયદશમી સિતવારઈ
આગરા નયર મઝારઈ સારદ તણુઈ આધારઈ ૪૪
( વિ. ધ. )

---

## ૨૬૬ક કુશલવર્દ્ધન (ત. હીરવિજયસૂરિ શિ૦ )

સિદ્ધપુર જિન ચૈત્યપરિપાટી સ્ત૦ સં. ૧૬૪૧.

અંતે—

ચંદ્ર નઈ રસ જાણીઈ, શુભ મરલી, વેદ વેલસસિ જોઇ
તે સંવચ્છર નામ કહુ શુભ મરલી, ભાદ્રવ શુદિ છઠિ હોઈ

કલસ.

સીધપુર નયર મઝારી કિધિ ચઈત પરિ પાટી ભલી,
જે ભણુઈ ભવિયણુ કહઈ કવિયણુ, તાસ ઘરિ સંપદ મિલિ,
તપગછમંડન દુરિયખંડન શ્રી હીરવિજય સૂરીસર,
કવિ કુસલવર્ધ્ધન સીસ પ્રભણુઈ, સકલ સંઘ મંગલકર.
ઇતિ સીધપુર જિનચૈત્ય પરિપાટી સ્તોત્ર સંપૂણ.

૫૭ બંધહેતુગર્ભિત વીર જિનસ્ત૦ વડલીમાં.

આદિ—

સકલ મનોરથપૂરણો, વાછિત ફલદાતાર,
વીર જિણેસર નાયક, જય જય જગદાધાર. ૧

* * * * *

ભમવાનાં કારણુ ભણું, તું જાણુઈ જિનરાય,
મૂલ પ્રકૃતિ આઠય અવર, અઠાવન્ન સોભાય. ૫
સત્તાવન્ન હિતિં કરી, કરમ બંધ વિચારિ,
બંધણુ બાંધ્યો ચોર જિમ, ભમીઉ અપાર. ૬

કરમવિપાક તણો ધણો, અરથ કહ્યો તઈં જેહ,
ગુરૂમુખંઈ મઈં શ્રંવણઈ સુણ્યો, સુણજ્યો ભવિઅણ તેહ. ૭

*  *  *  *  *

અંતે—

કલસ.

ઇય વીર જિણવર સયલ સુખકર, નયર વડલી મંડણો
મિં થુણ્યો ભગતિં ભલીય સુગતિં, રોગ સોગ વિહંડણો.
તપગછ નિરમલ ગયણ દિનકર શ્રી વિજયસેન સૂરિસરો,
કવિ કુશલવર્દ્ધન સીસ પભણઈ, નગા ગણિ મંગલ કરો. ૫૨
—સં. ૧૭૧૦ લિ૦ ગધાર બંદરે સુશ્રાવિકા મૂલિ પઠનાર્થં.
૫–૧૨ આ. ક.

---

## ૧૬૭ વચ્છરાજ (પાર્શ્વચંદ્રસૂરિ–સમરચંદસૂરિ–રત્નચંદ (ચારિત્ર) શિ૦ )

(૨૯૫) સમ્યકત્વ કૌમુદી રાસ. સં. ૧૬૪૨ માઘ શુદિ ૫ ગુરૂ. ત્રંબાવતી (ખંભાત)માં.

આદિ— વસ્તુ છંદ.

વીર જિણવર વીર જિણવર સુગુણ ભંડાર
સર્વ સઘ કલ્યાણકર, જાસુ તિત્થ જયવંત જાગઇ,
મનવછિત ફલ તે લહઇ, જય જીવ તસુ ચરણિ લાગઇ,
અકલ રૂપ તિહુયણતિલઉ, ત્રિભુવનુ આધાર,
ચઉવીસ જિનપતિ નમુ, જિમ લહઉ હર્ષ અપાર. ૧
વડ તપા ગચ્છિ વડ તપા ગચ્છિ શ્રી પાસચંદ સૂરીસર
તસુ પય પ્રણમી હું ચરચઉં, સરસ સાર સબધ
શ્રી સમકિત ગુણ કોમુદી, વિમલકથા પ્રબધ. ૨

ચઉપઈ.

ગૌતમ ગણધરનઉ લ્યઉ નામ, શ્રી રયણચદ ગુરૂ કરૂ પ્રણામ,

જાસ પસાંઇ અવિચળ બુધિ, સીઝઇ સઘલી વછિત સિદ્ધિ. ૩
કહઉં સમકિત કૌમુદી વૃત્તાંત, આણુંદિઇ સાંભલિગો સંત,
સમકિત ધરતાં સુણતાં થાઇ, પાવ સવે તે દુરિ પલાઇ. ૪

* * * * *

અંતે— ચુપૈ.

શ્રી મહાવીર સોહમગણધાર, તાસ પરંપર આવ્યા સાર;
વડ તપ ગછ નાયક મુનિચદ, શ્રી પૂજ્ય પાસચંદ સૂરિ. ૪૫
તાસ પટોધર અધિક જગીસ, શ્રી સમરચંદ સૂરીંદ સુણીસ.
તાસ પાટિ પ્રભાવક ભલા, શ્રી રાજચંદસૂરિ ચડતી કલા. ૪૬
શ્રી સમરચંદ સૂરિ સીસ પવિત્ર, વાચક શ્રી રત્નચરિત્ર,
તાસ સીસિ રચી ચુપઈ, ગુરૂપ્રસાદિ પૂરી થઇ. ૪૭
ગુરૂપ્રસાદિ ટલઇ અજ્ઞાંન, ગુરૂપ્રસાદિ જગિ બહુમાંન,
ગુરૂપ્રસાદિ સંકટ દૂરિ, ગુરૂપ્રસાદિ મહિમા ભરપૂર. ૪૮
ગુરૂ દીવઉ ગુરૂ તારહહાર, ગુરૂ છઈ ત્રિભુવનનુ દિનકાર,
વાધઇ ચંદ્ર થીકી જિમ વેલિ, તિમ ગુરૂથી વાંણી રસ કેલિ. ૪૯
ત્રંબાવતી નગરી સુખવાસ, થંભણ શ્રી નવપલ્લવ પાસ,
તાસ પ્રસાદિ રચી ચુસાલ. શ્રી સમકિતગુણ કથા રસાલ. ૫૦
ગ્રથિ કહી કથા કેલવી, કહિઉ ઉછઉ અધિકઉ મેલવી,
દૂષણ લાગું તે સંઘ સાખિ, ખમાવઉં ચોખું ચિતિ રાખી. ૫૧
આઘઉ પાછઉં અક્ષર જેહ. મિલતું જોતાં નાવઈ તેહ,
રચિયો ઠાંમિ સોધી કવિ કહૂ, કરજોડી કવિ ભાખઇ બહૂ. ૫૨
નવ નવ રસ ઉત્તમ નવખંડ, સમકિત ગુણ રચીયા અખડ,
ભણઇ ગુણઈ સુણઇ સદ્દહઈ, ઋધિ વૃદ્ધિ સુખ તે નર લહઈ. ૫૩
ચ્યદ સૂર મેદની આકાસિ, સુરગિરિ ધ્રુ તારઉ સુવિકાસ,
વર્ત્તઇ અવિચલ એહ જિહા જગઈ, એહ પ્રબંધ જયુ તિહા લગઇ. ૫૪
સંવત સોલબઇતાલા તણુઉ, માઘ માસ અતિ રલીયામણઉ,
ઊજલિ પખિ પંચમિ ગુરૂવારિ, સિધિ યોગ શુભ મહૂર્ત્ત સાર. ૫૫

સમકિતકૌમુદી ગ્રંથ નિહાલિ, એહ ચુપઇ કીધી સુવિશાળ,
એહમાંહિ અણમિલતુ જેય, સોધી સૂધઉ કરિયો તેય. ૫૬
કાવ્ય શ્લોક દૂહા ચુપઇ, વસ્તુ છંદ સવિ એકઈ થઈ,
ચૌદસઈ ચુરાસી હોઇ, એહ ચઉપઇની સંખ્યા જોઇ. ૫૭
સમકિત સહિત જિનભાવિત ધર્મ્મ, આચરતાં હુઈ શિવપદ શર્મ,
ઋષિ વચ્છરાજ કહિ આણંદ આણિ, નવખંડ ઊપરિ ચૂલિકા જાંણિ. ૫૮

—ઇતિશ્રી સમ્યકત્વ કૌમુદી ચુપઇ સંપૂર્ણ, સંવત સોલ ચઉરાસી વર્ષે પોષ માસે શુક્લપક્ષે ચતુર્થ દિને લિખિતં ઋ. કુંવરજી પઠનાર્થં. શુભં ભવતં. (મૃ. બ.)

**(૪૯૬) નીતિશાસ્ત્ર પંચોખ્યાન** (પંચતંત્ર) ચોપઈ. સં. ૧૬૪૮ આસો શુ. ૫ રવિ.

આદિ—

આદિ જિણવર આદિ જિણવર વિમલ ગુણ ગેહ
ત્રિભુવનમંડન જગિ જયઉ, સકલ મંગલ વૃદ્ધિકારક,
લોકાલોકપ્રકાશકર નાણભાણ જગજીવતારક,
નાભિરાય મરૂદેવિ સુત મનવાછિત દાતાર,
પરમપુરૂષ એ પ્રણમતાં સુખસંપત્તિ ફલ સાર. ૧
વિમલદેવી તણુ વેલગસુઉ પ્રાગવંશ સિંગાર,
સિરિપાસચંદસૂરી ભવિયણ સુહદાયણગો જયઉ. ૨
દૂહા—ગુરૂ મોટા ગુરૂ સાગરૂ, ઉત્તમ મેરૂ સમાણ,
ભવિયકમલ પડિબોહિવા, દિનકર મહીમંડાણ. ૩
નિર્મ્મલ મહિમા અતિઘણ, પસરઈ કીરતિપૂર;
શ્રી ગુરૂસેવા સાધતાં, દુરિય પણાસિ દૂરિ. ૪
સોમકલા ગુણિ ચંદ્રમા, શ્રી પાસચંદ સૂરિરાય,
ભવજલતારણ પોતસમ, પ્રણમુ તેહના પાય. ૫
નમતાં શ્રી ગુરૂચરણકમલ, હિયડઈ હર્ષ ન માઇ,
શ્રી ગુરૂનામ સુમંત્ર જિમ, સમરતાં સુખ થાઇ. ૬

ગુરૂ આધારઈં પામિયઇ, ન્યાન કલા અભિરામ,
વિનય વિવેક સવિ સંપદા, વંછિત સીઝઇ કામ. ૭
જગિ જે જે વિદ્યા અછિ, તે સવિ સુગુરૂ પ્રમાણિ,
તેલબિંદુ જિમ જલિ મિલ્યઉં, પસરઇ સંસયભાણિ. ૮
જઉ ગુરૂ તૂસી ભાવસ્યઉં, અક્ષર એક દીયતિ,
વટવૃક્ષના બીજ જિમ, સયં સાખઈં પસરંતિ. ૯
માતપિતા બંધવ સગા, જેતઉ હિત ન કરંતિ,
જંગમ તીરથ અતિ ભલા, તેતઉ સુગુરૂ કરંતિ. ૧૦
શ્રી ગુરૂ સગિઈં રંક જીવ, આરાધી ચારિત્ર,
સંપ્રતિ રાજા પામિયઉ, રાજ વિશાળ પવિત્ર. ૧૧
કરઇ કર એસિ હુ જીવની, ઉપગારી ઉલ્લાસ,
તે ગુરૂ વંદઉ ભાવસ્યઉં, જેહથી ન્યાન પ્રકાસ. ૧૨
બ્રહ્મચર્ય સૂધઉં ધુરઇં, સીહ જેમ અબીહ,
સત્ત્વવંત ગુણ નિર્મલા, ધર્મવત ધુરિ લીહ. ૧૩
મધુકર લીનઉ કમલરસિ, જિમ જલિ લીનઉ મીન,
તિમ શ્રી ગુરૂપદપંકજઇ, મુઝ મન મધુકર લીન. ૧૪
ગુણ ઘણા શ્રી ગુરૂતણા, વદનઇ જિહ્વા એક,
તિણિ એહ જાણુ વાનગી, પંડિત જણ સવિવેક. ૧૫
શ્રી ગુરૂના પ્રસાદથી, અવિચલ અવિઘન વાણિ,
હુજ્યો સાનિધિ મુઝ ભણી, ગ્રંથ કેરતાં જાણિ. ૧૬

ચુપઇ—શ્રી રયણચંદ ગુરૂ પ્રણમી કરી, આણંદ હિયડઈ અધિકઉ ધરી,
પંચાખ્યાન તણી ચુઉપઈ, રચિસ્યું સાવધાન હું થઈ. ૧૭
કવિતા કહિ શ્રોતા સુણિ લહઈ, વિગતા અર્થ વિચારી ગ્રહઇ,
ત્રિણિ રંગ જુ એકઠ મિલઈ, તુ સવિ કારિજ સહજઈં ફલઈ. ૧૮
પંડિત મોટા આગિ હૂઆ, બુદ્ધિપ્રપચ તેહના જૂજૂઆ,
તે આગલિ મુઝ બાલી બુદ્ધિ, પૂરી ન લહઉં અક્ષર સુદ્ધિ. ૧૯

ઉત્તમ ગ્રંથ ભણી ઊમાહ, આવઇ મનમાંહિ બહુ ઉછાહ,
જેહથી વાધિ બહુલી બુદ્ધિ, લહિયઇ ચિહું પુરૂષારથસિદ્ધિ. ૨૦
ગ્રંથજ્ઞાન થોડાઉ છિ ચિત્તઈં, શાસ્ત્રરાગ પ્રેરઇ મુઝ પ્રતિઈં,
કરઇ કોઇલ જે મધુરઉ નાદ, વિકસિત આંબાતણું પ્રસાદ. ૨૧
નીતિશાસ્ત્ર સુણઉ દેઇ કાન, જેહથી વાધિ કીરતિમાન,
સંપત્તિ પામઇ કીરતિવંત, મહિયલિ હુવઇ મહિમાવંત. ૨૨
શ્રુતસાગર ઊતરિવા પારિ, નીતિ બુદ્ધિ દોઇ પ્રવહણ ધારિ,
જુ પ્રજ્ઞા બલચિત્તિઈં હોઇ, ધર્મ કર્મ તે પામઇ દોઈ. ૨૩
પંચ અધિકાર ઈહાં જાણિવા, આદર કરિ હિયડઈં આણિવા,
જાણ અજાણ જિમ સમઝઇ બાલ, ચઉપઈ તિમ કરિસ્યું સુવિશાલ. ૨૪
વિષ્ણુશર્મ્મા બ્રાહ્મણ મતિનિલઉ, શ્રીગોડન્યાતિ વડઉ કુલતિલઉ,
સરસકથા તિણિ કહી કેલવી, પંચાખ્યાન આખ્યા અભિનવી. ૨૫
કવિયણ કલ્પિત બોલ જે કહ્યા, રાજાપ્રજારંજક તે લહ્યા,
જેહથી દુરજન નામઇ સીસ, દિન દિન વાધઇ અધિક જગીસ. ૨૬
તસુ ઉતપતિ ભાષી કુણ દેશ, ગામ ઠામ કહિસ્યઉં સુવિશેષ,
કથા કવિત રસ હિયડઈં ગ્રહી, વાત વિચારી વિગતિઈં લહી. ૨૭

* * * *

ચઉપઈ નામ કથા કલ્લોલ, પંચઈ તંત્ર રચ્યા અમોલ,
ગુરૂપ્રસાદ સુંદર સંધતું, તિણિ પ્રારંભ પૂરઉ નીપનું. ૪૩
વડતપગછ સોહઈં અતિભલા, શ્રી સાધુરતન પંડિત નિરમલા,
તાસ સીસ શિરોમણિ રાય, શ્રી પાસચંદ સૂરિ કોમલ કાય. ૪૪
પોરવાડ વંશઇ સિણગાર, વેલગતાત કુલઇ અવતાર,
વિમલાદે માતા ઉદાર, શ્રી પાસચંદ થયા ગણધાર. ૪૫
તાસ પાટિ હૂઆ મુનિ સુદ્ધ, શ્રી સમરચંદ સૂરિંદ પ્રસિદ્ધ,
પાટપ્રભાવક તેહનાં સીસ, શ્રી રાજચંદ સૂરિ અધિક જગીસ. ૪૬
શ્રી સમરચંદસૂરિ શિષ્ય ઉદાર, શ્રી રતનચંદ પંડિત તસ વિચાર,
શ્રી ગુરૂનો પામી સુપસાય, ગણિ વચ્છરાજ જિન પ્રણમઇ પાય. ૪૭

સંવત સોલ અડતાલા તણઇ, આસૂમાસ અતિ રલીયામણઈ,
પચમતિથિ ઉત્તમ રવિવાર, શુભ મુહૂરત એ કીધી સાર. ૪૮
એહ રચીછઇ બુદ્ધિ પ્રમાણિ, સુકવિ ખોડિ ન દેવિ જાણિ,
અણુમાત્રાનું અણજુગતુ જેહ, સાંઇ સૂધઉં કરિવઉ તેય. ૪૯
સરજલથી ઉપજે શતપત્ર, ગંધ પવન વિસ્તારઇ તત્ર,
તિમ ઉત્તમ કરઈં ઉપગાર, પરગુણગ્રહણરસિક સવિચાર. ૫૦
દૂહા શ્લોક કાવ્ય નઇં વસ્તુ, આર્યા ચઉપઈ મિલી સમસ્ત,
સર્વ અંક ગણતાં ચઉપઇ, ચઉત્રીસ સય છનું સવિ થઈ. ૫૧
એમાંહિ બુદ્ધિ પ્રપંચ અનેક, તેહ સુણીનઇ કરઉ વિવેક,
પાપબુદ્ધિ સઘલી પરિહરઉ, ધર્મબુદ્ધિ નિજ હિયડઇ ધરઉ. ૫૨
પાપબુદ્ધિ તે અછિ અનાદિ, તેહનાં ફલ લહી ગ્રંથ પ્રસાદિ,
ઉત્તમ ધર્મબુદ્ધિ અભ્યાસ, કરતાં પામિ શિવપુર વાસ. ૫૩
એહમાહિ અણમિલતા જે અર્થ, તે છંડઇ જાણી સમર્થ,
મિલતા જુગતા વિગતા મહુ, તે જાણી મનિ ધરિવા બહૂ. ૫૪
હરિષઈં ભણિ ભણાવઇ સુણઈ, બુદ્ધિ વિચાર પામિ ગુણ ઘણઇ,
તિહાં ઘરિ સંકટ નાવઇ કદા, અષ્ટમહાસિદ્ધિ લહઈ સંપદા. ૫૫
ઋદ્ધિ વૃદ્ધિ વંછિત કલ્યાણ, નવનિધિ પામઇ થાઇ જાણ,
ભણતાં ગુણતાં અધિક જગીસ, શ્રી રયણચંદનુ બોલઇ સીસ. ૫૬
પંડિત રતનચારિત્ર વદીત, પસર્યા નિર્મલ બહુ ગુણ ગીત,
તાસ સીસ વચ્છરાજ વષાંણિ, પંચતંત્ર કહિઉ ગુણજાણ. ૫૭

—નીતિશાસ્ત્ર પચાખ્યાન વિષ્ણુશર્મા પ્રણીતે કથાકલ્લોલ સયુક્ત મ્ પરીક્ષિતકારિનામા પંચમતંત્ર સપૂર્ણ-૧૨૮-૧૫-વિ. ધ.

—સંવત્ ૧૭૬૨ વર્ષે ચૈત્રસુદિ ૧૧ દિને વાર શનૌ લિખિત સહર પટ્ટણા કૈ મુકામ લસકરમૈ લિખ્યૌ મયગલ સાગરેણ. પા. ૮૫. વિ. ધ.

(આ કવિએ શ્લોકબદ્ધ શ્રી શાંતિનાથ ચરિત્ર રચેલ છે. જુઓ નાગપુરીય તપાગચ્છની પટ્ટાવલિ. રાજચંદ્રસૂરિના મથાળા નીચે.)

## ૧૬૮ કલ્યાણદેવ (ખ૦ જિનચંદ્રસૂરિ શિ૦)

(૨૯૭) દેવરાજ વચ્છરાજ ચઉપઈ સં. ૧૬૪૩ વિક્રમપુર (વીકાનેર)માં.

અંતે—

સંવત સોલત્રયાલી વરસિઇ, એહ પ્રબંધ કિયઉ મન હરસિઇ,
વિક્રમનયરઈ રિષભજિણેસા, જસુ સમરણ સબિ ટલઇ કિલેસા. ૮૪
—રચના સાધારણ છે—માણેક૦

## ૧૬૯ સકલચંદ્ર ઉપાધ્યાય (ત૦ હીરવિજયસૂરિ શિ૦)

(૨૯૮) મૃગાવતી આખ્યાન-રાસ ૧૬૪૩ પહેલાં.

આદિ—

રાગ ગુડી દેશી દિ દિ દરિસન આપણું.
સિધારથ નરપતિ કુલિં અષાઢિ સુદિ છઠિ
આયુસુપિનાં દેષાડતુ, તબ તિલસા હુઇ તૂઠિ. ૧

ત્રુટક.

ચૈત્ર શુદિ તેરસિં જાયુ, સૂરી ગાયૂ હરિ નમિઉ,
મગસિર સુદિ દશમિ વીરો, જો જે નોસયશમિ રમ્યો.
વિશાખી સુદિ દશમિ કેવલ, જ્ઞાન ત્રિભોવન યશિ ભમ્યો,
કાત્તિકી વદિ અમાવાસ્યાઈં, તસ નમ્યો જિણિ ભવગમ્યો. ૨

× × × ×

અંતે—

ચેડક મહારાયની પુત્રી શાંતિશીલ પવિત્રીજી,
સકલ ચંદ્રમુનિ ભાસઇ સમર મૃગાવતી સપ્રવિત્રીજી.
મૃગાવતી સુસતી આખ્યાનં, શીલ રખોપા કીજેજી,
સતી સવે નિતુ સુણયો ભણયો, હીરવિજઈ ગુરરાજઇજી.

—ઇતિ મૃગાવતી શીલવતી મહિમાવતી શીલવર્ણન આખ્યાનં સમાપ્તમિતિ-શ્રી ૧૬૭૦ વર્ષે શ્રાવણ માસિ કૃષ્ણપક્ષે ત્રયોદશ્યાં શનિવારરે-શ્રી પૂર્ણિમપક્ષે ચતુર્થ શાખાયા શ્રી શ્રી તિથૈ ભટ્ટારક શ્રી શ્રી શ્રી પૂજ્યશ્રીહર્ષસાગરસૂરિણા શિષ્ય હરજી લિખિતં. ખેડાવારા મધ્યે લિખિત. ૧૩-૧૭. (પ્ર. કા.)
બીજી પ્રતમાં અંતે એમ છે કેઃ—

અંતે—

કલશ—પાપ પરધનસાધિ જોતાં આંધી ઇમિ મન માંકડા,
સકલમુનિ કહઇ પાત્ર દાનઇં, હાથ મ કરિયો સાંકડા.
શ્રી હીરવિજયસૂરિંદ વંદી સુકૃત બાંધુ ગાંઠડા,
મૃગાવતી આખ્યાન સુણતાં ભરૂ પુણ્યતણા ઘડા. ૪૨૧

—ઇતિ મૃગાવતી આખ્યાનં સમાપ્ત સં. ૧૬૪૭ વર્ષે શ્રાવણ સુદિ ૧૦ ગુરૌ માલવદેશે તાજપુર નગરે પંડિત શ્રી વીરવિમલ ગણિ ગ૦ દાનવિમલેન. (પૃ. ૧૩ પં. ૧૩ ગુ. વિ.)—ગ્રંથાગ્ર. ૭૨૫. (પ્ર. કા.)

—સં. ૧૬૪૩ વર્ષે વૈશાષ સુદિ ૮ દિને લ૦ સ્થભતીર્થે મહિપાલેન. ૨૫-૧૧ લી. ૧૧-૧૬ લીં.

**(૨૯૯) વાસુપૂજ્યજિન પુણ્યપ્રકાશરાસ.** (જુદા જુદા રાગમાં છે)

આદિ—

રાગ. ગુડી. દિઇ દિઇ દરીસન આપણું-એ ઢાલ.
ઋષભ અજિત સંભવ જિનો, અભિનંદન સુમતીશો,
પદમપ્રભ સુપાસો બીહા, ચંદ્રપ્રભ સુવિધીશો. ૧

ત્રોટક—સુવિધિ શીતલ જિન શ્રેયાંસો, વાસુપૂજ્ય જિણંદરે,
નમો વિમલ અનંત ધર્મો, શાંતિનાથ મુણીંદરે.
કુંથુ અરજિન મલ્લિસુવ્રત, નમો શ્રી નમિ નેમરે,
પાસ જિનવર વીર જગગુરૂ, ત્રિવિધ ધુરિ સમરેમિરે. ૨

× × × ×

